# નિવેદન

ભારતવર્ષની પ્રાચીન ગૌરવશાળી સ્ત્રીઓનાં ચરિત્રોનો સંગ્રહ અગાઉ આ સંસ્થા તરફથી 'ભારતની દેવીઓ' એ નામે ત્રણ ગ્રંથોમાં પ્રકટ થયો હતો. વર્તમાન સંયોગો, ગુજરાતી સાહિત્યનો અર્વાચીન વિકાસ તથા હાલનું પ્રજાજીવન એ બધાંનો વિચાર કરી એ ચરિત્રોને યોગ્ય રીતે ફરીથી લખાવી તૈયાર કરી 'ભારતનાં સ્ત્રીરત્નો' એ નામથી પ્રકટ કરવામાં આવે છે.

અગાઉના સંગ્રહમાંથી કેટલાંક ઓછાં મહત્ત્વનાં લાગેલાં તથા દેશકાળ અનુસાર હાલમાં બહુ ઉપયોગી કે અસરકારક ન જણાયેલાં ચરિત્રો આમાં છોડી દેવામાં આવ્યાં છે. આ સંગ્રહમાં પસંદ કરેલાં ચરિત્રોમાં કેટલાક આધારભૂત ગ્રંથોમાંથી મળી આવેલી સારી બાબતો ઉમેરવામાં આવી છે. ચરિત્રો ગ્રાહ્ય બને એ દૃષ્ટિથી બને તેટલી સરળ ભાષામાં લખાવવામાં આવ્યાં છે.

આ સંગ્રહમાં વેદકાળની તેમ જ હિંદુ ધર્મશાસ્ત્રો અને પુરાણો-ની આદર્શ સ્ત્રીઓની કથાઓ તેમજ મધ્યયુગની–લગભગ રજપૂત અને મોગલ કાળની–શૌર્ય અને સદાચારસંપન્ન સ્ત્રીઓની જીવનરેખાઓ લીધી છે.

સ્ત્રીઓ ભાવિમાં નાગરિક બનનારી સંતતિને સંસ્કાર આપનારી, એનું પાલન–પોષણ કરી એના જીવનનો પાયો ઘડનારી છે. આવા ગ્રંથોના વાચન અને વિચારથી તેમનામાં સતીત્વ, તેજસ્વિતા, નિર્મળ પ્રેમ, શીલ અને સદાચારના ઉત્તમ સંસ્કારો રેડાય છે અને દૃઢ બને છે. અને આ બધાની અસર તેમના હાથે ઊછરનારી પ્રજા ઉપર પણ થાય છે. એ રીતે આપણા દેશની ગૌરવશાળી મહિલાઓના ઉમદા જીવનનો ખ્યાલ આપતું આ પુસ્તક હાલના સ્ત્રીસમાજને તેમજ અન્ય વાચકબંધુઓને પ્રેરણાદાયી નીવડશે.

મુંબઈ,
તા. ૧–૬–'૫૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# સ્ત્રી તથા બાળોપયોગી

નળાખ્યાન ... ૧–૦
ઓખાહરણ ... ૦–૮
શ્રી શારદામણિદેવી ૦–૮
ગૃહિણી ... ... ૧–૦
સુખી જીવનની પગદંડી (અથવા ગૃહજીવનનું માંગલ્ય) ૧–૮
કલ્યાણમયી ... ... ૧–૮

*

બાળક ... ... ૧–૪
ગૃહજીવનની કલા ... ૦–૧૨
મીરાં દાસી જનમજનમકી ૦–૧૨
કંકુ ને કન્યા ૧–૪

*

મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ ૦–૩
જેસલ-તોરલ તથા જાલંધર-ગોપીચંદ ૦–૪
મદાલસા અને અલર્ક ૦–૫
શ્રમણ નારદ અને પાંડુ ઝવેરી ૦–૩
સુશીલા ... ... ૦–૪
પ્રેમપંથ-ભાગ ૧-૨ ૦–૭
દયાળુ માતા ... ... ૦–૪
મદન-મોહના ... ... ૦–૪

દુષ્યંત ને શકુંતલા અને બીજી વાતો ... ૦–૬
ધાવણની ધાર ને બીજી વાતો ... ૦–૩
બાલભારત ... ... ૧–૮
બાલરામાયણ ... ... ૧–૦
બાલસદ્બોધ ... ... ૦–૮
વિદ્યાર્થી ... ... ૦–૮
વિક્રમની વાતો ... ૨–૮
બિરબલ અને બીજા ... ૨–૦
ધર્મની બાળપોથી ... ૦–૬
વાંચો, વિચારો ને અનુસરો ૦–૧૨
બોધક જીવનપ્રસંગો ૦–૮
પ્રમાણિક બાળકો ... ૦–૫
દયાળુ બાળકો ... ૦–૬
કુમાર કથાઓ ... ૦–૮
આદર્શ બાળકો ... ૦–૬
વીર બાળકો ... ૦–૬
વીર બાળાઓ ... ૦–૫
સદ્ગુણી બાળકો ... ૦–૧૦
ઠંડા પહોરની વાતો ... ૦–૧૨
બરાસ-કસ્તૂરી ... ૦–૮
સુંદર કામદારની વાતો ૦–૧૨
ઈસપની બાળવાર્તાઓ ૧–૪

| | |
|---|---|
| અરેબિયન નાઈટ્સ ... | ૩–૦ |
| મહાભારતની નીતિકથાઓ | ૧–૪ |
| ગજરામારુ ... ... | ૦–૧૦ |

*

| | |
|---|---|
| ભીમનાં પરાક્રમો ... | ૧–૮ |
| ગદાધારી ભીમ ... | ૨–૪ |
| વિશ્વની વિચિત્રતાઓ | ૦–૧૨ |
| જગતમાં જાણવા જેવું | ૦–૧૨ |
| હાસ્યતરંગ ... ... | ૦–૧૨ |
| પ્રકાશનાં પગલાં (સચિત્ર) | ૦–૧૨ |
| સાહસકથાઓ ... | ૦–૧૨ |
| પાંચ લોકકથાઓ ... | ૧–૮ |
| વૈતાલની વાતો ... | ૧–૮ |

*

| | |
|---|---|
| કાકાનો સંજય ... | ૧–૧૨ |
| રાજર્ષિ ... ... | ૨–૦ |

*

| | |
|---|---|
| વસંતનું આગમન ... | ૦–૪ |
| આકાશના તારા ... | ૦–૬ |
| અમારા માધવકાકા ... | ૦–૩ |
| સૌથી પહેલા દાદાજી... | ૦–૬ |
| કુણાલ ... ... | ૦–૮ |
| ધાણીચણા ... | ૦–૪ |
| બાળકોનો આનંદ ... | ૦–૩ |
| બાળકોની રીતભાત ... | ૦–૪ |
| બાળકોના આચાર ... | ૦–૪ |
| સદ્બોધવાટિકા ... | ૦–૩ |
| પ્રૌઢ વાચનપોથી ... | ૦–૪ |
| પ્રૌઢ વાચનપૂર્તિ ... | ૦–૪ |
| શિશુસાથી ભા. ૧–૨–૩ દરેકના ... | ૦–૨ |
| દેશપાંડે ... ... | ૦–૪ |
| વિધિના લેખ અને બીજી વાતો | ૦–૫ |
| સમીસાંજની વાતો ... | ૦–૬ |
| શેઠ સગાળશા ... | ૦–૪ |
| ધીરામારુની વાર્તા ... | ૦–૫ |
| ઢોલામારુ ... | ૦–૬ |
| સિંદબાદનાં સાહસો ... | ૦–૮ |
| એક હતો શેઠ... ... | ૦–૪ |
| એક હતાં શેઠાણી ... | ૦–૮ |
| કચ્છુ અને બચ્છુ ... | ૦–૬ |
| રમૂજી ટુચકા ... | ૦–૬ |
| કેરીની મોસમ અને બીજી વાતો ... | ૦–૫ |
| નંદબત્રીસી ... | ૦–૫ |
| તરંગલોલા ... | ૦–૬ |
| બાળકોની વાતો (ભાગ ૧લો) | ૦–૬ |
| સદ્ગુણી પુત્રી ... | ૦–૬ |

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ

# અનુક્રમ

# ૧ : દક્ષ-કન્યા સતી

પતિવ્રતા સ્ત્રીઓમાં સૌથી અગ્રસ્થાને જો કોઈ બિરાજતું હોય તો તે દક્ષ પ્રજાપતિની કન્યા સતી. અરે, પતિવ્રતા સ્ત્રીઓ 'સતી' નામે જે ઓળખાય છે તે 'સતી' શબ્દ આ દક્ષકન્યા 'સતી'ના નામ પરથી જ વપરાતો થયો છે, અને દક્ષકન્યા સતીએ જે પતિવ્રતાધર્મ પાળ્યો તે જ સતીધર્મના નામે પ્રચલિત બન્યો છે.

આપણાં પુરાણોમાં શક્તિના પ્રાદુર્ભાવની જે જે વિધવિધ કથાઓ આવે છે તેમાં આ સતીનાં જ વિધવિધ સ્વરૂપો વર્ણવાયાં છે. તે શક્તિરૂપિણી સતીનું સંક્ષિપ્ત ચરિત્ર અત્રે રજૂ કર્યું છે.

ભગવાન શંકર તો સ્વભાવથી જ વિરક્ત સંન્યાસી જેવા છે. સૃષ્ટિના પ્રારંભથી જ તેમણે સ્ત્રી માટેની લાલસા ત્યજી હતી. બ્રહ્માને ભગવાન શંકરનો આવો દૃઢ વૈરાગ્યનો ભાવ જોઈ ચિંતા ઊપજતી હતી. તેમને થતું હતું: 'બધા જ જો ભગવાન શંકર જેવા વૈરાગી પાકશે, તો મારું સૃષ્ટિસર્જનનું કાર્ય આગળ શી રીતે વધશે?' તદુપરાંત બ્રહ્માની ઇચ્છા એવી હતી કે ભગવાન શંકરના વીર્યથી એક એવો પરાક્રમી પુત્ર ઉત્પન્ન થાય, જે સદાય દાનવોનું દમન કરતો રહે અને દેવોનું રક્ષણ કરતો રહે.

આટલા માટે બ્રહ્માએ ભગવાન શંકરને લગ્ન કરવા વિનંતિ કરી. આમ છતાં ભગવાન શંકર પોતાના વૈરાગ્યના સંકલ્પમાંથી ચલિત થયા નહિ. તેઓ તો હંમેશાં સમાધિ લગાવીને પોતાના

ઇષ્ટદેવ શ્રી રઘુનાથ પ્રભુનું ધ્યાન ધરતા હતા. સૃષ્ટિ અને સંહારની ઝંઝટમાં પડવુ તેમને જરાયે ગમતું નહોતું. એટલે બ્રહ્માજીએ વિચાર્યું: 'ભગવાન શંકર માટે એવી એક તેજસ્વી અને સુપાત્ર કન્યા શોધી કાઢવી જોઈએ, જે તેમના સ્વભાવને સર્વ રીતે અનુકૂળ હોય, તેમના તેજને ઝીલી શકે તેવી હોય, તેમ જ પોતાના દિવ્ય સૌંદર્યથી ખુદ ભગવાન શંકર ઉપર પોતાનું આધિપત્ય જમાવી શકે તેવી હોય.'

પરંતુ આવી કોઈ કન્યા તેમની નજરે પડતી નહોતી; એટલે પોતાની ઇચ્છાની સિદ્ધિ માટે બ્રહ્માએ ભગવતી વિષ્ણુમાયાની આરાધના કરી.

બ્રહ્માના નવ માનસપુત્રોમાં દક્ષ પ્રજાપતિ બહુ વિખ્યાત છે. તેમની ઉત્પત્તિ બ્રહ્માના જમણા અંગૂઠામાંથી થઈ છે. દક્ષ પ્રજાપતિનું લગ્ન પ્રજાપતિ વીરણની કન્યા 'વીરિણી' સાથે થયું હતું. આ 'વીરિણી'ની કૂખે જ ભગવતી વિષ્ણુમાયાએ જન્મ લીધો અને એ જ આપણાં ચરિત્રનાયિકા સતી.

પ્રજાપતિ દક્ષને ઘણી કન્યાઓ હતી; તેમાંથી સૌથી નાનાં અને લાડકાં કન્યા તે આ 'સતી.'

બાળપણથી જ સતીના જીવનમાં એક વિશિષ્ટતા ખાસ તરી આવતી હતી. તેમની બીજી બહેનોને વૈભવવિલાસ ખૂબ ગમતો હતો; પોતાના દેહને શણગારવાનું તેમને ખૂબ ગમતું હતું; જ્યારે સતીને સદાયે કુદરતના ખોળે જ રમવાનું ગમતું હતું અને પોતાના કુદરતી રૂપને કૃત્રિમ ઠાઠ–ઠઠેરાથી વિકૃત કરવા તે ઇચ્છતાં નહોતાં. હંમેશાં તે સાદાં વસ્ત્રો પહેરતાં. સંતસાધુઓનો સત્સંગ કરવાનું તેમને બહુ ગમતું હતું. નાનપણથી જ તેમનું ચિત્ત જાણે વૈરાગ્યમાં જ ભમતું હતું. પોતાના સ્વભાવ મુજબ સ્મશાનમાં વસનારા વૈરાગી દેવતા ભગવાન શંકર પ્રતિ પહેલેથી જ સતીને

ખણુ આકર્ષણુ રહ્યું હતું. હંમેશા નિયમપૂર્વક તેઓ મહાદેવજીની પૂજા કરતાં હતાં અને ભગવાન શંકરની માટીની મૂર્તિ બનાવીને તેના પર બીલીપત્ર ઇત્યાદિ ચડાવીને પોતાનું મન પ્રસન્ન કરતાં હતાં પછી તો ભગવાન શંકરની પત્ની બનીને તેમની નિત્ય સેવા કરવાનું તેમના મનમા ઊગ્યું; તેમણે મનોમન ભગવાન શંકરને પોતાના પતિ માન્યા અને એ અર્થે તેમણે ઉગ્ર તપશ્ચર્યા પણ શરૂ કરી.

બીજી બાજુ અસુરોના વિનાશ માટે બ્રહ્મા આદિ દેવતાઓ ભગવાન શંકરને લગ્ન કરવા માટે વીનવી રહ્યા હતા. દેવતાઓની વાજબી માગણીને માન આપીને ભગવાન શંકરે તેમા પોતાની અનુમતિ આપી અને પોતાના માટે યોગ્ય કન્યા શોધી કાઢવા તેમને કહ્યું. બ્રહ્માએ તુરત જ ભગવાન શંકરને કહ્યું 'પ્રભુ, દક્ષ પ્રજાપતિની કન્યા સતી આપને પતિરૂપે પામવા માટે ઉગ્ર તપ કરી રહ્યા છે. વળી તેઓ આપને સર્વ રીતે યોગ્ય પણ છે.'

ભગવાન શંકરને પણ આ વાત રુચી અને પોતે આ પ્રમાણે લગ્ન કરશે એવું વચન આપી દેવોને વિદાય કર્યા.

ભગવાન શંકરનું જે ઉગ્ર તપ સતીએ આદર્યું હતું તેની પૂર્ણાહુતિ હવે નજીકમા જ હતી. આસો માસની સુદ આઠમનો એ દિવસ હતો. સતીએ એ દિવસે ખૂબ પ્રેમ અને ભક્તિપૂર્વક પોતાના આરાધ્ય-દેવતા ભગવાન શંકરનું પૂજન કર્યું. બીજે દિવસે વ્રત પૂરું થયું, એટલે ભગવાન શંકરે સતીને એક એકાંત કુટિરમા દર્શન આપ્યાં. એ વખતના સતીના આનંદનું તો પૂછવું જ શું ? સતી ઘડીભર આનંદસમાધિમા લીન થઈ ગયા. વળી ભગવાન શંકરે પોતે સતીના હાથની માગણી કરી! એ વખતે અત્યંત પ્રસન્ન મને સતીએ કહ્યું: 'પ્રભુ, મારા દેહનું રૂંવેરૂવું આપને પતિ તરીકે ગ્રહણ કરવા ઇચ્છે છે અને એટલા માટે જ

આપનું ઉગ્ર તપ મેં કર્યું છે. પરંતુ મારી આ કન્યાવસ્થામાં હું મારા પિતાને આધીન છું. માટે આપ મારું માગું મારા પિતાને કરો.'

'તથાસ્તુ!' કહીને ભગવાન શંકરે સતીની વિદાય લીધી. પછી ભગવાન શંકરે બ્રહ્માને વાત કરી; બ્રહ્મા દક્ષ પ્રજાપતિ પાસે ગયા અને ભગવાન શંકર વિષે પોતાનો સારો અભિપ્રાય વ્યક્ત કર્યો અને તેમના ઉત્તમ ગુણોનું દક્ષ પ્રજાપતિ આગળ વર્ણન કર્યું. શરૂશરૂમાં દક્ષ પ્રજાપતિ અને તેની રાણી (સતીની માતા) ભગવાન શંકરના રંગીભંગી સ્વભાવ વિશેની ઊડતી વાતો પરથી પોતાની પુત્રીને તેમની સાથે પરણાવવા રાજી નહોતાં, પરંતુ બ્રહ્માના કહેવાથી તથા સતીની પોતાની મરજીથી તેઓ ભગવાન શંકરને પોતાની કન્યા દેવા તત્પર બન્યાં. ભગવાન શંકરને કંકોત્રી મોકલવામાં આવી. ભગવાન શંકર પોતાના એ જ રંગીભંગી વેશમાં દક્ષ પ્રજાપતિએ તૈયાર કરેલા ભવ્ય લગ્નમંડપમાં આવી પહોંચ્યા. એથી દક્ષ પ્રજાપતિને ક્ષોભ ઘણો થયો, પરંતુ વખત વિચારી એ ગમ ખાઈ ગયો અને સતીનું લગ્ન ભગવાન શંકર સાથે વિધિપૂર્વક થવા દીધું.

લગ્ન પછી માતાપિતાની વિદાય લઈ પોતની સાથે સતી કૈલાસધામ ગયાં. ભગવાન શંકરની સાથે કૈલાસના રમણીય પ્રદેશમાં સતીએ ઘણો લાંબો સમય ગાળ્યો. દેવો અને યક્ષોની કન્યાઓએ સતીને અહીં સારો સાથ આપ્યો હતો. ભગવાન શંકરની પાસે અનેક દેવર્ષિઓ, બ્રહ્મર્ષિઓ, યોગીઓ, યતિઓ તથા સંત–મહાત્માઓ આવતા હતા, અને તેમના સત્સંગનો લાભ લેતા હતા. ત્યાં જે ભગવતચર્ચા ચાલતી હતી તે સાંભળીને સતીના હૃદયને ખૂબ આનંદ અને સુખ ઊપજતું હતું. એ દિવ્ય વાતાવરણમાં સમય ક્યાં પસાર થઈ જતો હતો તેની પણ કંઈ ખબર પડતી નહોતી. સતીનું તન, મન અને પ્રાણ નિશદિન શિવની

આરાધનામાં લાગ્યાં રહેતાં હતાં. તેમના પતિ, પ્રાણેશ અને દેવ જે ગણો તે સર્વકાંઈ ભગવાન શંકર હતા.

* * *

સતીનું લગ્ન થયા પછી થોડાં જ વર્ષોમાં દક્ષ પ્રજાપતિ અને ભગવાન શંકર—સસરા-જમાઈ વચ્ચે ખટરાગ થયો. પ્રજાપતિઓની ગાદી પર આવ્યા પછી દક્ષ પ્રજાપતિને બહુ અભિમાન આવી ગયું હતું; તે પોતાને બહુ મોટો માનવા લાગ્યો હતો; ભગવાન શંકર જેવા રંગીભંગી જમાઈને જોઈને તેને એક પ્રકારની સૂગ આવતી હતી.

એવામાં એક પ્રસંગ બન્યો. પ્રજાપતિઓએ હજાર વર્ષ ચાલે એવો મોટો યજ્ઞ આરંભ્યો હતો. આ યજ્ઞમાં મોટા મોટા ઋષિઓ, દેવતાઓ, મુનિઓ, અગ્નિ આદિ દેવો પણ પોતપોતાના અનુયાયીઓ સાથે પધાર્યા હતા. બ્રહ્મા અને ભગવાન શંકરે પણ એમાં હાજરી આપી હતી. એવામાં દક્ષ પ્રજાપતિનું ત્યાં આગમન થયું. દક્ષ પ્રજાપતિનું સ્વાગત કરવા અને એને સારું લગાડવા ત્યાં ઉપસ્થિત થયેલા સૌ એકદમ ઊભા થઈ ગયા; માત્ર બે જ જણે ઊભા થઈને તેને માન આપ્યું નહિ—એ બે તે એક બ્રહ્મા અને બીજા ભગવાન શંકર.

ખાસ કરીને ભગવાન શંકરને કોઈની ખોટી ખુશામત કરવાનું ગમતું નહોતું; એ એમના સ્વભાવમાં જ નહોતું. આથી માનના ભૂખ્યા દક્ષ પ્રજાપતિને બહુ ખોટું લાગ્યું. ભગવાન શંકર પ્રત્યે તેનો રોષ ખૂબ ભભૂકી ઊઠ્યો. તેને થયું: 'બ્રહ્મા મારા માનમાં ઊભા ન થયા, એનું મને કંઈ દુઃખ નથી; કેમ કે તેઓ તો મારા પિતા છે; પરંતુ આ શંકર તો મારો જમાઈ થાય, બ્રહ્માના કહેવાથી તેને મેં કન્યા આપી, ત્યારે ઊલટું ભરસભામાં મારું જ તેણે અપમાન કર્યું.'

એ વખતે સસરા–જમાઈ વચ્ચે ખૂબ જ બોલાચાલી થઈ. દક્ષ પ્રજાપતિ પોતે અભિમાની હતો, જ્યારે સરળ સ્વભાવના અને પોતાની શક્તિ પર આધાર રાખનાર શિવને એની કંઈ પડી નહોતી. એ વખતે દક્ષ પ્રજાપતિએ સૌના દેખતાં ભગવાન શંકરની ખૂબ નિંદા કરી અને તેમને અનેક રીતે ઉતારી પાડ્યા. આમ છતાં સાજન્યમૂર્તિ શિવ કંઈ પણ સામો જવાબ આપ્યા વિના ચૂપચાપ પોતાના આવાસે ચાલ્યા આવ્યા.

દક્ષ પ્રજાપતિ ભગવાન શંકર પ્રત્યે ખૂબ જ રોષ રાખવા લાગ્યો; એટલું જ નહિ, પણ ભગવાન શંકર સાથે સહેજ પણ સંબંધ રાખનારનો તે દ્વેષ કરવા લાગ્યો; અરે, પોતાનાં પુત્રી સતી સાથે પણ બોલચાલનો વ્યવહાર તેણે બંધ કર્યો, પરિણામે સતીને પિયર તજવું પડ્યું.

આ જ અરસામાં તે પ્રજાપતિઓનો નેતા બન્યો હતો. એટલે ભગવાન શંકર પ્રત્યે વેર વાળવાનું તેને સારું સાધન મળી ગયું. તેણે 'વાજપેય' યજ્ઞ કર્યો અને એમાં તેણે શંકરને આમંત્રણ સુદ્ધાં ન મોકલ્યું.

આ પછી દક્ષ પ્રજાપતિએ 'બૃહસ્પતિસવ' નામનો એક બીજો યજ્ઞ ઘણી ધામધૂમથી કરવાનું નક્કી કર્યું. તેનો દિવસ નક્કી કરીને સૌને નિમંત્રણ પાઠવવામાં આવ્યાં. તેમાં લગભગ બધા બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ, પિતરો, દેવતાઓ, ઉપદેવતાઓ ઈત્યાદિને નિમંત્રણ મોકલવામાં આવ્યાં. પણ માત્ર અળખામણાં દીકરી–જમાઈને—સતી અને ભગવાન શંકરને નિમંત્રણ મોકલવામાં આવ્યું નહિ. સૌ નિમંત્રિતોએ પોતપોતાની પત્ની સહિત એ યજ્ઞોત્સવમાં ભાગ લીધો અને સ્વસ્તિવાચન કર્યું. માત્ર બ્રહ્મા અને વિષ્ણુએ કંઈક વિચારીને એ યજ્ઞમાં ભાગ લીધો નહિ. જોવાની જુક્તિ એ હતી કે પિતાના આંગણે આવો મોટો યજ્ઞ શરૂ

થયો હતો, ત્યારે સતીને પોતાને તેની ખબર સુધ્ધાં નહોતી. અને એ બિચારાંને આ વાતની ખબર પણ કોણ આપે? જે સતી સાથે સંબંધ રાખે તે દક્ષ પ્રજાપતિના રોષનો ભોગ બને. કૈલાસ શિખર પર બેઠાં બેઠાં સતીએ જોયું કે આકાશમાર્ગે વિમાનોની લંગાર ને લંગાર ચાલી જાય છે. તેમાં દેવતાઓ, યક્ષો, ગંધર્વો, સિદ્ધો, વિદ્યાધરો, કિન્નરો આદિ સૌનાં વિમાન જણાતાં હતાં. તે બધાંની સાથે તેમની સ્ત્રીઓ પણ હતી. તેમણે ચળકતાં કુંડળ, હાર તથા રત્નજડિત આભૂષણો પહેરીને પોતાની જાતને ખૂબ ખૂબ શણગારી હતી અને પ્રસંગને અનુરૂપ મંગળ ગીતો ગાતી ગાતી જઈ રહી હતી.

આથી સતીને સ્ત્રીસ્વભાવ મુજબ કુતૂહલ થયું અને તેમણે ભગવાન શંકરને પૂછ્યું: 'પ્રભુ, આ બધાં લોકો ક્યાં જઈ રહ્યાં છે? આ બધો મામલો શો છે?'

ભગવાન શંકરે સાચી વાત બતાવી દેતાં કહ્યું: 'સતીદેવી, તમારા પિતાને ત્યાં એક મોટો યજ્ઞ મંડાયો છે. તમારા પિતાના નિમંત્રણથી આ બધાં એ યજ્ઞમાં ભાગ લેવા જઈ રહ્યાં છે.'

દક્ષ પ્રજાપતિ ગમે તેવા તોયે સતીના પિતા હતા. પિતાના આંગણે યજ્ઞ મંડાયાની વાત સાંભળીને પુત્રીને સ્વાભાવિક હર્ષ થયો; અને પિતાના એ યજ્ઞમાં જવા માટે તેને ઉમળકો પણ થઈ આવ્યો. પોતાને આમંત્રણ નહોતું, તોપણ પિયર પ્રત્યે સ્ત્રીનું હૃદય હંમેશાં કુદરતી રીતે જ ખેંચાતું રહે છે. સતીને થયું: 'ઘણા સમયથી હું પિયર ગઈ નથી. ભગવાન શંકર આજ્ઞા આપે તો હું પિતા પાસે આ બહાને જઈ આવું. એથી પિયરનાં સૌ સ્વજનોને મળવાનો યોગ પણ અનાયાસે મળી રહેશે.'

આ વિચારે તેમણે ભગવાન શંકરને કહ્યું: 'દેવ, પિતાજીના આ યજ્ઞમાં મારી બીજી બહેનો પણ જરૂર આવેલી હશે. વળી આ

હિસાબે માતાપિતાને પણ મળાશે. ઘણા લાંબા સમયથી હું પિયર ગઈ નથી; તો આ બહાને જઈ આવું, એમ મને થાય છે. આપની ઇચ્છા હોય તો આપણે બંને ત્યાં જઈએ. યજ્ઞના ઉત્સવમાં ભાગ પણ લેવાશે અને સૌને મળાશે પણ ખરું. હા, મારા પિતાજીએ આપણને નિમંત્રણ મોકલ્યું નથી, એટલી એમની ભૂલ કહેવાય. પરંતુ પતિ, ગુરુ, માતાપિતા ઇત્યાદિને ત્યાં વગર બોલાવ્યે જઈએ તો એમાં કાંઈ ખોટું નથી. કદાચ ઘણા કામકાજમાં પિતાજી આપણને નિમંત્રણ પાઠવવાનું ભૂલી ગયા હશે, અથવા નિમંત્રણ પાઠવ્યું હશે તો આપણને સમયસર પહોંચી શક્યું નહિ હોય.'

ભગવાન શંકર બધું સમજતા હતા. સતીને જવાબ આપતાં તેમણે કહ્યું: 'દેવી, માતાપિતા આદિ ગુરુજનોને ત્યાં વગર નિમંત્રણે જવામાં કંઈ અજુગતું તો નથી જ, પરંતુ એ લોકોના આપણા પર ભાવ હોય તો જ આપણે તેમ કરવું જોઈએ. પણ જો આપણને એ લોકો બોલાવવા ઇચ્છતાં જ ન હોય, આપણી હાજરી જ તેમને ગમતી ન હોય તો ત્યાં જવાથી શું કલ્યાણ થવાનું હતું? તમારા એ પિતા મારા પ્રત્યે દ્વેષ રાખે છે, એટલે તમારે તેમને તથા તેમની હાએ હા કરનારાંઓને મળવાનો વિચાર ન કરવો જોઈએ. આમ છતાં તમારે જવું હોય તો મારી ના નથી, પરંતુ મારી સલાહની અવગણના કરીને તમે ત્યાં જશો તો તેનું પરિણામ સારું નથી જ આવવાનું; કેમકે સ્વમાની વ્યક્તિ વિનાકારણે થતું પોતાનું અપમાન સાંખી શકતી નથી અને પરિણામે એમાંથી ક્લેશ જ ઉત્પન્ન થાય છે.'

આ રીતે ભગવાન શંકરે સતીને તેમના પિતાના યજ્ઞમાં વિના નિમંત્રણે ન જવા માટે ઘણું ઘણું સમજાવ્યાં, પરંતુ સ્ત્રીસ્વભાવ અનુસાર સતીનો જીવ ઝાલ્યો રહ્યો નહિ; તેમને પોતાનાં પિય-

રિયાં ખૂબ જ સાંભરી આવ્યાં હતાં. ભગવાન શંકરે નકારો કર્યો, એટલે તે પોશ પોશ આંસુએ રોવા લાગ્યાં. પછી તો ભગવાન શંકરે મને-કમને સતીને રજા આપી અને પોતાના કેટલાક ખાસ પાર્ષદો સાથે તેમને પિયર મોકલી આપ્યાં. પણ શિવ પોતે તો દક્ષ પ્રજાપતિના એ યજ્ઞમાં ન જ ગયા.

સતી પોતાના માણુસો સાથે ગંગાકિનારે ખાસ ખડી કરાયેલી દક્ષ પ્રજાપતિની યજ્ઞશાળામાં પહોંચ્યાં. પોતાની પુત્રી સતીને દક્ષ પ્રજાપતિએ આટલા લાંબા ગાળે જોઈ તોપણ એ અભિમાની પિતાએ તેને બોલાવી સરખી નહિ. દક્ષ પ્રજાપતિ સતી સાથે કંઈ ન બોલ્યો, એટલે તેનું જોઈને બીજું કોઈ પણ સતી સાથે બોલ્યું કર્યું નહિ. માત્ર સતીની માતા અને તેની બહેનોએ ના છૂટકે તેને ઉપરઉપરથી બોલાવી. જાણે સતીના રૂપમાં અહીં કોઈ પરાયું પ્રાણી આવી ભરાયું હોય એવું લૂખું લૂખું વર્તન સૌ કોઈ સતી પ્રત્યે દાખવતું હતું; આથી સતીને ખૂબ જ માઠું લાગ્યું. તેને પોતાના પતિ ભગવાન શંકરે કહેલી બધી વાતો યાદ આવવા લાગી. તેને થયું: 'આના કરતાં તો ભગવાન શંકરનું કહ્યું માનીને ન આવી હોત તો સારું હતું.'

આ યજ્ઞમાં સતીના દેખતાં જ ભગવાન શંકરને તેમના હકનો ભાગ ન આપીને તેમનું ઘોર અપમાન કરવામાં આવ્યું. પોતાના અપમાન કરતાં પણ પોતાના સમર્થ પતિનું આ રીતે કરાયેલું ઘોર અપમાન સતીને ખૂબ જ વધારે પ્રમાણમાં સાલ્યું. તેમને પોતાના પિતા પ્રત્યે ખૂબ જ રોષ ચડ્યો; ક્રોધમાં તેમની આંખો એવી લાલચોળ થઈ ગઈ, જાણે તે હમણાં જ સર્વ જગતને ભસ્મીભૂત કરી નાખશે કે શું? પોતાના સ્વામીની પત્નીનો આવો રોષ સતીની સાથે આવેલા શિવજીના પાર્ષદો પણ કળી ગયા અને તેઓ પોતે દક્ષ પ્રજાપતિને આનો બરાબર દંડ દેવા માટે તત્પર

બની ગયા. પરંતુ સતીએ તેમને તેમ કરતા વાર્યા અને ત્યાં હાજર થયેલા સૌના દેખતાં સતીએ પોતાના ગર્વિષ્ઠ પિતાને સંભળાવ્યું :

'પિતાજી, ભગવાન શંકર સૌના પ્રિય આત્મા છે; તેમનાથી વધે એવું આ દુનિયામાં બીજું કોઈ નથી. તેમને તો કોઈ વહાલું કે દવલું નથી. તેઓ તો સર્વરૂપ છે. એટલે તેમને કોઈના પ્રત્યે વેર કે વિરોધ છે જ નહિ. આવા અજાતશત્રુ પ્રત્યે તમારા સિવાય બીજું કોણ વિરોધ દાખવે? તમારા જેવા જ્ઞાનહીન લોકો જ બીજાના સદ્‌ગુણોને દેખી શકતા નથી; દૂધમાંથી પોરા કાઢવાનો તમારા લોકોનો સ્વભાવ પડી ગયો હોય છે. જે બીજાના રાઈ જેવા ગુણ પણ પહાડ જેવા લેખે છે તે જ મહાપુરુષ છે. મારા સમર્થ સ્વામી ભગવાન શંકર આવા જ એક મહાપુરુષ છે. આવા મહાપુરુષમાં પણ તમે દોષ જોવા માંડ્યા છે. જે દુષ્ટ માણસ આ મુડદાલ દેહને જ આત્મા માને છે તે હંમેશાં ઈર્ષ્યાવશ બનીને મહાત્મા જનોની નિંદા કર્યા કરે છે. પરંતુ મહાત્માઓની ચરણરજ આવા નિંદાખોર પાપીઓના તેજનો નાશ કરવા સમર્થ હોય છે. જેમનું 'શિવ' એટલું બે અક્ષરનું નામ વાતચીતના પ્રસંગમાં પણ જીભ પર આવી જાય તો એવું નામ લેનારનાં બધાં પાપ તત્કાળ નાશ પામી જાય છે, જેમના શાસનને કોઈ ઉલ્લંઘી શકતું નથી અને જેમની કીર્તિ પરમપવિત્ર છે, તેવા મંગલકારી શિવનો તમે દ્વેષ રાખો છો તે એક મોટું આશ્ચર્ય છે. આથી સાબિત થાય છે કે તમે પોતે જ અમંગલ સ્વરૂપ છો. અરે, મહાપુરુષોનાં મનરૂપી ભ્રમર બ્રહ્માનંદનું રસપાન કરવા માટે જેમનાં ચરણકમળોનું નિરંતર સેવન કરે છે અને પોતાના ભક્તોની જેઓ બધી શુભેચ્છાઓ પૂરી કરે છે તે વિશ્વબંધુ ભગવાન ભૂતનાથ સાથે તમે વેર બાંધ્યું છે, એ તમારા માટે ખરેખર દુર્ભાગ્યની વાત છે. તમે કહ્યા કરો છો કે મારા સ્વામીનું તો

નામ જ માત્ર ' શિવ ' છે, બાકી તેમનો વેશ મહાન અ-શિવ, અભદ્ર, અમંગલ છે, કેમકે તેઓ નરમૂંડોની માળા, ચિતાની ભસ્મ અને ખોપરીઓ ધારણ કરીને, જટા છૂટી મૂકીને ભૂતપિશાચો સાથે સ્મશાનમાં વાસ કરે છે પરંતુ માણસના વેશ સામું જોયા કરતાં તેના હૃદય સામું જોવું જોઈએ. સ્મશાનમાં વસનાર એ જ શિવે વખત આવ્યે દેવોને બચાવવા માટે હળાહળ ઝેર પીધું અને નીલકંઠ બન્યા બ્રહ્મા અને વિષ્ણુ જેવા મહાન દેવો મારા સમર્થ સ્વામીનું પૂરેપૂરું સ્વમાન સાચવે છે અને તેઓ તેમની પૂરેપૂરી કિંમત આંકે છે પરંતુ એ ખરું છે કે મહાન વ્યક્તિઓ જ મહાન વ્યક્તિઓની કિંમત કરી શકે છે અરે, મને તો તમારા પર એટલું બધું માઠું લાગ્યું છે કે મારા સ્વામી ભગવાન શંકરની નિંદા કરનાર તમારામાંથી ઉત્પન્ન થયેલો મારો આ દેહ હવે હું વધુ વાર નહિ ધારણ કરું ! જો ભૂલથી કોઈ દૂષિત અન્ન ખાવામાં આવ્યું હોય તો ઊલટી કરીને તેને કાઢી નાખીએ તો જ દેહશુદ્ધિ થઈ શકે, તેવી જ રીતે મારી આત્મશુદ્ધિ માટે મારે તમારામાંથી ઉત્પન્ન થયેલો મારો આ દેહ ભસ્મીભૂત કરી નાખવો પડશે મારા સ્વામી કોઈ વાર મજાકમાં પણ મને ' દક્ષકુમારી, ' ' દાક્ષાયણી ' એવા નામથી પોકારે છે, ત્યારે મારો જીવ બળીને ખાખ થઈ જાય છે, કેમ કે એ નામનો તમારા નામ સાથે સંબંધ છે એટલે હવે આપના દેહમાંથી ઉત્પન્ન થયેલા મુડદા તુલ્ય મારા આ દેહનો હું ત્યાગ કરું છું, કેમકે મારા માટે એ કલંકરૂપ છે '

યજ્ઞમંડપમાં સૌના દેખતાં આ પ્રમાણે કહીને સતી ચૂપ થઈ ગયાં અને ઉત્તર દિશામાં મોં કરીને બેસી ગયાં તેમનો દેહ પીળા રેશમી વસ્ત્ર વડે ઢંકાયેલો હતો આંખો બંધ કરીને તે ધ્યાનમાં સ્થિર થઈ ગયાં ભગવાન શંકરે સતીના જે દેહને વારંવાર ખૂબ જ માનપૂર્વક પોતાના ખોળામાં સ્થાન આપ્યું હતું તે જ દેહને સતી પોતાના નિંદાખોર પિતા પ્રત્યે ક્રોધે ભરાઈને

તજી દેવા માગતાં હતાં; એટલે તેમણે પોતાના સમસ્ત અવયવોમાં અગ્નિ અને વાયુનું આવાહન કર્યું. એ પછી તે પોતાના સ્વામી જગદ્‌ગુરુ ભગવાન શંકરનાં ચરણોનું ધ્યાન ધરવા લાગ્યાં. એ સિવાય બીજી કોઈ વસ્તુનું તેમને ભાન ન રહ્યું. એ જ સમયે સ્વભાવથી જ નિષ્પાપ એવો તેમનો દેહ યોગાગ્નિથી બળીને ભસ્મ થઈ ગયો.

આ પ્રમાણે એ પતિવ્રતા સતીની ઇહલોકની લીલા પૂરી થઈ. જીવનભર તેમણે પોતાના પતિનું જ તન, મન અને પ્રાણથી ધ્યાન ધર્યું હતું અને પતિનું ધ્યાન ધરતાં ધરતાં જ તેમણે પોતાના જીવનનો ત્યાગ કર્યો.

આ રીતે પોતાના અંત સમયે, પણ સતીએ ભગવાન શંકર પાસે આવું વરદાન માગ્યું હતું:

'જન્મોજન્મ ભગવાન શંકરના ચરણોમાં મારો અનુરાગ હો!'

સતી મરત હરિ સન બરુ માગા,
જનમ જનમ સિવ પદ અનુરાગા.

(તુલસી-રામાયણ)

આથી ફરીથી ગિરિરાજ હિમાલયને ત્યાં સતી પાર્વતીરૂપે જન્મ્યાં અને તેમણે ભગવાન શંકરને ફરી પતિરૂપે મેળવ્યા. સતીનો આવો દિવ્ય પતિપ્રેમ ભારતની સ્ત્રીઓ માટે આદર્શ બની ગયો છે. આજે ઘેર ઘેર સતીપૂજનનું જે માહાત્મ્ય મનાય છે તે દક્ષ પ્રજાપતિનાં આ પવિત્ર કન્યા સતીની પતિ પ્રત્યેની આદર્શ શ્રદ્ધા અને અપૂર્વ ભક્તિના લીધે જ છે. ગંગાકિનારે જે સ્થાને સતીએ પોતાનો દેહ છોડ્યો હતો, તે આજે પણ 'સૌનિક તીર્થ'ના પવિત્ર તીર્થધામ તરીકે ઓળખાય છે.

## ૨ : સતી પાર્વતી

એમ કહેવાય છે કે દેવી પાર્વતી જ પૂર્વજન્મમાં ભગવાન શંકરનાં પ્રથમ પત્ની સતીદેવી હતાં. જ્યારે ભગવાન શંકરનાં પ્રથમ પત્ની સતીદેવી જીવતાં હતાં અને ભગવાન શંકરના સંસારને સ્વર્ગ બનાવતાં હતાં, ત્યારે હિમાલય પ્રદેશમા એક સમર્થ રાજા રાજ્ય કરતા હતા. એ રાજા હિમાલય પર્વત જેવા અડગ હતા એટલા માટે લોકોમાં તેઓ હિમાલયરાજના નામે જ જાણીતા થયા. વળી તેમનું રાજ્ય પર્વતપ્રદેશમાં હોવાથી તેઓ 'પર્વતરાજ'ના બીજા નામે પણ ઓળખાતા હતા. હિમાલય-રાજને મેનાદેવી નામનાં સુશીલ રાણી હતાં. એક વાર રાણી મેનાદેવી ફરતાં ફરતાં કૈલાસપ્રદેશમાં જઈ ચડ્યાં; ત્યાં તેમણે ભગવાન શંકરનાં ધર્મપત્ની સતીદેવીને એક આદર્શ ગૃહિણીના સ્વરૂપમાં જોયાં. એથી મેનાદેવીના મનમાં સ્વાભાવિક ઇચ્છા જાગી: 'મારી કૂખથી આ સતી જેવી સુલક્ષણા કન્યા જન્મે તો કેવું! સાચા હૃદયથી પ્રભુને મારી આવી જ પ્રાર્થના છે.'

મેનાદેવીના સાચા હૃદયની ઇચ્છા પ્રભુએ પાર પાડી અને સતીદેવી જેવી જ એક સુલક્ષણી કન્યા એમની કૂખે અવતરી, એટલે ભગવાન શંકરનાં જ બીજાં ધર્મપત્ની બનવાનું માન પણ રાણી મેનાદેવીની આ કન્યા–કુંવરીને જ ગયું.

આ કન્યા તે જ પાર્વતી. પર્વતરાજની કન્યા હોવાથી તે 'પાર્વતી' નામે ઓળખાય છે. વળી 'ગિરિજા,' 'શૈલજા' એવા નામે પણ તેઓ ઓળખાય છે. આ ઉપરાંત તેમનો વાન એવો ગોરો હતો કે તેઓ 'ગૌરી' નામે પણ ઓળખાય છે. આ સિવાય 'ઉમા' નામે પણ તેઓ જાણીતાં છે.

નાનકડાં પાર્વતી ધીરે ધીરે ચંદ્રકળાની જેમ મોટાં થવા લાગ્યાં એ જેમ જેમ મોટાં થતાં હતાં તેમ તેમ તેમનો દેહ વધુ ને વધુ સુડોળ અને સોહામણો બનતો જતો હતો, વળી સ્વભાવે પણ તેઓ અત્યંત પ્રેમાળ હોવાથી સૌને તેમનું દર્શન પ્રિય લાગતું હતું માતાપિતા—રાજારાણી તો તેમની આ 'રૂપે રૂડી અને ગુણે પૂરી' એવી પાર્વતીને જોતાં ધરાતાં જ નહોતાં, કુંવર કરતાં પણ આ કુંવરી પર તેમને અધિક હેત કુદરતી રીતે જ ઊપજતું હતું પાર્વતી વિશે ઘણી ઊડતી વાતો દેવર્ષિ નારદના કાને પણ આવી હતી, તેમને પણ પાર્વતીને નીરખવાનું ઘણું મન હતું એટલે નારદજી ફરતા ફરતા એક વાર હિમાલય પ્રદેશમાં આવી ચડ્યા પાર્વતીના પિતા પર્વતરાજે તેમનો ઉત્તમ આદર—સત્કાર કર્યો અને ઊંચા આસન પર તેમને બેસાડ્યા દેવર્ષિ નારદ પોતાના મહેલે પધાર્યા, એટલે પર્વતરાજે પોતાની લાડલી કુંવરી પાર્વતીને પોતાની પાસે બોલાવી અને તેમને નારદમુનિના ચરણોમાં પ્રણામ કરાવ્યા એ પછી હાથ જોડીને પર્વતરાજે નારદજીને પૂછ્યું 'મુનિવર, આપ તો ભૂત, ભવિષ્ય અને વર્તમાન—ત્રણે કાળના જાણનારા છો કૃપા કરીને મારી આ લાડકી કુંવરીનું ભાવિ કેવું છે એ જરા બતાવશો?'

નારદજી તો ત્રિકાળજ્ઞાની હતા જ મો પર સ્મિત સાથે કાંઈક મર્મભરી વાણીમાં તેઓ બોલ્યા 'પર્વતરાજ, તમારી આ પાર્વતી સર્વ ગુણોની ખાણ છે પ્રકૃતિથી તે સુંદર, સુશીલ અને સમજુ છે આગળ જતાં તે ઉમા, અંબિકા અને ભવાની ઇત્યાદિ જુદાં જુદાં નામોથી જાણીતી થશે તેનામાં સર્વે સારાં લક્ષણો નજરે પડે છે તે પોતાના પતિની હંમેશાં પ્રીતિપાત્ર રહેશે તેનું સૌભાગ્ય પણ છેક સુધી અખંડિત રહેશે આ છોકરી તેના માતાની કૂખ ઉજાળશે સમગ્ર જગતમાં એ પૂજાશે રાજન્, આ પ્રમાણે તમારી કુંવરી સર્વ પ્રકારે ભાગ્યશાળી છે, પરંતુ

તેના વિરુદ્ધમાં પણ એક વાત છે, એ પણ મારે તમને કહેવી જોઈએ. તેનો પતિ માનઅપમાનની પરવા ન રાખનારો, ગુણ-અવગુણની પણ પરવા ન રાખનારો, માતાપિતાવિહોણો, ઉદાસીન, કોઈ જાતના સંશય વગરનો, જોગી, જટાધારી, કોઈ જાતની કામના વગરનો, લંગોટી વાળનારો અને અમંગળ વેશભૂષાવાળો હશે. કોણ જાણે કેમ તમારી આ પુત્રીના હાથમાં આવી જ ભાગ્ય-રેખા પડેલી છે.'

નારદમુનિના મુખથી આવી વાત સાંભળીને પર્વતરાજ અને મેનાદેવી બન્ને અંતરમાં બહુ દુઃખ અનુભવવા લાગ્યાં; પરંતુ કોણ જાણે કેમ, નાનકડાં પાર્વતી આ વાત સાંભળી ઘણાં આનંદિત બન્યાં; કેમકે પ્રકૃતિની એ બાળાને પહેલેથી જ કુદરતને ખોળે રમવું ગમતું હતું; અને આવો કોઈ વિરક્ત સંન્યાસી જેવો પતિ મળે તો પોતાને હંમેશાં કુદરતના ખોળામાં ખેલવાનું અનાયાસે મળી રહે, એવી તેમની ઇચ્છા હતી.

પર્વતરાજને ઉદાસ જોઈને નારદજી બોલ્યા: 'પર્વતરાજ, મેં તમને કહ્યું એવો જ વર તમારી પાર્વતીને મળશે એમાં સંદેહ નથી; પરંતુ વરના જે ગુણદોષો મેં બતાવ્યા તે બધા મને શિવમાં માલૂમ પડે છે. જો શિવ સાથે પાર્વતીનું લગ્ન કરાવવામાં આવે તો તેમના આવા દોષોને પણ સર્વ લોકો ગુણો સમાન જ લેખશે. વળી શિવ સ્વાભાવિક રીતે જ સમર્થ છે; વળી તેઓ એક મોટા દેવતા છે. માટે તેમની સાથે આ કન્યાનું લગ્ન સર્વ રીતે કલ્યાણ-રૂપ નીવડશે. જોકે મહાદેવજીને પ્રસન્ન કરવા માટે ઘણું કઠણ તપ કરવું પડે. પણ એવું તપ કરવાથી તેમના 'આશુતોષ' નામ પ્રમાણે તેઓ તુરત જ પ્રસન્ન થઈ જાય છે. જો તમારી કુંવરી મહાદેવજીને તપ વડે પ્રસન્ન કરે, તો તેઓ ગમે તેવી આપત્તિને ટાળી શકવા સમર્થ છે. તેઓ કૃપાના સાગર અને સેવકોના મનને પ્રસન્ન રાખવાની વૃત્તિવાળા છે.'

આટલું કહીને નારદ પોતાની વીણા વગાડતા વગાડતા ત્યાંથી બ્રહ્મલોક ભણી ચાલી નીકળ્યા.

પાર્વતીએ પોતાનુ તપ ક્યારે શરૂ કરવું તેનો કોઈ સુયોગ પર્વતરાજ શોધવા લાગ્યા.

આ બાજુ જ્યારથી મહાદેવનાં પ્રથમ પત્ની સતીએ પિતાના હાથે પતિનુ અપમાન થવાથી યોગાગ્નિથી પોતાના દેહને ભસ્મ કરી દીધો હતો, ત્યારથી મહાદેવે બીજું લગ્ન કર્યું નહોતું. ભોગવિલાસ તરફ તેમની પહેલેથી જ વૃત્તિ નહોતી; સંસાર તેમને ખાસ ગમતો નહોતો. હિમાલયનું એક સુંદર શિખર શોધી કાઢીને તેમણે તપ કરવા માંડયુ હતુ. ત્યાં તેમની સેવામાં તેમનો સદાનો સાથી એવો પાર્ષદ પ્રમથ નામનો ગણ અને નંદી નામે પોઠિયો હાજર હતા. પરમ સંન્યાસી એવા મહાદેવ આત્મસ્વરૂપના ધ્યાનમાં મગ્ન હતા.

બીજી બાજુ ઉંમરલાયક થયેલી પાર્વતીને લઈને પર્વતરાજ મહાદેવની પૂજા કરવા ત્યાં આવી પહોંચ્યા. આત્મસમાધિમાં લીન બનેલ મહાદેવનું પર્વતરાજે ભક્તિભાવે પૂજન કર્યું. પછી પાર્વતીને આજ્ઞા કરતાં કહ્યું: 'પાર્વતી, તારી સખીઓ સાથે તું અહીં આવીને વસજે અને ભગવાન શંકરની પૂજા કરજે.'

પાર્વતીને પણ હૃદયથી આ વસ્તુ ગમતી જ હતી; અને એ જ મનગમતી વસ્તુનો પિતાએ આદેશ કર્યો. એટલે પાર્વતીના આનંદનું પૂછવું જ શું? યથાસમયે પાર્વતી પોતાની સખીઓ સાથે ત્યાં આવી પહોંચ્યાં અને હોંશપૂર્વક શિવની સેવાપૂજામાં લાગી ગયાં.

જોકે શિવને કોઈની સેવા લેવી બિલકુલ રુચતી નહોતી, છતાં પાર્વતી જેવા પવિત્ર હૃદયની કુમારિકાની સેવા લેવામાં તેમણે ખાસ કશો વાંધો લીધો નહિ અને તેમની સેવા સ્વીકારી. શિવ વિચારતા હતા: 'સાચા હૃદયથી આ બિચારી મારી સેવા કરવા અહીં સુધી આવી છે; તેમાં તેનાં માતાપિતાની પણ સંમતિ

છે. એટલે તેને ના કહી તેનું હૃદય દૂભવવું એ બરાબર નથી. વળી આવી સરળ, શુદ્ધ અને નિખાલસ હૃદયની કન્યાનો ડર પણ શો ?'

પાર્વતી પણ શિવની પૂજામાં બરાબર લાગી ગયાં. દરરોજ તે પૂજા માટે ફૂલ ચૂંટી લાવતાં, યજ્ઞની વેદીને લીંપીગૂંપીને સ્વચ્છ રાખતાં અને શિવના નિત્યકર્મ માટે જળ અને દર્ભ વગેરે લાવીને તૈયાર રાખતાં હતાં. આ રીતે તેઓ નિરંતર શિવની સેવા ઉઠાવતાં હતાં, છતાં તેમને જરાકે થાક જેવું લાગતું નહોતું; શિવ પ્રત્યે એવી તેમની ભક્તિ હતી.

આ જ અરસામાં તારકાસુર નામના એક મોટા રાક્ષસનો ત્રાસ બહુ વધી ગયો હતો. તેનું બાહુબળ, પ્રતાપ અને તેજ ખૂબ જ પ્રમાણમાં હતું. તેણે સર્વ લોક અને લોકપાળોને જીતી લીધા હતા. ખુદ દેવલોકો પણ તેનાથી 'ત્રાહિ ત્રાહિ' પોકારી ઊઠ્યા હતા. આ ત્રાસમાંથી છૂટવા દેવો દોડ્યા બ્રહ્માજી પાસે અને તેમની સમક્ષ ધા નાખી. દેવોને શાંત પાડતાં બ્રહ્મા બોલ્યા : 'ભગવાન શંકરથી જન્મેલા પુત્રના પરાક્રમથી જ આ દૈત્યનો નાશ થઈ શકે. એ સિવાય બીજા કોઈ દેવમાં આ અસુરને જીતવાની શક્તિ નથી. દક્ષકન્યા સતી પર્વતરાજને ત્યાં પાર્વતીના રૂપમાં જન્મી છે. એ પાર્વતી જ ભગવાન શંકર માટે સુપાત્ર કન્યા છે; પરંતુ ભગવાન શંકરે તો વિરક્ત બની ભસ્મૂતિ ચોળીને હિમગિરિના શિખર ઉપર સમાધિ લગાવી છે. એટલે તેમને લગ્ન માટે તૈયાર કરવા મુશ્કેલ છે. એ માટે તમારે દેવોએ જ કાંઈક ઉપાય યોજવો જોઈએ.'

આ સાંભળીને ઇંદ્રાદિ દેવોએ એ માટે કામદેવને પોતાની દર્દભરી કહાણી કહીને તેને શિવના સ્થાનમા મોકલ્યો. વસંત ઋતુ આદિને પણ કામદેવની મદદમાં મૂકવામાં આવ્યા. કામદેવ પોતાના હાથમાં પુષ્પમય ધનુષ્ય ધારણ કરીને આંબાના ઝાડની

એક સારી ડાળી જોઈ તેના પર બેઠા. તેના હાથમાં આ પુષ્પમય ધનુષ્ય ખૂબ જ શોભતું હતું. તેણે પોતાનાં પાંચે પાંચ બાણ બરાબર તાકીને શિવના હૃદય ઉપર લગાવ્યાં. એથી શિવની સમાધિ તૂટી અને તેઓ જાગી ઊઠ્યા. શિવના મનમાં જબરો ખળભળાટ મચ્યો અને તેમણે આંખો ઉઘાડીને ચોમેર જોયું. ત્યાં આંબાના ઝાડની એક ડાળ પર પાંદડાંમાં છુપાઈને બેઠેલા કામદેવ પર તેમની દૃષ્ટિ પડી. એથી તેઓ કામદેવ પર ખૂબ જ ક્રોધાયમાન થઈ ગયા અને તેમણે પોતાનું ત્રીજું નેત્ર ખોલ્યું. તેમાંથી નીકળેલી ધગધગતી આગથી કામદેવ બળીને ભસ્મ થઈ ગયો. એથી સૃષ્ટિમાં હાહાકાર મચી ગયો. પોતાના પતિની શિવ વડે થયેલી આવી દુર્દશા સાંભળીને કામદેવની સ્ત્રી રતિ મૂર્ચ્છા ખાઈને જમીન પર ઢળી પડી. કંઈક સ્વસ્થ થતાં તે રોતીકકળતી શિવના શરણમાં આવી. કરુણામૂર્તિ શિવનું હૃદય આ અબળાનો કરુણ વિલાપ સાંભળીને પીગળી ગયું. તે બોલ્યા : 'રતિ, તારો વિલાપ મારાથી સાંભળ્યો જતો નથી. તું ચિંતા કરીશ મા. તારો પતિ કામદેવ મૃત્યુ પામ્યો નથી; માત્ર તેનું અંગ (શરીર) જ બળીને ભસ્મ થઈ ગયું છે. હવે તે શરીર વિના જ સર્વ સૃષ્ટિમાં વ્યાપક સ્વરૂપે રહેશે. હવે તેનું અંગ (શરીર) નહિ રહેવાથી તે 'અનંગ'ના નામે ઓળખાશે. જ્યારે પૃથ્વીનો ભાર ઉતારવા માટે યદુવંશમાં શ્રીકૃષ્ણનો અવતાર થશે, ત્યારે તારો પતિ તેમના પુત્રરૂપે ફરી અવતરશે. એ વખતે તેને પોતાનું ખોવાયેલું શરીર ફરી પાછું મળશે.'*

શિવનું આવું કથન સાંભળીને રતિ ત્યાંથી ચાલતી થઈ. એજ વખતે પર્વતરાજ અહીં આવીને સખીઓ સહિત પાર્વતીને

* ભગવાન શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નરૂપે કામદેવ ફરી અવતાર પામ્યો હતો. એવી કથા છે.

પોતાને ઘેર લઈ આવ્યા.

આ બાજુ શિવની દઢ ભક્તિ અને કઠોર તપશ્ચર્યાથી ભગવાન શ્રીરઘુનાથજી તેમના પર પ્રસન્ન થયા અને તેમણે શિવને દર્શન દીધાં. એ વખતે ભગવાન શ્રીરઘુનાથજીએ શિવને પાર્વતી સાથે લગ્ન કરવાનું કહ્યું. ભગવાન શ્રીરઘુનાથના વચનને શિવે પોતાના માથે ચડાવ્યું.

ઘેર આવીને પાર્વતીએ શિવને વર તરીકે મેળવવા માટે ઘોર તપ કરવાનો દઢ નિશ્ચય કર્યો. તેમણે પોતાના આ નિશ્ચયની પોતાનાં માતાપિતાને પણ જાણ કરી. પાર્વતીની આ વાત પર્વતરાજને તો રુચી, પરંતુ કોમળ હૃદયનાં રાણી મેનાદેવીને આ વાત ગળે ન ઊતરી. તેમને થયું: 'મારી પાર્વતી કેવી સુકુમાર છે! પાટલેથી ખાટલે અને ખાટલેથી પાટલે તે ઊછરી છે. તેનો કોમળ દેહ ઘોર તપશ્ચર્યાનાં કષ્ટો કેવી રીતે સહન કરી શકશે? ના, હું તેને તેમ કરતાં જરૂર વારીશ.'

આ વિચારે રાણી મેનાદેવીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે પોતાની વહાલી પાર્વતીને છાતીએ લગાડી અને પાર્વતીના ચરિત્રમાં વિખ્યાત થયેલું પેલું અમર વાક્ય બોલ્યાં:

'ઉ...મા' (બેટી, એવું કર મા). એ વખતથી લાડિમાં પાર્વતીનું 'ઉમા' નામ પડી ગયું. પરંતુ ઉમા જેવું નામ થયું તે પાર્વતીને પોતાનાં માતાપિતાને સમજાવતાં બરાબર આવડતું હતું. તેણે ગમે તેમ કરીને માતાપિતાને સમજાવી લીધાં અને તેમની સંમતિ મેળવીને હૃદયમાં હર્ષ સાથે શિવનું તપ કરવા ચાલી નીકળ્યાં. પાર્વતીનો કોમળ દેહ કઠિન તપશ્ચર્યાને યોગ્ય બિલકુલ નહોતો, છતાં શિવનાં ચરણોમા પોતાનું શિશ સમર્પીને તેમણે સર્વ ભોગવિલાસ–કોમળતાઓ છોડી દીધી. પોતે મનથી માની લીધેલા એવા સ્વામી–શિવમાં પાર્વતીએ એવું ચિત્ત પરોવી

દીધું કે પોતાના દેહનું પણ તેમને ભાન રહ્યું નહોતું.

આ પ્રમાણે ભગવાન શંકરનું ઘોર તપ કરીને પાર્વતીએ પોતાનો સુકુમાર દેહ સૂકવી દીધો અને પોતાની તપશ્ચર્યાથી ભલભલા તપસ્વીઓને પણ લજ્જિત કરી દીધા.

પાર્વતી પોતાનો આશ્રમ બાંધીને આવી કઠિન તપશ્ચર્યામાં લાગ્યાં હતાં. આ અરસામાં તેમના આશ્રમમાં એક તેજસ્વી બ્રહ્મચારી આવી ચડ્યો. તેનો દેહ બ્રહ્મચર્યના દિવ્ય તેજથી ઝગમગી રહ્યો હતો. આતિથ્યધર્મને વરેલાં પાર્વતીએ એ બ્રહ્મચારીનું વિધિપૂર્વક પૂજન કર્યું. પાર્વતીના પૂજનનો સ્વીકાર કરીને બ્રહ્મચારીએ પળભર પોતાનો થાક ઉતાર્યો; પછી પાર્વતીના તપનાં ખૂબ વખાણ કરતાં તેણે પૂછ્યું: 'દેવિ, આવું પ્રખર તપ કરવામાં તમારો શો ઉદ્દેશ છે? વાંધો ન હોય તો મને તે કહેવા કૃપા કરશો.'

બ્રહ્મચારીએ આ પ્રશ્ન એવી સુંદર ઢબે કર્યો, જાણે તેણે પાર્વતીના હૃદયમાં પેસીને બધી વાતો જાણી લીધી ન હોય! આ જોઈ પાર્વતીને એવી શરમ આવી કે તેઓ પોતાના મનની વાત પ્રગટ કરી શક્યાં નહિ; એટલે તેમણે પોતાની એક પ્રિય સખી ભણી જોઈને ઇશારો કર્યો. પાર્વતીના કહેવાનો મર્મ પામી જઈને તેમની એ ચકોર સખીએ બ્રહ્મચારીને કહ્યું: 'બ્રહ્મચારી! મારી સખી પાર્વતી ભગવાન શંકરને પતિરૂપે મેળવવા માટે આ ઘોર તપશ્ચર્યા કરી રહી છે.'

બ્રહ્મચારીએ આ બાબતમાં પોતાનો અણગમો પ્રગટ કરતાં મહાદેવની ઠીક ઠીક નિંદા કરી. છેવટે તેમણે પાર્વતીને કહ્યું: 'પાર્વતીજી, મારું કહ્યું માનો તો તમારું અને મહાદેવનું જોડું બિલકુલ શોભતું નથી. મહાદેવનો અમંગલ વેશ તો જુઓ! શ્મશાનમાં તો તેમનો વાસ છે! ક્યાં તમારો ઘાટીલો અને

સર્વાંગસુંદર દેહ અને ક્યાં મહાદેવજીનો રંગીભંગી વેશ? ખરે, તમારામાં ને તેમનામાં આકાશપાતાળનો ફેર છે.'

પોતાના પ્રિયજનની નિંદા શી રીતે સહન થઈ શકે? બ્રહ્મચારીએ શિવ વિષે જે આવી અણઘટતી વાતો કહી તે પાર્વતીથી સહન થઈ શકી નહિ. ક્રોધમાં તેમના હોઠ ધ્રૂજવા લાગ્યા, ભવાં ઊંચાં ચડી ગયાં અને આંખો રાતીચોળ થઈ ગઈ. આમ છતાં ક્રોધને પોતાનામાં શમાવીને બ્રહ્મચારીને પાર્વતીએ કહ્યું: 'ભાઈ, ત્યારે તમને શિવના સાચા સ્વરૂપની ખબર જ નથી! નહિ તો, તમારા મુખમાંથી આવી વાતો નીકળે જ નહિ! જે મૂર્ખ લોકોને મહાપુરુષોના અલૌકિક ચરિત્રનો મહિમા સમજવાની ગતાગમ હોતી નથી તેઓ જ એવી મહાન વ્યક્તિઓની નિંદા કરે છે. જે લોકો પોતાના પર આવેલી આપત્તિઓને દૂર કરવા માગે છે અથવા ધનની લાલસાવાળા હોય છે તેઓ જ માંગલિક વસ્તુઓને શોધી શોધીને તેમનું સેવન કરે છે. પણ જેઓ સર્વ રીતે નિર્ભય છે, જેઓ સંપૂર્ણ જગતને શરણ આપનારા છે, જેમના મનમાં ધન વગેરે કોઈ પદાર્થની લાલસા જ નથી, તેમને માંગલિક વસ્તુઓ ધારણ કરવાની શી જરૂર હોય? અને તેવા મહેશ્વરને તમારા જેવા લોકોની આવી સ્તુતિ–નિંદા સાથે શી લેવાદેવા હોય? કહે છે કે તેમની પાસે કંઈ જ નથી, સ્મશાનમાં તેમનો વાસ છે અને તેમનું રૂપ ભયંકર છે; પરંતુ હકીકત આથી સાવ વિપરીત જ છે. તેઓ અકિંચન હોવા છતાં સર્વ પ્રકારની સંપત્તિઓનું દાન કરવા સમર્થ છે. સ્મશાનમાં વાસ હોવા છતાં તેઓ ત્રણે લોકોના સંરક્ષક છે; ઉપરથી ભયંકર સ્વરૂપ હોવા છતાં તેઓ શિવ એટલે કે કલ્યાણકારી લેખાય છે. પિનાકપાણિ મહાદેવજીના જીવનનો સાચો મર્મ જાણનાર આ સંસારમાં કોઈ નથી. ભલે તેઓ કોઈ સુંદર આભૂષણ પહેરે કે પછી સાપ લપેટે, ભલે તેઓ હાથીનું ચામડું ઓઢે કે પછી સ્વચ્છ વસ્ત્ર પહેરે, ભલે

તેઓ હાથમાં ખોપરી પકડે કે પછી શિર પર ચંદ્રમાનો મુકટ ધારણ કરે–સંસારમાં આ બધાં જેટલાં સ્વરૂપો છે તે બધાં તેમનાં જ છે. એટલે એમનું સ્વરૂપ આવું છે કે તેવું એ વાતનો નિર્ણય થઈ શકે તેમ નથી. જેમને તમે નિર્ધન કહો છો તેઓ જ્યારે પોતાના નંદી પર સવારી કરે છે, ત્યારે મદોન્મત્ત ઐરાવત હાથી પર સવારી કરનાર ઇંદ્ર પણ તેમના ચરણમાં મસ્તક ઝુકાવે છે અને ખીલેલાં પારિજાતનાં ફૂલોના પરાગથી એમના પગની આંગળીઓ લાલ રંગે રંગી દે છે. તમારો આત્મા તેમના સ્વરૂપના અજ્ઞાનથી ભ્રષ્ટ થઈ ગયો છે; નહિતર તમે આવુ બોલો નહિ. અરે, તમે શિવના અવગુણો બતાવવા માગતા હતા; તોપણ તમારા મુખથી એમના વિશે એક વાત તો સારી નીકળી જ પડી. અરે, જે મહેશ્વર ખુદ બ્રહ્માને ઉત્પન્ન કરનારા છે તેમનાં જન્મ, કુળ અને માતાપિતા ઇત્યાદિનો પત્તો મળી જ કેવી રીતે શકે ? જે પોતે સર્વનાં માતા-પિતા છે તેમનાં માતાપિતા બીજાં કોણ હોઈ શકે ? ખેર, આવા વાદવિવાદથી કંઈ લાભ નથી. તમે ભગવાન શંકરના વિષયમાં ગમે તે સાંભળ્યુ હોય તેની સાથે મારે જરા પણ નિસ્બત નથી. પ્રેમરસમાં ડૂબેલું મારું મન એમનામાં જ રમી રહેલું છે. તેમના પ્રત્યે આકર્ષાયેલું મારું હૃદય કોઈ કદાપિ તેમનાથી દૂર કરી શકશે નહિ. પ્રેમીનું હૃદય પોતાના પ્રેમપાત્રના દોષો પર કદાપિ દૃષ્ટિ નાંખતું નથી.'

આટલું કહેવા છતાં પાર્વતીએ જોયું કે પેલા બ્રહ્મચારીના હોઠ હજી ફફડતા હતા; તે હજી પણ ભગવાન શંકરની કંઈક નિંદા કરવા માગતો હતો.

પાર્વતીથી આ કેમ સહ્યું જાય ? તેમનું હૃદય ખૂબ જ કકળી ઊઠ્યું; પોતાના પ્રિયતમ શિવની નિંદા તેમનાથી સહી જતી નહોતી. પોતાની સખીને તેઓ કહેવા લાગ્યાં : 'બહેન, જો ને, પેલો બ્રહ્મચારી હજી કંઈક આગળ કહેવા માગે છે. મહેરબાની

કરીને તેને ના કહી દે. હવે તે એક શબ્દ પણ આગળ ન બોલે; કેમકે મહાત્મા પુરુષોની નિંદા કરનાર જ પાપનો ભાગી બનતો નથી, પરંતુ તે સાંભળનાર પણ પાપીનો ભાગીદાર બને છે. અથવા હું જ અહીંથી ઊઠીને બીજે ચાલી જાઉં!'

આ વિચારથી પાર્વતી ત્યાંથી ઊઠીને ચાલવાનું કરતાં હતાં ત્યાં જ એક ચમત્કાર થયો. ખરું પૂછો તો મહાદેવજી પોતે જ પેલા બ્રહ્મચારીના રૂપમાં પાર્વતીની પરીક્ષા કરવા આવ્યા હતા. તુરત જ તેમણે પોતાનું અસલ સ્વરૂપ પ્રગટ કર્યું અને સસ્મિત વદને પાર્વતીનો હાથ પકડી લીધો. પોતાના પ્રિય પ્રભુને એકાએક પોતાની સમક્ષ પ્રગટ થયેલા જોઈ પાર્વતીના હર્ષનો કોઈ પાર રહ્યો નહિ. તેમના સમગ્ર દેહમાં હર્ષનો રોમાંચ પ્રગટ્યો; સમગ્ર દેહ પરસેવાથી રેબઝેબ થઈ ગયો. આગળ વધવા તેણે જ્યાં ડગ ભર્યું ત્યાં પગ જેમ તેમ પડવા લાગ્યા.

ભગવાન શંકર બોલ્યા: 'હે કોમલાંગી, તમારી તપશ્ચર્યાથી હું મુગ્ધ બન્યો છું; તમારી તપશ્ચર્યા વડે તમે મને ખરીદી લીધો છે; આજથી હું તમારો સેવક બન્યો છું.'

આવા શબ્દો માટે પાર્વતી કેટલા લાંબા સમયથી ઝંખતાં હતાં! આ શબ્દો સાંભળતાં તેઓ ખૂબ જ આનંદિત બની ગયાં. ઉગ્ર તપશ્ચર્યામાં તેમને જે ભારે કષ્ટ પડ્યું હતું તે જાણે હવે સુખમાં પલટાઈ ગયું. મનવાંછિત ફળ મળવાથી તેમનાં તન અને મન બંને પુલકિત બની ગયાં. મહાદેવને સીધી વાત કરતાં તેઓ શરમ અનુભવવા લાગ્યાં, અને વાત કર્યા વગર ચાલે તેમ નહોતું. એટલે તેમણે બીજો રસ્તો લીધો. તેમણે પોતાની સખીને કહ્યું: 'બહેન, તું ભગવાન શંકરને કહેને કે પાર્વતીના શરીરના માલિક તો તેના પિતા છે એટલે તેમની પાસે જઈ પાર્વતીનું માગું કરો.'

સખીએ આવી વાત ભગવાન શંકરને કહી.

શરીરમાં જે કંઈ નુકસાન પહોંચ્યું હતું તે બધું સારું થઈ ગયું. એ પછી ભગવાન શંકર પોતાના અસલ સ્વરૂપમાં પ્રકટ થયા. પાર્વતીએ તેમના ચરણોમાં વરમાળા મૂકી દીધી.

એ પછી ભગવાન શંકર અને પાર્વતીનું લગ્ન બહુ ધામધૂમ સાથે થયું. વરપક્ષ તરફથી બ્રહ્મા, વિષ્ણુ અને ઈંદ્રાદિ સમસ્ત દેવો જાનમાં આવ્યા હતા. પાર્વતીના પિતા પર્વતરાજે એ સૌનું બહુ પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. લગ્નવિધિ રંગેચંગે પત્યા પછી વિદાયનો સમય આવી પહોંચ્યો. આ વખતે પ્રેમ અને કરુણાનો જાણે દરિયો લહેરાવા લાગ્યો. સૌની આંખોમાં આંસુ હતાં. માતાએ પોતાનાં લાડકી પુત્રીને માથે હાથ મૂકી શીખ દીધી: 'દીકરી, શિવનાં ચરણોની તું હમેશાં પૂજા કરજે; સ્ત્રીઓનો એ જ પરમ ધર્મ છે; સ્ત્રીઓ માટે પતિ જ એમનો દેવતા છે, બીજો કોઈ દેવતા નથી.'

આટલી શીખ દેનાંની સાથે જ માતાની આંખોમાં શ્રાવણ-ભાદરવો વહેવા લાગ્યો. તેમણે પોતાની વહાલી દીકરીને છાતી સરસી ચાપી. એ પછી પાર્વતી સૌની સ્નેહભરી વિદાય લઈને શિવજીની પાછળ પાછળ ચાલી નીકળ્યાં. પર્વતરાજે સર્વ જાનૈયા-ઓને પણ ખૂબ ભાવપૂર્વક વિદાયમાન આપ્યું.

કૈલાસ પહોંચ્યા પછી એ અનાદિ દંપતીનું પુનર્મિલન થયું. તેઓ હંમેશાં બે દેહ અને એક પ્રાણ જેવાં છે અને એ પ્રમાણે જ તેઓ રહેવા લાગ્યાં.

કાળક્રમે પાર્વતીની કૂખથી છ મોંવાળો સ્કંદ નામનો કુમાર ઉત્પન્ન થયો. આ સ્કંદકુમાર 'કાર્તિકેય' એવા બીજા નામથી પણ ઓળખાય છે. આ પરાક્રમી કાર્તિકેયે તારકાસુરને મારીને દેવોને તેના ત્રાસમાંથી મુક્ત કર્યા. કાર્તિકેયની દેવલોકોની સેનાના પણ નિમણૂક થઈ હતી; એટલે તે 'સેનાની' નામથી ... છે. પાર્વતીની કૂખે બીજા પુત્ર અવતર્યા તે ગણેશ.

'સારું,' એમ કહીને ભગવાન શંકર ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

કેટલોક કાળ વીત્યા પછી હિમાલયના એક વિશાળ શિખર પ્રદેશ ઉપર પાર્વતીનો સ્વયંવર રચાયો. એ વખતે સમસ્ત દેવોનાં વિમાનોથી એ પ્રદેશ છવાઈ ગયો. ઇંદ્ર, વરુણ, અગ્નિ, યમ, કુબેર, સૂર્ય, ચંદ્ર આદિ સર્વ દેવો, ગંધર્વો, યક્ષો, નાગો અને કિન્નરો મોહક વેશમાં ત્યાં ઉપસ્થિત થયા. યથાસમયે ભગવતી પાર્વતી હાથમાં વરમાળા સાથે તૈયાર થયાં. એ સમયે તેમની પરીક્ષા લેવા માટે ભગવાન શંકર નાના બાળક બનીને પાર્વતીના ખોળામાં આવીને સૂઈ ગયા. પાર્વતીનો સંકલ્પ શુદ્ધ હતો; તેમનું હૃદય પણ અત્યંત વિશુદ્ધ હતું; એટલે આ સ્વરૂપમાં પણ ભગવાન શંકરને તેઓ તરત જ ઓળખી ગયાં. હવે તો પોતાના શિરછત્ર પોતાની પાસે જ હતા, એટલે પાર્વતીને શો ભય ? તે તો અત્યંત આનંદિત મને તે બાલ–પ્રભુને બે હાથમાં ઉઠાવીને બીજા કોઈને પણ વરમાળા ન આરોપતાં સ્વયંવરમાંથી ચાલવા લાગ્યાં. ઇંદ્ર તો બધી બાજી સમજી ગયો હતો; તેણે આ બાળકને પોતાના માર્ગમાં કંટક માન્યો અને તેને હણી નાખવા માટે પોતાનું વજ્ર તૈયાર કર્યું. આ જોઈ બાલદેહધારી ભગવાન શિવે એ ઇંદ્રને વજ્ર સહિત ઊભો હતો ત્યાં જ રોકી દીધો. ઇંદ્ર બિચારો પોતાના સ્થાનથી સહેજ પણ ખસી શકતો નહોતો. બીજી બાજુ ભગ- દેવતાએ તે બાળક પર પોતાનાં તેજસ્વી શસ્ત્રોનો પ્રહાર કર- વાનો ઇરાદો કર્યો; પરંતુ જ્યાં પ્રહાર સારુ એ પોતાનું શસ્ત્ર ઉગામવા જાય છે ત્યાં તો તેનો હાથ તદ્દન જડ બની ગયો; જાણે તેનામાં કંઈ ચેતન જ ના રહ્યું. આ જોઈ બ્રહ્માએ ભગવાન શંકરને બરાબર ઓળખી લીધા અને સર્વ દેવોને તેમના શરણમાં જવાનું કહ્યું. એટલે બધા દેવગણો ભગવાન શંકરના ચરણોમાં જઈને પડ્યા. ભગવાન શંકર પ્રસન્ન થયા અને જે જે દેવોના

શરીરમાં જે કંઈ નુકસાન પહોંચ્યું હતું તે બધું સારું થઈ ગયું. એ પછી ભગવાન શંકર પોતાના અસલ સ્વરૂપમાં પ્રકટ થયા. પાર્વતીએ તેમના ચરણોમાં વરમાળા મૂકી દીધી.

એ પછી ભગવાન શંકર અને પાર્વતીનું લગ્ન બહુ ધામધૂમ સાથે થયું. વરપક્ષ તરફથી બ્રહ્મા, વિષ્ણુ અને ઈંદ્રાદિ સમસ્ત દેવો જાનમાં આવ્યા હતા. પાર્વતીના પિતા પર્વતરાજે એ સૌનું બહુ પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. લગ્નવિધિ રંગેચંગે પત્યા પછી વિદાયનો સમય આવી પહોંચ્યો. આ વખતે પ્રેમ અને કરુણાનો જાણે દરિયો લહેરાવા લાગ્યો. સૌની આંખોમાં આંસુ હતાં. માતાએ પોતાનાં લાડકી પુત્રીને માથે હાથ મૂકી શીખ દીધી: 'દીકરી, શિવનાં ચરણોની તું હમેશાં પૂજા કરજે; સ્ત્રીઓનો એ જ પરમ ધર્મ છે; સ્ત્રીઓ માટે પતિ જ એમનો દેવતા છે, બીજો કોઈ દેવતા નથી.'

આટલી શીખ દેતાંની સાથે જ માતાની આંખોમાં શ્રાવણ-ભાદરવો વહેવા લાગ્યો. તેમણે પોતાની વહાલી દીકરીને છાતી સરસી ચાંપી. એ પછી પાર્વતી સૌની સ્નેહભરી વિદાય લઈને શિવજીની પાછળ પાછળ ચાલી નીકળ્યાં. પર્વતરાજે સર્વ જાનૈયા-ઓને પણ ખૂબ ભાવપૂર્વક વિદાયમાન આપ્યું.

કૈલાસ પહોંચ્યા પછી એ અનાદિ દંપતીનું પુનર્મિલન થયું. તેઓ હંમેશાં બે દેહ અને એક પ્રાણ જેવાં છે અને એ પ્રમાણે જ તેઓ રહેવા લાગ્યાં.

કાળક્રમે પાર્વતીની કૂખથી છ મોંવાળો સ્કંદ નામનો કુમાર ઉત્પન્ન થયો. આ સ્કંદકુમાર 'કાર્તિકેય' એવા બીજા નામથી પણ ઓળખાય છે. આ પરાક્રમી કાર્તિકેયે તારકાસુરને મારીને દેવોને તેના ત્રાસમાંથી મુક્ત કર્યા. કાર્તિકેયની દેવલોકોની સેનાના વડા તરીકે પણ નિમણૂક થઈ હતી; એટલે તે 'સેનાની' નામથી પણ ઓળખાય છે. પાર્વતીની કૂખે બીજા પુત્ર અવતર્યા તે ગણેશ.

તેઓ તો અનાદિ દેવ મનાય છે. તેમની ઉત્પત્તિ વિશે પુરાણોમાં વિધવિધ વાતો આપવામાં આવી છે.

એક વાર પાર્વતીને ઘરમાં સ્નાન કરવા બેસવું હતું. એ વખતે તેમને થયું કે બારણે કોઈને બેસાડ્યું હોય તો ઠીક; જેથી હું નાહવા બેઠી હોઉં ત્યારે કોઈ બારણું ઉઘાડીને અંદર આવે નહીં.

આ વિચારે પાર્વતીએ પહેલાં પોતાના દેહ પરનો મેલ ઉતાર્યો અને તેમાંથી એક બાળકનું પૂતળું બનાવ્યું. પછી મંત્રેલું પાણી છાંટી તેમણે એ પૂતળાને સજીવન કર્યું; અને એ બાળકને બારણાની ચોકી કરવા બેસાડ્યું અને પોતે બારણું બંધ કરી ના'વા બેઠાં. તેમણે બાળકને કહ્યું કે, 'બેટા, હું ના'વા બેસું એ દરમિયાન તું આ બારણાનો પહેરો ભરજે. નાહી–ધોઈને બહાર ન આવું ત્યાં સુધી કોઈને પણ અંદર આવવા દઈશ નહિ.'

'જેવી આજ્ઞા' કહીને બાળક તો બારણે પહેરો ભરવા બેઠો અને પાર્વતીજી ના'વા બેઠાં. જોગજોગે એ જ વખતે ભગવાન શંકર ક્યાંકથી ત્યાં આવી ચડ્યા! ભગવાન શંકર તો સીધેસીધા ઘરમાં પ્રવેશ કરવા જતા હતા, ત્યાં બારણે પહેરો ભરતા પેલા બાળકે તેમને રોક્યા. આથી ભગવાન શંકરને ખૂબ ક્રોધ ચડ્યો. તેમને થયું: 'મારા ઘરમાં જ મને પ્રવેશ કરવાની મનાઈ કરનાર આ માથાભારે બાળક છે કોણ?'

આ વિચારે ભગવાન શંકરે તો પેલા બાળકને વચમાંથી હઠી જવાનું કહ્યું. પરંતુ ગમે તેવો પણ પાર્વતીજીનો–મહાશક્તિનો એ બાળક હતો. એટલે તેણે ભગવાન શંકર સાથે સારી એવી ટક્કર લીધી. પરિણામે ભગવાન શંકર અને તેમના જ એ ગભરુ બાળક વચ્ચે ભારે જુદ્ધ જામ્યું. પરંતુ ગમે તેમ પણ એ બચ્ચું હતું; ભગવાન મહાકાળ સામે એ કેવી રીતે ટકી શકે? ભગવાન શંકરે ક્રોધમાં ભરાઈને પોતાના ત્રિશૂળથી એ બાળકનું શીશ ઉડાડી

દીધું! આ બધી ધમાલ જોઈ પાર્વતી અધું નાહ્યું ન નાહ્યું કરીને વસ્ત્રો પહેરી બહાર આવ્યાં, ત્યાં તેમણે પોતાના બાળકનું માથું કપાયેલું જોયું. એથી તેઓ ધરણી પર ઢળી પડ્યાં અને કારમો વિલાપ કરવા લાગ્યાં. ચોમેર હાહાકાર મચી ગયો. શિવે પાર્વતીને સમજાવીને ઉઠાડ્યાં અને સઘળી વાતથી વાકેફ કર્યાં. પોતાના હાથે અજાણતાં થયેલો મહા અનર્થ મહાદેવજી જોઈ શક્યા, તેમને થયું: 'જો આજુબાજુ કોઈનું માથું હાથ આવે તો કાપીને આ બાળકના ધડ પર બેસાડી દઉં!' પરંતુ એટલામાં કોઈ કહેતાં કોઈ જ ફરકતું જણાયું નહિ. એવામાં એક હાથી તેમની નજરે પડ્યો. તુરત જ ભગવાને એ હાથીનું માથું કાપી લઈ આ બાળકના ધડ પર ગોઠવી દીધું અને બાળકને સજીવ કરી દીધો. ત્યારથી પાર્વતીજીના આ બાળકનું નામ પડ્યું ગજાનનઃ ગજાનન એટલે હાથીના મોંવાળો. આ ગજાનન એ જ આપણા વિઘ્નહર્તા દેવ ગણેશ. ગણેશ વિઘ્ન હરનાર દેવ કેમ બન્યા તેની પણ કથા છે. પાર્વતીજીએ શિવને કહ્યું: 'નાથ, તમે મારા આ બાળકને જીવિત કર્યો, પરંતુ હાથી જેવું તેનું મોં જોઈ તેનો આદર કોણ કરશે?'

એટલે શિવજી બોલ્યા: 'સતી, સર્વ શુભ કામોમાં સૌ પ્રથમ એની પૂજા થાય એવું વરદાન હું તેને આપું છું.'

આ રીતે સૌ મંગલ કાર્યોમાં પ્રથમ ગણેશજીની પૂજા થાય છે અને એથી વિઘ્નો નડતાં નથી એવી ભાવના સેવાય છે. ભગવન્નામ-સ્મરણના પ્રભાવથી સમસ્ત દેવોનું અધ્યક્ષપદ ગણેશને પ્રાપ્ત થયેલું છે.

એક વખત પાર્વતી કૈલાસની પાસે વહેતી ગંગા નદીના ઘાટ પર સ્નાન કરવા ગયાં હતાં. એ સમયે સર્વ દેવોને કોઈ એક દેવીની સ્તુતિ કરતા પાર્વતીએ જોયા. પાર્વતી તેમની પાસે ગયાં અને પૂછ્યું: 'હે દેવો, તમે સૌ અહીં કોની ઉપાસના કરી

રહ્યા છો ?’

પાર્વતી આટલુ બોલ્યા ન બોલ્યા ત્યા તેમના દેહમાથી એક દિવ્ય તેજ પ્રગટ્યુ અને એ તેજ એક મગલકારી દેવીનો આકાર લીધો આ દેવી પ્રગટ થઈને પાર્વતીને કહેવા લાગ્યા ‘આ દેવો શુભ અને નિશુભ નામના દૈત્યોથી પરાજિત થઈને અહી ભેગા થયા છે અને મારી જ આરાધના કરે છે ’

દેવોની એ આરાધ્ય દેવી—અ બિકાદેવી પાર્વતીના દેહ-કોશ માથી જ પ્રગટ્યા હતા, એટલા માટે જ અ બિકાદેવીને ‘કૌશિકી’ના બીજા નામે પણ ઓળખવામા આવે છે. કૌશિકીદેવીના પ્રગટ થયા પછી પાર્વતીજીના શરીરનો વાન શ્યામ પડી ગયો, એથી પાર્વતી ‘કાલિકાદેવી’ નામે પણ વિખ્યાત થયા છે. આ પ્રકારે પાર્વતીના બે સ્વરૂપો છે (૧) ગોરુ અને (૨) શ્યામ. આ બન્ને સ્વરૂપોમા પ્રગટીને તેમણે ધૂમ્રલોચન, ચ ડમુ ડ, રક્તબીજ, નિશુભ અને શુભ આદિ મોટા મોટા દાનવોનો સ હાર કરીને જગતનુ કલ્યાણ સાધ્યુ હતુ આ કૌશિકીદેવી જ મહાસરસ્વતીના નામથી વિખ્યાત છે

એક વખત દેવોએ દાનવો પર વિજય મેળવ્યો દેવો વિજયના ગર્વમા ફૂલ્યા સમાતા ન હતા તેમને થયુ કે પોતે પોતાના બાહુબળથી જ વિજય મેળવ્યો છે. આ જ અરસામા એક તેજસ્વી યક્ષ પ્રગટ થયો ‘આ કોણ છે ?’ તેની તપાસ કરવા અગ્નિ અને વાયુ વાગફરતી ગયા યક્ષે એ બન્નેની સામે ઘાસનુ એક તણુખલું મૂકયું અને પડકાર કર્યો ‘તમારામા શક્તિ હોય તો આ તણુખલાને અહીથી હટાવો ’ દેવોએ એ તણુખલા પર પોતાની સારીયે શક્તિ અજમાવી, પરતુ તેઓ તણુખલાને ન હલાવી શકયા, ન જલાવી શકયા કે ન ઉડાડી શકયા છેવટે દેવોના રાજા ઇદ્રને જાતે ત્યા જવુ પડ્યુ. એ વખતે યક્ષ અતર્ધાન થયો અને તેની જગાએ સાક્ષાત્ પાર્વતીદેવી પ્રગટ્યા પાર્વતીએ દેવોને કહ્યુ

'દેવો, એ યક્ષ કોણ હતો, તેનો તમને ખ્યાલ છે? તે બ્રહ્મ હતો. તેની શક્તિ વડે જ તમે દાનવો પર વિજય મેળવી શકયા છો.'

આથી દેવોનો ગર્વ ઊતરી ગયો. આ રીતે સૌ પ્રથમ બ્રહ્મવિદ્યારૂપિણી પાર્વતી વડે જ જગતને બ્રહ્મનું જ્ઞાન થયું હતું. પાર્વતીના જીવનનો આ પ્રસંગ 'કેનોપનિષદ'માં વર્ણવવામાં આવેલો છે.

એક વાર ખુદ મહેશ્વરે પાર્વતીને નારીધર્મ વિશે પૂછયું એ વખતે પતિવ્રતા શિરોમણિ પાર્વતીએ ગંગા આદિ પવિત્ર નદીઓ સમક્ષ સ્ત્રીધર્મનું આ પ્રમાણે વિવરણ કર્યું હતું. પાર્વતી ગંગાજીને ઉદ્દેશીને બોલ્યાં:

'દેવી, સ્ત્રીધર્મ વિશે મારું જે મંતવ્ય છે તે હું તમારી આગળ કહું છું; સાંભળો. સ્ત્રી જયારે લગ્ન સમયે પવિત્ર અગ્નિ સમક્ષ પોતાના પતિની સહધર્મિણી બનતી હોય છે, ત્યારે તેનાં સ્વજનો તેને આ પ્રમાણે સ્ત્રીધર્મનો ઉપદેશ આપે છે: જેનો સ્વભાવ, વાતચીત કરવાની કળા અને આચરણ ઉત્તમ હોય, જેને જોવાથી પતિને સુખ ઊપજે, જે પોતાના પતિ સિવાય બીજા કોઈ પુરુષમાં મન ન લગાડે અને સ્વામી સમક્ષ સદા પ્રસન્નવદને રહેતી હોય તે સ્ત્રીને ધર્મનું આચરણ કરતી કહેવામાં આવે છે. જે સાધ્વી સ્ત્રી પોતાના પતિને હંમેશાં દેવ તુલ્ય માને છે તે જ સાચી ધર્મપરાયણ અને ધર્મના ફળની ભાગી બને છે. જે પતિને દેવ સમાન ગણીને તેની સેવાશુશ્રૂષા કરે છે અને કોઈનો કદી દ્વેષ કરતી નથી તેને જ સાચી સતીસાધ્વી સ્ત્રી કહી શકાય. 'પતિ અને પત્નીએ પરસ્પર એકતા અને સહકારથી ગૃહસ્થધર્મનું પાલન કરવું જોઈએ,' આવો શાસ્ત્રનો જે આદેશ છે તેમાં જ મંગલમય દાંપત્યધર્મનો બધો સાર આવી જાય છે. એ મુજબ જ સતીસાધ્વી સ્ત્રીએ ચાલવું જોઈએ. પતિ કદાચ કઠોર વચન કહે અથવા ક્રૂર દૃષ્ટિએ જુએ તોપણ સ્ત્રીએ હંમેશાં પોતાના મનની

પ્રસન્નતા ન ગુમાવવી જોઈએ. જે સ્ત્રી પોતાના ગરીબ, રોગી, રાંક સ્વભાવના અથવા લાંબા પ્રવાસથી થાકી ગયેલા પતિની પોતાના પેટના છોકરાની માફક સેવા ઉઠાવે છે, તેને જ ધર્મનું પૂરેપૂરું ફળ મળે છે. જે સ્ત્રી પોતાના હૃદયને વિશુદ્ધ રાખે છે, ગૃહકાર્યમાં કુશળ હોય છે, પતિને અંતરથી ખૂબ ખૂબ ચાહતી હોય છે અને પતિને પોતાનો પ્રાણ સમજતી હોય છે, તેને ધર્મનું સાચું ફળ મળે છે. જે સ્ત્રી હસતે મુખે પતિની સર્વ પ્રકારની સેવાઓ ઉઠાવે છે, પતિમાં સંપૂર્ણ વિશ્વાસ રાખતી હોય છે અને તેની સાથે વિનયપૂર્વક વર્તાવ રાખતી હોય છે, તેને જ નારી-ધર્મનું ફળ મળે છે. સતી–સાધ્વી સ્ત્રીના હૃદયમાં જેટલો પતિ પ્રત્યે પ્રેમ હોય છે, તેટલો સંસારના બીજા કશા પદાર્થ પ્રત્યે હોતો નથી; તે પોતાના કર્તવ્યમાં તત્પર રહી હંમેશાં સવારમાં વહેલી ઊઠતી હોય છે; ગૃહકાર્યોમાં સારી પેઠે રસ ધરાવતી હોય છે; ઘર તથા આંગણાને વાળીઝૂડીને તથા ગાયના છાણથી લીંપી-ગૂંપીને સાફ રાખતી હોય છે. પતિના સહકારમાં તે રોજ અગ્નિ-હોમ અથવા પરોપકાર કરતી હોય છે. તે અતિથિ, સાસુ–સસરા તથા ઘરનાં બધાંને જમાડ્યા પછી પોતે જમે છે. જે સ્ત્રી પાત્ર બ્રાહ્મણો, દુર્બળો, અપંગો, આંધળાં, લૂલાં-લંગડાંઓને રોજ ઉદાર દિલે અન્ન આપે છે તે સ્ત્રી તપસ્વિની લેખાય છે. પતિ જ સ્ત્રીનો દેવ, પતિ જ તેનો ભાઈભાંડુ અને પતિ જ તેની ગતિ છે. સ્ત્રી માટે પતિ સિવાય બીજો કોઈ આધાર નથી કે બીજો કોઈ દેવ નથી. એક બાજુ પતિની પ્રસન્નતા હોય અને બીજી બાજુ સ્વર્ગ હોય તો સતીસાધ્વી સ્ત્રી પતિની પ્રસન્નતાને પ્રથમ સ્થાન આપશે. હું પોતે પણ મારા પ્રાણેશ્વર ભગવાન શંકર આગળ સ્વર્ગને પણ તુચ્છ લેખું છું. પતિ ગરીબ અવસ્થામાં આવી પડ્યો હોય, કોઈ રોગમાં સપડાયો હોય, કોઈ આપત્તિમાં ઘેરાયો હોય, શત્રુઓની વચમાં સપડાયો હોય અને કોઈ ઋષિમુનિના

શાપથી દુર્ગતિમાં આવી પડ્યો હોય—આવી સ્થિતિમાં આવી પડેલા પતિ પોતાની સ્ત્રીને પ્રાણ ન્યોચ્છાવર કરી દેવાનું કહે તો સતીસાધ્વીએ તેમ કરવું એ તેનું કર્તવ્ય છે. પતિવ્રતધર્મનો મને જે આછોપાતળો ખ્યાલ છે તે મેં આ તમારી સમક્ષ મૂક્યો છે.'

પાર્વતી સંસારની સર્વ પતિવ્રતા સ્ત્રીઓમાં શિરોમણિ ગણાય છે. સીતાને તેમની ભક્તિથી જ ભગવાન રામચંદ્રજીની પ્રાપ્તિ થઈ હતી. ભગવાન શંકરને તેઓ પ્રાણથી પણ વધુ પ્રિય છે. પાર્વતીની વિનતિથી જ ભગવાન શંકરે અનેકાનેક ઉપયોગી અને ગુપ્ત સાધનોનું વર્ણન કરેલું છે, જે વિધવિધ પુરાણો, તંત્રો, આગમો અને ગુરુપરંપરાથી આજે પણ આપણને પ્રાપ્ત થાય છે.

પાર્વતીનો આદર્શ પ્રત્યેક ભારતીય નારી માટે હિતાવહ અને મંગલકારી છે.

## ૩ : વસિષ્ઠપત્ની અરુંધતી

**મ**રીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ જેવા સાત શ્રેષ્ઠ મુનિઓ—સપ્તર્ષિઓ સાથે પોતે સ્ત્રી હોવા છતાં જેમને આદરણીય સ્થાન મળ્યું છે તે દેવી અરુંધતીનો મહિમા કેવો ગરવો હશે તેની કલ્પના સહેજ થઈ શકે તેમ છે.

અરુંધતી આ પૃથ્વી ઉપર કેવી રીતે આવ્યાં એ વિશે પુરાણોમાં અનેક પ્રકારની વાતો છે. કોઈ તેમને દક્ષ પ્રજાપતિનાં પુત્રી તરીકે ઓળખાવે છે, તો કોઈ તેઓ મહર્ષિ મેધાતિથિના યજ્ઞકુંડમાંથી ઉદ્‌ભવ્યાં છે એમ કહે છે. એ ગમે તેમ હોય, પરંતુ બાલ્યકાળથી જ બાળ અરુંધતીના સ્વભાવમાં એક વસ્તુ સૌથી આગળ તરી આવતી હતી. તે એ કે અરુંધતી ધર્મનો કોઈ દિવસ અવરોધ કરી શકતાં નહિ. 'આ મારો ધર્મ છે, આ મારું કર્તવ્ય છે,' બસ આટલું જાણવામાં આવતાં જ નાનકડી બાલિકા

અરુંધતી તેને આચર્યા વગર જરા પણ જંપતી નહિ. આથી જ તેના ગુણ પારખીને ઋષિમુનિઓએ તેનું નામ 'અરુંધતી' પાડ્યું હતું.

વિખ્યાત નારદ મુનિ અરુંધતીના ભાઈ થાય છે. પવિત્ર ચંદ્રભાગા નદીના તટ ઉપર આવેલા મહર્ષિ મેધાતિથિના તપોવનમાં દેવી અરુંધતીનો બાલ્યકાળ વીત્યો હતો. તપોવનના પવિત્ર વાતાવરણમાં અરુંધતીમા ઉત્તમ સંસ્કારનાં બીજ વવાયાં હતાં, મહર્ષિ મેધાતિથિ અરુંધતીના ધર્મપિતા હતા. બાળ અરુંધતીને જોઈને મુનિ મેધાતિથિનું હૃદય ઠરતું. તેમને થતું: 'જન્મથી જ આ અરુંધતી ઊંચા સંસ્કારો લઈને આવેલી છે. હવે જો કોઈ વ્યક્તિઓ દ્વારા તેને ઉત્તમ શિક્ષણ આપવામાં આવે, તો આગળ જતાં અરુંધતી જરૂર નામ કાઢે.'

અરુંધતી વિશે મુનિ મેધાતિથિ આમ વિચારતા હતા, ત્યારે તેમને ખબર પડી કે સતી સાવિત્રી, બેહુલા, ગાયત્રી, સરસ્વતી અને દ્રુપદા—એ જમાનાની પાંચ મહાન સંસ્કારી મહિલાઓ માનસ પર્વત પર લોકકલ્યાણની ભાવનાથી ધર્મચર્યા કરવા એકઠી થઈ છે અને તેઓ લાંબા કાળ સુધી જ્ઞાનસત્ર ચલાવવાનાં છે; એથી મુનિ મેધાતિથિએ વિચાર્યું: 'અરુંધતીને અત્યંત સંસ્કારી એવી આ મહાન નારીઓના જ્ઞાનસત્રમાં શિક્ષણ સારુ મોકલી આપી હોય તો? વળી અરુંધતીને આગળ જતાં આપણે ઉત્તમ સ્ત્રી બનાવવાની છે, તો ઉત્તમ સ્ત્રીઓના સંસ્કારો એ ઉત્તમ સ્ત્રીઓ જ તેનામાં રેડી શકશે.'

આ વિચારથી મુનિ મેધાતિથિએ એ મહાસતીઓના જ્ઞાનસત્રમાં અરુંધતીને મોકલી આપી. કહે છે કે આ મહાન સંસ્કારી સ્ત્રીઓના ચરણોમાં સતત સાત વર્ષ સુધી અરુંધતીએ ઉત્તમ શિક્ષણ લીધું અને આગળ ઉપર આપણે જોઈશું કે અરુંધતીએ એ શિક્ષણને પોતાના ઉત્તમ ચારિત્ર્ય, પુરુષાર્થ અને સદ્ધર્મથી

કેવું દીપાવ્યું. અરુંધતીએ સાવિત્રી, બેહુલા આદિ પોતાના ગુરુઓને પોતાની સેવાથી ખૂબ રીઝવ્યાં હતાં-ગુરુસેવા કરવામાં તેને ખૂબ જ આનંદ આવતો હતો. આ પ્રકારે ઉત્તમ શિક્ષણ લઈને અરુંધતી મુનિ મેધાતિથિના આશ્રમમાં પાછાં ફર્યાં. પછી મુનિ મેધાતિથિના આશ્રમજીવનમાં અરુંધતી ઓતપ્રોત થઈ ગયાં. જેમ તેઓ જ્ઞાનમાં કોઈથી પાછળ પડતાં નહોતાં, તેમ મહેનતમાં પણ પાછી પાની કરતાં નહોતાં. ભગવાને તેમને રૂપ પણ છૂટે હાથ આપ્યું હતું. આમ છતાં કોઈ વાતનું અરુંધતીમાં અભિમાન નહોતું. પોતાના પ્રેમાળ સ્વભાવથી નાનાંમોટાં સૌ આશ્રમવાસીઓનો એકસરખો પ્રેમ અરુંધતીએ જીતી લીધો હતો.

પછી અરુંધતીનો કન્યાકાળ પૂરો થતા મુનિ મેધાતિથિએ અરુંધતીનો વિવાહ કરવાનો વિચાર કર્યો. તેમને અરુંધતી માટે મહર્ષિ વસિષ્ઠ સૌથી યોગ્ય વર લાગ્યા.. તેઓ બ્રહ્માના પુત્ર હતા, સૂર્યવંશના કુળગુરુ હતા અને સમસ્ત વિદ્યાઓના ભંડાર હતા. મુનિ મેધાતિથિ બ્રહ્મા, ભગવાન વિષ્ણુ તથા શંકરને સાથે લઈ મહર્ષિ વસિષ્ઠના આશ્રમે ગયા. એ વખતે ત્યાં દેવર્ષિ નારદ પણ પધાર્યા. મહર્ષિ વસિષ્ઠ માનસપર્વતની ગુફામાં સમાધિ ચડાવી બેઠા હતા. તેમના મુખમંડળ ઉપરથી સૂર્યના સમાન પ્રકાશનાં કિરણો નીકળી રહ્યાં હતાં. તેમની સમાધિ ખૂલી ત્યારે મેધાતિથિએ તેમને કહ્યું: 'ભગવન! આ મારી કન્યાએ વિધિપૂર્વક બ્રહ્મચર્યનું પાલન કર્યું છે. હવે આપ તેની સાથે લગ્ન કરીને તેનો આપની પત્ની તરીકે સ્વીકાર કરો.'

મહર્ષિ વસિષ્ઠે જોયુ તો બ્રહ્મા, વિષ્ણુ, શંકર અને દેવર્ષિ નારદ પણ તેમને અરુંધતી સાથે લગ્ન કરવામાં પોતાની સંમતિ પ્રકટ કરી રહ્યા છે. આથી તેમણે અરુંધતી સાથે લગ્ન કર્યું. આ વખતે ઇન્દ્ર વગેરે બીજા દેવતાઓ પણ વિવિધ પ્રકારની મંગલ સામગ્રીઓ લઈને ત્યાં આવ્યા. બ્રહ્મા, વિષ્ણુ આદિ

દેવોએ વસિષ્ઠ અને અરુંધતીના લગ્નસમયે તેમના પર જળની જે ધારાઓ કરી તેમાંથી જ ગોમતી, સરયૂ, ક્ષિપ્રા, મહા વગેરે પવિત્ર સાત નદીઓ પ્રકટ થઈ છે.

લગ્ન પછી દેવી અરુંધતી હિમાલયની તળેટીમાં આવેલા પોતાના પતિદેવ મુનિ વસિષ્ઠના આશ્રમમાં રહેવા લાગ્યાં. મુનિ વસિષ્ઠ રઘુવંશના રાજાઓના કુળગુરુ હતા; એટલે રઘુવંશના રાજાઓ મુનિવરની સલાહસૂચના લેવા તેમ જ તેમનું દર્શન કરવા અવારનવાર તેમના આશ્રમે આવતા હતા. રઘુકુળના રાજાઓને તે વખતે ગુરુપત્ની દેવી અરુંધતીના સત્સંગનો પણ લાભ મળતો હતો. અરુંધતીએ રઘુવંશના રાજાઓનાં હૃદય પણ પોતાના જ્ઞાન તથા પ્રેમાળ સ્વભાવથી જીતી લીધાં હતાં.

અરુંધતીનો ગૃહસ્થાશ્રમ આદર્શ હતો. અને તેમના ગૃહસ્થાશ્રમ જેવો જ આદર્શ તેમનો પતિવ્રતાધર્મ પણ હતો. તેમના પતિવ્રતાધર્મનાં થોડાંક દૃષ્ટાંતો નોંધવા જેવાં છે.

એકવાર અગ્નિદેવનાં પત્ની સ્વાહાદેવીએ જોયું કે પોતાના પતિ અગ્નિદેવ સપ્તર્ષિની પત્નીઓની પ્રશંસાથી કદી ધરાતા જ નહોતા. એટલે એક વાર સ્વાહાદેવીને થયું: 'હું ત્યારે શું કમ છું? સપ્તર્ષિઓની પત્નીઓથી હું પણ કંઈ પતિવ્રતાધર્મમાં ઊતરું એવી નથી!'

આ વિચારે સ્વાહાદેવીએ એક પછી એક સપ્તર્ષિઓની પત્નીના પતિવ્રતાધર્મ પ્રમાણે આચરણ કરવા માંડ્યું. તેઓ લગભગ બધા સપ્તર્ષિઓની પત્નીઓના પતિવ્રતાધર્મનું આચરણ કરી શક્યાં, પરંતુ દેવી અરુંધતીના પતિવ્રતાધર્મનું પાલન તેમનાથી કેમેયે થઈ શક્યું નહિ. થાકીને તેઓ દેવી અરુંધતી પાસે ગયાં અને સંસારની એ શ્રેષ્ઠ પતિવ્રતાને તેઓ કહેવા લાગ્યાં: 'અરુંધતીદેવી, આપ ખરેખર સતીશિરોમણિ છો! આપનો પતિવ્રતાધર્મ તો ખાંડાની ધાર જેવો છે, મારા જેવીનું પણ

આવો પતિવ્રતાધર્મ પાળવાનું ગજું નથી. આપના પર પ્રસન્ન થઈને એક દેવની પત્ની તરીકે હું વરદાન આપું છું કે જે કોઈ કન્યા લગ્નપ્રસંગે એકાગ્રચિત્તે બ્રાહ્મણો અને અગ્નિદેવ સમક્ષ આપનું પવિત્ર સ્મરણ કરશે, તેને ધન, ધાન્ય, સુખવૈભવ, અખંડ સૌભાગ્ય અને પુત્રની પ્રાપ્તિ થશે.'

આ ઉપરથી જ હિંદુઓની લગ્નવિધિમાં કન્યાએ લગ્નસમયે આ પ્રમાણે બોલવાનું કહેલું છે: 'હે દેવી અરુંધતી! હું તમારી પેઠે મારા સ્વામીની સેવામાં મગ્ન રહું એવી મારી પ્રાર્થના છે.'

દેવી અરુંધતીના પતિવ્રતાધર્મની ઘણી વાતો ઊડતી ઊડતી અગ્નિદેવ, સૂર્યદેવ અને ઇંદ્રદેવના કાને આવતી હતી. એક વાર આ ત્રણે દેવો ભેગા થયા અને નક્કી કર્યું કે ચાલો આપણે દેવી અરુંધતીના પતિવ્રતાધર્મનો પ્રત્યક્ષ પરચો મેળવીએ. એવો વિચાર કરી એ ત્રણે દેવો મુનિ વસિષ્ઠના આશ્રમે આવ્યા. જેવા ત્રણે દેવો મુનિ વસિષ્ઠના આશ્રમમાં પ્રવેશ કરવા જતા હતા, ત્યાં જ તેમને અરુંધતી સામાં મળ્યાં. અરુંધતી કાખમાં ઘડો લઈને પાણી ભરવા નીકળ્યાં હતાં. ત્રણે દેવોને જોઈને અરુંધતીએ પોતાનો ઘડો ચોખ્ખી ભૂમિમાં એક કોરે મૂકયો અને પછી ત્રણે દેવોની પ્રદક્ષિણા ફરીને તેમને અત્યંત વિવેકપૂર્વક પ્રણામ કર્યા અને પૂછ્યું: 'હે મહાનુભાવો, આપના એકાએક આગમનનું શું કારણ છે?'

દેવોએ કહ્યું: 'દેવિ, અમારા મનમાં એક પ્રશ્ન ઊઠ્યો છે, તેનો ખુલાસો મેળવવા આપની પાસે આવ્યા છીએ.'

આશ્રમમાં પોતાને સોંપાયેલું કામ હંમેશાં અચૂક અને નિયમિત રીતે કરતાં અરુંધતી બોલ્યાં: 'આપ જરા આશ્રમમાં વિશ્રામ કરો; એટલામાં હું આ પાણીનો ઘડો ભરીને આવું છું. એ પછી હું યથામતિ આપના પ્રશ્નનો જવાબ આપીશ.' અધીર

બનીને દેવો બોલી ઊઠ્યા: 'દેવિ, આપ જેવાં સતીશિરોમણિ સ્ત્રી પાણીનો ઘડો ભરવા જેવા ક્ષુદ્ર કામમાં સમયનો વ્યય કરે એ અમને ઠીક લાગતું નથી. એ કરતાં લાવો, અમે ઘડો ભરી દઈએ.'

એમ કરીને પોતપોતાની દિવ્ય શક્તિઓ વડે ત્રણે દેવોએ અરુંધતીના ઘડાને પાણીથી ભરવા માંડ્યો. સૌ પ્રથમ સૂર્યદેવે પ્રયત્ન કર્યો અને તેઓ પોતાની શક્તિથી ઘડાનો ચોથો ભાગ પાણીથી ભરી શકયા. એ જ રીતે ઇંદ્ર અને અગ્નિએ પણ પોતપોતાની શક્તિ અજમાવી. તો એ દેવો પણ ઘડાનો માત્ર ચોથો ભાગ પાણી વડે ભરી શકયા. આમ ત્રણે દેવોએ શક્તિ અજમાવવા છતાં ઘડાનો ચોથો ભાગ તો ઊણો જ રહ્યો.

છેવટે ઘડાના એ ઊણા રહેલા ભાગને દેવી અરુંધતી પોતાના પતિવ્રતાધર્મના પ્રભાવથી પૂરેપૂરો ભરી શકયાં, એવી કથા છે. આમ એ દિવસે દેવી અરુંધતીના આવા શ્રેષ્ઠ પતિવ્રતાધર્મનો ત્રણે દેવોને પૂરેપૂરો પરચો મળ્યો. એ પછી દેવોને પોતાના પ્રશ્નનો જવાબ પણ મળી ગયો. એથી પ્રસન્ન થઈને ત્રણે દેવોએ અરુંધતીના ચરણોમાં પોતાનાં મસ્તક નમાવીને ત્યાંથી વિદાય લીધી.

અરુંધતીના પતિવ્રતાધર્મનો મહિમા હિંદુ ધર્મગ્રંથોમાં ઘણી જગાએ જોવા મળે છે. 'સાધુ તો ચલતા ભલા' એ ન્યાયે આ સાધુ દંપતીએ–મુનિ વસિષ્ઠ અને દેવી અરુંધતીએ–ભારતના જુદા જુદા ભાગોમાં ભ્રમણ કર્યું હતું અને ત્યાં પોતાના આશ્રમો સ્થાપ્યા હતા. આજે પણ એમના એ આશ્રમોની એંધાણીઓ ઘણી જગાએ મળી આવે છે. મુનિ વસિષ્ઠ તો સૂર્યવંશી રાજાઓના કુળગુરુ હતા, અને અયોધ્યા એ રાજાઓની રાજધાની હતું. એટલે અયોધ્યામાં પણ વસિષ્ઠનો એક આશ્રમ છે. દેવી અરુંધતીએ પોતાના પતિદેવ સાથે અયોધ્યાપુરીને પોતાના સત્સંગનો ઘણાં વર્ષો સુધી લાભ આપ્યો હતો અને એ રીતે એ ભૂમિને ધન્ય બનાવેલી છે.

દેવી અરુંધતીને પરિવારમાં 'શક્તિ' નામનો એક પુત્ર હતો. પુત્રનો ઉત્તમ શિક્ષક તેની માતા છે, એ ન્યાયે અરુંધતીએ પોતાના આ પુત્રને ઉત્તમ શિક્ષણ આપીને વિદ્વાન બનાવ્યો હતો. આ શક્તિ 'પારાશર-સ્મૃતિ'ના કર્તા પારાશર મુનિના પિતામહ થાય. દેવી અરુંધતીએ વેદ ઉપર એક ભાષ્ય લખેલું છે.

દેવી અરુંધતી વિશે જાણવા જેવી એક વાત એ પણ છે કે રામચંદ્રે જ્યારે સીતાજીને તજી દીધાં હતાં ત્યારે દેવી અરુંધતીએ જ પોતાના યજમાનની એ ગુણિયલ કુળવધૂનું ગુપ્ત રીતે રક્ષણ કર્યું હતું.

જ્યાં પતિ ત્યાં સતી અથવા જ્યાં કાયા ત્યાં છાયા, એ પ્રમાણે સપ્તર્ષિમંડળમાં જ્યાં વસિષ્ઠ હોય ત્યાં અરુંધતીનું સ્થાન અચૂક હોય જ. ચૈત્ર સુદ ત્રીજના રોજ હિંદુ સ્ત્રીઓ એક સૌભાગ્યવર્ધક વ્રત કરે છે, જેમાં તેઓ વસિષ્ઠ અને અરુંધતીની પૂજા કરે છે.

## ૪: વિદુષી ગાર્ગી

વૈદિક કાળની એક બ્રહ્મવાદિની* વિદુષી તરીકે ગાર્ગીનું નામ ખૂબ જ વિખ્યાત છે. ગાર્ગી જેવી વિદુષી હતી તેવી જ તેજસ્વિની અને ભરસભામાં માર્ગ મુકાવે તેવી પ્રતિભાશાળી સ્ત્રી હતી.

ગાર્ગીના પિતાનું નામ 'વચક્નુ' હતું, એટલે તે 'વાચક્નવી' તરીકે પણ ઓળખાય છે. 'ગર્ગ' ગોત્રમાં તે જન્મી હતી, એટલે તે ગાર્ગી તરીકે પણ ઓળખાય છે. વાચક્નવી કરતાં ગાર્ગી નામથી તે વધુ જાણીતી થઈ છે.

ભરી સભામાં પણ આ તેજસ્વી વિદુષી કેવો શાસ્ત્રાર્થ કરી

* બ્રહ્મવાદિની એટલે બ્રહ્મને બોલનારી-બ્રહ્મનો ઉપદેશ કરનારી, બ્રહ્મ વિષે વાદ—ચર્ચા કરનારી અને વિદુષી એટલે વિદ્વાન સ્ત્રી.

જાણુતી હતી તેનું આબેહૂબ વર્ણન બૃહદારણ્યક ઉપનિષદમાં મળે છે.

રાજા જનક–જનક વિદેહી બહુ વિદ્યાવ્યાસંગી અને સત્સંગી હતા. તેમના દરબારમાં કોઈ ને કોઈ વિષય ઉપર શાસ્ત્રાર્થ થયા જ કરતો હતો.

રાજા જનક વિધવિધ પ્રકારના યજ્ઞો પણ કરાવતા હતા. આવા યજ્ઞોમાં દેશભરના વિદ્વાનો એકત્ર થતા અને જ્ઞાનચર્ચા ચાલતી. એકવાર જનકે બહુ મોટો જ્ઞાનયજ્ઞ આરંભ્યો. તેમાં ભાગ લેવા પોતાના દેશના તેમજ આજુબાજુના બીજા પ્રદેશોનાં અનેક વિદ્વાન બ્રાહ્મણો એકત્રિત થયા હતા.

આટલી મોટી સંખ્યામાં વિદ્વાન બ્રાહ્મણોને એકત્રિત થયેલા જોઈ સ્વાભાવિક રીતે જ રાજા જનકને થયું: 'બ્રહ્મ (બ્રહ્મતત્ત્વ) જાણે તે બ્રાહ્મણ. લાવોને, જોઈએ તો ખરા, આટલા બધા વિદ્વાન બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા કોણ છે ? જે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા ઠરે તેને હું સોનાથી મઢેલાં શીંગડાંવાળી ઉત્તમ જાતની એક હજાર ગાયો ભેટ આપીશ.'

રાજા જનકે પોતાનો આ વિચાર જાહેર કર્યો અને કહ્યું: 'હે બ્રાહ્મણો, આપનામાંથી જે સર્વશ્રેષ્ઠ બ્રહ્મવેત્તા (બ્રાહ્મણ) હોય તે આ સોને મઢેલાં શીંગડાંવાળી ગાયોને દોરી જાય !'

રાજાની આ જાહેરાત પ્રમાણે કોઈ બ્રાહ્મણ પોતાને શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાની પુરવાર કરીને એ હજાર ગાયો હાંકી જવાની હિંમત કરતો નહોતો. સૌને પોતાની એવી યોગ્યતા વિષે શંકા હતી.

પરંતુ આ બધા બ્રાહ્મણોમાં એક હિંમતબાજ અને પોતાના બ્રહ્મકર્મ તેમ જ બ્રહ્મજ્ઞાન વિશે અચળ શ્રદ્ધા ધરાવનાર બ્રાહ્મણ હતો. એ બ્રાહ્મણ બીજો કોઈ નહિ પણ મુનિ યાજ્ઞવલ્કય. મુનિ યાજ્ઞવલ્કયે વિચાર્યું: 'આમેય મારા આશ્રમમાં ગાયોનો તોટો છે જ. ગાયોના તોટાને લીધે મારા વિદ્યાર્થીઓ–બ્રહ્મચારીઓ બિચારા પૂરું દૂધેય પામતા નથી. અને રાજાએ આ ગાયોને કોઈ

શ્રેષ્ઠ બ્રાહ્મણને આપી દેવા માટે ઘોષણા કરેલી છે જ. વળી કોઈ બ્રાહ્મણ ગાયોના ધણને હાંકી જવા ઊભો થતો નથી. તો પછી હું પણ ભણવા–ભણાવવાનું–આદર્શ બ્રાહ્મણનું જ કામ કરું છું ને ? અને એ કામ માટે હું ગાયો દોરી જાઉં તો એમાં ખોટું પણ શું છે ? તો આ ગાયોને મારા આશ્રમે લઈ જવા દે.'

આ વિચારે મુનિ યાજ્ઞવલ્કયે પોતાના પટ્ટ બ્રહ્મચારીને ગાયોને દોરી જવા માટે આજ્ઞા કરી. ગુરુનો આદેશ માથે ચડાવીને બ્રહ્મચારી ઊઠ્યો અને ગાયોને દોરી જવા લાગ્યો.

આથી ત્યાં ઉપસ્થિત થયેલા સૌ બ્રાહ્મણો ખળભળી ઊઠ્યા. તેમાં રાજા જનક વિદેહીના અશ્વલ નામના મુખ્ય હોતાએ (હોમ કરનાર બ્રાહ્મણે) અધીર બનીને યાજ્ઞવલ્કયને સીધો જ પ્રશ્ન કર્યો:

'યાજ્ઞવલ્કયજી, શું અહીં એકત્ર થયેલા સૌ બ્રાહ્મણોમાં તમે જ શ્રેષ્ઠ છો ? તમારા કરતાં વધુ બ્રહ્મવેત્તા કોઈ છે જ નહિ ? ઊભા રહો, ગાયો દોરી જતાં પહેલાં તમારે તમારી આ વાત સાબિત કરી બતાવવી પડશે.'

યાજ્ઞવલ્કયે જવાબમાં અત્યંત નમ્રતા સાથે કહ્યું: 'ભાઈઓ, અહીં ઉપસ્થિત થયેલા સૌ બ્રાહ્મણોમાં હું સર્વશ્રેષ્ઠ છું એવો મારો દાવો નથી. પરંતુ મારા આશ્રમમાં ગાયોની ખૂબ જરૂર છે. મારા બ્રહ્મચારીઓ બિચારા પૂરું દૂધ પણ પામતા નથી. એટલે આ ગાયોને દોરી જવાની મેં હિંમત કરી છે. આમ છતાં હું શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા હોવાના સંબંધમાં તમારે સૌને શાસ્ત્રાર્થ કરવો હોય તો તેની પણ મને ના નથી. હું યથાશક્તિ–યથામતિ તમારા પ્રશ્નોના ઉત્તર આપવા પ્રયત્ન કરીશ.'

યાજ્ઞવલ્કયનો આવો જવાબ સાંભળી, જે જે બ્રાહ્મણોને યાજ્ઞવલ્કયની શ્રેષ્ઠ બ્રહ્મવિદ્યાની ખાતરી કરવી હતી તેઓ વારાફરતી ઊઠ્યા અને યાજ્ઞવલ્કયને એક પછી એક પ્રશ્નો પૂછવા લાગ્યા. સૌ પ્રથમ તો રાજા જનક વિદેહીના હોતા–અશ્વલે જ યાજ્ઞવલ્કયને

ચૂંટી ચૂંટીને કેટલાયે પ્રશ્નો પૂછ્યા. પરંતુ એ બધા યે પ્રશ્નોના યોગ્ય ઉત્તરો આપીને યાજ્ઞવલ્કયે તેને બેસાડી દીધા અશ્વલ પછી જરત્કારુ ગોત્રમા જન્મેલા આર્તભાગે પ્રશ્નો પૂછવા માડ્યા તેને પણ યથાર્થ જવાબો મળ્યા એ પછી લાહ્યાયનિ, ભુજ્યુ, ચાક્રાયણ, ઉશસ્ત અને કૃષીતકના પુત્ર કહોલે યાજ્ઞવલ્કયને પ્રશ્નો પૂછ્યા. તેમને પણ યાજ્ઞવલ્કય તરફથી સતોષકારક જવાબો મળ્યા

એ પછી ઊઠી મહાપડિતા ગાર્ગી આ વખતે સૌને થયુ કે, 'મહાપડિતા ગાર્ગીના પ્રશ્નોના જો સતોષકારક જવાબો મળે, તો સમજવુ કે યાજ્ઞવલ્કય સર્વશ્રેષ્ઠ બ્રહ્મવેત્તા ખરા '

ગાર્ગીએ યાજ્ઞવલ્કયને અધ્યાત્મજ્ઞાનને લગતા ઘણા પ્રશ્નો પૂછ્યા તેમાના કેટલાક પ્રશ્નો અને તેના ઉત્તરો આ પ્રમાણે છે

ગાર્ગીએ પૂછ્યુ 'ભગવન્, દુનિયામા આ બધા જે પાર્થિવ પદાર્થો છે તે સૌ શામા ઓતપ્રોત છે ?'

યાજ્ઞવલ્કયે કહ્યુ 'જલમા ઓતપ્રોત છે '

'તો પછી જળ પોતે શામા ઓતપ્રોત છે ?'

'જળ વાયુમા ઓતપ્રોત છે,' યાજ્ઞવલ્કયે કહ્યુ

આ પ્રકારે, એક પછી એક વાયુ, આકાશ, અતરિક્ષ, ગધર્વલોક, આદિત્યલોક, ચદ્રલોક, નક્ષત્રલોક, દેવલોક, ઇદ્રલોક, અને પ્રજાપતિલોક વિશે પ્રશ્નોત્તરી થયા પછી ગાર્ગીએ પૂછ્યુ 'ત્યારે બ્રહ્મલોક શામા ઓતપ્રોત છે ?'

ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યુ 'ગાર્ગી ! તમારો આ પ્રશ્ન મર્યાદા બહારનો છે કારણ કે તમામ પદાર્થો બ્રહ્મમા સમાયેલા છે બ્રહ્મથી અધિક કોઈ વસ્તુ નથી તમારુ જ્ઞાન અને તમારો આત્મા પણ એ બ્રહ્મમા સમાયેલા છે તેથી હવે તમે જો આગળ પ્રશ્ન પૂછશો તો તમારુ મસ્તક તૂટી પડશે (અર્થાત્ એક પછી એક દરેક વસ્તુ શામા રહેલી છે એમ પૂછવા જતા એ પ્રશ્નનો કોઈ છેડો

જ નહીં રહે અને તમારું જ્ઞાન-જ્ઞાનરૂપ મસ્તક-નિરાધાર બની જશે.) તેથી બ્રહ્મ જ સર્વનો આશ્રય હોઈ 'બ્રહ્મ શામાં રહેલું છે' એવો બ્રહ્મથી આગળનો પ્રશ્ન તમારાથી થઈ શકે નહીં.'

ગાર્ગી એવી આછકલી વિદુષા નહોતી. તેમે પોતાને પણ યાજ્ઞવલ્કયની વિદ્વત્તા માટે માન ઊપજ્યું હતું અને તે પછી તેણે પ્રશ્નો પૂછવાનું વિનયપૂર્વક મોકૂફ રાખ્યું.

ગાર્ગીના બેસી ગયા પછી બીજા કેટલાયે વિદ્વાનોએ પ્રશ્નો કર્યા. તેમને સૌને યાજ્ઞવલ્કયે યથાર્થ ઉત્તરો આપીને સંતોષ્યા.

સૌના પ્રશ્નો થઈ રહ્યા પછી, સૌએ ગાર્ગી તરફ મીટ માંડી. સૌ એકમતે બોલી ઊઠ્યા: 'ગાર્ગી, હવે તમારે છેવટના જે પ્રશ્નો પૂછવા હોય તે પૂછી લો; અને યાજ્ઞવલ્કયના શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા સંબંધી તમે જ તમારો અભિપ્રાય ઉચ્ચારો. તમારો અભિપ્રાય અમને સૌને માન્ય રહેશે.'

સૌની વિનતિને માન આપીને ગાર્ગી ફરી ઊભી થઈને બોલી: 'માન્યવરો, આપણે આ જે પ્રદેશમાં એકત્ર થયાં છીએ તેમાં ક્ષત્રિયો માટે એક નિયમ હોય છે. તે એ કે અહીંનો ક્ષત્રિય માત્ર બે તીર જ પોતાના ભાથામાં રાખે છે. એ બે તીરોથી જો તે તેના હરીફને વીંધી શકે તો ઠીક, નહિ તો પછી તે પોતાનો પરાજય સ્વીકારે છે. એ જ રીતે હું પણ મહા વિદ્વાન એવા યાજ્ઞવલ્કયને છેવટના બે પ્રશ્નો જ પૂછીશ. એ બે પ્રશ્નોના જો તે સંતોષકારક જવાબો આપી શકશે, તો આપણે સૌ તેમને અહીં એકત્ર થયેલા સૌ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા જાહેર કરીશું અને જનક રાજાએ દાન દેવા કાઢેલી હજાર ગાયોના સાચા હકદાર ગણીશું.'

આમ કહીને ગાર્ગીએ પરબ્રહ્મ સંબંધી બે મહત્ત્વના પ્રશ્નો યાજ્ઞવલ્કયને કર્યા. આ બંને પ્રશ્નોના યાજ્ઞવલ્કયે ઉચિત ઉત્તરો આપ્યા. એટલે ગાર્ગીએ 'યાજ્ઞવલ્કય શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા છે' એ

પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો ગાર્ગીનો એ અભિપ્રાય સૌએ એકી અવાજે વધાવી લીધો.

આ ઉપરથી ગાર્ગી પોતે કેની મહાપંડિતા હતી અને પંડિતોની સભામા પણ તેનુ કેવુ વજન પડતુ હતુ એ હકીકત અત્યત સ્પષ્ટ થાય છે આ વિદ્યા સ્ત્રીએ પોતાનુ સમગ્ર જીવન એક કુમારિકા અને તપસ્વિની તરીકે ગાળ્યુ હતુ ગાર્ગી વિશે આથી વધુ માહિતી ઉપલબ્ધ નથી, એ શોકનો વિષય છે

ગાર્ગી જેવી ભારતવર્ષની વિદુષી કુમારિકા માટે કોઈ પણ દેશ ગર્વ લઈ શકે

## ૫ : જ્ઞાની મૈત્રેયી

**વેદકાળની** વિદુષી સ્ત્રીઓમા બે ઝળહળતા નામો તે આ એક ગાર્ગી અને બીજી મૈત્રેયી આ બે સ્ત્રી રત્નો પ્રાચીન ભારતીય સસ્કૃતિની યશકલગીમા બે સુદર પુષ્પોની જેમ સોહે છે

પોતાના શાસ્ત્રજ્ઞાનથી સભાઓ ગજાવતી વિદુષી ગાર્ગીનુ ચરિત્ર આગળ આવી ગયુ એ પછી આ મૈત્રેયીનુ ચરિત્ર આલેખાય છે

આમ જોવા જઈએ તો ગાર્ગી મૈત્રેયીની માસી થતી હતી મૈત્રેયીમા વિદુષી માસી-ગાર્ગીના ભણતરના પૂરેપૂરા સસ્કાર ઊતર્યા હતા ગાર્ગીની પેઠ મૈત્રેયી પણ બ્રહ્મજ્ઞાની હતી

ગાર્ગી માસીને અપરિણીત જીવન ગાળવુ પસદ પડયુ હતુ, જ્યારે પોતાની વિદ્વાન ભત્રીજી મૈત્રેયીના પતિ તરીકે ગાર્ગીએ જ પેલા શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાની યાજ્ઞવલ્કય મુનિને પસદ કર્યા હતા

મુનિ યાજ્ઞવલ્કયને મૈત્રેયી સિવાય કાત્યાયની નામની એક બીજી સ્ત્રી પણ હતી તે મૈત્રેયીથી ઉમરમા નાની હતી મૈત્રેયી પોતાની આ શોકને સગી બહેનની જેમ જ રાખતી હતી.

પ્રાચીન કાળના આર્યજનો આશ્રમધર્મનું બરાબર પાલન કરતા હતા. તેઓ ઉમર થતા બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સન્યાસાશ્રમ આ ચારે આશ્રમો અપનાવતા હતા યથા સમયે મુનિ યજ્ઞવલ્કયે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને વાનપ્રસ્થાશ્રમ અપનાવવાનો નિશ્ચય કર્યો. આ પહેલા તેમણે પોતાની બને અર્ધાંગનાઓ મૈત્રેયી અને કાત્યાયનીને પોતાની પાસે બોલાવી કહ્યુ 'દેવીઓ, મારો વિચાર હવે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવાનો છે તે માટે અનુમતિ આપો, એટલે વાનપ્રસ્થાશ્રમ સ્વીકારી હુ કોઈ એક અરણ્યમા એકાંતવાસ અને પ્રભુભજનમા ચિત્ત પરોવુ હુ અહીંથી જાઉ તે પહેલા આપણી પાસે જે ધનદોલત કે જરજમીન છે તે તમારા બેની વચ્ચે હુ વહેચી દઉ, જેથી પાછળથી કશા ટટા ઊભા થવા ન પામે બોલો, તમારા બે જણનો શો વિચાર છે.'

આ સાભળીને કાત્યાયનીને તો ખાસ કઈ નવુ ન લાગ્યું, કેમકે અસલના ઋષિમુનિઓ આ પ્રમાણે કરતા આવ્યા હતા અને પોતાના પતિ–મુનિ યાજ્ઞવલ્કય પણ આમ કરે એમા કોઈ નવાઈ નહોતી, પરતુ બ્રહ્મજ્ઞાની મૈત્રેયીના મગજમા ઉપરાઉપરી વિચારો આવવા લાગ્યા, તેને થયુ 'શુ ભૌતિક સુખો પાછળ જ માનવીએ જીવનભર પડવુ જોઈએ? ના, ના, આપણી આર્ય સસ્કૃતિનો એ આદર્શ નથી. અરે, ખુદ મારા પતિ જ જ્યારે આ સસારના ભૌતિક પદાર્થો તજીને પ્રભુના સાંનિધ્યમા જવા તૈયાર થયા છે, ત્યારે મારે શા સારુ એ પદાર્થોમા ભરાઈ રહેવુ? બ્રહ્મતત્ત્વની ખોજ, અધ્યાત્મતત્ત્વવિદ્યાની ઉપાસના શુ એકલા પુરુષોનો જ ઇજારો છે? સ્ત્રીઓ પણ શુ એ માર્ગે જઈને પોતાનું સાચુ કલ્યાણ ન કરી શકે? મારી સમક્ષ તો મારા માસીબા–ગાર્ગી માચીનું પ્રત્યક્ષ ઉદાહરણ છે ખરુ પૂછો તો એ મારા ગાર્ગી માચીનુ શિક્ષણ ઉજાળવાનો આ પ્રસગ મારા માટે ખડો

થયો છે. મુનિવર મારા ગળામા સંસારના લૌતિક પદાર્થો નાખવા માગે છે, પરંતુ એમાથી હુ છૂટું તો જ એમા મારી વડાઈ. વળી જયા પતિ ત્યા સતી મારા પતિના માર્ગે જવામા મને શુ વાધો હોઈ શકે ?'

આ બધા વિચારો ઉપરથી મૈત્રેયીએ હોઠ પીસીને દઢ નિશ્ચય કરી લીધો પતિ સાથે પોતે પણ વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવો, સંસારના લૌતિક પદાર્થોનો ત્યાગ કરીને બ્રહ્મજ્ઞાનમા ચિત્ત લગાડી દેવું.

મૈત્રેયીએ પોતાના આ બધા વિચારો મુનિ યાજ્ઞવલ્કય આગળ અત્યંત નિખાલસ ભાવે પ્રગટ કર્યા અને પોતાનો પણ વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવાનો દઢ નિશ્ચય જાહેર કરતા કહ્યું: 'મુનિવર, આપણી જે લૌતિક માલમિલકત છે, તે બધી જ તમે મારી બહેન કાત્યાયનીને આપી દો, મારે એમાનુ કંઈ ન જોઈએ. મને તો જોઈએ આપના સત્સંગનો લાભ, મને તો જોઈએ આપની સાથે એ અમૃતત્વનું પાન येनाहं नामृतास्याम् किमहं तेन कुर्याम्। (જેનાથી મને અમૃતત્ત્વની પ્રાપ્તિ ન થઈ શકે તેવા આપના ધનને લઈને હુ શું કરું ?)'

મૈત્રેયીના આવા ઉચ્ચ સંસ્કારો જોઈ મુનિ યાજ્ઞવલ્કય ઘણા ખુશ થયા અને પ્રસન્નચિત્તે તેમણે તેને વાનપ્રસ્થાશ્રમમાં પોતાની સાથે લઈ અધ્યાત્મજ્ઞાનના માર્ગમા આગળ વધારી.

પછી તો મૈત્રેયી અધ્યાત્મજ્ઞાનમા–બ્રહ્મવિદ્યામા કેટલી આગળ વધી હતી તેનું એક જ દષ્ટાંત બસ થશે. આપણી પેલી વિખ્યાત પ્રાર્થના સાભળી છે ને ?

असतो मा सद् गमय, तमसो मा ज्योतिर्गमय,
मृत्योर्माऽमृत गमय, आविराविर्म एधि,
रुद्रयत्ते दक्षिण मुखम्, तेन मा पाहि नित्यम्

['હે પ્રભુ મને અસત્‌માથી સત્‌મા દોરી જાઓ; અંધકારમા-

થી મને પ્રકાશમાં દોરી જાઓ, મૃત્યુમાંથી અમૃતમાં દોરી જાઓ; હે પ્રકાશસ્વરૂપ પરમાત્મા! તમે મારામાં પ્રકાશિત થાઓ; હે રુદ્ર (મહાદેવ), તમારા પ્રસન્ન મુખનું મને દર્શન કરાવો; તમારા એ પ્રસન્ન મુખ વડે મારી રક્ષા કરો.]

ઉરમાંથી જ સીધી પ્રગટ થતી આપણી આ શ્રેષ્ઠ પ્રભુ-પ્રાર્થનાની રચયિત્રી બીજું કોઈ નહિ, પણ આ મૈત્રેયી જ હતી.

મૈત્રેયી મિત્રમુનિની કન્યા હતી, તે ઉપરથી તેનું 'મૈત્રેયી' એવું નામ પડયું હતું. મિત્રમુનિ એક આદર્શ બ્રાહ્મણને છાજે તેવી એક પાઠશાળા ચલાવતા હતા. મૈત્રેયી પોતાના પિતાની આ પાઠશાળામાં જ ભણીગણી હતી, અને પંડિતા બનીને તેણે આ પાઠશાળામાં શિક્ષિકા તરીકે પણ પોતાની સેવા આપી હતી.

## ૬ : મહાસતી અનસૂયા

**પ**વિત્ર ભરતભૂમિની સતીસાધ્વી સ્ત્રીઓમાં સતી અનસૂયાનું સ્થાન ઘણું ઊંચું છે; એટલે તો તેઓ સતી નહિ, પરંતુ 'મહાસતી અનસૂયા'ના નામે લોકોના હૃદયમાં અનેરું સ્થાન પામ્યાં છે.

અનસૂયા દેવીનો જન્મ અત્યંત સંસ્કારી કુટુંબમાં થયો હતો. ખૂબ જ પવિત્ર અને વિદુષી-દેવી દેવહૂતિની કૂખે તેમણે જન્મ લીધો હતો. બ્રહ્મર્ષિ કર્દમમુનિ તેમના પિતા થાય; સાંખ્યશાસ્ત્રના રચયિતા અને મહાન તત્ત્વવેત્તા કપિલમુનિ તેમના ભાઈ થાય.

માતા દેવહૂતિએ પોતાના પુત્ર કપિલમુનિને પોતાના અનોખા શિક્ષણ દ્વારા તત્ત્વજ્ઞાનીઓમાં તેજસ્વી સિતારો બનાવ્યો હતો, આ જ જ્ઞાની માતા દેવહૂતિનું ધાવણ અનસૂયા ધાવ્યાં હતાં તથા એ પરમ શિક્ષિત અને સંસ્કારી માતાનું શિક્ષણ તેઓ પામ્યાં હતાં.

અનસૂયાને બીજી આઠ બહેનો હતી. એ નવેય બહેનોમાં અનસૂયાની વાત ન્યારી હતી. બાલ્યકાળથી જ પોતાના નામ 'અનસૂયા' પ્રમાણે 'અસૂયા' એટલે કે ઈર્ષ્યાનો તો છાંટો પણ તેમનામાં નહોતો.

એક વિદ્યાર્થિની તરીકે પણ બાળ અનસૂયા કેવી તેજસ્વી અને મહેનતુ હતી તે વિશે એક પ્રસંગ છે. એક વાર સવારના પહોરમાં વિદ્યાર્થિની અનસૂયા હાથમાં પોથી પકડીને વિદ્યાભ્યાસ કરવા ક્યાંક જતી હતી, ત્યાં રસ્તામાં તેમનો કોઈ ઓળખીતો પુરુષ મળ્યો, તેણે સ્વાભાવિક પૂછ્યું: 'કેમ અનસૂયાબહેન, આટલી સવારમાં ક્યાં ચાલ્યાં? કયા ગુરુ પાસે ભણશો?'

વિદ્યાર્થિની અનસૂયાએ વિવેકથી જવાબ આપ્યો: 'વાલ્મિકી મુનિ પાસે અભ્યાસ કરીને આવું છું અને હવે જવું છે અગસ્ત્ય ઋષિના આશ્રમે. ત્યાં એ અગસ્ત્ય ઋષિ મને વેદોનો અભ્યાસ કરાવશે.'

ભણતર પૂરું થવાની સાથે જ અનસૂયાનો કન્યાકાળ પણ પૂરો થયો. માત્ર પોપટિયું ભણતર તેઓ ભણ્યાં નહોતાં, પરંતુ એ ભણતરને જીવનમાં ઉતારવા પણ તેઓ સતત પ્રયત્નશીલ રહેતાં હતાં. ભણતરની સાથે પોતાને ભાગે આવતું ઘરકામ પણ તેઓ અત્યંત ચીવટ અને સફાઈથી કરતાં હતાં.

તેઓ ઉંમરલાયક થતાં મહર્ષિ અત્રિ સાથે તેમનું લગ્ન થયું. યથાસમયે તેઓ સાસરે ગયાં. સાસરામાં પોતાના પતિ અત્રિ-મુનિની સર્વ પ્રકારે સેવા ઉઠાવવાના કાર્યને પતિવ્રતાધર્મને વરેલાં અનસૂયાદેવીએ પોતાનું જીવનકર્તવ્ય માન્યું હતું.

પતિવ્રતાધર્મનું પાલન તેઓ કેવી ચીવટથી કરતાં તેનો એક ઉત્તમ દાખલો આ પ્રમાણે છે:

એક વાર અત્રિ મુનિ આશ્રમના એકાંતમાં યોગાભ્યાસ

કરવામા ગૃથાયા હતા. યોગાભ્યાસ લાબા સમય સુધી ચાલ્યો. યોગાભ્યાસ દરમિયાન સમાધિમા અત્રિ મુનિ એવા લીન થઈ જતા હતા કે પોતાની આજુબાજુ શુ ચાલી રહ્યુ છે તેનુ ભાન સરખુ પણ તેમને નહોતુ રહેતુ. એવામા એ પ્રદેશમા ભયકર દુકાળ પડ્યો, પરતુ તેનુ કાઈ ભાન અત્રિમુનિને રહ્યુ નહિ. દુકાળને લીધે આશ્રમના બધા અતેવાસીઓ એક પછી એક અત્રિમુનિને તજીને ચાલ્યા ગયા. આશ્રમમા માત્ર દેવી અનસૂયા જ તેમની સેવામા રહ્યા હતા. તેઓ એમ જ માનતા કે જ્યા પતિ ત્યા સતી, જ્યા કાયા ત્યા છાયા યોગાભ્યાસમા સતત રત રહેનાર પોતાના પતિની બધી જરૂરિયાતોને પૂરી પાડવાનુ કામ તેમણે ઉપાડી લીધુ. આમ દેવી અનસૂયાના ખત અને પરિશ્રમથી એવા દુકાળમા પણ અત્રિમુનિને કશી વાતની કમીના લાગતી નહોતી, અરે, દેશમા દુકાળ પડ્યો હતો તેનુ ભાન પણ દેવી અનસૂયાએ પોતાના પતિને થવા દીધુ નહોતુ. આમ આખુ વર્ષ વીતી ગયુ. અનાજ મેળવવા ફાફા મારવા પડતા, છતા ગમે ત્યાથી અનસૂયા અનાજ લઈ આવતા. એ પછી તો એક દિવસ પાણીની સખત તગી પડી પાણીના જૂના ઝરણા એક પછી એક ક્યારનાયે સુકાઈ ગયા હતા. કોઈ કોઈ વાર તો અનસૂયાદેવીને એક ગાઉ સુધી દૂર પાણી લેવા જવુ પડતુ. આવામા એક દિવસ અનસૂયાદેવી માટે પૂરેપૂરો કસોટીનો ઊગ્યો પેલુ દૂરનુ પાણીનુ ઝરણુ પણ, એકાએક કોઈ માણસની માનવતા અદૃશ્ય થઈ જાય તેમ અદૃશ્ય થઈ ગયુ હવે શુ કરવુ ? ખાવા વગર ચાલે, પણ કઈ પાણી વગર ચાલે ? એટલે પાણીની શોધમા અનસૂયાદેવી ત્યાથી આગળ ને આગળ ચાલવા લાગ્યા. પરતુ એટલામા ક્યાય પાણીનુ નામનિશાન તેમના જેવામા આવતુ નહોતુ આથી તેઓ બહુ નિરાશ થયા. તેમને થયું : 'મુનિ-પતિદેવ સમાધિમાથી જાગશે, ત્યારે પાણી વગર તેઓ શુ કરશે ?'

આ વિચારે તેઓ હજુ આગળ ને આગળ ચાલવા લાગ્યાં. છેવટે નિરાશ બનીને, કાખમાંના ઘડાને હેઠા મૂકી તેઓ એક ઝાડ નીચે બેઠાં અને વિલાપ કરવા લાગ્યાં. સામાન્ય રીતે હૃદયનાં કઠણ એવાં અનસૂયાદેવી આજે રુદન કરવા લાગ્યાં. એટલામાં જાણે અનસૂયાદેવી માટે સોનાનો સૂરજ ઊગ્યો હોય તેમ એક તેજસ્વી તપસ્વિની અનસૂયાદેવીનો વિલાપ સાંભળી તેમની પાસે આવ્યાં અને અત્યંત પ્રેમભર્યા સ્વરથી તેમને પૂછ્યું: 'બહેન, શા સારુ રડે છે? તારે શું જોઈએ છે?'

'દેવી, મારે બીજું કંઈ નથી જોઈતુ, મારે તો માનવમાત્ર માટે પ્રભુએ નિર્માણ કરેલું પાણી જોઈએ છે. આ ભર્યા સંસારમાં આજે હું પાણીની ભૂખી છું;' એમ કહીને અનસૂયાદેવીએ પોતાની બધી વાત પેલાં તપસ્વિનીને કહી. એથી પ્રસન્ન થઈને તપસ્વિનીએ અનસૂયાને કહ્યું: 'ઓહો, આટલી જ વાત છે ને? જો એમ કર, આ હું ઊભી છું ત્યાં તું ખોદ; પ્રભુ કરશે, તો હમણાં જ તું પાણી મેળવી શકીશ.'

અનસૂયાદેવી તો રાજી રાજી થઈ ગયાં, અને તપસ્વિનીએ બતાવેલી જગાએ શ્રદ્ધાપૂર્વક ખોદવા માંડ્યું. બેચાર હાથ માંડ ખોદાયું હશે, ત્યાં તો નીચે ધરતીમાંથી પુષ્કળ પાણીનું મોટું ઝરણું ફૂટી નીકળ્યું. જોતજોતામાં એ પાણી માર્ગ કરતું, એક નદીના રૂપમાં આગળ વધવા લાગ્યું. એટલી વારમાં તો પેલાં તપસ્વિની અદૃશ્ય થઈ ગયાં હતાં. હરખે હરખે પાણી ભરીને અનસૂયાદેવી પોતાના આશ્રમમાં દોડી આવ્યાં. જ્યારે અત્રિમુનિએ સમાધિમાંથી જાગીને તે પાણી પીધું ત્યારે તેમના આનંદનો પાર પણ ન રહ્યો. તેઓ પ્રસન્ન થઈ અનસૂયાદેવીને કહેવા લાગ્યા: 'દેવી, આવું ટોપરા જેવું મીઠું પાણી તમે ક્યાંથી લાવ્યાં?'

ત્યારે અનસૂયાદેવીએ તેમને પહેલેથી માંડીને બધી વાત

કરી. મુનિએ અત્યંત રાજી થઈને એ ઝરણુ જોવાની પોતાની ઇચ્છા પ્રગટ કરી. એટલે અનસૂયાદેવી પતિદેવ સાથે ફરી એ સ્થળે ગયાં. ત્યાં જઈને જુએ છે, તો હવે એ માત્ર ઝરણું રહ્યું નહોતું, પરંતુ એક નિર્મળ નીરની નદીના રૂપમાં પલટાઈ ગયું હતું. ખાસ અત્રિમુનિને પાણી પાવા માટે પૃથ્વીલોકમાં પ્રગટેલી એ નદીનું લોકોએ નામ પાડ્યું 'અત્રિગંગા.' કહે છે કે ગંગાજી પોતે તપસ્વિનીના વેશે અનસૂયાદેવી પાસે આવ્યાં હતાં. અત્યારે તો આ અત્રિગંગાનદી કાળે કરીને લુપ્ત થઈ છે.

અનસૂયાદેવીના મહિમાને ખૂબ જ વધારનારી એક બીજી પણ કથા છે:

અત્રિમુનિ અનસૂયાદેવી સાથે ગંગાના પવિત્ર તટ ઉપર એક વિશાળ વડના વૃક્ષ નીચે પર્ણકુટિમાં પ્રભુનું ધ્યાન ધરતા હતા.

એ વખતે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર—એ ત્રણે દેવો સાધુના વેષમાં અત્રિમુનિના આશ્રમે આવ્યા. અનસૂયાદેવી ગંગાજીમાં જળ ભરવા માટે જતાં હતાં. ત્રણે દેવોને અનસૂયાદેવી સામાં મળ્યાં. સાધુઓને જોઈ દેવીએ પોતાનુ બેડું બાજુએ મૂકી તેમને પ્રણામ કર્યાં અને કહ્યું: 'હે સાધુવરો, આપનાં દર્શનથી મને અત્યંત આનંદ થયો છે. મુનિશ્રી અત્યારે તપમાં છે. પાણી ભરી આવીને હમણાં જ હું આવીને આપને માટે રસોઈ બનાવી દઉં છું, ત્યાં સુધી આપ આશ્રમમાં બિરાજો.'

આમ ત્રણે દેવોને આશ્રમ ભણી વિદાય કરીને અનસૂયાદેવી પાણી ભરવા ગયાં. થોડીવારમાં જ તેઓ પાણી ભરીને આવી પહોંચ્યાં. પછી જ્યાં તેઓ રસોઈ માટે તૈયારી કરવા લાગ્યાં ત્યાં પહેલેથી ત્રણે દેવોએ નક્કી કરી મૂક્યું હોય તેમ, ત્રણેના વતી દેવાધિદેવ વિષ્ણુ બોલી ઊઠ્યા: 'દેવી, અમે હમણાં એક અત્યંત કઠિન વ્રતનું પાલન કરીએ છીએ. અમારા ગુરુએ અમને એ વ્રત બતાવ્યું છે. એથી ભોજનમાં અમારે ખાસ નિયમો પાળવાના હોય

છ; એટલે કૃપા કરીને આપ ભોજનની ભાંજગડમાં ન ઊતરશો!'

એક આદર્શ ગૃહિણીની શ્રદ્ધાથી અતિથિધર્મનું સદા પાલન કરનાર અનસૂયાદેવી બોલ્યાં : 'સાધુવર્યો, અમે આ ઘર લઈને બેઠાં છીએ કે વંઘોલિયું? મારા પતિ મારાથી પણ વધુ આતિથ્યશીલ છે. અમારે આંગણે આવેલો અતિથિ કદાપિ ભૂખ્યો જતો નથી. હા, આપના ભોજનના જે નિયમો હોય તે ખુશીથી મને કહો. વખત આવ્યે પ્રાણના ભોગે પણ આપના એ નિયમોનું હું પાલન કરીશ.'

વિષ્ણુ બોલ્યા : 'દેવી, આપનાં પ્રેમાળ વચનોથી અમે ખૂબ પ્રસન્ન થયા છીએ. આપ સંસ્કારી, વિદુષી અને મહેમાનોની પૂરેપૂરી સરભરા કરનાર સન્નારી છો એવી છાપ અમારા પર ક્યારનીયે પડી ચૂકી છે. આપનાં જેવાં આદર્શ ગૃહિણી પાસે આવી જ આશા રાખી શકાય. પરંતુ અમારા ભોજનના નિયમોની વાત ન્યારી છે. તે એ કે આપે અમને ભોજન તદ્દન નગ્ન અવસ્થામાં પીરસવું પડશે. આ પ્રકારનું અમારું વ્રત છે, અને તે અમે તમને લાચારીથી જણાવીએ છીએ. તમે આગ્રહ કર્યો, એટલે તમારી આગળ અમારે સાચી વાત જણાવવી જ જોઈએ. દાયણ આગળ પેટ સંતાડીએ એ કેમ ચાલે? માટે અમે તમને વીનવીએ છીએ કે અમને જમાડવા-કરવાની વાત રહેવા દો.'

કોઈ પણ સ્ત્રી આવી વિચિત્ર વાત સાંભળી ચકિત થઈ જાય; અનસૂયાદેવી પણ ઘડીભર વિસ્મયના ઊંડા ખાડામાં ઊતરી ગયાં. પરંતુ તુરત જ તેમણે પોતાના ચિત્તને સ્વસ્થ કરી દીધું. ઘડીભર આંખ મીંચીને પોતાના પતિદેવનાં ચરણકમળનું ધ્યાન ધર્યું. ત્રણે દેવોની લીલા આ મહાસતીના ધ્યાનમાં આવ્યા વગર રહી શકી નહિ. મંદમંદ સ્મિત કરતાં તેઓ બોલ્યાં :

'હે સંતસાધુઓ, જાઓ, આપની ઇચ્છા પૂર્ણ થશે.'

આટલું કહીને અનસૂયાદેવી ઊઠ્યાં અને પવિત્ર જળની

અંજલિ લઈને વેશધારી ત્રણે દેવો પર પાણી છાંટયું. સતીના સતીત્વના પ્રભાવથી એ ત્રણે દેવો ધાવણા બાળક જેટલા નાના સ્વરૂપમાં ફેરવાઈ ગયા. ત્રણે બાલપ્રભુઓને વારાફરતી પોતાના ખોળામાં લઈ અનસૂયાદેવી એ ધવડાવવા માંડ્યાં, એટલું જ નહિ પણ ત્રણે બાલપ્રભુઓને પ્રેમ અને વહાલથી હળવે રહીને સુવાડ્યા! ખરે, આ અનુપમ દશ્ય ખૂબ જ અદ્દભુત અને આનંદ આપનારું બન્યું હતું.

સંધ્યાપૂજા કરીને જ્યારે મહર્ષિ અત્રિ પોતાની કુટિરે પાછા ફર્યા ત્યારે આશ્રમમાં આવા નાના બાળકોને જોઈને આશ્ચર્યમાં ખૂબ જ ગરકાવ થઈ ગયા. કુતૂહલવશ થઈ તેમણે અનસૂયાદેવીને પૂછ્યું: 'દેવી, આ તેજસ્વી બાળકો કોના છે? આપણા આશ્રમમાં એ કયાંથી આવ્યા?'

અનસૂયાદેવીએ પહેલેથી માંડીને બધી વાત અત્રિમુનિને કહી.

બાલપ્રભુઓની આવી અદ્દભુત અને મનોહર કથા સાંભળીને અત્રિમુનિના રૂંવેરૂંવે આનંદ વ્યાપ્યો.

દેવો આ અદ્દભુત દશ્ય જોવા માટે આકાશમાં આવી લાગ્યા. આ બધા દેવોની સાથે આ ત્રણ મહાન દેવોની ત્રણ પત્નીઓ—ઉમા, લક્ષ્મી અને બ્રહ્માણી પણ હતાં. આ સુદર દશ્ય જોઈને દેવદેવીઓને ગજબનાક કુતૂહલ થતુ હતું. પતિવ્રતાધર્મનો પ્રતાપ કેવો પ્રખર હોય છે એનુ સચોટ જ્ઞાન ત્યાં હાજર રહેલા સર્વને થયું.

પોતાના પ્રિય પતિઓને બાલસ્વરૂપમાં ફેરવાયેલા જોઈને ઉમા, લક્ષ્મી તથા બ્રહ્માણીથી વધુ વાર ન રહેવાયું. તેઓ જમીન પર ઊતરીને અનસૂયાદેવીનાં ચરણોમાં પડ્યાં અને આજીજી કરતાં કરતાં કહેવા લાગ્યાં: 'માતાજી, અમારા સ્વામીઓ અમને પાછા આપો!'

અનસૂયાદેવી તો દયાનો સાગર હતાં. પતિવિરહથી પતિવ્રતા સ્ત્રીનું હૃદય કેવું કારમું દુ:ખ અનુભવે છે તેની તેમને બરાબર ખબર હતી. ત્રણે દેવપત્નીઓને તેમણે સાંત્વન આપ્યું અને

થોડીવાર રાહ જોવા કહ્યું. એ પછી નિરભિમાન અને સરળ હૃદય-નાં અનસૂયાદેવીએ પવિત્ર જળની અંજલિ લઈને એ ત્રણે ભૂલકાં ઉપર છાંટી કે તુરત જ ત્રણે બાળકો બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના તેમના અસલ સ્વરૂપમાં પલટાઈ ગયા!

અનસૂયાદેવીના આવા ઉત્તમ પ્રકારના પતિવ્રતાધર્મની સૌથી ઊંડી અસર થઈ ભગવાન વિષ્ણુ પર. પ્રસન્ન થઈને વિષ્ણુ ભગવાન બોલ્યા:

'દેવી, તમારા પર હું પ્રસન્ન થયો છું; તમે જે વરદાન માગો તે હું તમને આપીશ.'

દેવ જેવા બાળક પર માતાના હૃદયમાં કેવું હેત ઊભરે છે તેનો તાજો જ અનુભવ અનસૂયાદેવીને થયો હતો; એટલે તેમણે માગ્યું:

'ભગવન્! જો આપે મને વરદાન આપવું જ હોય તો આપના જેવો જ પુત્ર મારી કૂખે જન્મે એવું વરદાન મને આપો!'

ભગવાન વિષ્ણુએ 'તથાસ્તુ' કહ્યું; અને એ પછી ત્રણે દેવો પોતાની પત્નીઓ સહિત ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

રામચંદ્રજી જયારે સીતા અને લક્ષ્મણ સાથે વનવાસ સેવી રહ્યા હતા ત્યારે ત્રણે જણાં ફરતાં ફરતાં અત્રિમુનિના આશ્રમમાં આવી પહોંચ્યાં હતાં. સીતાએ અનસૂયાદેવીના ઉન્નત ચરિત્ર વિશે ઘણું ઘણું સાંભળ્યું હતું; એટલે તેમને અનસૂયાદેવીના ચરણે બેસી, ખાસ કરીને પતિવ્રતાધર્મનો ઉપદેશ સાંભળવો હતો. એથી તેમણે અનસૂયાદેવીના ચરણોમાં પ્રણામ કરી પતિવ્રતાધર્મ વિષે કંઈક કહેવા વિનંતી કરી: આટલી નાની ઉંમરમાં અને પોતે એક રાજકુમારી હોવા છતાં પતિ પાછળ વનવાસ સ્વીકારનાર

તેમને દિવ્ય વસ્રો પહેરાવ્યાં, પોતાના હાથે તેમનું માથું ઓળ્યું. પછી એ દિવસે સાંજે સીતાની ઇચ્છાને માન આપીને તેમને અનસૂયાદેવીએ પતિવ્રતાધર્મનો ઉત્તમ ઉપદેશ આપ્યો. આપણા ગુજરાતી કવિ ગિરધરદાસે પોતાના રામાયણમાં આ આખોયે પ્રસંગ સુંદર રીતે કવિતામાં વર્ણવ્યો છે, એ તદ્દન સરળ અને મધુર ભાષામાં હોઈ અત્રે ઉતાર્યો છે :

ઢાળ

તે વૃત્તાંત સર્વે માંડી કહ્યું, મુનિવરને શ્રીરઘુરાય;
પછી અનસૂયા કરુણા કરી બોલ્યાં, સાંભળ હો સીતાય.
સ્રીને સ્વામીની સેવા કરવી, મોક્ષધર્મ છે એહ;
સાચી વાત પતિને કહેવી, રાખવો નહિ સંદેહ.
અંધ, પંગુ ને દરિદ્રી, રોગી, વ્યસની, પાપી, કામી;
પણ ઇંદ્ર સમાન સતીએ ગણવો, જે પોતાનો સ્વામી.
આપતકાળે, દુઃખવેળાએ, રહીએ સ્વામીની સાથ;
અખંડ આજ્ઞા પાળીએ સત્વર, ક્યારે ન દૂભીએ નાથ.
ઈશ્વરે આપી હોય ઘણી સંપત્તિ, દાસદાસી ઘેર પરમ;
પણ સ્વામીસેવા સ્વહસ્તે કરવી, એહ સતીનો ધરમ.
નિર્દય, શઠ, મૂરખ પતિ હોય પણ, તેની સેવા કરીએ;
સ્વામીના ચરણે ચિત્ત રાખીને, ભવ–સાગરને તરીએ.
પતિવંચક વ્યભિચારી સ્રી, તેનો સંગ ન સ્વપ્ને કીજે;
ઈશ્વર સમ અન્ય પુરુષ હોય પણ, તેશું ચિત્ત નવ દીજે.
પહેલા પતિ પછી પરમેશ્વર, ભજીએ એક સ્વરૂપ;
તે સતી કેરી કરે વંદના, બ્રહ્મા સુરપતિ ભૂપ.
એમ પવિત્રતા તે સાચી જે કો, પાળે વ્રત પતિનું;
તપસ્વી કેરા તપથી વાધે, અધિકું તેજ સતીનું.
સુણ સીતા તું પરમ સાધવી, લક્ષ્મીનો અવતાર;
તુજને હું શો ધર્મ શીખવું, ત્રિભુવન–પતિની નાર?
પણ લોકના હિત કારણ મેં કંઈ એક, ધર્મ કહ્યા સુણ માય;
તું કલ્યાણ હરિની રાણી, સકળ ધર્મ તુજ પાય.

## ૭ : લક્ષ્મીદેવી

દેવીની જેટલી શક્તિઓ માનવામાં આવે છે તે સૌનું મૂળ મહાલક્ષ્મી–લક્ષ્મીદેવી જ છે. સર્વોત્કૃષ્ટ પરાશક્તિ પણ એ જ છે.

આમ તો લક્ષ્મીદેવી જ જગજ્જનની છે. બ્રહ્મા, વિષ્ણુ આદિ દેવતાઓનું પ્રાગટ્ય એમનામાંથી જ કલ્પાયું છે, છતાં તેઓ પોતાનાં વિવિધ સ્વરૂપોથી બ્રહ્મા, વિષ્ણુ આદિની સેવામાં રહે છે.

લક્ષ્મીદેવીએ એક વાર મહર્ષિ ભૃગુની પુત્રીના રૂપમાં અવતાર લીધો હતો; એટલા માટે 'ભાર્ગવી'ના બીજા નામથી પણ તેઓ ઓળખાય છે. સમુદ્રમંથનના સમયે પણ ક્ષીરસાગરમાંથી તેઓ પ્રગટ થયાં હતાં; એટલા માટે 'ક્ષીરોદતનયા' કે 'ક્ષીરસાગરકન્યા' એવું નામ પણ તેમનું પડેલું છે.

ભગવાન વિષ્ણુ જ્યારે જ્યારે અવતાર ધારણ કરે છે ત્યારે ત્યારે લક્ષ્મીદેવી પણ અવતાર ધારણ કરીને તેમની સેવા કરે છે અને ભગવાનની લીલાઓમાં પોતાનો સહયોગ આપે છે. તેમના પ્રાગટ્યની એક કથા આ પ્રમાણે છે :

મહર્ષિ ભૃગુની પત્ની 'ખ્યાતિ'ની કૂખેથી ત્રણે ભુવનોને મોહમાં નાખે તેવી એક ત્રિલોકસુંદરી કન્યા અવતરી. સુલક્ષણી કન્યામાં જે જે સારાં લક્ષણ કલ્પી શકાય તે તે બધાં તેનામાં હતાં; કન્યાનાં આવાં શુભ લક્ષણોને લીધે જ તેનું નામ 'લક્ષ્મી' પાડવામાં આવ્યું. અર્થાત્ સાક્ષાત્ લક્ષ્મીદેવીએ આ કન્યાના રૂપમાં જન્મ ધારણ કર્યો હતો અને એટલા માટે તે 'લક્ષ્મી' નામે ઓળખાઈ. લક્ષ્મી જેમ જેમ મોટી થતી ગઈ અને સમજણમાં આવતી ગઈ તેમ તેમ વિષ્ણુ ભગવાનના ગુણ અને પ્રભાવનું વર્ણન તેના સાંભળવામાં આવ્યું. એથી તેનું હૃદય ભગવાન વિષ્ણુ તરફ ખૂબ જ આકર્ષાયું. પોતાના આરાધ્યદેવ ભગવાન વિષ્ણુને પતિરૂપે પામવાની ઇચ્છાથી સમુદ્રકિનારે જઈને તેણે ઉગ્ર તપશ્ચર્યા

શરૂ કરી. તપશ્ચર્યા કરતાં કરતાં એક હજાર વર્ષનો સમય વીતી ગયો. એટલે ભગવાન વિષ્ણુનું સ્વરૂપ ધારણ કરીને ઇંદ્ર લક્ષ્મી સમક્ષ આવ્યા અને પ્રસન્ન થઈને વરદાન માગવા કહ્યું. લક્ષ્મી બોલી: 'આપ આપનું વિશ્વરૂપ-દર્શન મને કરાવો.'

ઇંદ્ર આના માટે અસમર્થ હતા; એટલે શરમના માર્યા તે ત્યાંથી ચાલ્યા ગયા. એ પછી બીજા કેટલાયે દેવતાઓએ લક્ષ્મી આગળ પોતાની લીલાઓ કરી. પરંતુ પ્રભુનું સાચું સ્વરૂપ ઓળખતી લક્ષ્મીએ સૌનું પોલ ખુલ્લું પાડયું.

આવા સમાચાર સાંભળીને ભગવાન વિષ્ણુ પોતે લક્ષ્મીદેવી પર પ્રસન્ન થઈને તેની પાસે ગયા અને વર માગવાનું કહ્યું. લક્ષ્મીદેવી બોલ્યાં: 'દેવાધિદેવ, જો આપ સાક્ષાત્ વિષ્ણુ ભગવાન હો તો આપના વિશ્વરૂપનું દર્શન મને કરાવી મારા મનનો સંદેહ દૂર કરો.'

ભગવાન વિષ્ણુએ લક્ષ્મીદેવીને પોતાના વિશ્વરૂપનું દર્શન કરાવ્યું અને તેમની ઇચ્છા અનુસાર તેમને પત્નીરૂપે ગ્રહણ કર્યાં. તે પછી ભગવાન વિષ્ણુએ કહ્યું: 'દેવી, બ્રહ્મચર્ય જ સર્વ ધર્મોનું મૂળ અને સર્વોત્તમ તપશ્ચર્યા છે. તમે બ્રહ્મચર્યવ્રતનું સંપૂર્ણ પાલન કરીને આ સ્થાને કઠોર તપશ્ચર્યા કરી છે, એટલા માટે હું અહીં રહીશ અને 'મૂલ શ્રીપતિ' નામથી પ્રખ્યાતિ પામીશ. અને તમે પણ બ્રહ્મચર્યસ્વરૂપિણી 'મૂલ શ્રી'ના નામથી પ્રસિદ્ધ થશો.'

લક્ષ્મીદેવીના પ્રાગટ્ય સંબંધમાં બીજી એક કથા આ પ્રમાણે છે:

એક વખત દુર્વાસા મુનિ પૃથ્વીલોક પર વિચરતા હતા. ફરતા ફરતા તેઓ એક સુંદર અરણ્યમાં આવી લાગ્યા. આ સ્થળે એક વિદ્યાધર-સુંદરી હાથમાં પારિજાત પુષ્પોની એક માળા લઈને ઊભી હતી. એ પારિજાત પુષ્પોની અલૌકિક સુવાસથી સારોયે વનપ્રદેશ સુવાસિત બન્યો હતો. દુર્વાસાએ એ વિદ્યાધરી પાસેથી પેલી મનોહર માળા માગી. દુર્વાસા મુનિને પ્રણામ

કરીને વિદ્યાધરીએ પોતાની પાસેની માળા ખૂબ પ્રેમપૂર્વક તેમને આપી દીધી. માળા હાથમાં આવતાં મુનિ ગાંડા ગાંડા થઈ ગયા અને તેને માથા પર મૂકીને પૃથ્વીલોક પર ભ્રમણ કરવા લાગ્યા.

એ જ સમયે મુનિને દેવોના રાજા ઇંદ્ર દેખાયા. ઇંદ્ર પોતાના મતવાલા ઐરાવત હાથી પર બેસીને આ બાજુ આવતા હતા. તેમની સાથે બીજા ઘણા દેવો હતા. માળા પર ઘણા ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા, એટલે ભમરાના ત્રાસથી બચવા માટે દુર્વાસા મુનિએ માળા પોતાના હાથમાં લઈ લીધી. જ્યારે ઇંદ્ર પોતાની સમીપ આવ્યા ત્યારે દુર્વાસા મુનિએ ગાંડાની જેમ પેલી માળા તેમના પર ફેંકી દીધી. એ માળા ઊંચકીને ઇંદ્રે ઐરાવતના મસ્તક પર નાખી દીધી. ઐરાવતને પણ એ સુગંધિત માળાને લીધે ભમરાઓનો ત્રાસ પડવા લાગ્યો, એટલે તેણે સૂંઢ વડે માળા માથા ઉપરથી ઉતારી નાખી અને સૂંઘીને જમીન પર ફેંકી દીધી. આ જોઈને દુર્વાસા મુનિ ક્રોધથી સમસમી ઊઠ્યા અને ઇંદ્રને શાપ આપતાં કહેવા લાગ્યા: 'અરે હે ઇંદ્ર, ઐશ્વર્યના ઘમંડથી તારું હૃદય દૂષિત બની ગયું છે; તારા પર જડતા છવાઈ ગઈ છે; એટલે તો મેં આપેલી માળાનો તેં અનાદર કર્યો છે. એ કંઈ સામાન્ય માળા ન હતી, પરંતુ લક્ષ્મીનું ધામ હતી. એ માળાને માનપૂર્વક રાખવાને બદલે તેં એને કાઢી નાખી એથી તારા અધિકારમાં રહેલી ત્રણે લોકની લક્ષ્મી જલદીથી અદૃશ્ય થઈ જાઓ!'

દુર્વાસા મુનિનો આવો શાપ સાંભળીને ઇંદ્ર ગભરાઈ ઊઠ્યા અને ઐરાવત પરથી ઊતરીને મુનિના ચરણોમાં પડી ગયો. ઇંદ્રે તેમને પ્રસન્ન કરવા માટે લાખ વાનાં કર્યાં, પરંતુ એ બધું નિષ્ફળ નીવડ્યું. ઊલટું ઇંદ્રને ફિટકાર આપીને દુર્વાસા મુનિ ત્યાંથી ચાલી નીકળ્યા. ઇંદ્ર પણ લાચાર મને ઐરાવત પર સવારી કરીને પોતાની અમરાવતી નગરીમાં પાછો ફર્યો. ત્યારથી ત્રણે

લોકની લક્ષ્મી નષ્ટ થઈ ગઈ. આવી રીતે ત્રણે લોક લક્ષ્મીરહિત એટલે કે સત્ત્વરહિત થઈ જવાથી દાનવોએ દેવો પર ચડાઈ કરી. દેવોમાં પણ હવે ઉત્સાહ ક્યાં રહ્યો હતો? એ વખતે તો દેવોએ પોતાની હાર કબૂલી. પછી સર્વ દેવોએ બ્રહ્માજીનુ શરણ શોધ્યું. બ્રહ્માજીએ તેમને ભગવાન વિષ્ણુના શરણે જવાની સલાહ આપી; એટલું જ નહિ પણ દેવો સાથે પોતે પણ ક્ષીરસાગરના ઉત્તર તટ ઉપર ગયા. ત્યાં જઈને બ્રહ્માજીની આગેવાની નીચે સર્વ દેવોએ બહુ ભક્તિથી ભગવાન વિષ્ણુનુ સ્તવન કર્યું. એથી પ્રસન્ન થઈને ભગવાન વિષ્ણુ દેવો સમક્ષ પ્રગટ થયા અને તેમને ક્ષીરસાગરનું મંથન કરવાની સલાહ આપતાં કહ્યું: 'ક્ષીર-સાગરના મંથનમાંથી અમૃત પ્રગટ થશે. તેનુ પાન કરીને તમે સૌ અજરામર બની જશો. પરંતુ આ કામ બહુ કઠણ છે. એમાં તમારે દાનવોનો પણ સાથ લેવો પડશે. હું પણ તમને બધી વાતે મદદ કરીશ.'

વિષ્ણુ ભગવાનની સલાહ અનુસાર દેવોએ દાનવો સાથે સહકાર સાધ્યો અને અમૃતની પ્રાપ્તિ માટે ક્ષીરસાગરમાં મંથન કરવાનું નક્કી કર્યું. મંદરાચળ પર્વતનાં રવૈયો અને વાસુકિ નાગનું નેતરું બનાવવામાં આવ્યું અને ઘણા ઉત્સાહપૂર્વક દેવો અને દાનવોએ સમુદ્રમંથન શરૂ કર્યું. ભગવાન વિષ્ણુએ વાસુકિ નાગના પૂંછડાવાળો ભાગ દેવોના હાથમાં અને મુખવાળો ભાગ દાનવોના હાથમાં મૂકયો. મંથન શરૂ થયું, એટલે વાસુકિ નાગના મુખમાંથી નીકળતા ખૂબ ગરમ ગરમ અને ઝેરી શ્વાસથી દાનવો નિસ્તેજ બનતા ગયા અને દેવોની શક્તિ વધતી ગઈ. ભગવાન વિષ્ણુ પોતે કાચબાનું રૂપ ધારણ કરીને ક્ષીરસાગરમાં ફરતા એ મંદરાચળ પર્વતનો આધાર બન્યા હતા. તેઓ એક સ્વરૂપ લઈ દેવોને અને બીજું સ્વરૂપ લઈ દાનવોને દોરડું ખેંચવામાં સહાય કરતા હતા અને ઉભય પક્ષને ઉત્સાહિત કરતા હતા.

આ પ્રમાણેના મંથનના પરિણામે ક્ષીરસાગરમાંથી અનુક્રમે કામધેનુ ગાય, વારુણી નામની મદિરા, કલ્પવૃક્ષ અને અપ્સરાઓ પ્રગટ થઈ. એ પછી ચંદ્રમા નીકળ્યો, જેને શિવજીએ પોતાના મસ્તક ઉપર ધારણ કર્યો. એ પછી ઝેર નીકળ્યું, જેનું ભગવાન શંકરે પાન કરી જગતને ઉગાર્યું. એ પછી અમૃતકળશ હાથમાં ધારણ કરીને ભગવાન ધન્વંતરિ પ્રગટ્યા. એથી દેવો અને દાનવો ઘણા પ્રસન્ન થયા. સૌના અંતે ક્ષીરસાગરમાંથી ભગવતી લક્ષ્મીદેવી પ્રગટ થયાં.

લક્ષ્મીદેવી એક વિશાળ આસન પર વિરાજમાન હતાં. તેમના અવયવોનું દિવ્ય તેજ ચોમેર ઝળહળી રહ્યું હતું. એમના હાથમાં કમળ શોભી રહ્યું હતું. તેમનું દર્શન કરીને દેવો અને મહર્ષિઓ ખુશખુશાલ થઈ ગયા. તેમણે વૈદિક મંત્રોથી લક્ષ્મીદેવીનું સ્તવન કર્યું. પછી દેવોએ એમને દિવ્ય વસ્ત્રાભૂષણ ભેટ ધર્યાં. દેવોનાં એ દિવ્ય વસ્ત્રાભૂષણો પરિધાન કરીને સૌના દેખતાં જ લક્ષ્મીદેવી પોતાના સનાતન સ્વામી ભગવાન વિષ્ણુના પડખે જઈને ઊભાં રહ્યાં. ભગવાન વિષ્ણુની પડખે ઊભેલાં લક્ષ્મીદેવીને જોઈને દેવો બહુ પ્રસન્ન થયા. એથી દાનવોને ઊંડી નિરાશા ઊપજી. તેમણે ધન્વંતરિના હાથમાંથી અમૃતનો કળશ છીનવી લીધો, પરંતુ ભગવાન વિષ્ણુએ પોતાના મોહિનીસ્વરૂપથી દાનવોને મોહિત કરી દીધા અને સઘળું અમૃત દેવોને પિવડાવી દીધું. એ પછી ઇંદ્રે અત્યંત વિનયપૂર્વક અને ભક્તિભાવથી લક્ષ્મીદેવીની સ્તુતિ કરી. એથી પ્રસન્ન થઈને લક્ષ્મીદેવીએ દેવોને મનપસંદ વરદાન આપ્યું. આ પ્રમાણે લક્ષ્મીદેવી ભગવાન વિષ્ણુનાં સદા અનન્ય પ્રિયતમા છે. ભગવાન વિષ્ણુના પ્રત્યેક અવતારમાં તેઓ તેમની સાથે જ રહે છે. જ્યારે ભગવાન શ્રીહરિ 'વિષ્ણુ' નામના આદિત્યના રૂપમાં પ્રગટ થયા, ત્યારે લક્ષ્મીદેવી 'પદ્મા' નામે પ્રગટ થયાં હતાં. શ્રીરામચંદ્રની સાથે 'સીતા' સ્વરૂપે અને

શ્રીકૃષ્ણચંદ્ર સાથે 'રુક્મિણી' સ્વરૂપે તેઓ અવતર્યાં હતાં. ભગવાનની સાથે લક્ષ્મીદેવીની આરાધના કરવાથી અભ્યુદય અને કલ્યાણ એ બંનેની સિદ્ધિ થાય છે. લક્ષ્મીદેવી સતીત્વ અને સાધુતાની મૂર્તિ છે. એટલા માટે જ પ્રત્યેક પત્નીને 'ગૃહલક્ષ્મી' અર્થાત્ 'ઘરની લક્ષ્મી' કહીને સન્માનવામાં આવે છે.

× × ×

ભગવાન શ્રીકૃષ્ણના પટરાણી રુક્મિણી એક વાર પોતાનાં જ મૂળ સ્વરૂપ લક્ષ્મીદેવીને મળવા માટે વૈકુંઠ ગયાં હતાં. ત્યાં લક્ષ્મીદેવીનું દર્શન કરીને રુક્મિણી બહુ પ્રસન્ન થયાં. પછી લોકકલ્યાણ અર્થે રુક્મિણીએ લક્ષ્મીદેવીને એક પ્રશ્ન પૂછ્યો: 'લક્ષ્મીદેવી, આપને કયા સ્થાને અને કેવા માણસો પાસે રહેવું ગમે છે? મતલબ કે આપનો નિવાસ કયાં હોય છે?'

ત્યારે લક્ષ્મીદેવીએ કહ્યું. 'બહેન, જે મનુષ્ય મધુર વચન બોલનાર, કાર્યકુશળ, ક્રોધરહિત, ભક્ત, સામાના ગુણનો બદલો વાળનાર, જિતેંદ્રિય અને ઉદાર છે તેને ત્યા મારો નિવાસ હોય છે. સદાચારી, ધર્મજ્ઞ, વૃદ્ધ-વડીલોની સેવામાં તત્પર, પુણ્યાત્મા, ક્ષમાવાન અને બુદ્ધિશાળી માનવીની પાસે હુ હમેશાં રહું છુ. જે સ્ત્રીઓ પોતાના પતિની સેવા કરે છે, જેઓમા ક્ષમા, સત્ય, ઈંદ્રિય સંયમ, સ્વભાવમાં સરળતા ઇત્યાદિ સદ્‌ગુણો હોય છે તેવી સ્ત્રીઓની સોબત મને ગમે છે. સવારી, કન્યા, આભૂષણ, યજ્ઞ, પાણીથી ભરેલી વાદળી, ખીલેલું કમળ, ખીલેલાં કમળોથી શોભતું તળાવ, મતવાલો હાથી, સાંઢ, રાજા, સિંહાસન, સજ્જન પુરુષ, વિદ્વાન બ્રાહ્મણ, પ્રજાપાલક ક્ષત્રિય, ખેતી કરનાર વૈશ્ય અને સેવાભાવનાવાળા શૂદ્ર: આ બધાં પાસે ઘણુંખરું હુ રહું છુ. જયા સદા હોમહવન ચાલ્યા કરતા હોય, દેવતા, ગાય તથા બ્રાહ્મણોની પૂજા થતી હોય તેવાં ઘરોનો હું કદી ત્યાગ કરતી નથી. ભગવાન નારાયણ ધર્મ, બ્રાહ્મણત્વ અને સંસારનો એકમાત્ર આધાર

છે; એથી જ હું તેમના દેહમાં એકાગ્રચિત્તે અને અભિન્નસ્વરૂપે રહું છું. ભગવાન વિષ્ણુ સિવાય બીજે કયાંય હું દેહ ધારણ કરીને રહેતી નથી. જ્યાં મારો વાસ હોય છે ત્યાં ધર્મ, અર્થ અને સુયશની વૃદ્ધિ થતી રહે છે.

હવે જે સ્થળોની મને સૂગ છે તેનું વર્ણન સાંભળો. જેઓ અકર્મણ્ય, કૃતઘ્ન, આચારભ્રષ્ટ, દુષ્ટ, ચોરવૃત્તિનાં, ગુરુનો દ્રોહ કરનારાં, ઉદ્ધત અને કપટી હોય છે તથા જેઓ ખળ, બુદ્ધિ અને વીર્યરહિત હોય છે તેમની પાસે હું રહેતી નથી. ક્રોધ કયાં કરવો અને હર્ષ કયાં પ્રગટ કરવો એનું જેમને ભાન નથી તેમની પાસે હું રહેતી નથી. જેમને ધનનો લોભ નથી અને જેઓ થોડામાં જ સંતુષ્ટ રહે છે તેમની પાસે પણ હું જતી નથી. જે સ્ત્રીઓ ગંદી રહે છે, ઘરની વસ્તુઓ અસ્તવ્યસ્ત રાખે છે, જેમનામાં ઉચ્ચ વિચારો હોતા નથી, જેઓ હમેશાં પતિને ન ગમતી વાતો કરે છે, જેમને બીજાઓને ઘેર રહેવાનું વધુ પસંદ હોય છે, જેઓ ધીરજ વગરની અને નિર્દય સ્વભાવની હોય છે, જેમનું ચિત્ત કામકાજમાં ચોંટતું નથી, જેનીતેની સાથે હમેશાં ઝઘડ્યા કરનારી જે હોય છે અને જે બહુ ઊંઘે છે તેવી સ્ત્રીઓની સોબત મને જરા પણ ગમતી નથી.'

## ૮ : માતા ગાંધારી

**ઘણી** વાર કોઈ કુળમાં અમુક કુલાંગારો પાકે છે, એટલે એ સમગ્ર કુળ નિંદાય છે. એવું જ કાંઈક કૌરવકુળનું થયેલું છે. કુલાંગાર સો કૌરવોએ-સોએ સો કૌરવો શું કામ, માત્ર દુર્યોધન અને દુઃશાસને જ પોતાના કુટુંબ-ભાઈ પાંડવો પ્રત્યે અધર્મ અને અન્યાય આચરી પોતાના કૌરવકુળને કાયમનું કલંક ચોંટાડયું છે. પરંતુ એ કૌરવકુળમાં પણ એક પરમ સતીનું તેજ ઝળ-

હળતું હતું. કદાચ કૌરવકુળની આ પરમ સતી સાધ્વીના પુણ્ય-પ્રતાપે જ કૌરવોને આટલો વિજય, આટલી સિદ્ધિ મળી હશે ! આ પરમ સતીસાધ્વી સ્ત્રી તે બીજું કોઈ જ નહિ, પણ માતા ગાંધારી–સો કૌરવોની જનેતા; અંધ મહારાજ ધૃતરાષ્ટ્રનાં ધર્મપત્ની.

હાલનો કંદહાર પ્રદેશ પ્રાચીન કાળમાં 'ગાંધાર દેશ' નામે ઓળખાતો. મહાભારતના સમયમાં રાજા સુબળ ત્યાં રાજ્ય કરતા હતા. આ સુબળ રાજાની પુત્રી તે જ 'ગાંધારી.'

એક ગુણિયલ કન્યા તરીકે ગાંધારીની ખ્યાતિ ચોમેર ફેલાયેલી હતી. ગાંધારી રૂપવતી, ગુણવતી તેમ જ પવિત્ર સ્વભાવની હતી. કન્યાકાળમાં ઉગ્ર તપ કરીને ગાંધારીએ ભગવાન શંકરને પ્રસન્ન કર્યા હતા. ભગવાન શંકરે પ્રસન્ન થઈને ગાંધારીને સો પુત્રોની માતા થવાનું વરદાન આપ્યું હતું.

ભીષ્મ પિતામહ પોતાના અંધ ધૃતરાષ્ટ્ર માટે કોઈ સુપાત્ર કન્યાની શોધમાં જ હતા. એવામાં આ ગંધારી વિશે તેમણે સાંભળ્યું. એટલે તેમણે ધૃતરાષ્ટ્ર માટે તેનું માગું કર્યું. એ વખતે પરાક્રમી ભીષ્મ પિતામહની વીરહાક દૂર દૂર સુધી વાગતી હતી; એટલે ગાંધારીના પિતા રાજા સુબળને ભીષ્મ પિતામહના માગાં પર પૂરેપૂરો વિચાર કરવો પડ્યો. રાજા સુબળને શરૂશરૂમાં તો થયું : 'વર ધૃતરાષ્ટ્ર અંધ છે; એક અંધકુમારવેરે મારી બત્રીસલક્ષણી ગાંધારીને કેમ પરણાવું ?'

પરંતુ બીજી બાજુ ભારતવર્ષ સાથે રાજકીય સંબંધ બંધાતો હતો. વળી જો રાજા સુબળ આ માગાને પાછું ઠેલે તો ચોમેર જેમના નામની હાક વાગતી હતી તેવા ભીષ્મ પિતામહનો તેમના પર પૂરેપૂરો કોપ ઊતરે એવું હતું. આ સિવાય કુમાર ધૃતરાષ્ટ્રમાં માત્ર અંધાપા સિવાય બીજો કશો દોષ ન હતો. બીજી બધી રીતે તે એક બહાદુર અને બુદ્ધિશાળી રાજકુમાર હતો; એટલે રાજા સુબળે ભીષ્મ પિતામહનું આ માગું સ્વીકાર્યું

અને પોતાની લાડકી કુંવરી ગાંધારીનું લગ્ન અંધ ધૃતરાષ્ટ્ર સાથે થવા દીધું.

ગાંધારી ધર્મશાસ્ત્રો ભણેલાં હતાં જ. ધર્મ, તેમને મન માત્ર પઠન કરવાની વસ્તુ નહોતી, પરંતુ વર્તનની વસ્તુ હતી. એથી પોતાના પતિ અંધ છે એવું જાણવામાં આવતાં જ તેમણે નિર્ણય કર્યો: 'જો મારા પતિ અંધ હોય, તો મારે પણ નેત્રસુખ ન લેવું જોઈએ.'

આ વિચારે ગાંધારીએ પોતાની આંખે પણ હમેશાં વસ્ત્રનો પાટો બાંધવા માંડ્યો. પતિના દુઃખે દુઃખી થનારી, પતિને જે કુદરતી સુખ ન હોય તે સુખનો સ્વેચ્છાએ ત્યાગ કરનારી સતી સ્ત્રીઓ સંસારમાં ખરેખર વિરલ છે. આવી સ્ત્રીઓમાં સતી ગાંધારીનું અચૂક સ્થાન છે.

સાસરે આવીને ગાંધારીએ પોતાની સેવા અને વિનયભરી વાણીથી સૌ વડીલોનાં હૃદય જીતી લીધાં.

ગાંધારીને સો પુત્રોની માતા થવાનું મહાદેવજી પાસેથી વરદાન મળેલું હતું જ. એ અનુસાર તેમને ગર્ભ રહ્યો. બે વર્ષ સુધી ગર્ભ તેમના પેટમાં જ રહ્યો. આ જ અરસામાં કુંતીદેવીની કૂખેથી યુધિષ્ઠિરનો જન્મ થઈ ચૂકયો હતો. ગર્ભ લાંબો સમય પોતાના ગર્ભાશયમાં રહ્યો, એટલે કંટાળીને ગાંધારીએ એ ગર્ભને બહાર કાઢી નાખ્યો. તે લોઢા જેવો કઠણ એક માંસપિંડ હતો. ગાંધારી તો તેને નાખી દેવા જતાં હતાં, ત્યાં ભગવાન વ્યાસે તેમને તેમ કરતાં વાર્યાં. ભગવાન વ્યાસના આદેશ મુજબ એ માંસપિંડને ઘીથી ભરેલા કુંડમાં મૂકવામાં આવ્યો. પછી ઠંડું જળ તેના પર છાંટવાથી એ માંસપિંડના અંગુઠા જેવડા સો ટુકડા થઈ ગયા. એ ટુકડા જુદા જુદા સો ઘીના કુંડોમાં નાખીને કુંડા બંધ કરી દેવામાં આવ્યા. બે વર્ષ પછી એ કુંડા ક્રમે ક્રમે ખોલવામાં આવ્યા તો તેમાંથી એક સો કુમારો અને દુઃશલા નામની એક

કન્યા નીકળી આવી. જે દિવસે ભીમસેનનો જન્મ થયો હતો, તે જ દિવસે ગાંધારીના પાટવી કુંવર દુર્યોધનનો જન્મ થયો હતો.

× × ×

દેવી ગાંધારીના ઉમદા ચારિત્ર્યમાં સૌથી મહત્ત્વની વસ્તુ એ છે કે તેઓ પાંડવોને કષ્ટ દેવામાં, તેમના હક્કો ડુબાડવાના પક્ષનાં બિલકુલ નહોતાં. આ માટે જીવનભર તેઓ પોતાના પુત્રોને સમજાવતાં રહ્યાં. પોતાના પતિ–રાજા ધૃતરાષ્ટ્રને પણ તેઓ હમેશાં કહેતાં કે તેઓ દુર્યોધનને પાંડવો પ્રત્યે અન્યાય આચરતા રોકે અથવા તેને એ માટે યોગ્ય શિક્ષા કરે. ધૃતરાષ્ટ્ર પુત્રસ્નેહને વશ થઈ પુત્રના પાંડવો પ્રત્યેના અન્યાયી વર્તનને ચલાવી લેતા, અથવા એ પ્રત્યે આંખ આડા કાન કરતા. પરંતુ હમેશાં ન્યાયનો પક્ષ લેનારાં સતી ગાંધારી, પોતે કૌરવોનાં માતા હોવા છતાં, અન્યાયની વાતમાં કોઈ દિવસ તેમણે કૌરવોનું ઉપરાણું લીધું નહોતું, ઊલટું તેઓ પોતાના પુત્રોને વારંવાર એ માટે ઠપકો આપતાં હતાં.

જ્યારે પોતાના દુષ્ટ પુત્રોએ ભરસભામાં દ્રૌપદીનાં ચીર ખેંચ્યાં, ત્યારે માતા ગાંધારીનું હૃદય અત્યંત કકળી ઊઠ્યું હતું. તેઓ જાતે સભામાં પધાર્યાં અને પોતાના સ્વામી ધૃતરાષ્ટ્રને પોતાની જ એક કુળવધૂ–દ્રૌપદીની લાજ ન લૂંટાવા દેવાનું કહ્યું હતું. એથી જ ધૃતરાષ્ટ્રે વચમાં પડીને દ્રૌપદીની લાજ વધુ ન લૂંટાવા દેતાં તેને ધીરજ આપી હતી અને પાંડવોને દાસત્વમાંથી મુક્ત કર્યા હતા.

વળી બીજી વાર જ્યારે ધૃતરાષ્ટ્રે દુર્યોધનને જુગટું રમવાની રજા આપી ત્યારે ગાંધારી ધૃતરાષ્ટ્રને ખૂબ જ વઢ્યાં હતાં. તેમણે સાફ શબ્દોમાં કહ્યું હતું: 'મહારાજ, તમને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સૂઝી છે અને દુષ્ટ દુર્યોધનની હાએ હા કર્યે જાઓ છો. તમે ફરી પણ તેને જુગટું રમવાની રજા આપી છે, એથી મને તો

ચોક્કસ લાગે છે કે તમે સમગ્ર કુરુવંશનો વિનાશ નોતર્યો છે. જો તમારે કુરુવંશને વિનાશમાંથી ઉગારવો હોય તો કુલાંગાર દુર્યોધનનો વિના વિલંબે, કઠણ હૈયુ કરીને ત્યાગ કરો; નહિતર કુળમાં અંગારો પાક્યો એ દીકરો નક્કી આપણા કુળને ભસ્મીભૂત કરી નાખશે.'

ખાસ કરીને મહાભારતનું યુદ્ધ શરૂ થતાં પહેલાં દુર્યોધન માતા ગાંધારીના આશીર્વાદ લેવા આવ્યો હતો, ત્યારે એ મહાન નારીએ જે શબ્દોમાં આશીર્વાદ આપ્યા હતા તે એ સતીદેવીના ચરિત્રમાં હંમેશાં ચમકતા રહેશે. દેવી ગાંધારીએ 'બેટા, તારો વિજય હજો!' એમ નહોતુ કહ્યું, પરંતુ કહ્યું હતું: 'બેટા તારો નહિ, પણ ધર્મનો વિજય થાઓ! જે પક્ષમાં ધર્મ હોય તેનો વિજય થાઓ!'

ગાંધારી સમજતા હતાં કે પોતાના કૌરવ-કુમારોનાં પક્ષમાં અધર્મ છે માટે તેમણે આવી ગર્ભિત વાણી ઉચ્ચારી હતી.

× × ×

મહાભારતના યુદ્ધમાં કૌરવોનું સૈન્ય નષ્ટ થતુ ચાલ્યુ હતુ. છેવટે દુર્યોધનને મારી નાખવાના ઇરાદાથી ભીમસેન તેની પાછળ પડ્યો. દુર્યોધન સમજી ગયો હતો, કે આજે ભીમસેન તેને કોઈ હિસાબે છોડનાર નહોતો. એટલે મોતના ભયથી ભાગતો ભાગતો તે માતા ગાંધારી પાસે આવ્યો અને માતાનાં ચરણોમાં પડીને કહેવા લાગ્યો:

'માતાજી, ભીમસેન મારી પાછળ પડ્યો છે. હવે એ મને જરૂર મારી નાખશે માટે મારા રક્ષણનો કોઈ ઉપાય બતાવો.'

માતા ગાંધારીએ કહ્યું: 'બેટા, પાંડવોમા યુધિષ્ઠિર ધર્માત્મા છે; તમારો એ દુશ્મન હોય, તોપણ એ દાનો દુશ્મન છે. તું તેની પાસે જા; એ તને તારા રક્ષણનો કોઈ ને કોઈ ઉપાય જરૂર બતાવશે.'

માતા ગાંધારીના કથનમાં વિશ્વાસ રાખી દુર્યોધન સીધો ઊપડ્યો યુધિષ્ઠિર પાસે. યુધિષ્ઠિરને એ એકાંતમાં મળ્યો; એ ધર્માત્માના પગમાં પડીને દુર્યોધન કહેવા લાગ્યો: 'ધર્મરાજ, મારી માતાએ મને તમારી પાસે મોકલ્યો છે. ભીમસેનના હાથમાંથી હું કેવી રીતે બચું, એનો મને રસ્તો બતાવો.'

શત્રુનું પણ સાચા હૃદયથી હિત ઈચ્છનાર ધર્મરાજ યુધિષ્ઠિર બોલ્યા: 'દુર્યોધન, જોવા જઈએ તો ગાંધારીમાતા પાસે જ આનો ઇલાજ છે. જો એ સતીમાતા પોતાની આંખનો પાટો ખોલી તારાં અંગો પર એક પવિત્ર દૃષ્ટિ ફેરવે તો તેમની એ દૃષ્ટિમાત્રથી તારું દરેક અંગ વજ્રનું બની જશે. પછી તારા એ અંગ ઉપર કોઈ પણ શસ્ત્રનો ઘા નકામો નીવડવાનો.'

પોતાને હાથ હવે સાચો ઉપાય આવી જવાથી દુર્યોધન ઘડીભર ગેલમાં આવી ગયો. તેણે ત્યાં ને ત્યાં નિશ્ચય કરી નાખ્યો: 'માતા ગાંધારી સમક્ષ હું સાવ નગ્ન સ્વરૂપે ઊભો રહીશ; અને પછી પોતાની આંખોનો પાટો છોડીને તેમના આ પુત્ર (એટલે દુર્યોધન) પર એક દૃષ્ટિ નાખવાનું માતાજીને કહીશ. એટલે પછી મારાં બધાં જ અંગો વજ્ર સમાન કઠોર બની જશે. પછી કોઈ અસ્ત્ર-શસ્ત્રનો ભય મને રહેશે નહિ.'

આ વિચારે પુલકિત થતો દુર્યોધન ફરી પાછો માતા ગાંધારી પાસે જતો હતો.

આ વાત પાંડવોના પરમ હિતેચ્છુ શ્રીકૃષ્ણના જાણવામાં આવી, એટલે સ્વાભાવિક રીતે જ તેમને મોટી ચિંતા પેઠી. તેમને થયું: 'જો સતીમાતા ગાંધારીની પાવનકારી દૃષ્ટિ દુર્યોધનના એકેએક અંગ પર પડશે તો તેનું એકેએક અંગ વજ્ર સમાન કઠોર બની જશે. એનો અર્થ એ જ કે દુર્યોધન અમર બની જશે; તેને કોઈ શસ્ત્ર વડે મારી નહિ શકાય. આમ આ યુદ્ધમાં-યુદ્ધનો મુખ્ય પ્રણેતા દુર્યોધન જો જીવતો જાય, તો તો થઈ રહ્યું. માટે કોઈ

ઉપાયે દુર્યોધનને તો પૂરો કરવો જ જોઈ એ; તેનું છેવટે કોઈ એક અંગ પણ એવું રહી જવું જોઈએ, જેના પર સતીમાતા ગાંધારીની દૃષ્ટિ પડ્યા વગરની રહી જાય.'

આ માટે કંઈક યુક્તિ વિચારી શ્રીકૃષ્ણ ગાંધારી પાસે ચાલ્યા જતા દુર્યોધનને રસ્તામાં મળ્યા. શ્રીકૃષ્ણે દુર્યોધનને ધીરે રહીને પૂછ્યું: 'કૌરવરાજ, આટલા ઉતાવળા ક્યાં ચાલ્યા?'

ઉત્સાહમાં આવી પોતાની બધી વાત જલદી જલદી બતાવી દેતાં દુર્યોધન બોલી ઊઠ્યો: 'શ્રીકૃષ્ણ, હમણાં મને ક્ષમા કરો; હું બહુ ઉતાવળમાં છું.'

શ્રીકૃષ્ણે ગંભીર વદને કહ્યું: 'દુર્યોધન, તમારો આ વિચાર મને પણ રુચે છે. પરંતુ આમાં મને એક વાત જરૂર ખટકે છે. પુત્રની સોળ વર્ષની ઉંમર થાય, એટલે એને પિતા ભાઈ સમાન અને માતા બહેન સમાન બને છે, એ ખબર છે ને? વળી હવે તમે નાના શેના કહેવાઓ? તમારે ઘેર છોકરાં પણ છે! આટલી ઉંમરે માતા સમક્ષ સાવ નગ્ન અવસ્થામાં ઊભા રહેવું એ શિષ્ટતાની બિલકુલ વિરુદ્ધ છે, એમ મને લાગે છે. પરમ પતિવ્રતા માતા ગાંધારી જીવનભરમાં એક વાર, ખાસ તમારા માટે જ્યારે આંખોથી પાટો ખોલશે, ત્યારે શું તમે તેમને તમારાં ગુપ્ત અંગો બતાવશો?'

'ત્યારે શું કરું?' દુર્યોધન મૂંઝાઈને બોલી ઊઠ્યો.

'કેમ એમ બોલો છો?' વાત ઝરાડે ચડાવતાં શ્રીકૃષ્ણે કહ્યું: 'જાંઘિયો પહેરીને માતા સમક્ષ ઊભા રહેવું.'

દુર્યોધનના કાનમાં આટલો 'મંત્ર' ફૂંકી શ્રીકૃષ્ણે વિદાય લીધી. પછી શ્રીકૃષ્ણના કહ્યા પ્રમાણે દુર્યોધન જાંઘિયો પહેરીને ગાંધારી સમક્ષ ઊભો રહ્યો. ગાંધારીએ આંખનો પાટો ખોલ્યો. ખોલતાંની સાથે જ દુર્યોધને જાંઘિયો પહેર્યો હતો તે વાત ગાંધારીના લક્ષ્યમાં તુરત જ આવી ગઈ. ગાંધારીએ તુરત જ દુર્યોધનને પૂછ્યું:

'દીકરા, રસ્તામાં કોઈ મળ્યું હતુ?'

રસ્તામાં શ્રીકૃષ્ણ પોતાને મળ્યાની વાત દુર્યોધને કહી એટલે શાણા ગાંધારીએ મર્મમાં બધુ સમજી લીધુ, તેઓ બોલ્યા 'બેટા, સર્વેશ્વર શ્રીકૃષ્ણની ઇચ્છાને ટાળવા કોણ સમર્થ છે?' આટલુ બોલીને ગાંધારીએ ઊંડો નિશ્વાસ નાખ્યો, અને પછી દુર્યોધનના અંગો પર પોતાની દૃષ્ટિ ફેરવીને ફરી પાછો આંખે પાટો બાંધી દીધો પરિણામે દુર્યોધનની બને જાંઘનો ભાગ વજ્ર સમાન બન્યો નહિ ભીમસેને દુર્યોધનના એ જ ભાગ પર ગદા મારીને તેને તોડી નાખ્યો હતો, એવી કથા છે

× ×

મહાભારતનુ યુદ્ધ પૂરુ થયુ બધા જ કૌરવો તેમા માર્યા ગયા પોતાના સોએ સો પુત્રો તેમા હણાયા, એટલે એક માતા તરીકે ગાંધારીને પાંડવો પ્રત્યે રોષ પ્રગટે એ અત્યંત સ્વાભાવિક હતુ સતી ગાંધારીની પાંડવો પ્રત્યે લાલ આંખ થયાની વાત શ્રીકૃષ્ણે જાણી, એટલે તેઓ તેમના ક્રોધને શાંત પાડવા તેમની પાસે ગયા શ્રીકૃષ્ણે ગાંધારીને કહ્યુ, 'દેવી, તમે તો તપસ્વિની છો પાંડવો પ્રત્યે નાહકનો ક્રોધ કરવો તમને ઉચિત નથી તમે પોતે જ યુદ્ધની શરૂઆતમા કહ્યુ હતુ કે ધર્મનો જય થશે આજે તમારું એ વચન જ સાચુ પડ્યું છે માટે તમારા ક્રોધને શાંત કરો અને હૃદયમા વ્યર્થ ક્લેશ ન કરો'

કૌરવ પક્ષના બીજા કેટલાક શાણા અને વૃદ્ધ વડીલો જેટલો જ ગાંધારીને શ્રીકૃષ્ણ પ્રત્યે પૂજ્યભાવ હતો એટલે શ્રીકૃષ્ણના હિતવચનો તેમણે હૃદયમા ગ્રહણ કર્યાં અને પોતાના ચિત્તને કંઈક શાંત પાડ્યુ તેઓ શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા 'કેશવ, તમારા આગમન પહેલા મારુ હૃદય ખૂબ જ વ્યથિત થયું હતુ. મારી બુદ્ધિ અસ્થિર બની ગઈ હતી અને બુદ્ધિની અસ્થિરતામા મારા

જ પેટના દીકરા જેવા પાંડવોના અહિતની વાત મેં વિચારી હતી. હવે મારી બુદ્ધિ ફરી સ્થિર થઈ છે અને બધી પરિસ્થિતિ મારી આગળ સ્પષ્ટ બની છે. મારા અંધ મહારાજને હવે પાંડવોએ અને તમારે સંભાળવાના છે.'

× × ×

ભગવાન વ્યાસની આજ્ઞાથી યુધિષ્ઠિર કુરુકુળની સર્વ સ્ત્રીઓને લઈને યુદ્ધક્ષેત્રમાં ગયા. યુદ્ધક્ષેત્રમાં દાખલ થતાંની સાથે જ કુરુકુળની સ્ત્રીઓએ પોતપોતાના પતિઓ, પુત્રો તથા સગાંસંબંધીઓના મૃતદેહોને ઓળખીને કાળું કલ્પાંત શરૂ કર્યું. શોકપીડિત સ્ત્રીઓના આ કલ્પાંતે સામાન્ય રીતે કઠણ હૈયાનાં ગાંધારીને પણ અસ્વસ્થ બનાવી મૂક્યાં. અત્યંત વ્યાકુળ બનીને ગાંધારીએ શ્રીકૃષ્ણને પોતાની પાસે બોલાવ્યા. તેઓ પતિશોકે કરુણ વિલાપ કરતી પોતાની પુત્રવધૂઓનાં કરુણ આક્રંદ તરફ શ્રીકૃષ્ણનું ધ્યાન દોરવા લાગ્યાં. પછી પોતે વારાફરતી એક પછી એક પોતાના મૃત પુત્રોને સંભારવા લાગ્યાં, તેમનાં પરાક્રમોનું વર્ણન કરવા લાગ્યાં અને પોતે પણ તેમને માટે શોકનાં આંસુ સારવા લાગ્યાં. પોતાના સોએ સો પુત્રોના મૃત્યુના શોકથી તેમનું હૃદય ખૂબ જ ભરાઈ આવ્યું અને શોકની પીડામાં તેમને મૂર્છા આવવા લાગી. પછી તો ગાંધારી પોતાની જાતને વધુ સંભાળી ન શક્યાં અને તેમનો શોક પાંડવો અને તેમના સમર્થ પક્ષકાર શ્રીકૃષ્ણ પ્રત્યેના ક્રોધમાં એકાએક પલટાયો. ક્રોધના આવેશમાં આવીને તેઓ બોલી ઊઠ્યાં: 'યુધિષ્ઠિર ક્યાં છે?'

યુધિષ્ઠિર શ્રીકૃષ્ણની પાછળ જ ઊભા હતા. માતા ગાંધારીનાં ચરણોમાં પ્રણામ કરીને યુધિષ્ઠિરે કહ્યું: 'માતાજી, આપના પુત્રોનો સંહાર કરનાર આ પાપી યુધિષ્ઠિર તમારા ચરણોમાં જ ઊભો છે. દુનિયાના બીજા રાજાઓનો વિનાશ આણનાર પણ હું જ છું.

માતાજી, મારા પર આપનો રોષ સકારણ છે; તેને હું યોગ્ય જ છું. હે સતીમાતા, મને શાપ આપો. મેં મારા કૌરવભાઈઓનું સત્યાનાશ કાઢયું છે. આ બધું જોઈને મને પોતાને પણ જીવનમાંથી બધો રસ ઊડી ગયો છે. મારે હવે જીવીને શું કરવું છે? રાજય અને ધનભંડારનુ મારે શું કામ છે?'

આ પ્રમાણે યુધિષ્ઠિર પણ પોતાની હૃદયવ્યથા માતા ગાંધારી સમક્ષ ઠાલવવા લાગ્યા. પછી તેઓ ફરી ગાંધારીના ચરણોમાં પડ્યા. એ વખતે આંખ પરના પોતાના પાટાની આડમાંથી ગાંધારીની દૃષ્ટિ યુધિષ્ઠિરના હાથના નખ પર પડી. સતીના પુણ્યપ્રકોપથી ભરેલી એ રૌદ્ર દૃષ્ટિ પડતાં જ યુધિષ્ઠિરના કંકુવર્ણા નખ બળીને કાળા મેશ જેવા થઈ ગયા. આથી અર્જુન આદિને ભય લાગ્યો કે સતીમાતા ગાંધારી પોતાનો પાટો કાઢી નાખી, અમારા પર તેમની ક્રોધભરી દૃષ્ટિ ફેંકી, અમને બાળીને ભસ્મ કરી નાખશે કે શું? એ ભયે અર્જુન શ્રીકૃષ્ણની પાછળ સંતાઈ ગયો. બીજા પાંડવ ભાઈઓ પણ ત્યાંથી આઘાપાછા થઈ ગયા. પાંડવોની આ ભયભરેલી ચાલ જોઈને, તેમનું રક્ષણ કરવાના હેતુથી શ્રીકૃષ્ણ સૌની આગળ આવ્યા અને ગાંધારીની સમક્ષ આવીને ઊભા.

શ્રીકૃષ્ણને પોતાની સન્મુખ જોઈને સતી ગાંધારીનો પુણ્યપ્રકોપ શ્રીકૃષ્ણ ઉપર ભભૂકી ઊઠ્યો. તેઓ બોલી ઊઠ્યાં: 'શ્રીકૃષ્ણ, ભાઈઓ ભાઈઓની ફૂટથી જ કૌરવો અને પાંડવો નષ્ટ થયા છે એ બરાબર છે, પરંતુ તમે તો સમર્થ હતા ને? તમારામાં સર્વ શક્તિ હોવા છતાં તમે આમ કેમ થવા દીધું? તમારી પાસે અગણિત સૈન્ય હતું અને તમે પોતે અત્યંત સમર્થ હતા. સમજાવી પટાવીને કે તમારી શક્તિથી પણ તમે બન્ને ભાઈઓને રોકી શકતા હતા. આમ છતાં જાણી જોઈને તમે મારા કુળનો સંહાર થવા દીધો; તમે તેની ઉપેક્ષા કરી. આનું ફળ તમારે ભોગવવું જ પડશે. હું

જાણું છું કે તમે પૃથ્વીની સૃષ્ટિ, સ્થિતિ અને પાલન કરવા સમર્થ છો, સર્વેશ્વર છો આમ છતાં મારા પાતિવ્રત્યના પ્રભાવથી હું તમને શાપ આપું છું. આજથી છત્રીસમા વર્ષે તમે તમારા યાદવ-કુળનો સંહાર તમારી નજરે નિહાળશો અને આ જ રીતે તેની ઉપેક્ષા કરવાનું તમને સૂઝશે. તમે પોતે જ તેનો નાશ કરશો, એટલું જ નહિ પણ એક સામાન્ય માનવીની જેમ, એક અસહાય માનવીની જેમ તમે પોતે પણ તમારો દેહ છોડશો. જેવી રીતે આ કુરુકુળની સ્ત્રીઓ આજે કાળું કલ્પાંત કરી રહી છે, તેવી જ રીતે યદુકુળની સ્ત્રીઓને પણ કલ્પાંત કરવાનો વારો આવશે.'

શ્રીકૃષ્ણ સમજતા હતા કે ગાંધારીનો જીવ આખરે એક માતાનો જીવ છે. એટલે તેમણે ગાંધારીની ક્રોધભરી વાણીને હસતે વદને ઝીલી લીધી. મુખ પર એ જ પ્રસન્નતાથી તેઓ બોલ્યા:

'ગાંધારી દેવી, તમે ગાંધારથી એક કન્યાના રૂપમાં ભારત-વર્ષમાં પધાર્યાં ત્યારથી મારો તમારી સાથે પરિચય થયેલો છે. હું તમને એક નિર્દોષ ગાંધાર રાજકુમારીના રૂપમાં ઓળખતો આવ્યો છું. નિર્દોષ અને પવિત્ર ગાંધાર કન્યકાનું પવિત્ર હૃદય તમે હજુ પણ ધરાવી રહ્યાં છો એથી હું તમને ધન્યવાદ આપું છું. તમારો શાપ પણ એ જ રીતે હું મારા માથે ચડાવું છું. આમ તો યદુવંશનો વિનાશ કરવાનું દેવો કે દાનવોનું પણ ગજું નથી એવો એ શક્તિ-શાળી છે; પરંતુ અંદરઅંદરના કુસંપથી જ તે વહેલોમોડો નષ્ટ થવાનો છે. આ વસ્તુ મારા મનમાં તો નિશ્ચિત જ હતી અને મારી આંતરિક ઇચ્છા પણ એવી જ હતી. તમે નકામો શાપ આપ્યો અને એ રીતે તમારા સંચિત પુણ્યનો નાશ કર્યો.'

આ વખતે પહેલી જ વાર ગાંધારીને શ્રીકૃષ્ણે 'રાજકન્યા' તરીકે સંબોધ્યાં હતાં. પછી તો શ્રીકૃષ્ણાદિ સૌ ત્યાંથી ચાલ્યા ગયા.

× × ×

તે પછી ધૃતરાષ્ટ્ર અને ગાંધારી પંદર વર્ષ સુધી પાંડવોની સાથે રહ્યાં. પાંડવો તેમનાં એ પૂજ્ય વડીલોનું ઘણું જ માન સાચવતા હતા; કુંતી માતા તો પોતાનાં એ વૃદ્ધ જેઠ–જેઠાણીના સેવાકાર્યમાં જ પોતાનો બધો સમય વ્યતીત કરતાં હતાં.

પછી એક દિવસ વિદુર તીર્થયાત્રા કરીને પાછા ફર્યા. તેમણે ધૃતરાષ્ટ્રને કહ્યું: ' મહારાજ, હવે આપનો અંતકાળ નજીક છે; માટે આપે વનમાં જઈ તપશ્ચર્યા કરવી જોઈએ અને એ રીતે આત્માનું કલ્યાણ સાધી દેહ છોડવો જોઈએ. '

વિદુરની સલાહ માનીને ધૃતરાષ્ટ્રે હવે વનવાસ સેવવાનો પોતાનો દૃઢ નિર્ધાર કર્યો; પરંતુ પાંડવોએ તેનો વિરોધ કર્યો. ખાસ કરીને યુધિષ્ઠિર તો ધૃતરાષ્ટ્રને કોઈ પણ પ્રકારે વનમાં જવાની રજા આપતા નહોતા, એટલે ધૃતરાષ્ટ્રે તેના નમ્ર વિરોધ તરીકે ઉપવાસ શરૂ કર્યા. છેવટે ભગવાન વ્યાસે યુધિષ્ઠિરને સમજાવ્યા અને ધૃતરાષ્ટ્રને આત્મકલ્યાણ માટે વનમાં જવા દેવા એમ નક્કી થયું. ધૃતરાષ્ટ્ર વનમાં જાય એટલે કાયાની પાછળ છાયાની જેમ ગાંધારી તેમની પાછળ ગયાં. કુંતી માતાએ પણ પોતાનાં આ જેઠ–જેઠાણીની સાથે જ વનમાં જવાનો નિશ્ચય કર્યો. એટલે ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને કુંતી–એમ ત્રણે જણાં વનમાં જવા નીકળ્યાં. પાંચે પાંડવ ભાઈઓ અને તેમની સ્ત્રીઓ દૂર દૂર સુધી પોતાના કુટુંબનાં એ ત્રણ પૂજ્ય વડીલોને વળાવવાં ગયાં.

કેટલાક દિવસો પછી મહારાજ યુધિષ્ઠિર વનમાં વડીલ ધૃતરાષ્ટ્રનાં દર્શન કરવા અને તેમની ખબર કાઢવા ગયા હતા. તેમની સાથે બીજા પાંડવ ભાઈઓ તથા કુરુકુળની સર્વ સ્ત્રીઓ પણ હતી. એ જ સમયે વનમાં ભગવાન વ્યાસ પણ બીજા અનેક મહર્ષિઓની સાથે પધાર્યા. ધૃતરાષ્ટ્રના એ તપોવનમાં ધર્મરાજ યુધિષ્ઠિર અને તેમની મંડળીએ એક માસ ગાળ્યો.

પોતાના પૂજ્ય વડીલોની સેવા-શુશ્રૂષામાં જ ત્યાં રોકાઈ જવાની યુદ્ધિષ્ઠિરે ઈચ્છા વ્યક્ત કરી; પરંતુ ધૃતરાષ્ટ્ર, માતા ગાંધારી અને કુંતીએ આગ્રહ કરીને તેમને પાછા વાળ્યા. યુધિષ્ઠિરાદિ સૌના વિદાય થયા પછી ધૃતરાષ્ટ્રને લાગ્યું કે અહીં નજદીકમાં રહેવાથી ધર્મરાજ યુધિષ્ઠિર તેમની વારંવાર ખબર લેવા આવશે, અને એ રીતે તેમના રાજ્યકાર્યમાં વિક્ષેપ પડશે; એટલું જ નહિ પણ પોતાની તપશ્ચર્યામાં પણ વિઘ્ન પડશે. એટલે તેઓ ત્રણે ત્યાંથી હરિદ્વાર ભણી ચાલ્યાં ગયાં. ' સાધુ તો ચલતા ભલા ' એ નિયમ અનુસાર આ ત્રણ સાધુ વ્યક્તિઓ કોઈ એક સ્થાને સ્થિર થઈને રહેતી નહોતી, વનમાં તેઓ પ્રવાસ કર્યે જ રાખતી હતી. સૌથી આગળ ધૃતરાષ્ટ્ર ચાલતા હતા અને તેમની પાછળ પાછળ ગાંધારી અને કુંતી ચાલતાં હતાં. કુંતીદેવીએ એક માસ સુધી દિવસભરમાં એક વખત ફળાહાર કરવાનો નિયમ લીધો. દેવી ગાંધારી કેવળ જળ પર રહેવા લાગ્યાં.

એક દિવસ ગંગામાં સ્નાન કરીને પોતાના આશ્રમમાં ધૃતરાષ્ટ્ર પાછા ફરતા હતા ત્યારે જંગલમાં દાવાનળ પ્રગટ્યો. એ વખતે ધૃતરાષ્ટ્રે સંજયને આદેશ આપીને બળપૂર્વક ત્યાંથી ભગાડી દીધો અને પોતે આસન જમાવીને ત્યાં બેસી ગયા. કુંતી અને ગાંધારીએ તેમનું અનુકરણ કર્યું. તેમણે ચિત્તને આત્મસ્વરૂપમાં એકાગ્ર કરી દેહનો ત્યાગ કર્યો. આ વખતે જંગલમાં પ્રગટેલા દાવાનળે વંદનીય ત્રણે વડીલોના તપઃપૂત દેહોને ખાખ કરી દીધા.

## ૯: દ્રૌપદી

દ્રોણાચાર્ય અને દ્રુપદ રાજાને જૂનું વેર હતું. એ વેર વાળવા માટે જ જાણે દ્રોણાચાર્ય પોતાના શિષ્ય અર્જુનને ધનુર્વિદ્યામાં પારંગત બનાવતા હતા. દ્રોણાચાર્યે અર્જુન પાસે ગુરુ–દક્ષિણામાં માગ્યું: 'અર્જુન, દ્રુપદ રાજાને હરાવીને મારા ચરણોમાં લાવ; એ જ મારી ગુરુ–દક્ષિણા છે.'

અને અર્જુને ગુરુની એ મુરાદ પાર પાડી બતાવી; દ્રુપદ રાજાને પરાજિત કરીને તેમને આચાર્ય દ્રોણની હજૂરમાં ખડા કર્યા. જોકે પાછળથી દ્રોણાચાર્યે પોતાના ઉમદા બ્રાહ્મણ સ્વભાવ મુજબ પોતાના એક વખતના મિત્ર રાજા દ્રુપદને તેમનું અર્ધું રાજ્ય પાછું સોંપ્યું અને ફરી પોતાના મિત્ર બનાવી લીધા. પરંતુ રાજા દ્રુપદ દ્રોણાચાર્યના હાથે થયેલું આ અપમાન જરાયે ભૂલ્યા નહોતા. દ્રોણાચાર્ય પાસેથી આ અપમાનનો બદલો લેવા માટે તેમણે સંતાનપ્રાપ્તિનો દૃઢ નિશ્ચય કર્યો.

આ માટે દ્રુપદ રાજાએ કલ્માષી નગરીના ઉપયાજ નામના એક સમર્થ, તપસ્વી અને વેદજ્ઞ બ્રાહ્મણની અર્ચના કરી અને એ બ્રાહ્મણવર્યને પ્રસન્ન કરીને પોતાને દ્રોણાચાર્યને મારી શકે તેવો સમર્થ પુત્ર થવા માટે પુત્રેષ્ટિ યજ્ઞ કરાવવાની તેમની પાસે માગણી કરી. ઉપયાજ બ્રાહ્મણે રાજા દ્રુપદની યાચનાનો એ વખતે તો અસ્વીકાર કર્યો. એથી નિરાશ ન થતાં પોતાના કાર્ય માટે સર્વથા યોગ્ય એ ઉપયાજ બ્રાહ્મણને દ્રુપદ રાજા વળગી રહ્યા અને એ વિપ્રવરની વધુ એક વર્ષ સેવા–પૂજા કરી. એથી ઉપયાજ બ્રાહ્મણ દ્રુપદ રાજા પર પ્રસન્ન થયા, પરંતુ તેઓ હતા એક સાચા બ્રાહ્મણ. તેમણે દ્રુપદ રાજાને જણાવ્યું: "હે દ્રુપદ રાજા, તમે દ્રોણાચાર્ય પર વેરભાવનાથી મારી પાસે આ પુત્રેષ્ટિ યજ્ઞ કરાવવા માગો છો.

એ વસ્તુ મારાથી નહિ બની શકે. યજ્ઞ તો જગતમાં પ્રેમભાવ વધારવા માટે હોઈ શકે, વેરભાવ વધારવા માટે નહિ. આમ છતાં તમે મને પ્રસન્ન કર્યો છે, તો તમને સાચો રાહ મારે બતાવવો જોઈએ. મારા ભાઈ યાજ પણ મારા જેવા જ સમર્થ છે. વળી એક વાર મેં જોયું હતું કે તેઓ ભોંય પડેલુ એક ફળ પણ ખાતા હતા. એટલે મારું અનુમાન છે કે તેઓ છેવટે દ્રવ્યલોભથી પણ તમારો આ યજ્ઞ કરાવશે. તેમને મારા જેવી શુદ્ધિ-અશુદ્ધિની કંઈ પડી નથી. માટે આ બાબતમાં તેમને પ્રાર્થના કરો.'

એટલે રાજા દ્રુપદે યાજ બ્રાહ્મણને સાધ્યા. યાજ બ્રાહ્મણને દશ કરોડ ગાયો દક્ષિણામાં આપવાનું તેમણે કહ્યું. એટલે યાજ બ્રાહ્મણે દ્રુપદ રાજાને એવો પુત્રેષ્ટિ યજ્ઞ વિધિસર કરાવ્યો. યજ્ઞની પૂર્ણાહુતિ થઈ એટલે યજ્ઞના કુંડમાંથી મુગટ, કુંડળ, કવચ, ધનુષ અને બાણનો ભાથો ધારણ કરેલો એક કુમાર પ્રગટ થયો. એ કુમારનું નામ યાજે 'ધૃષ્ટદ્યુમ્ન' પાડયું. મહાભારત યુદ્ધના બધા દિવસોમાં કુમાર ધૃષ્ટદ્યુમ્ને જ પાંડવ–પક્ષનું સેનાધિપતિનું પદ સંભાળ્યું હતું. યજ્ઞકુંડમાંથી એક કુમારી પણ પ્રગટી. તેનો વર્ણ શ્યામ હતો. તેના સમાન રૂપવતી સ્ત્રી એ કાળે બીજી કોઈ નહોતી. તેના દેહમાંથી ખીલેલા નીલ કમળની સુવાસ સતત આવતી હતી, જે ચોમેર ગાઉઓ સુધી દિશાઓને સુવાસિત કરતી હતી. તેના શ્યામ વાનને લીધે યાજે તેનું નામ પાડયું: 'કૃષ્ણા.' આમ કુમાર ધૃષ્ટદ્યુમ્ન અને કુમારી 'કૃષ્ણા' આ બન્ને ભાઈબહેનો યજ્ઞના ફળરૂપે પ્રગટ્યાં. મહારાજ દ્રુપદની મહારાણીએ યાજને વિનતિ કરી: 'મહારાજ, આ બન્ને છોકરાં મને જ માતા તરીકે માને એવું વરદાન આપો.' યાજે 'તથાસ્તુ' કહીને મહારાણીની એવી વિનતિ માન્ય રાખી. કુમારી કૃષ્ણા મહારાજ દ્રુપદની કન્યા તરીકે 'દ્રૌપદી'ના નામથી વિખ્યાત બની.

એકચક્રા નગરીમાં એક બ્રાહ્મણને ત્યાં પાંડવોએ આશ્રય

લીધો. પાંડવોને એ આશ્રયદાતા બ્રહ્મણ પાસેથી જ જાણવા મળ્યુ કે રાજા દ્રુપદની વિખ્યાત કુંવરી દ્રૌપદીનો સ્વયંવર ટૂંક સમય મા જ રચાવાનો છે. ભગવાન વ્યાસે પાંડવોને એ સ્વયંવરમા પહોંચી પોતાનો પુરુષાર્થ અજમાવવાનો આદેશ આપ્યો. વ્યાસ ભગવાનનો એ આદેશ માથે ચડાવીને પાંડવો પાચાલ દેશમાં જઈ પહોચ્યા. પાચાલ દેશની રાજધાનીમા એક કુંભારને ત્યાં તેમણે ઉતારો કર્યો. સ્વયંવર–સભામા તેઓ બ્રાહ્મણસમાજમા જઈને બેઠા. તેમનો વેશ સાદો બ્રાહ્મણો જેવો જ હતો.

મહારાજ દ્રુપદે સ્વયંવર માટ સભાભવનની વચ્ચે એક મોટા થાભલા ઉપર એક ગોળ ફરતુ ચક્ર ગોઠવ્યુ હતુ. એ ચક્રની વચ્ચે એક માછલી બનાવીને મૂકવામાં આવી હતી. સ્તંભની નીચે પાણીથી ભરેલો એક કુંડ હતો, જેમા થાભલાની ટોચ ઉપરની એ માછલીનો પડછાયો પડતો હતો. એ પડછાયાને જોઈને થાંભલા ઉપર ફરતા ચક્રની વચ્ચે આવેલી એ માછલીને તીરથી વીંધી નાખવાની હતી. ધનુર્વિદ્યાનું આ પરાક્રમ જે બાણાવળી કરી શકે તેને દ્રૌપદી વરમાળા આરોપવાની હતી. ધનુર્વિદ્યાની આ કરામત જે ધનુષ વડે કરી બતાવવાની હતી તેને એક ખાસ મંચ ઉપર મૂકવામા આવ્યુ હતુ. આ ધનુષ પણ એવું મોટું અને ભારે હતુ કે ઘણાખરા રાજાઓ તો તેને ઊંચકવામા જ નિષ્ફળ નીવડ્યા. જરાસંધ, શિશુપાલ, શલ્ય વગેરે શક્તિશાળી રાજાઓ તેને ઊંચકી તો શકયા, પરંતુ તેની પણછ ચડાવતા જતા તેઓ દૂર જમીન પર જઈને પડ્યા. માત્ર કર્ણ એ ધનુષની પણછ ચડાવવામાં સફળ થયો. પરંતુ જયાં એ નિશાન મારવા જતો હતો, ત્યાં દ્રૌપદી મોટેથી બોલી ઊઠી: 'હું એ સૂતપુત્રને નહિ વરું!'

આ રીતે ભરી સભામાં થયેલા અપમાનથી કર્ણ ઝંખવાણો પડી ગયો; તેણે સૂર્ય સામું જોઈને ધનુષ પાછું મૂકી દીધું.

સર્વ ક્ષત્રિય રાજાઓ નિરાશ થઈને બેસી ગયા, એટલે

બ્રાહ્મણ સમાજમાં બેઠેલો અર્જુન ઊભો થયો. તે પોતાના માંહેનો જ એક છે, એમ ધારીને બ્રાહ્મણ સમાજ આનંદમાં આવી ગયો. કોઈ નિષ્ણાત બાણાવલીની અદાથી અર્જુને ધનુષને ઉઠાવ્યું, પણછ ચડાવી અને અત્યંત સફળતાથી મત્સ્યવેધ કર્યો. દ્રૌપદીએ પોતાની વરમાળા અર્જુનના ગળામાં આરોપી.

એક બ્રાહ્મણના ગળામાં દ્રૌપદીએ વરમાળા આરોપી, એટલે ક્ષત્રિય રાજાઓ ખૂબ જ રોષે ભરાયા. તેમણે ભેગા થઈને પાંડવો અને દ્રુપદ રાજા ઉપર જોરદાર આક્રમણ કર્યું. અર્જુન પોતાનું ધનુષ લઈને તેમની સામો થયો. ભીમસેન એક આખું ઝાડ લઈને તેમના પર તૂટી પડ્યો. જ્યારે કર્ણે અર્જુન સામે યુદ્ધ કરવાનું શરૂ કર્યું કે, તુરત જ એ સમજી ગયો કે આ તો કોઈ અજેય બાણાવળી છે; એટલે તેને બ્રાહ્મણ સમજીને કર્ણ યુદ્ધમાંથી ખસી ગયો. આ બાજુ ભીમે શલ્ય રાજાને પટકી દીધો. આથી બધા રાજાઓમાં નાસભાગ થવા લાગી. શ્રીકૃષ્ણે પાંડવોને ક્યારનાયે ઓળખી લીધા હતા. એટલે તેમણે યુક્તિપ્રયુક્તિથી રાજાઓને સમજાવીને શાંત પાડ્યા.

પછી દ્રૌપદીને લઈને પાંડવો પોતાના ઉતારે ગયા. ઘરમાં દાખલ થતાં જ ભીમસેને કુંતી માતાને કહ્યું: 'બા, આ જ તો અમે ભિક્ષામાં એક સુંદર વસ્તુને લાવ્યા છીએ.'

કુંતી માતા કંઈ પણ જોયા કર્યા વગર માતાના સ્વાભાવિક ભાવથી બોલી ઊઠ્યાં: 'દીકરાઓ, એ સુંદર વસ્તુ પાંચે જણા સરખે હિસ્સે વહેંચી લો.'

પરંતુ જ્યાં કુંતી માતાએ જાણ્યું કે રાજકન્યા દ્રૌપદીને પોતાના પરાક્રમી પુત્ર અર્જુનના પરાક્રમથી આ બધા ભાઈઓએ મેળવી હતી, અને તેમણે અજાણપણે દ્રૌપદીના ભાગ પાડવાનું કહ્યું હતું, ત્યારે તેમના પસ્તાવાનો પાર ન રહ્યો. તેઓ અત્યંત ગળગળા સ્વરે યુધિષ્ઠિરને કહેવા લાગ્યાં: 'બેટા યુધિષ્ઠિર, મેં

કદી મિથ્યા વચન ઉચ્ચાર્યું નથી. 'પાંચે જણા સરખે હિસ્સે વહેંચી લો' એવું જે મેં આ દ્રૌપદીના વિષયમાં તમને કહ્યું એથી હું ભારે ધર્મસંકટમાં આવી પડી છું. દીકરા, મારાથી આ એક મોટો અધર્મ થઈ ગયો કહેવાય; એમાંથી તું મને બચાવ.'

ધર્મની સાક્ષાત્ મૂર્તિ જેવા યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું: 'ભાઈ અર્જુન, તારા પરાક્રમથી તેં આ પાંચાલીને પ્રાપ્ત કરી છે; માટે તેના હાથનો સાચો અધિકારી તું જ છે; માટે ખુશીથી તું એની સાથે લગ્ન કર.'

તેનો વિરોધ કરતાં અર્જુન વિનયપૂર્વક યુધિષ્ઠિરને કહેવા લાગ્યો: 'મોટાભાઈ, આપનુ કહેવુ યથાર્થ નથી; વ્યવહારિક પણ નથી. મોટો ભાઈ કુંવારો હોય અને નાનો ભાઈ લગ્ન કરે એ એક જાતનો અધર્મ જ કહેવાય. તમે મને એવા અધર્મમાંથી ઉગારો. દ્રૌપદી આપની સાથે પરણે એ જ ઉચિત છે અને એ જ શોભે છે.'

આ તો પરાક્રમી પાંચ પાંડવ ભાઈઓ જ લાગે છે; તેમની સાથે તેમનાં માતા–કુંતી પણ છે.

પછી રાજા દ્રુપદે માતા સહિત પાંચે પાંડવોને પોતાના રાજ-મહેલે પધારવાનું નિમંત્રણ પાઠવ્યું. એ નિમંત્રણને સ્વીકારીને માતા સહિત પાંચે પાંડવો રાજા દ્રુપદના મહેલે ગયા. ત્યાં રાજા દ્રુપદે તેમનું ખૂબ આદરપૂર્વક સ્વાગત કર્યું. જ્યારે રાજા દ્રુપદને ખાતરી થઈ કે ખરેખર આ પાંચ પાંડવ ભાઈઓ જ છે, ત્યારે તેમના હર્ષનો પાર ન રહ્યો. પોતાની દ્રૌપદી વીર અર્જુનને પરણાવવાની રાજા દ્રુપદની લાંબા સમયથી ઇચ્છા હતી. પોતાની એ ઇચ્છા હવે પૂર્ણ થશે એમ જાણી પહેલાં તો રાજા દ્રુપદ ખૂબ જ પ્રસન્ન થયા, પરંતુ જ્યારે તેમણે જાણ્યું કે પાંચે ભાઈઓ પોતાના કુળધર્મ અનુસાર પોતાની દ્રૌપદીના પતિ બનવાના છે, ત્યારે રાજા દ્રુપદે શરૂઆતમાં આ વિચારનો ખૂબ જ વિરોધ કર્યો. એ જ વખતે ત્યાં જેમના આદેશને માન આપીને પાંડવોએ દ્રૌપદીના સ્વયંવરમાં ભાગ લીધો હતો તે ભગવાન વ્યાસ આવી પહોંચ્યા. તેમણે દ્રુપદ રાજાને દ્રૌપદીનું સાચું સ્વરૂપ સમજાવી કહ્યું. 'રાજન્, દ્રૌપદીના જન્મનો હેતુ પણ આથી જ સરવાનો છે; માટે આ સંબંધ માન્ય રાખો.'

એટલે ભગવાન વ્યાસના કથન અનુસાર રાજા દ્રુપદે વિધિપૂર્વક પાંચે પાંડવો સાથે દ્રૌપદીનું લગ્ન કર્યું.

જાસૂસો દ્વારા સર્વ રાજાઓને જાણ થઈ ચૂકી હતી કે લાક્ષાભવનમાંથી પાંડવો જીવતા બહાર નીકળી ગયા છે અને દ્રુપદ રાજાની તેજસ્વી કન્યા દ્રૌપદીને પરણી ચૂક્યા છે. કૌરવોએ આ સમાચાર જાણ્યા ત્યારે કર્ણની સલાહથી તેઓ પાંડવો પર આક્રમણ લઈ જવા માટે તલપાપડ થઈ ગયા; પરંતુ ભીષ્મ પિતામહે તેમને તેમ કરતા વાર્યા. ભીષ્મ પિતામહે કૌરવોને કહ્યું: 'આમ નાહક ભાઈભાઈમાં યુદ્ધ કરવું રહેવા દો. તમે માનો છો કે પાંડવોનું કોઈ નથી, પરંતુ દ્વારકાથી શ્રીકૃષ્ણ સેના સહિત તેમની

વહારે ધાશે અને તેમને રાજય અપાવીને જ જંપશે.'

એટલે કૌરવો અટકી ગયા; પછી ભીષ્મ પિતામહે વિદુરજીને વચમાં રાખીને આ વસ્તુનો તોડ કાઢયો. અર્ધું રાજય કૌરવોએ પોતાની પાસે રાખવું અને બાકીનું અર્ધું રાજય પાંડવોને આપી દેવું. આમાં ભીષ્મ પિતામહ, વિદુરજી વગેરેનો એવો વિચાર હતો કે હવે એક મ્યાનમાં બે તલવાર રહી શકે તેમ નથી; કૌરવ-પાંડવો જુદા રહે એ જ ઠીક છે. એટલે યુધિષ્ઠિરે પોતાના અર્ધા રાજયમાં 'ઇન્દ્રપ્રસ્થ' નામની નવી રાજધાની સ્થાપી. પાંડવો માતા કુંતીની સાથે ત્યાં રહીને પોતાનું રાજય સંભાળવા લાગ્યા.

એ અરસામાં એક વાર દેવર્ષિ નારદ પાંડવોના દરબારમાં પધાર્યા અને તેમણે પાંડવોને સુંદ-ઉપસુંદ નામના બે ભાઈઓનું એક સુંદર આખ્યાન કહી સંભળાવ્યું. આખ્યાનનો સાર સમજાવતાં દેવર્ષિ નારદ બોલ્યા: 'હે પાંડવો, તમે સુજ્ઞ છો. આ આખ્યાન કહી સંભળાવવાનો મારો હેતુ તમે બધા ભાઈઓ સમજી ગયા હશો. સ્ત્રીને લીધે ભાઈ ભાઈ વચ્ચેના વિશુદ્ધ પ્રેમમાં પણ ઝેર રેડાય છે, એટલે મારો તમને એવો ઉપદેશ છે કે તમારામાંથી દરેક જણ દ્રૌપદી સાથે વારાફરતી એક પખવાડિયું ગાળે. એક ભાઈ દ્રૌપદી સાથે અંતઃપુરમાં હોય ત્યારે બીજા ભાઈએ અંતઃપુરમાં પ્રવેશ કરવો નહિ; અને જો આ રીતે ભૂલથી પણ કોઈ પ્રવેશ કરે તો તેના પ્રાયશ્ચિત્ત તરીકે તે બાર વર્ષ સુધી તીર્થાટન કરે!'

દેવર્ષિ નારદનો આ ધર્મમય ઉપદેશ પાંચે ભાઈઓએ માન્ય રાખ્યો અને એ ઉપદેશને નિયમ બનાવીને એ અનુસાર વર્તવા માંડ્યું.

એક વખત ભારે ધર્મસંકટ આવી પડ્યું. કેટલાક ધાડ-પાડુઓ કોઈ બ્રાહ્મણની ગાયો બળાત્કારે હાંકી જતા હતા. બ્રાહ્મણે ગાયોના રક્ષણ માટે પોકાર કર્યો. ગોબ્રાહ્મણપ્રતિપાળ પાંડવોથી હવે હાથ જોડીને કેમ બેસી રહેવાય? અર્જુને એ બ્રાહ્મણની

ગાયોની વહારે ધાવાનું નક્કી કર્યું. એ વખતે અર્જુનનું ગાંડિવ ધનુષ અંતઃપુરમાં હતું અને બરાબર એ જ વખતે ધર્મરાજ યુધિષ્ઠિર દ્રૌપદી સાથે અંતઃપુરમાં એકલા બેઠા હતા. એટલે નિયમભંગ કરીને પણ અર્જુન અંતઃપુરમાં ઘૂસી ગયો અને પોતાનું ગાંડિવ ધનુષ લઈ આવીને ધાડપાડુઓને ભગાડ્યા અને બ્રાહ્મણની ગાયો બચાવી. આમ છતાં અર્જુનના હાથે નિયમભંગ તો થયો જ; તેના પ્રાયશ્ચિત્તરૂપે અર્જુન આપમરજીથી બાર વર્ષના તીર્થાટને નીકળી પડ્યો.

શ્રીકૃષ્ણની કૃપાથી મયદાનવે નિર્માણ કરેલી અદ્‌ભુત રાજસભા યુધિષ્ઠિરને મળી. પાંડવોએ દિગ્વિજય કર્યો અને રાજસૂય યજ્ઞ કરીને મહારાજા યુધિષ્ઠિર ચક્રવર્તી સમ્રાટ બન્યા. રાજસૂય યજ્ઞની પૂર્ણાહુતિના એક દિવસે એક વાર દુર્યોધન રાજસભામાં આવતો હતો. મયદાનવની અદ્‌ભુત શિલ્પકળાને લીધે તે ભ્રમમાં પડી ગયો અને જળને સ્થળ અને સ્થળને જળ સમજી બેઠો. અને એમ જમીનને પાણી સમજીને તેણે પોતાનાં વસ્ત્રો ઊંચાં લીધાં. આગળ જતાં જળકુંડને સ્થળ સમજીને એમાં પગ મૂક્યો કે એ પાણીમાં પડી ગયો, પરિણામે તેનાં સારાંયે વસ્ત્રો પાણીમાં પલળી ગયાં! ઝરૂખામાં બેઠેલાં ભીમસેન અને દ્રૌપદીને આ જોઈ સ્વાભાવિક રીતે ખડખડાટ હસવું આવી ગયું. આથી દુર્યોધનને પોતાનું મોટું અપમાન થયેલું લાગ્યું. તે તરત જ ત્યાંથી આવ્યો હતો તેવો પાછો ફરી ગયો અને પોતાના આ અપમાનનો બદલો કેવી રીતે લેવો એ બાબતમાં મામા શકુનિ સાથે મંત્રણા કરવા લાગ્યો. મંત્રણામાં એમ નક્કી થયું કે યુધિષ્ઠિરને જુગાર રમવાનું નિમંત્રણ પાઠવવું. એમાં ધૃતરાષ્ટ્રે પણ સંમતિ આપી. યુધિષ્ઠિર આ આમંત્રણ સ્વીકારીને જુગાર રમવા બેઠા. જુગાર શરૂ થયો. કપટી શકુનિ પાસા ફેંકતો હતો. શકુનિની કપટજાળમાં ફસાઈને યુધિષ્ઠિર એક પછી એક દાવ હારવા લાગ્યા. રાજ્યની સઘળી ગાયો, હાથી-

ઘોડા અને ધનસંપત્તિ યુધિષ્ઠિર હારી બેઠા; અને તે પછી તો પોતાનું સારુંયે રાજ્યપાટ યુધિષ્ઠિરે જુગારમાં ગુમાવ્યું. હાર્યો જુગારી બમણુ રમે, એ નિયમ અનુસાર યુધિષ્ઠિર પોતાના ચાર ભાઈઓ-માંથી એક એકને દાવમાં મૂકતા ગયા અને ચારે ભાઈઓને તેઓ હારી ગયા. પછી પોતાની જાતને પણ તે હારી ગયા. તે પછી કર્ણ, દુર્યોધન વગેરેએ યુધિષ્ઠિરને ચડાવ્યા અને દ્રૌપદીને દાવમાં મૂકવાનું કહ્યું. ભાનભૂલેલા યુધિષ્ઠિરે દ્રૌપદીને પણ દાવમાં મૂકી; અને દ્રૌપદી પણ કૌરવોની થઈ ચૂકી.

એટલે પોતાની જુગજૂની દાઝ કાઢતો હોય તેમ દાંત પીસીને દુર્યોધન પોતાના એક દૂતને મોટેથી કહેવા લાગ્યો: 'અલ્યા દૂત, જલદી જા અને દ્રૌપદીને અહીં પકડી લાવ; હવે તે અમારી દાસી છે!'

આ વખતે દ્રૌપદી રજસ્વલા હતી. પાંડવો અને પોતાના સંબંધમાં આવા કારમા સમાચાર સાંભળીને તેનું હૃદય ખૂબ જ દુઃખ અનુભવી રહ્યું હતું. આ સ્થિતિમાં દુર્યોધનનો દૂત પણ દ્રૌપદીને લઈ આવવાની હિંમત કરી શકયો નહિ. એટલે દુર્યોધને દુઃશાસનને આદેશ કર્યો, એટલે તે ઊઠ્યો.

દુષ્ટ દુઃશાસન પોતાને ભર્યા દરબારમાં લઈ જવા માટે આવ્યો છે, એવા સમાચાર દ્રૌપદીને મળ્યા. આવા કારમા સમાચાર મળતાં જ દ્રૌપદી ગભરાઈ ઊઠી અને ગભરાટની મારી કૌરવોની માતા ગાંધારીના આશ્રયે દોડી ગઈ. પરંતુ આ વખતે ગાંધારીનો આશ્રય પણ દ્રૌપદીને કંઈ કામમાં આવી શકયો નહિ; હજુ હમણાં જ જેનો ચોટલો રાજસૂયયજ્ઞના અવભૃથ-સ્નાનથી પવિત્ર બન્યો હતો, તે દ્રૌપદીને એ જ ચોટલા વડે ઘસડીને દુઃશાસન દરબારમાં લઈ આવ્યો! આ વખતે દ્રૌપદી અત્યંત દયાજનક રીતે વિલાપ કરી રહી હતી. કર્ણે વળી દ્રૌપદીને 'અરે, હે પાંચ ધણી-વાળી વેશ્યા!' આમ કહીને વધુ બાળી. પોતાના પરાજયથી

લાચાર બનેલા પાંડવો નીચું માથું ઘાલીને શૂનમૂન બેસી રહ્યા હતા; દ્રૌપદીનો આર્ત પોકાર અને ધિક્કારનાં વાકયો જાણે તેમના બહેરા કાને અથડાતાં હતાં.

બુદ્ધિશાળી દ્રૌપદીએ ત્યાં બેઠેલા વડીલોને દલીલ કરી: 'ધર્મરાજ યુધિષ્ઠિર જુગારમાં પહેલાં પોતાની જાતને હાર્યા હતા કે મને? જો પહેલાં તેઓ પોતાની જાતને હારી ચૂકયા હોય તો પછી મને દાવમાં મૂકવાનો એમનો અધિકાર કયાં રહ્યો?'

પોતાની આ દલીલ–આ ફરિયાદ દ્રૌપદીએ ભીષ્મ, દ્રોણ, કૃપ, આદિ સૌ વડીલ જનોને અત્યંત કરુણાજનક સ્વરે કરી. પરંતુ સૌ નીચું મોં ઘાલી શાંત બેસી રહ્યા. સૌને દુર્યોધનના હાથે અપમાનિત થવાનો ભય હતો; એટલા માટે કોઈ કંઈ બોલતું નહોતું.

પછી દુર્યોધને પોતાની નીચતાનું પ્રદર્શન કરવા માંડયું. પોતાની ડાબી જાંઘ ખુલ્લી કરીને, દુઃશાસનને તેણે કહ્યું: 'દુઃશાસન, જોઈ શું રહ્યો છું? તેની સાડી ખેંચી નાખ અને ભરદરબારમાં તેને નવસ્ત્રી કરીને મારી આ જાંઘ પર બેસાડ!'

'દુઃશાસન, દુર્યોધન બરાબર કહે છે; ઇન્દ્રપ્રસ્થની સભામાં આ દુષ્ટાએ દુર્યોધનનું જે અપમાન કર્યું હતું તેનો બદલો આ જ રીતે લઈ શકાય,' એમ કહીને કર્ણે દુર્યોધનની વાતને ટેકો આપ્યો.

એટલે હવે તો દુઃશાસને દ્રૌપદીને નવસ્ત્રી કરવા માટે કમર કસી અને તેણે દ્રૌપદીના સાડીનો છેડો પકડયો પણ ખરો! હવે શું થાય? શું એક સતી સાધ્વી સ્ત્રીની લાજ ભરદરબારમાં આ રીતે લૂંટાવાની? દ્રૌપદીએ અસહાય બનીને ચોમેર દૃષ્ટિ દોડાવી. સૌનાં મસ્તક શરમનાં માર્યાં નીચે ઝૂકેલાં હતાં. કર્ણ દુઃશાસનને ચડાવી રહ્યો હતો. દ્રૌપદીએ પોતાના બે હાથો વડે પોતાનાં વસ્ત્રો પકડી રાખવાનો પ્રયત્ન કર્યો; પરંતુ સ્ત્રીના કોમળ હાથ પોતાનાં વસ્ત્રોનું આમ કેટલી ઘડી રક્ષણ કરી શકે? દશ હજાર

હાથી જેટલું બળ ધરાવતો દુઃશાસન દ્રૌપદીની સાડી–દ્રૌપદીનું ચીર ખેંચવા માંડયો. હવે તો દ્રૌપદી માટે એક જ ઇલાજ રહ્યો હતો અને તે પ્રભુનું નામ. નોધારાના આધાર શ્રીકૃષ્ણ પ્રભુનું મુખથી તેણે સતત રટણ કરવા માંડયું; અને પ્રભુને પોતાની લાજનું રક્ષણ સોંપીને દ્રૌપદીએ પોતાની આંખો બંધ કરી દીધી; તેની આંખોમાથી શ્રાવણ–ભાદરવો વહેવા લાગ્યો હતો. સતી દ્રૌપદી સાચા હૃદયથી શ્રીકૃષ્ણ પ્રભુને પ્રાર્થના કરવા લાગી: 'હે શ્રીકૃષ્ણ, હે દ્વારિકાનાથ, હે કરુણાવત્સલ પ્રભુ, હે નોધારાના આધાર! દોડો! કૌરવોના ખારા સમુદ્રમાં મારું શિયળ ડૂબી રહ્યું છે. મારા શિયળની રક્ષા કરો, રક્ષા કરો!'

શ્રીકૃષ્ણ પ્રભુ પ્રત્યેની પ્રાર્થનામા દ્રૌપદી પોતાના દેહનું ભાન સંપૂર્ણપણે ભૂલી ચૂકી હતી. દ્રૌપદીની સાચા હૃદયની પ્રાર્થના શ્રીકૃષ્ણ પ્રભુને પહોચી, અને શ્રીકૃષ્ણ પ્રભુએ સતીનાં ચીર પૂરવાં શરૂ કરી દીધાં. હજાર હાથીના બળવાળો દુઃશાસન દ્રૌપદીની એક એક સાડી ખેંચ્યે જતો હતો, પરંતુ સાડીઓનો પાર આવતો નહોતો. એક પછી એક, એમ સાડીઓ નીકળી આવતી જ હતી! સાડી એ તો સતી સ્ત્રીની લાજ છે; સતી સ્ત્રીનુ શિયળ છે; એનો કોઈ તાગ લઈ શકયું છે? એમ દુ:શાસન પણ સતી દ્રૌપદીના શિયળનો તાગ ન લઈ શકયો; એ નરાધમ સતી નારીના સતીત્વને ન લૂંટી શકયો.

શ્રીકૃષ્ણ પ્રભુનો વસ્ત્રાવતાર થઈ ચૂકયો હતો. સતીના દેહ પરથી એક પછી એક એમ સંખ્યાબંધ સાડીઓ ખેંચતાં ખેંચતાં દુઃશાસન થાકી ગયો; તેનું સારુંયે શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. દ્રૌપદીનાં રંગબેરંગી ચીરોનો ડુંગર ખડકાવા લાગ્યો. સતીની દશ હાથની સાડીનો જાણે કોઈ છેડો જ નહોતો! સૌ આ અદ્દભુત–દિવ્ય દશ્ય ફાટી આંખે જોઈ રહ્યા.

આ બધું વિદુરજીની સમજમાં તુરત જ આવી ગયું.

શ્રીકૃષ્ણ પ્રભુના એ પરમ ભક્ત પોતાના પ્રભુની અકળ લીલાનો પાર પામી ગયા. અંધ ધૃતરાષ્ટ્રને જે કંઈ બની રહ્યું હતું તેનું વર્ણન કરીને તેમણે કહ્યું : 'મહારાજ, ચેતો, ચેતો! હવે તો અવધિ આવી ગઈ છે! જલદીથી દ્રૌપદીને સંતુષ્ટ કરો. નહિતર હવે તો શ્રીકૃષ્ણ પોતાનું સુદર્શન ચક્ર લઈને આવે એટલું જ બાકી છે. અને જો તેઓ સુદર્શન ચક્ર લઈને આવ્યા, તો ખેર નથી કે તેમના સપાટામાંથી તમારો એક પણ પુત્ર બચે!'

વિદુરજીનાં આવાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર ભયથી કંપવા લાગ્યા. તેમણે દ્રૌપદીને પ્રેમપૂર્વક પોતાની પાસે બોલાવી અને પોતાના પુત્રોના અપરાધ માટે ક્ષમા યાચી. તેમણે દ્રૌપદી સહિત પાંડવોને કૌરવોના દાસત્વમાંથી મુક્ત કર્યા અને તેમને હારેલું રાજ્ય તથા ધન પાછું સોંપ્યું.

પછી તો દુર્યોધને પિતા–રાજા ધૃતરાષ્ટ્રનો જીવ ખાવા માંડ્યો. તેણે કહ્યું: 'પિતાજી, ફરીથી ફક્ત એક જ વાર અમને પાંડવો સાથે જુગાર રમવાની અનુમતિ આપો. અને એમાં શરત એ કે જે પક્ષ હારે તે પોતાની સ્ત્રીઓ સાથે બાર વર્ષ વનવાસ ગાળે અને વનવાસ પછી એક તેરમું વર્ષ ગુપ્તવાસ સેવે. ગુપ્તવાસના આ તેરમા વર્ષમાં જો તેઓ જાણમાં આવી જાય–પકડાઈ જાય, તો ફરી પાછાં બાર વર્ષ વનવાસ ભોગવે.'

ધૃતરાષ્ટ્રે દુર્યોધનને આ બાબતમાં અનુમતિ આપી. યુધિષ્ઠિર ફરી દુર્યોધન સાથે ઉપલી શરતે જુગાર ખેલવા બેઠા. તેમાં પણ યુધિષ્ઠિર હારી ગયા. માતા કુંતીને વિદુરજીને ઘેર મૂકીને દ્રૌપદી સાથે પાંચે પાંડવો વનવાસ નીકળી પડ્યા. દ્રૌપદી સિવાય બીજી પાંડવ પત્નીઓને પોતપોતાના પિયર મોકલી દેવામાં આવી હતી; દુઃખી અને ઉદાસ પાંડવોની સાથે માત્ર દ્રૌપદી જ કુંતા માતાની રજા લઈ પાંડવો સાથે આગ્રહપૂર્વક ગઈ હતી. દુઃખી અને ઉદાસ પાંડવોની સાથે તેમને સાચા જિગરથી ચાહ-

નાર પ્રજાજનો પણ મોટી સંખ્યામાં તેમની સાથે વનવાસ સેવવા તત્પર બન્યા. પરંતુ જેમતેમ કરીને પાંડવોએ તેમને પાછા વાળ્યા. આમ છતાં કેટલાક બ્રાહ્મણો અને તપસ્વી ઋષિમુનિઓએ તો પાંડવો સાથે વનવાસ સેવ્યો. જ્યારે પાંડવોને ગુપ્તવાસનું તેરમું વર્ષ ગાળવાનો સમય આવ્યો ત્યારે જ તેઓ પાંડવોથી વિખૂટા પડ્યા.

રાજસૂય યજ્ઞની પૂર્ણાહુતિ પછી શ્રીકૃષ્ણ દ્વારકા ચાલ્યા ગયા હતા. શાલ્વે દ્વારકામાં પોતાના જાદુઈ વિમાન 'સૌભ' વડે ઉત્પાત મચાવ્યો હતો. દ્વારકા પહોંચતાંની સાથે જ શ્રીકૃષ્ણે શાલ્વ પર આક્રમણ કર્યું. પોતાની ગદાના પ્રહાર વડે તેમણે શાલ્વના વિમાન 'સૌભ'ના ચૂરેચૂરા કરી શાલ્વ તથા તેના સૈનિકોનો નાશ કર્યો. એ પછી શ્રીકૃષ્ણે દ્વારકામાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં તેમને જુગારમાં પાંડવો હારી ગયાના સમાચાર મળ્યા. એથી તેઓ સીધા હસ્તિનાપુર આવ્યા અને ત્યાંથી વનમાં જ્યાં પાંડવો રહેતા હતા ત્યાં ગયા. પાંડવો પાસેથી બધી વાત જાણીને તેમણે કૌરવો પ્રત્યે પોતાનો રોષ પ્રકટ કર્યો.

આ વખતે દ્રૌપદીએ શ્રીકૃષ્ણને કહ્યું: 'હે મધુસૂદન, મહર્ષિ અસિત અને દેવલ પાસેથી મેં સાંભળ્યું છે કે આપ જ સમગ્ર સૃષ્ટિના કર્તા છો. પરશુરામજી તો કહેતા હતા કે આપ જ અપરાજિત વિષ્ણુ છો. આપ જ યજ્ઞ, ઋષિ, દેવતા તથા પંચમહાભૂત સ્વરૂપ છો, સારુંયે જગત આપના જ એક અંશમાં રહેલું છે. ત્રણે લોકમાં આપ વ્યાપેલા છો. નિર્મળ હૃદયના ઋષિમુનિઓના હૃદયમાં આપ જ સ્ફુરી રહો છો; જ્ઞાની અને યોગીઓની આપ જ ગતિ છો; આપ વિભુ છો, સર્વાત્મા છો, આપની શક્તિથી જ સર્વને શક્તિ પ્રાપ્ત થાય છે. આપ જ મૃત્યુ, જીવન તેમ જ કર્મના અધિષ્ઠાતા છો. આપ જ પરમાત્મા છો; તેથી મારું દુઃખ જો હું આપને નિવેદિત ન કરું તો કોને કરું?'

દ્રૌપદીની આંખોમાંથી સતત અશ્રુધારા વહેવા લાગી. પાલવ વડે આંસુ લૂછીને તે બોલવા લાગી: 'શ્રીકૃષ્ણ, હું મહાપરાક્રમી પાંડવોની પત્ની, વીર ધૃષ્ટદ્યુમ્નની બહેન અને આપની સખી છું. ભરી સભામાં કૌરવોએ ચોટલો ઝાલીને મને ઘસડી. એક તો હું રજસ્વલા હતી અને બીજું રજસ્વલા હોવાને કારણે મેં એક જ વસ્ત્ર પહેર્યું હતું. મને નવસ્ત્રી કરવાનો અધમ પ્રયત્ન કરવામાં આવ્યો. અર્જુન અને ભીમસેન મારું રક્ષણ કરી શક્યા નહિ. એ જ નીચ દુર્યોધને ભીમસેનને ઝેરના લાડુ ખવડાવીને, હાથપગ બાંધીને, નદીના પાણીમાં ફેંકી દીધા હતા. એ જ દુષ્ટે પાંડવોને લાક્ષાભવનમાં બાળીને ભસ્મ કરી નાખવાનો પ્રયત્ન કર્યો. અરે, એ જ પિશાચે ચોટલો ઝાલીને ભરસભામાં મને ઘસડી અને છતાં હજુયે એ જીવતો છે!'

આ બધું સંભારતાં પાંચાલીની આંખમાં આંસુ ચમકવા લાગ્યાં, વાણી ઘડીભર થંભી ગઈ. શ્રીકૃષ્ણને તે ઠપકો આપતાં કહેવા લાગી: 'તમે અમારા સંબંધી છો; અમારા પરમ શુભેચ્છક છો; યજ્ઞના પવિત્ર અગ્નિમાંથી ઉત્પન્ન થયેલી હું ગૌરવશાળી સ્ત્રી છું. તમારા પર મારો પરમ સ્નેહ છે; એ સ્નેહના દાવે તમારા પર મારો અધિકાર પણ છે. મારું રક્ષણ કરવા તમે સર્વ રીતે સમર્થ છો એ હું સમજું છું. આમ છતાં મારી આવી કરુણ દશા! રે પ્રભુ!'

ભક્તવત્સલ શ્રીકૃષ્ણ પ્રભુ હવે આગળ ન સાંભળી શક્યા. તેઓ બોલી ઊઠ્યા: 'કલ્યાણી, જેમના પર તારા જેવી સતી-સાધ્વી સ્ત્રીનો રોષ ઊતર્યો છે તે કૌરવોનું જીવન હવે સમાપ્ત થયું જ સમજ! તેમની સ્ત્રીઓને પણ આ પ્રમાણે રુદન કરવાનો વારો આવશે અને ત્યારે તેમનાં આંસુ લૂછનાર પણ કોઈ નહિ હોય. થોડા જ દિવસોમાં ગાંડીવધારી અર્જુનનાં તીક્ષ્ણ બાણોથી તેમના દેહ ધરણી પર ઢળી જશે અને તે શિયાળવાં અને કૂતરાંનો ખોરાક

બનશે. અને તને સામ્રાજ્ઞી બનાવીને જ હું જંપીશ એવી હું પ્રતિજ્ઞા કરું છું. ચાહે આકાશ ફાટી પડે, સમુદ્ર સુકાઈ જાય, હિમાલયના ચૂરેચૂરા થઈ જાય, તોપણ મારી પ્રતિજ્ઞામાં હું જરા-પણ ચલિત નહિ થાઉં'

આ વખતે દ્રૌપદીએ અર્જુન ભણી નજર નાખી. અર્જુને શ્રીકૃષ્ણના કથનનું સમર્થન કર્યું.

એ પછી શ્રીકૃષ્ણ પોતાની બહેન સુભદ્રા અને ભાણેજ અભિમન્યુને પોતાની સાથે દ્વારકા લઈ ગયા. ધૃષ્ટદ્યુમ્ન આવીને દ્રૌપદીના પુત્રોને તેના દેશ પાંચાલમા લઈ ગયો. પાંડવોને મળવા આવેલા પાંડવપક્ષી રાજાઓ પોતપોતાને દેશ પાછા ફર્યા. ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાને વિદાય આપવા આવેલા પ્રજાજનોને વિનયપૂર્વક પાછા વળાવ્યા.

એક વાર શ્રીકૃષ્ણ સત્યભામા સાથે વનમાં પાંડવોને મળવા આવ્યા હતા. એ વખતે સત્યભામાએ એકાંતમાં દ્રૌપદી સાથે પેટ ભરીને વાતો કરી. વાતવાતમા પોતાના મનમાં ઘણા સમયથી ઘોળાતી વાત સત્યભામાએ દ્રૌપદીને પૂછી: 'બહેન, તમારા પાંચે પતિઓ દિગ્પાળો જેવા બળવાન અને બહાદુર છે. વળી આ પાંચેને એક સાથે તમે કેવી રીતે પ્રસન્ન રાખી શકો છો? એક પતિને પ્રસન્ન રાખવો એ કેટલું કઠણ છે એનો મને જાત અનુભવ છે. આમ છતાં તમે તમારા પાંચે પતિઓને પ્રસન્ન રાખી શકો છો, એ તમારી મોટી સિદ્ધિ ગણાય. આ માટે તમે કયું વ્રત, તપ, તીર્થસેવન કરો છો?'

આટલું પૂછીને સત્યભામા સહેજ અટકી; પછી હસીને પૂછયું: 'બહેન, તમે તમારા પતિઓ પર કંઈ વશીકરણ મંત્ર અજમાવ્યો હોય એવું મને હમેશાં લાગ્યા કરે છે.'

દ્રૌપદી અને સત્યભામા વચ્ચે ભારે સખીપણાં હતાં. એટલે દ્રૌપદીએ સત્યભામાને આનો સ્નેહથી જવાબ વાળતાં કહ્યું:

'સત્યભામા, આ વશીકરણ મંત્રની વાતમાં તમે ક્યારનાં માનતાં થયાં? એ તો બધું છળકપટ છે. જે સ્ત્રીઓ પોતાના પતિ પર આવો વશીકરણ મંત્ર અજમાવે છે તેઓ પોતાના પતિની ભારે કુસેવા કરે છે. આવા વશીકરણ મંત્ર-તંત્રથી તે કોઈ દિવસ પતિ પત્નીના વશમાં આવનો હશે ખરો? ઊલટું જ્યારે પતિ જાણે છે કે પોતાની સ્ત્રી પોતાને વશ કરવા વશીકરણ મંત્ર અજમાવી રહી છે ત્યારે એ પોતાની સ્ત્રીથી ડરીને દૂર ભાગે છે. એથી તો પતિના ચિત્તમાં ઉદ્વેગ થાય છે અને ઘરમાં ક્લેશ પેસે છે મંત્રતંત્રથી કદી પણ પતિને વશ કરી શકાય નહિ. એથી તો કેવળ અનર્થ જ ઊપજે. એવી સ્ત્રીઓ ધુતારાઓ મારફત તેમના પતિઓને ભયંકર રોગો થાય એવી વસ્તુઓ અપાવે છે. પતિના દુશ્મનો આ રીત અજમાવી તેને ઝેર સુદ્ધા અપાવે છે. આવી સ્ત્રીઓ આવી મૂર્ખાઈને વશ થઈને પતિને જલોદર, કોઢ, અકાળે વૃદ્ધત્વ, નપુંસકતા, ગાડપણ (ઉન્માદ) વગેરે વગેરે ભયંકર રોગોના ભોગ બનાવે છે. પાપીઓની વાનોને માનનારી પાપી સ્ત્રીઓ આ રીતે પતિને અનેક દુઃખો દે છે. સતિમાર્ગી સ્ત્રીઓએ તો આ માર્ગે ભૂલેચૂકે પણ ફરકવું ન જોઈએ.'

સત્યભામાને લાગ્યું કે દ્રૌપદીને પોતે જે કહ્યું એથી ખોટું લાગ્યું છે, એટલે તેમણે દ્રૌપદીની ક્ષમા માગતાં કહ્યું: 'બહેન, હું તો હસતી હતી; તમે કેવી રીતે પતિસેવા ઉઠાવો છો, એ જ હું તો જાણવા માગતી હતી.'

દ્રૌપદી બોલી: 'સત્યભામા, મને તમારી વાત પરથી લેશ પણ ખોટું લાગ્યું નથી; આ બહાને વશીકરણ મંત્રના ધતિંગ પરના મારા વિચારો મેં તમને જણાવ્યા. જુઓ, હવે હું મારું પોતાનું આચરણ તમને જણાવું છું.'

આમ કહીને દ્રૌપદીએ પોતાની ચર્યા કહેવા માંડી. 'સત્યભામાબહેન, લેશમાત્ર અભિમાન કે ક્રોધને મનમાં આવવા વગર

હું પાડવો તથા મારી બીજી બહેનો(શોકયો)ની ખૂબ સંભાળ-પૂર્વક સેવા ઉઠાવું છું. કદાપિ કોઈની ઈર્ષ્યા કરતી નથી. માત્ર સેવાની ભાવનાથી જ, મનને કાબૂમા રાખીને, પતિઓને અનુકૂળ વર્તન રાખું છું. કોઈ દિવસ અભિમાન કરતી નથી કે કોઈ દિવસ મોમાથી કડવુ વેણ કાઢતી નથી. પતિઓને જોઈ ખૂબ જ સભ્યતાથી ઊભી થાઉં છું, અયોગ્ય સ્થાન પર કદી બેસતી નથી, ખરાબ વાતો પર કદાપિ નજર કરતી નથી અને પતિઓના દોષ પ્રત્યે આખ આડા કાન કરી એમની મરજી સમજીને બધો વ્યવહાર કરુ છું ભલેને કોઈ પર પુરુષ ગમે તેવો સુદર હોય, પરંતુ મારા પતિઓ સિવાય બીજા કોઈના ઉપર હું આસક્તિ કરતી નથી. પતિઓને જમાડ્યા વિના જમતી નથી અને તેમને સ્નાન કરાવ્યા પહેલા સ્નાન પણ કરતી નથી તેમના બેઠા પછી હું બેસુ છુ અને તેઓ જયારે બહારથી ઘરમા આવે છે ત્યારે તેમને ઊઠીને આસન તથા પાણી આપું છું. ઘરના વાસણો હંમેશા માજીને ચોખ્ખા રાખું છું, ખૂબ કાળજી રાખીને રસોઈ બનાવુ છું અને સમયસર રસોઈ તૈયાર કરી નાખું છું. ઘરને વાળી ઝૂડીને સ્વચ્છ રાખું છું અને જરૂરી વસ્તુઓનો સંગ્રહ કરી રાખું છું. કદાપિ કોઈને છણકભણક કરતી નથી અને બદચાલની સ્ત્રીઓના પડછાયો સુદ્ધા લેતી નથી. બારી-બારણા આગળ વારે વારે અને નાહક ઊભા રહેવાનું મને ગમતુ નથી એઠવાડ ઢોળવા ગઈ હોઉં ત્યારે ચાટ આગળ લાબો સમય હું ઊભી રહેતી નથી. પતિથી રિસાઈને દૂર રહેવાનું મને પસંદ નથી. પતિ કંઈ કામ કાજ માટે બહારગામ ગયા હોય તો પુષ્પ, ચંદન વગેરે શૃંગાર-ની વસ્તુઓનો ત્યાગ કરીને હું વ્રત કરું છું મારા પતિ જે વસ્તુઓ ખાતા, પીતા કે સેવતા નથી તે વસ્તુઓથી હું પણ દૂર રહું છું. પતિવ્રતા સ્ત્રીઓ માટે શાસ્ત્રોમાં જે વ્રતો કહ્યાં છે તે બધાયે હું કરું છું. હું મારી જાતને હમેશા સાદાં, સ્વચ્છ અને

સુઘડ વસ્ત્રોથી શોભાયમાન રાખું છું.'

દ્રૌપદીના આવા અત્યંત વિવેકભર્યાં અને પવિત્ર વર્તનનો વૃત્તાંત સાંભળીને શ્રીકૃષ્ણનાં પત્ની–રાણી સત્યભામા તો મનમાં ને મનમાં મુગ્ધ બન્યે જતાં હતાં. પોતાની પ્રશંસાનો ભાવ વ્યક્ત કરતાં તેઓ દ્રૌપદીને કહેવા લાગ્યાં: 'મોટીબહેન, તમારો વૃત્તાંત સાંભળીને મારું અંતર ખૂબ જ મુગ્ધ બને છે. તમારી દિનચર્યા જેમ જેમ હું સાંભળું છું તેમ તેમ તેને વધુ ને વધુ સાંભળવાનું મન થાય છે. માટે આગળ કહેવાની કૃપા કરો.'

એટલે દ્રૌપદીએ પોતાની વાત આગળ ચલાવી: 'સત્યભામા-દેવી, મારાં પૂજ્ય સાસુજીએ મને જે કૌટુંબિક ધર્મ બતાવ્યો છે તેનું હું બધી રીતે પાલન કરું છું. સાધુજનોને ભિક્ષા દેવી, અતિથિ–સત્કાર કરવો, શ્રાદ્ધ અને વારતહેવારે જુદાં જુદાં મિષ્ટાન્ન બનાવવાં, પૂજનીય વ્યક્તિઓની પૂજા કરવી એ સર્વ હું બહુ સાવધાનીથી કરું છું. પતિઓથી છાનામાનાં સારું ભોજન જમવું અથવા તેમનાથી સારાં કપડાં પહેરવાં, એ મારા સ્વભાવમાં જ નથી. પતિઓથી ઊંચા આસને હું કદી બેસતી નથી. સાસુની સાથે કદી દલીલબાજી કરતી નથી કે તેમના વાદ લેતી નથી. મારાં સાસુજીનાં ભોજન અને વસ્ત્રોની હું હંમેશાં કાળજી રાખું છું. અમુક પ્રસંગે મારે કયું વસ્ત્ર પહેરવું, કયું આભૂષણ પહેરવું, એ બધામાં મારાં સાસુની સલાહ લઉં છું. ઘરમાં સૌથી છેલ્લી હું સૂઉં છું અને સવારમાં સૌથી પહેલી હું ઊઠું છું. મારા પતિઓ જે જે શુભ કાર્યો આચરે તેમાં હું પૂરેપૂરો અને સક્રિય રસ લઉં છું અને એમાં બને તેટલી સહાયભૂત બનું છું. એક જ દાખલો આપું: ઇંદ્રપ્રસ્થમાં ધર્મરાજ (યુધિષ્ઠિર) પોતાના મહેલે હંમેશાં આઠ હજાર બ્રાહ્મણોને સુવર્ણપાત્ર(સોનાનાં વાસણ)માં ભોજન કરાવતા હતા. તેમણે એંશી હજાર સ્નાતકો(વિદ્યાર્થીઓ)ના ભરણપોષણની જવાબદારી પોતાને માથે લીધી.'

આ બધા માટે તેમણે દશહજાર દાસદાસીઓ રોકયાં હતાં. આ બધામાં હું એટલો બધો રસ લેતી કે એ બધા બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ, દાસદાસીઓનાં નામ હું જાણતી હતી અને એ સૌનો પ્રત્યક્ષ પરિચય મેળવીને તેમના જીવનમાં હું રસ લેતી હતી. એ સૌનાં ભોજનવસ્ત્રનો પ્રબંધ કરવાનું કાર્ય મેં મારા શિરે લીધું હતું. ખાસ કરીને કઈ દાસીને કયું કામ સોંપવામાં આવ્યું છે અને તેણે તે કર્યું છે કે નહિ, એ જોવાનું કામ મારું રહેતું હતું. અમારી પાસે-ઇંદ્રપ્રસ્થમાં એક લાખ ઘોડા અને એટલીજ સંખ્યામાં હાથીઓ હતા. તેમની પણ સારસંભાળ હું રાખતી હતી. તેમની ગણતરી હું કરતી અને તેમને જરૂરી એવી બધી ચીજો હાજર રાખતી. અંતઃપુરના ગોવાળિયાઓ, ભરવાડો અને દાસદાસીઓની પણ હું દેખભાળ રાખતી હતી.'

પોતાની દિનચર્યાનો વૃત્તાંત સત્યભામાને આનંદ આપે છે એ જોઈ દ્રૌપદીએ પોતાની વાત આગળ ચલાવી: 'દેવી, રાજ્યની આવક, જાવક અને બચતનો હું હિસાબ રાખતી હતી. ધર્મરાજ તો નામ પ્રમાણે ધર્મરાજા જ છે એટલે તેઓ તો હંમેશાં કુટુંબનો બધો ભાર તજીને પૂજાપાઠ, ધર્મધ્યાન અને અતિથિસત્કારમાં રચ્યાપચ્યા રહેતા. અમારા આખાયે પરિવારની દેખભાળ મારે રાખવી પડતી. ધર્મરાજના કુબેરભંડારી જેવા અખૂટ ભંડારનો ખ્યાલ પણ મારે જ રાખવો પડતો. ભૂખતરસ વેઠીને, રાતદિવસ એક કરીને હંમેશાં પાંડવોના હિતમાં હું મંડી રહેતી. સત્યભામાદેવી, પતિને વશ કરવાનો આ એક જ ઉપાય હું તો જાણું છું.'

આ ઉપરથી સત્યભામાને ખ્યાલ આવ્યો કે મહારાણી દ્રૌપદી પોતાના ઘરની સાચેસાચી રાણી હતી. તેણે દ્રૌપદીને પ્રશ્ન પૂછીને તકલીફ આપી એ માટે સત્યભામાએ દ્રૌપદીની ક્ષમા માગી. છેવટે સત્યભામાએ પૂછ્યું: 'દ્રૌપદી દેવી, હવે હું મુદ્દાની વાત પર આવું. તમારા પરમ સખા ભગવાન શ્રીકૃષ્ણને મારે શી રીતે

વશ કરવા તેનો કોઈ નિર્દોષ માર્ગ મને બતાવો.'

એટલે દ્રૌપદી કહેવા લાગી: 'બહેન, તમે સહૃદયતા, પ્રેમ-સેવાભાવના, કાર્યકુશળતા તથા વિવિધ પ્રકારનાં પુષ્પચંદનાદિથી શ્રીકૃષ્ણની સેવાશુશ્રૂષા કરતાં રહો. એવાં કાર્ય કરો, જેથી તેમને લાગે કે તમે માત્ર તેમને જ પ્રિય ગણો છો. મહેલના આંગણામાં એમનો પગરવ સંભળાય કે તરત જ ઊભાં થઈ તેમનું સ્વાગત કરવાની તૈયારીમાં રહો. આવતાની સાથે જ તેમને બેસવા માટે આસન અને પગ ધોવા માટે પાણી આપો. તેઓ દાસીને કોઈ કામ ચીંધે, તો એ કામ દાસીને ન કરવા દેતાં તમે જાતે જ કરો. પતિદેવ તમને કોઈ ગુપ્ત વાત કહે તો એ વાત તમે કોઈને પણ ન કહો. પતિના મિત્રો અને હિતેચ્છુઓને ભોજનાદિથી સંતુષ્ટ રાખો અને પતિ સાથે દ્વેષ રાખનાર લોકોથી હંમેશાં દૂર રહો. શોકયોના દીકરાઓ સાથે પણ એકાંતમાં કદી ન બેસો. ખાનદાન કુળની પવિત્ર સતિસાધ્વી સ્ત્રીઓની જ હંમેશાં સોબત રાખો. ઘાતકી, ઝઘડાખોર, પેટભરી, ચોર, દુષ્ટ અને ચંચળ સ્વભાવની સ્ત્રીઓથી દૂર રહો. આ રીતે પતિની સર્વ પ્રકારની સેવા ઉઠાવવાથી તમારા યશ અને સૌભાગ્યમાં વૃદ્ધિ થશે અને અંતે તમે સ્વર્ગલોકને પ્રાપ્ત કરશો. તમારા વિરોધીઓના હાથ આપોઆપ હેઠા પડશે.'

દ્રૌપદીના ધર્મસંકટનો એક કઠિન પ્રસંગ જોવા જેવો છે.

એક વાર શ્રીકૃષ્ણ, ઓચિંતા કામ્યક વનમાં, પાંડવો વનવાસ ભોગવી રહ્યા હતા ત્યાં આવી પહોંચ્યા. તેઓ રથમાંથી ઊતર્યા એવા સીધા જ તેમની પરમ સ્નેહભાજન દ્રૌપદી પાસે ચાલ્યા ગયા. પર્ણકુટિના દ્વાર પર યુધિષ્ઠિર ઊભા હતા, તેમને વંદન કરવા પણ તેઓ રોકાયા નહિ. દ્રૌપદીની પાસે જઈ તેમણે સીધું જ કહ્યું: 'બહેન કૃષ્ણા, હું બહુ દૂરથી આવું છું; થાક બહુ લાગ્યો છે; સાથે ભૂખ પણ ખૂબ જ લાગી છે. ઘરનું કામકાજ

અત્યારે પડતું મૂક અને પહેલાં ઘરમાં જ કંઈ ખાવાનું હોય તે મારી આગળ મૂકી દે.'

એ વખતે સંજોગવશાત્ ઘરમાં કંઈ કહેતાં કંઈ જ ખાવાનું નહોતું. વળી ઘડી પહેલાં જ મહર્ષિ દુર્વાસા મુનિ તેમના દશહજાર શિષ્યોને લઈ પાંડવોનું આતિથ્ય માણવા આવ્યા હતા. તેઓ અત્યારે પોતાના શિષ્યો સહિત પાસેના તળાવ પર સ્નાન કરવા ગયા હતા, અને ત્યાંથી આવીને પાંડવોને ત્યાં ભોજન લેવાના હતા. આ બાજુ પાંડવો અને દ્રૌપદી જમીપરવારીને બેઠાં હતાં. સૂર્યનારાયણને પ્રસન્ન કરીને ધર્મરાજ યુધિષ્ઠિરે એક દિવ્ય અક્ષયપાત્ર મેળવ્યું હતું. સૌને જમાડ્યા પછી દ્રૌપદી જમતી હતી. દ્રૌપદી જમે નહિ ત્યાં સુધી પેલા અક્ષયપાત્રમાંથી ભોજન ખૂટતું નહિ, પરંતુ હવે તો દ્રૌપદી પણ જમી રહી હતી. ત્યાં આવા જંગલમાં, આવા અયોગ્ય સમયે, દુર્વાસા મુનિ અને તેમના દશહજાર શિષ્યોના ભોજનનો શી રીતે પ્રબંધ કરવો ? અને આવા કટોકટીના પ્રસંગે શ્રીકૃષ્ણે પણ આવીને અધૂરામાં પૂરું કર્યું: પોતાના પ્રિય સખા સામે ચડીને કોઈ દિવસ નહિ અને આજ પોતાની પાસે ભોજન માગે અને પોતે ન આપી શકે, એ સ્થિતિ દ્રૌપદીને અત્યંત અસહ્ય થઈ પડી. અત્યંત ખિન્ન મને તે શ્રીકૃષ્ણને કહેવા લાગી: 'પ્રભુ, તમે તો જાણો છો જ કે પોતાની સાથેના બ્રાહ્મણોના ભોજનનો પ્રબંધ સુખથી થઈ શકે એટલા માટે ધર્મરાજે તપશ્ચર્યા કરીને ભગવાન સૂર્યનારાયણ પાસેથી એક અક્ષયપાત્ર મેળવી લીધું છે. એ પાત્રમાંથી ભાતભાતનાં પકવાન્ન નીકળે છે અને એનાથી અમારાં સૌનું કામ ચાલે છે. વળી એમાં નિયમ એવો છે કે હું જમી રહું પછી એ પાત્ર સાવ ખાલી થઈ જાય છે. મેં તો હમણાં જ ભોજન કરી લીધું અને પાત્ર ધોઈને એક બાજુ મૂકી દીધું છે. હવે તમે ભૂખ્યા થઈને આવ્યા છો! પરંતુ હવે હું કરું શું?'

શ્રીકૃષ્ણે કૃત્રિમ રોષ સાથે કહ્યું: 'કૃષ્ણા, હું એ કંઈ ન સમજું. ભૂખથી અહીં મારો જીવ જાય છે અને તને આ બધી ઠઠ્ઠામશ્કરી સૂઝે છે! મારે તો ખાવાનું જોઈએ, હું બીજું કંઈ ન સમજું, લોકો તો તને સાક્ષાત્ અન્નપૂર્ણા કહે છે.'

કંઈક યાદ આવતાં, આનંદિત બનીને દ્રૌપદી બોલી ઊઠી: 'અરે, પોતાના દશ હજાર શિષ્યો સાથે મહર્ષિ દુર્વાસા અમારા આંગણે પધાર્યા છે એ વાત તો મેં તમને કહી ને? એ લોકો સ્નાન-સંધ્યા કરવા પાસેના સરોવર પર ગયા છે. દુર્વાસાનો ક્રોધ તમે જાણો છો ને? જો તેઓ આવ્યા અને તેમના સારુ ભોજનનો પ્રબંધ ન કરી શકાયો, તો તેઓ ક્રોધે ભરાઈને નક્કી અમને શાપ આપશે, અને અમને બાળીને ભસ્મ કરી નાખશે. એ વિચારે મેં તમારું સ્મરણ કર્યું હતું અને મારી દુખિયારીનો પોકાર સાંભળીને તમે આવી પહોંચ્યા છો, તો તમે આ સંકટમાંથી અમારી રક્ષા કરો.'

એ વાત જાણે ટાળવા માગતા હોય, એમ શ્રીકૃષ્ણ બોલ્યા: 'કૃષ્ણા, એ બધી વાત પછી; પહેલાં તારું એ પાત્ર અહીં લાવ. તેમાં કંઈક મારા જોગું વધ્યું હશે. ખરેખર મને બહુ ભૂખ લાગી છે!'

એટલે દ્રૌપદી તરત જ પાત્ર લઈ આવી અને તેને શ્રીકૃષ્ણના હાથમાં મૂકતાં કહ્યું: 'લો, વિશ્વાસ ન આવતો હોય તો તમે જાતે જ જોઈ લ્યો.'

ભગવાનની શી લીલા! દ્રૌપદીએ અંદર અને બહારથી સુંદર રીતે માંજેલા એ પાત્રમાંથી પણ શાકનું એક નાનું પાંદડું નીકળી આવ્યું.

શ્રીકૃષ્ણે પાત્રમાં ચોંટેલું એ પાંદડું ઉખાડીને મોંમાં મૂકતાં કહ્યું: 'આનાથી વિશ્વના સર્વ પદાર્થોના ભોક્તા ભગવાન સર્વાત્મા તૃપ્ત થાઓ!'

આમ કહેતાંની સાથે જ ફરી પાછું એ પાત્રમાંથી જુદા જુદા પ્રકારનું અન્ન નીકળવું શરૂ થઈ ગયું.

આથી શ્રીકૃષ્ણે સહદેવને કહ્યું: 'સહદેવ, તમે જાઓ અને *મુનિ દુર્વાસાને તેમના શિષ્યો સહિત બોલાવી લાવો.'*

આ બાજુ મુનિ દુર્વાસા અને તેમના શિષ્યોનું એવું થયું કે પરમાત્મામાં સૌ જન આવી જાય, એ ન્યાયે શ્રીકૃષ્ણ પરમાત્માનું પેટ ભરાયું એટલે મુનિ દુર્વાસા અને તેમના શિષ્યોને પણ પોતાનું પેટ સંપૂર્ણપણે ભરાયેલું લાગ્યું! એ લોકોને ખૂબ ધરાઈને ભોજન કર્યાના ઓડકાર પણ આવ્યા. એટલે દુર્વાસા મુનિએ વિચાર્યું: 'હવે અમારું સૌનું પેટ ભરાઈ ગયું છે, કોઈને ભોજનની ઇચ્છા નથી. તેથી જો હવે અમે યુધિષ્ઠિર પાસે જઈશું તો શું થશે? યુધિષ્ઠિરે અમારા માટે ભોજન તો તૈયાર રાખ્યું હશે. ત્યાં જઈને અમે ભોજન નહિ લઈએ તો પોતાનું ભોજન બગાડ્યા બદલ યુધિષ્ઠિર અમારા પર રોષે ભરાશે. વળી યુધિષ્ઠિર તો સાક્ષાત્ ધર્મનો અવતાર છે, અને આપણા પર રોષે ભરાઈને કંઈ શાપ દઈ દેશે તો આપણું સત્યાનાશ નીકળી જશે. માટે અહીંથી સીધા જ પોબારા ગણી જવા એ જ ઉચિત છે.'

આ વિચારે પોતાના શિષ્યો સહિત મુનિ દુર્વાસા ત્યથી ભાગી ગયા હતા. સહદેવ તેમને બોલાવવા ગયો. ત્યારે એ સ્થળે કોઈ કહેતાં કોઈ તેની નજરે પડ્યું નહિ, એટલે એ એકલો પાછો ફર્યો.

એટલે પાંડવોને સ્વાભાવિક ચિંતા થવા લાગી: 'દુર્વાસા મુનિનું ભલું પૂછવું? કહી ગયા છે, એટલે આવ્યા વગર નહિ રહે. તેઓ તો કદાચ અડધી રાતે પણ આવી ચડે! એવે સમયે ભોજનનો પ્રબંધ ક્યાંથી કરવો?'

શ્રીકૃષ્ણે સૌને આશ્વાસન આપતાં કહ્યું: 'દુર્વાસા મુનિ હવે અહીં આવે જ નહિ ને! દુષ્ટ દુર્યોધને પોતાની સેવાથી દુર્વાસા

મુનિને પ્રસન્ન કર્યા હતા, અને પાંચાલીના ભોજન કરી રહ્યા પછી તમારે પાંડવોના આંગણે જઈને ઊભા રહેવું એવું તેમની પાસેથી તેણે વચન લીધું હતું. એ હિસાબે જ દુર્વાસા મુનિ અહીં આવ્યા હતા. પરંતુ હવે આપણું સઘળું કષ્ટ દૂર થયું છે. માટે હવે એની તમારે કોઈ ચિંતા ન કરવી.'

એક વખત સિંધુ દેશનો રાજા જયદ્રથ સર્વ પ્રકારની તૈયારીઓ સાથે લગ્ન સારુ શાલ્વ દેશ ભણી જતો હતો. તે વખતે પાંડવો વનવાસ ભોગવતા હતા. જંગલમાં તેના માર્ગમાં પાંડવોનો આશ્રમ આવ્યો. એ વખતે પાંચે પાંડવ ભાઈઓ શિકાર કરવા વનમાં ગયા હતા અને દ્રૌપદી આશ્રમમાં એકલી હતી. રૂપરૂપના અંબાર સમી દ્રૌપદીને જંગલમાં એકલી જોઈને જયદ્રથ તેના ઉપર મોહ પામ્યો. જયદ્રથે વિચાર્યું: 'હું જાતે દ્રૌપદી પાસે સીધો જઉં એ ઠીક નથી; માટે મારી સાથેના મારા મિત્ર રાજા કોટિકાસ્ય મારફત પહેલાં મારા સમાચાર દ્રૌપદીને મોકલવા દે, જોઈએ આપણને કેવો આવકાર મળે છે.'

આ વિચારે જયદ્રથે કોટિકાસ્યને દ્રૌપદી પાસે મોકલ્યો. કોટિકાસ્યે દ્રૌપદી પાસે જઈ મધુર શબ્દોમાં દ્રૌપદી અને પાંડવોની માહિતી મેળવી લીધી અને પછી તેણે દ્રૌપદીને પોતાની ઓળખાણ આપી.

દ્રૌપદી એક આદર્શ ગૃહિણી હતી; ખાનદાન રાજાની કુંવરી હતી. તેણે બહુ સંકોચ સાથે રાજા કોટિકાસ્યને કહ્યું: 'રાજન્! શાસ્ત્રોની મર્યાદાનુસાર હું એક સ્ત્રી માણસ હોઈને મારે તમારી સાથે સીધી વાત ન કરવી જોઈએ; પરંતુ પરિસ્થિતિને વશ થઈ મારે તમારી સાથે સીધી વાત કરવી પડે છે તો માફ કરશો. હું તમને તથા સિંધુ દેશના રાજા જયદ્રથને ઓળખું છું. મારા પતિઓ વનમાં શિકાર માટે ગયા છે. વિશ્વવિખ્યાત પાંડવોનું નામ તો તમે જાણતા જ હશો. હુ તેમની ધર્મપત્ની કૃષ્ણા છું.

હવે આપનાં વાહન છોડી નાખો અને અમ પાંડવોનું આતિથ્ય સ્વીકારો. આ વનમાં ફૂલ નહિ તો ફૂલની પાંખડીથી પણ તમારો અતિથિસત્કાર કરીશું. અમારું આતિથ્ય સ્વીકાર્યા વિના તમે આગળ જાઓ તો અમારો ગૃહસ્થાશ્રમ લાજે. એ પછી તમારા રસ્તે તમે ખુશીથી જજો. પાંડવોને શિકારેથી પાછા ફરવાનો સમય હવે થઈ ગયો છે.'

આમ કહીને દ્રૌપદી પર્ણકુટિમાં એ લોકોનું આતિથ્ય સારુ તૈયારી કરવા ચાલી ગઈ. તેણે આ લોકોને સજ્જન કલ્પી લીધા, અને એમના પર વિશ્વાસ રાખી પોતાનું કામકાજ કરવા માંડયું.

બીજી બાજુ જયદ્રથ એક નીચ વિચાર સેવવા લાગ્યો. તેણે ઇચ્છ્યુ: 'એકાંતનો લાભ લઈ અસહાય દ્રૌપદીને પહેલાં તો પોતાની પટરાણી બનવા સમજાવવી અને ન સમજે તો બળાત્કારે રથમાં નાખીને ઉપાડી જવી.' આવી ઇચ્છા સાથે તે સીધો પર્ણ-કુટિના અંદરના ખંડમાં કામ કરતી દ્રૌપદી પાસે ગયો અને પહેલાં ઉપર ઉપરથી કુશળ સમાચાર પૂછી કહેવા લાગ્યો : 'દ્રૌપદી, પાંડવો તો હવે રાજ્યહીન અને ધનહીન બની ગયા છે. તેમનો ફરી જયવારો થાય એવો સ્વપ્ને પણ ખ્યાલ ન રાખતી. એ કરતાં ચાલ મારી સાથે; હું તને સિંધુદેશની પટરાણી બનાવીશ.'

દ્રૌપદી જેવી તેજસ્વી ક્ષત્રિયાણીથી આ શેં સહ્યું જાય? એક સિંહણની જેમ વીફરીને તેણે જયદ્રથને જડબાતોડ જવાબ આપ્યો: 'મહારાજ જયદ્રથ, મોં સંભાળીને બોલો! મારા પતિ પાંડવો યુદ્ધમાં દેવતાઓ અને રાક્ષસોનો પણ વધ કરવા સમર્થ છે. મને લાગે છે કે ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય, એવું તમારી બાબતમાં થયું છે. તમને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સૂઝી છે, અને એથી જ તમે મારા પર કુદૃષ્ટિ કરી છે.'

જયદ્રથે હવે દ્રૌપદીને ધમકાવવી શરૂ કરી, પરંતુ દ્રૌપદી જેવી તેજસ્વી સ્ત્રી એમ થોડી જ ગાંજી જાય? તે ગરજી ઊઠી:

'અરે જયદ્રથ, તું મને એકલી સમજીને દમદાટી આપવા તત્પર બન્યો છે, પરંતુ તને ખબર નથી કે સિંહણ ગમે તેવી ભૂખી હોય તોપણ તે ઘાસ તો નહિ જ ખાય. એવી જ રીતે હું તારી આગળ કદી ગરીબડાં વચન બોલવાની નથી. બહુ કરીશ તો તું મને બળાત્કારે તારા રથમાં નાખીને લઈ જઈશ. પરંતુ જ્યારે શ્રીકૃષ્ણ અને અર્જુન રથમાં બેસીને મારી શોધમાં નીકળી પડશે ત્યારે તું તો શું પણ દેવાધિદેવ ઇંદ્ર પણ મને છુપાવવા સમર્થ નથી. તું પાંડવોને હમણાં આવ્યા સમજ અને તારા સૈન્યનો ઘાણ વાળ્યો સમજ. હે પ્રભુ, જો હું સાચેસાચ પતિવ્રતા હોઉં તો આ દુષ્ટ જયદ્રથને મારા પાંડવોને હાથે જમીન પર ઢસડાતો દેખું.'

પછી તો જયદ્રથ પોતાની જાત પર ગયો; દ્રૌપદીને પકડવા ગયો, પરંતુ દ્રૌપદીએ તેને દૂરથી જ ધક્કો માર્યો; અને પોતે ત્યાં નિવાસ કરતા ધૌમ્ય મુનિના ચરણોમાં પ્રણામ કરીને જાતે જ જયદ્રથના રથમાં બેસી ગઈ, જેથી એ દુષ્ટ ફરી પોતાનો સ્પર્શ ન કરે. એટલે આ પ્રમાણે દ્રૌપદીને પોતાના રથમાં લઈને જયદ્રથે પોતાના સૈન્ય સહિત ભાગવા માંડ્યું.

આ બાજુ વનમાં પાંડવોને શિયાળવાં રોતાં નજરે પડ્યાં, એથી તેમને કંઈક અમંગળ થયાની આશંકા આવી. તેઓ ઝટપટ આશ્રમે પાછા વળ્યા. આશ્રમમાં આવતાં જ દ્રૌપદીને કામમાં મદદ કરનારી ધાત્રિકાને મોટેથી રુદન કરતી તેમણે જોઈ. રોતાં રોતાં બોકાણનાં બધા સમાચાર ધાત્રિકાએ પાંડવોને કહ્યા. એટલે પાંડવોએ જયદ્રથનો પીછો પકડ્યો. આગળ જતાં 'હે ભીમસેન! બચાવો! હે ભીમસેન! બચાવો!' એવો ધૌમ્ય મુનિનો પોકાર ભીમસેને સાંભળ્યો. જયદ્રથનું પાયદળ ધૌમ્ય મુનિને પકડીને પોતાની સાથે લઈ જતું હતું અને પાયદળના સૈન્યની કેદમાં રહે રહે ધૌમ્ય મુનિ આવા ધા-પોકાર કરી રહ્યા હતા. આ પોકાર

સાંભળીને ભીમસેન એકદમ દોડ્યો અને જોતજોતામાં પાયદળને પકડી પાડ્યું. ભીમસેનને જોતાં જ પાયદળના છક્કા છૂટી ગયા અને વિના યુદ્ધે તે તેના શરણે આવ્યું. બાકીના દળ ઉપર પાંડવોએ તીરોનો વરસાદ વરસાવ્યો. એમાં કેટલાયે રાજાઓ માર્યા ગયા. છેવટે પોતાનું પણ આવી બન્યું સમજી દુષ્ટ જયદ્રથ દ્રૌપદીને પોતાના રથમાંથી નીચે ઉતારી દઈને બીકનો માર્યો ભાગવા માંડ્યો. ધૌમ્ય મુનિની સાથે દ્રૌપદી યુધિષ્ઠિરની પાસે આવીને ઊભી રહી.

ભીમે તો જયદ્રથનો બરાબર પીછો પકડ્યો. એ જોઈ યુધિષ્ઠિરને નક્કી થયું કે હમણાંજ ભીમ જયદ્રથને હણી નાખશે. એટલે તેમણે ભીમને આજ્ઞા કરી: 'ભાઈ ભીમસેન, આપણી બહેન દુઃશાલા×ના સૌભાગ્યનો વિચાર કરીને જયદ્રથનો વધ ન કરીશ. અને બહેનને વિધવા ન બનાવીશ.'

એટલે ભીમે જયદ્રથને યુદ્ધનો પડકાર કર્યો અને તેને જોતજોતામાં પરાજિત કરીને તેને પકડી લીધો. તેને કેટલી યે વાર ભોંય પર પટકીને ભીમસેને મનની દાઝ વાળી. તેના માથાના વાળ પકડીને ભીમસેન તેને જ્યાં યુધિષ્ઠિર, દ્રૌપદી આદિ ઊભાં હતાં ત્યાં ઢસડી લાવ્યો. ભૂંડા ભૂંડા પણ પોતાના નણદોઈ જયદ્રથની આવી બેહાલ દશા જોઈ કુદરતી રીતે જ દયાળુ એવી દ્રૌપદીને દયા આવી ગઈ અને ઉદાર દિલ કરી તેણે ભીમસેનને કહ્યું: 'બસ, મહારાજના આ દાસને હવે છોડી મૂકો! બહુ થયું! તેને પૂરી શિક્ષા મળી ગઈ!'

વિરાટ નગરમાં એક વર્ષ ગુપ્ત વાસ સેવવાનું પાંડવોએ નક્કી કર્યું, એ વખતે દ્રૌપદીએ દાસીનો વેશ લીધો હતો. એ પ્રદેશમાં દાસીને સામાન્ય રીતે 'સૈરન્ધ્રી' કહેવામાં આવતી.

× દુઃશાલા દુર્યોધનની બહેન થાય, એ સંબંધે તે પાંડવોની પણ બહેન થાય, જયદ્રથની વેરે દુઃશાલાને પરણાવી હતી

એટલે દ્રૌપદીને પણ 'સૈરન્ધ્રી' કહીને સૌ બોલાવવા લાગ્યાં.

એક દિવસ વિરાટ દેશની મહારાણી સુદેષ્ણાના સાન્નિધ્યમાં દ્રૌપદી દાસીનો વેશ ધારણ કરીને ઊભી રહી અને પ્રણામ કરીને કહેવા લાગી: 'મહારાણી, હું એક સૈરન્ધ્રી છું; મારા યોગ્ય કંઈ કામ હોય તો બતાવો. ભાતભાતનાં તેલ નાખીને વાળને સુંદર બનાવવા, ગૂંથવા, માથાની વેણી ગૂંથવી, શરીરે ચંદન વગેરેનો લેપ કરવો, ઇત્યાદિ તમામ કામમાં હું કુશળ છું. આ પહેલાં મેં પાંડવોની પટરાણી દ્રૌપદીના અંતઃપુરમાં નોકરી કરેલી છે. માત્ર ભોજન અને વસ્ત્રની જ હું ભૂખી છું. રાજ્યમાતાએ મને આપની પાસે મોકલી છે.'

દાસીના રૂપમાં પણ દ્રૌપદીનું રૂપ ઢાંક્યું રહેતું નહોતું; તેનું રાજવંશી કપાળ અને લાવણ્ય અછતું રહેતું નહોતું, એટલે એ જોઈ સુદેષ્ણા રાણી બોલી ઊઠી: 'બહેન, તમે તો સ્વર્ગની કોઈ અપ્સરા જેવાં સુંદર છો. તમારી પાસે આ મામૂલી દાસીનું કાર્ય કરાવતાં જીવ શી રીતે ચાલે? વળી તમને અંતઃપુરમાં રાખવાથી એક બીજું પણ દુઃખ છે. તમે રાણીઓના આવાસમાં રહેલાં છો એટલે ખબર હશે જ કે તમારા જેવી સુંદર સ્ત્રીઓને અંતઃપુરમાં રાખવાથી રાજાઓ તેમના પર આસક્ત થાય છે અને તેનું વિપરીત પરિણામ આવે છે.'

દ્રૌપદી બોલી: 'મહારાણી, તમારી બધી વાત હું સમજું છું. પરંતુ મારો જરા પણ ભય તમે ન રાખતાં. પાંચ પરાક્રમી ગંધર્વો મારા પતિ છે. જે કોઈ પુરુષ મારા પર કુદૃષ્ટિ કરશે તેમને મારા એ પરાક્રમી ગંધર્વો રાતમાં જ મારી નાખશે. વળી જે મારી પાસે પોતાના પગ ન ધોવડાવે તેમ જ પોતાનું એઠુંજૂઠું ન ખવડાવે તેનું મારા એ દિવ્ય પતિઓ મંગળ કરે છે!'

જોતાંની સાથે જ આ 'સૈરન્ધ્રી' મહારાણી સુદેષ્ણાને ગમી ગઈ હતી એટલે તેને પોતાની પાસે રાખી લેતાં સુદેષ્ણા બોલી:

'સૈરંધ્રી, તમારે કોઈના પગ ધોવાના નથી કે કોઈનું એઠુંજૂઠું ખાવાનું નથી. તમે ખુશીથી મારા મહેલમાં મારી સાથે રહો, અને બને તે કામ કરો. તમારાં જેવાનાં પુનિત પગલાં મારા મહેલમાં કયાંથી ?'

એટલે દ્રૌપદી સૈરંધ્રીના રૂપમાં રાણી સુદેષ્ણાના મહેલમાં રહી ગઈ.

સંકટમાં જ માણસની સાચી કસોટી થાય છે. અહીં પણ દ્રૌપદી પર સંકટ આવ્યું. મહારાણી સુદેષ્ણાનો ભાઈ કીચક અહીંના રાજાનો મુખ્ય સેનાપતિ હતો. એ દુષ્ટ હતો, અને માત્ર રાજાના સાળાના સંબંધથી જ તે આટલો આગળ વધ્યો હતો. તેની દુષ્ટતાથી પ્રજા પણ ત્રાસી ગઈ હતી; પરંતુ પોતાની બહેનના લીધે રાજ્યમાં તેનું એટલું બધું ચલણ હતું કે કોઈ તેને કંઈ કહી શકતું નહોતું. એક વખત કીચકની નજર સૈરંધ્રી (દ્રૌપદી) પર પડી અને તેની દૃષ્ટિ બગડી. એક વાર એકાંત સાધીને તે સૈરંધ્રી પાસે પહોંચ્યો અને કહ્યું : 'અરે, તું કોણ છે ? દાસીનું કાર્ય તારા યોગ્ય નથી. તું મારો હાથ પકડ. હું આ વિરાટ દેશનો બેતાજ બાદશાહ છું. હું તને મારા હૃદયની રાણી બનાવીશ.'

દ્રૌપદીએ દુષ્ટ કીચકને ઘણી રીતે સમજાવ્યો. તેને કહ્યું : 'પરસ્ત્રી પ્રત્યે કુદૃષ્ટિ કરવામાં કશો સાર નીકળતો નથી. વળી ધર્મની દૃષ્ટિએ પણ એ બરાબર નથી. બીજું પાંચ સમર્થ ગંધર્વો મારા પતિ છે. તેઓ આ જાણશે તો પછી તમારી ખેર નહિ રહે !'

પરંતુ મોહાંધ બનેલો કીચક એકનો બે ન થયો. સૈરંધ્રી-માંથી તેણે પોતાનું ચિત્ત ખસેડયું નહિ. આમ છતાં સૈરંધ્રી તેને હાથ આવતી નહોતી, એટલે છેવટે તેણે પોતાની બહેન–રાણી સુદેષ્ણાને સાધી. સુદેષ્ણા પણ તેની વાતમાં આવી ગઈ. તેને થયું : 'સૈરંધ્રી આખરે દાસી છે ને ! રાજા જેવા મારા ભાઈની સાથે તેને પરણવાનું મળે તો એમાં ખોટું પણ શું છે ?'

આ વિચારે તેણે એક વાર સૈરંધ્રીને કીચકના મહેલમાં કંઈક લઈ આવવાના બહાને એકલી મોકલી. પહેલાં તો સૈરંધ્રીએ આ બાબતમાં ઘણી આનાકાની કરી; પરંતુ છેવટે તો એ ચિઠ્ઠીની ચાકર હતી ને? એટલે મુખમાં શ્રીકૃષ્ણના નામનું રટણ કરતાં તે કીચકના મહેલમાં પ્રવેશી. મહેલમાં કીચકે સૈરંધ્રી પર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો, એટલે તેની પકડમાંથી ભાગતી ભાગતી સૈરંધ્રી વિરાટ રાજાના દરબારમાં આવી અને ફરિયાદ કરવા લાગી. વિરાટ રાજાના જ દરબારમાં સૈરંધ્રી–દ્રૌપદીના પાંચ પાંડવો જુદા જુદા વેશે નોકરીમાં રહ્યા હતા અને આ વખતે તેઓ એ વેશે ત્યાં હાજર પણ હતા. યુધિષ્ઠિરે કંક મુનિનો, અર્જુને બૃહન્નલાનો, ભીમસેને રસોઇયાનો–વગેરે વેશો લીધા હતા. એટલામાં કીચક સૈરંધ્રીની પાછળ પાછળ આવી પહોંચ્યો. રાજ્યમાં એ દુષ્ટનું કેટલું બધું ચલણ હતું એ વાત આગળ આવી ગઈ છે. એટલે તેની વિરુદ્ધ કોઈ એક હરફ પણ કાઢવા સમર્થ નહોતું. આવીને કીચકે સૈરંધ્રીનો ચોટલો પકડ્યો અને એક પછી એક તેને લાતો મારવા માંડી. એટલામાં કુદરતનું કરવું કે જોરથી પવનની આંધિ આવી; તેમાં કીચક ઘસડાયો અને ઘડીસર મૂર્ચ્છિત થઈને એક બાજુ પડ્યો.

પોતાની વહાલી દ્રૌપદીનું કીચક જેવા એક મામૂલી માણસના હાથે અપમાન થતું જોઈ અર્જુન અને ભીમસેનનાં રુંવેરુંવે ઝાળ વ્યાપી હતી; તેઓ ક્રોધમાં આવીને ત્યાં ને ત્યાં કીચકને શિક્ષા કરવા માગતા હતા, પરંતુ કંક મુનિના રૂપમાં બેઠેલા યુધિષ્ઠિરે તેમને ઇશારો કરીને રોકયા. એટલે સભાભવનના દ્વાર પર ઊભી રહીને દ્રૌપદી ગર્જી ઊઠી: 'મારા મહાપરાક્રમી પતિ એક મામૂલી માણસ દ્વારા થતું મારું અપમાન કાયરોની જેમ જોઈ રહ્યા છે. પરંતુ તેઓ શું કરે? ધર્મપાશમાં તેમના હાથ બંધાયેલા છે. અહીંના રાજા વિરાટ એક નિરપરાધ નારીને આ પ્રમાણે લાતો ખાતી જોઈ રહ્યા

છે એ પણ ભારે નવાઈની વાત છે પોતે રાજા હોવા છતા ન્યાય તોળી શકતા નથી! આવો લૂટારા જેવો ધર્મ કોઈ પણ રાજાને શોભાસ્પદ નથી દરબારીઓ પણ કેમ ચૂપચાપ બેઠા છે?'

દરબારીઓએ દ્રૌપદીની વાત વાજબી ગણી અને રાજાને આવુ સભળાવવા માટે સૈરંધ્રીની પ્રશસા કરી. મહારાજા વિરાટ ખરેખર તેમના અધમ સાળા કીચકની શેહમા દબાઈ ગયા હતા કીચકે મહારાજા વિરાટને અનેક દેશ જીતી આપ્યા હતા એ ખરુ, પરતુ તે લપટ હતો, પ્રજાનુ ધન લૂટી લેતો હતો અને પ્રજાની સ્ત્રીઓ પર અત્યાચાર ગુજારતો હતો આમ છતા મહારાજા વિરાટ તેનો કશો પણ વિરોધ કરી શકતા નહોતા. એટલે આ વખતે પણ રાજા વિરાટે કાયરની જેમ મૌન સેવ્યું તેમની પડખે કક મુનિના વેશે બેઠેલા ધર્મરાજે ઇશારામા સૈરંધ્રીને કહ્યુ 'સૈરંધ્રી, તારા પતિઓ જાગૃત છે જ, તારા પતિઓ તને કષ્ટ દેનારનો જરૂર નાશ કરશે પરતુ તેઓ મોકાની રાહ જોઈ રહ્યા છે તુ તારે અત્યારે અતપુરમા પાછી ચાલી જા'

એટલે સૈરંધ્રી ચૂપચાપ અતપુરમા ચાલી ગઈ રાણી સુદેષ્ણાએ તેને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો રાતે દ્રૌપદી રાજ્યના રસોડામા ગઈ ત્યા બલ્લવ રસોઈયાના રૂપમા રસોડાના મુખ્ય અધિકારી તરીકે નોકરી કરતા ભીમસેનને તેણે બધી વસ્તુસ્થિતિથી વાકેફ કર્યો છેવટે દ્રૌપદીએ કહ્યુ 'મારા વહાલા ભીમસેન, તમને પાચે ભાઈઓને આવા સ્વરૂપમા જોઈને મને શુનુ શુ થઈ જાય છે! મારે પોતાને પણ સુદેષ્ણાની દાસી બનીને રહેવુ પડે છે! હવે મારે આ અપમાન કયા સુધી સહ્યા કરવુ? કીચક રોજ આવીને મારી સાથે ગદી ગદી વાતો કરે છે અને ખોટા ખોટા ચેનચાળા કરે છે આજે તમે જોયુ ને કે તમારા સૌના દેખતા તેણે મને લાતો મારી! હવે તો એ સાવ નફ્ટ બની ગયો છે અને રોજ મને તે મારવાનો! જો હવે તમે મને એમ કહેશો કે

આપણો ગુપ્તવાસનો સમય પૂરો થવા દો પછી વાત, તો હું આપઘાત કરીને મરી જઈશ, હા!'

ભીમસેને એ રાતે તો દ્રૌપદીને આશ્વાસન આપ્યું અને કહ્યું: 'હવે જો ફરી વાર તને કીચક સતાવે તો મારી પાસે આવજે.'

બીજે દિવસે કીચક ન જંપ્યો અને તેણે દ્રૌપદીની છેડતી ચાલુ રાખી. એથી બીજે દિવસે રાતે દ્રૌપદી ભીમસેન પાસે ફરિયાદે ગઈ. ભીમસેને હવે કીચકને પૂરો કરવાનો નિર્ધાર કર્યો. તેણે દ્રૌપદીને કહ્યું: 'તમે કાલે રાતે કીચકને વિરાટની પેલી નવી નૃત્યશાળા છે તેમાં બોલાવજો. તેમાં તમારા બદલે હું તેની રાહ જોતો બેસીશ.'

આ પ્રમાણે યોજના કરીને ભીમસેન અને દ્રૌપદી છૂટાં પડ્યાં. બીજે દિવસે જ્યારે દ્રૌપદીને કીચક મળ્યો ત્યારે સ્ત્રીચરિત્ર કરી દ્રૌપદીએ કીચકને યોજના પ્રમાણે નવી નૃત્યશાળામાં રાત્રે મળવા આવવાનું કહ્યું. એટલે કીચક રાજી થતો રાત પડવાની રાહ જોવા લાગ્યો. રાતે જ્યારે તે નવી નૃત્યશાળાના મકાનમાં ગયો, ત્યારે તેના બાર વાગ્યા; ભીમસેને તેને પૂરો કરી નાખ્યો! વળી ભીમસેને દ્રૌપદીને બોલાવીને પોતે પૂરા કરેલા કીચકને બતાવ્યો પણ ખરો.

બીજે દિવસે સવારે દ્રૌપદીએ અંતઃપુરના લોકોને કહ્યુ: 'જાઓ, મારી છેડતી કરનાર કીચકની મારા ગંધર્વ પતિઓના હાથે કેવી દુર્દશા થઈ છે તે નજરે જઈને નવી નૃત્યશાળામાં જોઈ આવો!'

રાણી સુદેષ્ણાને પણ આ વાતની જાણ થઈ. એટલે તે જાતે નવી નૃત્યશાળાના મકાનમાં ગઈ. ત્યાં એણે પોતાના ભાઈ કીચકની કરુણ રીતે હત્યા થયેલી નજરે જોઈ. કીચકને બીજા એકસો પાંચ જેટલા ભાઈઓ હતા. તે બધા સામૂહિક રીતે 'ઉપકીચકો'ના નામથી ઓળખાતા હતા. પોતાના 'સમર્થ' ભાઈ કીચકનો કરુણ

રીતે થયેલો વધ આ ઉપકીચકોએ પણ જોયો. આથી તેમનો મિજાજ ફાટ્યો. તેમણે નક્કી કર્યું 'અમારા સમર્થ ભાઈ કીચકનું મોત આ સૈરંધ્રીના પાપે જ થયું છે! એટલે લાવો એ રાંડને અમારા ભાઈ કીચકની સાથે જ જીવતી બાળી મૂકીએ! એથી અમારા ભાઈનો આત્મા સંતોષ અનુભવશે.'

રાજા તો રાણી સુદેષ્ણા, કીચક અને ઉપકીચકોના હાથનું રમકડું હતો, એટલે તેણે આ ઉપકીચકોના કહેવાથી દ્રૌપદીને કીચકના મુડદા સાથે જીવતી સળગાવી દેવાનો હુકમ છોડ્યો. આથી દ્રૌપદીને બાંધીને કીચકના મુડદાની સાથે સાથે સ્મશાનમાં લઈ જવામાં આવી. આખા રસ્તે કરુણ આક્રંદ કરતી દ્રૌપદી સ્મશાને પહોંચી. તેનું કરુણ આક્રંદ ભીમસેને અર્થાત્ બલ્લવ રસોઇયાએ સાંભળ્યું. એટલે ઓળખાય નહિ એવો વેશ લઈને તે પહેલેથી જ શહેરનો કોટ ઓળંગીને સ્મશાને પહોંચી ગયો. કીચકના મૃત દેહને લઈને ઉપકીચકાદિ સૌ ડાઘુઓ સ્મશાનમાં આવી પહોંચ્યા, એટલે એક મોટું વૃક્ષ આખું ને આખું ઉપાડીને ભીમસેને એ બધા પર ફેંકીને જોરદાર આક્રમણ કર્યું. જે સામા થયા તેમને ભીમસેને ત્યાં ને ત્યાં યમસદનમાં પહોંચાડી દીધા, એટલે બાકીના બધા જીવ લઈને ત્યાંથી નાઠા. પછી દ્રૌપદીના દોરડાં ભીમસેને છોડી નાંખ્યાં અને તેને ભયમુક્ત કરી આટલું પરાક્રમ કરી ભીમસેન ગયો હતો એ જ ગુપ્ત માર્ગે પોતાના ભોજનાલયમાં આવી પહોંચ્યો.

પોતાના બધા જ એકસો છયે કીચક ભાઈઓ સૈરંધ્રીને સતાવવામાત્રથી મૃત્યુ પામ્યા એ વાત હવે રાણી સુદેષ્ણાના ખરા ખર ખ્યાલમાં આવી ગઈ હતી. તેને થયું: 'આ સૈરંધ્રીના ગંધર્વ પતિ તો બહુ શક્તિશાળી લાગે છે! બાપ રે, આ સૈરંધ્રીને તો હવે લાંબો સમય મારા અંતઃપુરમાં કેમ રખાય?'

આ વિચારે રાણી સુદેષ્ણાએ સૈરંધ્રીને પોતાની પાસે બોલાવીને કહ્યું: 'સૈરંધ્રી, મહારાજ તારા ગંધર્વોથી હવે બહુ ડરવા

લાગ્યા છે. તું બહુ રૂપાળી છે અને પુરુષો કુદરતી રીતે જ કામ લોલુપ હોય છે. વળી તારા ગંધર્વો બહુ શક્તિશાળી અને ભારે ક્રોધી જણાય છે મારા એકસો છયે ભાઈઓને–ઉપકીચકોને પળક વારમાં તારા ગંધર્વોએ મારી નાખ્યા, માટે હવે મહેરબાની કરીને મારા અંતઃપુરમાંથી તું ચાલી જા '

આમ જોવા જઈએ તો દ્રૌપદીને હવે અહીં ઝાઝું રહેવાનું કંઈ પ્રયોજન પણ નહોતું. પાંડવોના ગુપ્ત વનવાસના એક વર્ષને પૂરું થવા માટે માત્ર તેર દિવસો જ બાકી હતા. એટલે દ્રૌપદીએ રાણી સુદેષ્ણાને વિનતિ કરી. 'મહારાણીબા, આમેય તમે મને આટલો વખત રાખી છે તો હવે માત્ર તેર જ દિવસો વધુ રહેવા દો. ચૌદમા દિવસે મારા ગંધર્વ પતિઓ જાતે આવીને મને અહીંથી લઈ જશે અને આપનું તથા મહારાજનું પણ તેઓ મંગલ કરશે.'

રાણી સુદેષ્ણાએ સૈરંધ્રીની આ વાત મને–કમને મંજૂર રાખી.

પાંડવોના ગુપ્તવાસનું વર્ષ પૂરું થઈ ગયું એટલે હવે તેઓ આ વિરાટનગરમાં જ છતા થયા. પછી એ નગરમાં જ પાંડવોના પક્ષના બધા રાજાઓની એક સભા મળી સભામાં કૌરવોને સમજાવવાનું નક્કી થયું. સભા વતી અનેક ઋષિમુનિઓએ, વિદુરજીએ તથા બીજાઓએ પણ દુર્યોધનને સમજાવ્યો, પરંતુ એ યુદ્ધ વગર પાંચ ગામ પણ પાંડવોને આપવા કબૂલ થયો નહિ. છેવટે છેલ્લા પ્રયત્ન લેખે શ્રીકૃષ્ણે પોતે પાંડવો વતી હસ્તિના પુરમાં દુર્યોધન સાથે વિષ્ટિ કરવા જવાનું નક્કી કર્યું. તેઓ પાંડવોના દૂત બનીને જવા તૈયાર થયા. એ વખતે દ્રૌપદીએ એમને કહ્યું. 'જનાર્દન, નિર્દોષની હત્યા કરવામાં જેટલું પાપ લાગે છે તેટલું જ પાપ દોષિતને ન હણીએ તો એમાં પણ લાગે છે. ભરસભામાં મારા થયેલા અપમાનને હું કદી ભૂલવાની નથી શાંતિ તેમ જ દુર્યોધનને આપેલો ભીખનો ટુકડો મારી અંતરજ્વાલાને કદાપિ

શાંત નહિ કરી શકે. યાદવો, પાંડવો અને મારા પાંચાલના બહાદુર જુવાનો મારા પડખે હોવા છતાં મારી આ દશા છે. જો મારા પ્રત્યે તમને કંઈક સ્નેહભાવ હોય તો કૌરવો ઉપર તમારો રોષ જરૂર ઉતારો.'

આટલું કહીને દ્રૌપદી થોડીક વાર અટકી, પછી તે કૌરવો પર પોતાની જુગજૂની દાઝ કાઢતી હોય તેમ, પોતાના છૂટા વાળ હાથમાં લઈને શ્રીકૃષ્ણને બતાવતાં બોલી 'શ્રીકૃષ્ણ, મારા વાળનો અંબોડો બાંધ્યે આજે બાર બાર વર્ષના વહાણાં વાયાં. જે દુષ્ટ દુઃશાસને મારા આ વાળને ભરસભામાં ખેંચ્યા છે તેના એ જ હાથના લોહીરૂપી તેલ જ્યારે મારા આ વાળમાં પડશે ત્યારે જ આ છૂટા વાળનો અંબોડો બાંધવાની મેં દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે. મધુસૂદન, શું મારા આ વાળ કાયમ માટે આમ છૂટા રહેવા સર્જાયા છે? ના, ના, જો પાંડવો કાયર થઈને યુદ્ધ નહિ કરે તો મારું ધાવણ ધાવેલા મારા પાંચ પુત્રોને હું આદેશ આપીશ અને તેઓ મારા દીકરા અભિમન્યુની આગેવાની નીચે કૌરવો સામે યુદ્ધે ચડશે. મારા પિતાજી અને ભાઈ જો મારી વાત નહિ માને તો હું તમારા પગ પકડીને તમને વિનવીશ. મારી વિનવણીથી પણ તમે નહિ પીગળો? તમારું સુદર્શન ચક્ર શું શાંત રહેશે? કૌરવોની લાશોને ધૂળમાં રગદોળાતી જોવા હું અત્યંત આતુર બની છું. આ સિવાય મોટું ચક્રવર્તી સામ્રાજ્ય પણ મારા આત્માને શાંતિ નહિ પમાડી શકે.'

શ્રીકૃષ્ણ ગંભીર વદને બોલ્યા 'કૃષ્ણા, તમારાં આંસુઓને હવે રોકો. વિધિના આ નાટકને પૂરું થવા દો. મેં પણ દુષ્ટબુદ્ધિ કૌરવોની સાન ઠેકાણે લાવવાની પ્રતિજ્ઞા કરી છે જ, અને

સૂર્ય પૂર્વમાંથી પશ્ચિમમાં ઊગવાનું શરૂ કરે છતાં મારી પ્રતિજ્ઞા કદાપિ મિથ્યા નહિ જાય. જે કૌરવો પર તમારા જેવી સતીસાધ્વી અને નિષ્પાપ નારીનો કોપ ઊતર્યો છે તેમની વિધવા પત્નીઓને પોશ પોશ આંસુડે રોતી તમે થોડા જ સમયમાં નિહાળશો. આ જ ધર્મરાજા યુધિષ્ઠિર યુદ્ધનો આદેશ આપશે અને તમારા શત્રુઓ રણભૂમિ ઉપર માર્યા જશે.'

મહાભારતનું યુદ્ધ શરૂ થઈ ચૂક્યું હતું. એકાએક એક રાત્રિએ એક ગુપ્તચરે આવીને યુધિષ્ઠિરને સમાચાર આપ્યા: 'મહારાજ, દુર્યોધને આજે ભીષ્મ પિતામહને ખરાખર ઉત્તેજિત કર્યા છે અને એથી પિતામહે એવી પ્રતિજ્ઞા કરી છે કે આવતી કાલના યુદ્ધમાં તેઓ પાંચ પાંડવો સાથે સમસ્ત પાંડવસૈન્યને હણી નાખશે.'

આવા સમાચાર મળતાં પાંડવોમાં ખૂબ જ ચિંતા વ્યાપી ગઈ. યુધિષ્ઠિરે અર્જુનને આ સમાચાર લઈને શ્રીકૃષ્ણ પાસે મોકલ્યો, પરંતુ શ્રીકૃષ્ણ પાસેથી તેનો શુષ્ક ઉત્તર મળ્યો. છેવટે શ્રીકૃષ્ણના શિબિરમાં દ્રૌપદી પોતે ગઈ અને પ્રાર્થના કરી: 'હે મધુસૂદન, મારા પાંડવોની ગમે તે ભોગે રક્ષા કરો.'

પરંતુ એવો ને એવો જ ઠંડો જવાબ શ્રીકૃષ્ણે વાળ્યો: 'કૃષ્ણા, જો ભીષ્મ પિતામહે આવી પ્રતિજ્ઞા કરી હોય તો તેઓ પોતાની પ્રતિજ્ઞા પાળ્યા વગર રહેશે જ નહિ. આમાં કંઈ પણ કરવા હું અસમર્થ છું.'

આથી કંઈક ચિડાઈને દ્રૌપદી બોલી ઊઠી: 'ત્યારે હે મધુસૂદન, મોટી મોટી પ્રતિજ્ઞાઓ કરીને તમે મને જૂઠું આશ્વાસન આપ્યું છે, એમ ને? શ્રીકૃષ્ણ જીવતા હોય અને તેમના દેખતા ડાળે તેમની સખી કૃષ્ણાના પતિ પરલોક સિધાવે, એથી વધુ ખરાબ કલંક બીજું કયું હોઈ શકે?'

શ્રીકૃષ્ણ સસ્મિત વદને બોલ્યા: 'કૃષ્ણા, એક ઉપાય છે. તે એ કે તમે ભાગી પાછળ પાછળ ભીષ્મ પિતામહની છાવણીમાં

ચાલો, અને તેમના પગમાં પડી તેમની પાસેથી 'અખંડ સૌભાગ્યવતી' ના આશીર્વાદ મેળવો.'

દ્રૌપદી બોલી: 'તમારી સલાહની મેં કયારેય અવગણના કરી છે? તમે જયારે કહો ત્યારે તમારી સાથે આવવા હું તૈયાર છું.'

એ જ રાતના ત્રીજા પહોરમાં શ્રીકૃષ્ણે દ્રૌપદીને લઈને ભીષ્મ પિતામહના શિબિર ભણી ડગ માંડ્યાં. આ વખતે દ્રૌપદીએ પગમાં પોતાની મોજડીઓ પહેરી હતી. એ જોઈ શ્રીકૃષ્ણે કહ્યું: 'કૃષ્ણા, તમારી આ પંજાબી મોજડીઓને તો બધા ઓળખે છે; માટે તેને કાઢી નાખો.'

દ્રૌપદીએ પોતાની મોજડીઓ ઉતારી નાખી; જાણે કશું વિશેષ ન કરતા હોય તેમ શ્રીકૃષ્ણે પોતાની પ્રિય સખી કૃષ્ણાની મોજડીઓ તુરત જ પોતાના પીળા પીતાંબરમાં લપેટીને બગલમાં મારી અને પછી બોલ્યા: 'બસ, હવે મારી પાછળ પાછળ ચાલ્યાં આવો.'

દ્રૌપદી શ્રીકૃષ્ણની પાછળ પાછળ ચાલવા લાગી.

ભીષ્મ પિતામહનો શિબિર સામે દેખાયો, એટલે ત્યાં જ અટકી જઈને શ્રીકૃષ્ણ બોલ્યા: 'કૃષ્ણા, આ જે પેલો દેખાય તે ભીષ્મ પિતામહનો શિબિર. તમે એમાં ચૂપચાપ ચાલ્યાં જાઓ. ત્યાં પિતામહને પગે પડજો. અત્યારે તેઓ ભલું હશે તો મારું જ ધ્યાન ધરતા બેઠા હશે. તમારાં ઘરેણાંમાંથી બરાબર અવાજ ઊઠે એ પ્રમાણે પ્રણામ કરજો. હું અહીં જ ઊભો છું. મારા વિષે તેમને કશું કહેતાં નહિ!'

ભીષ્મ પિતામહના શિબિરમાં સૌભાગ્યવતી સ્ત્રીઓ, સાધુ બ્રાહ્મણો તથા શ્રીકૃષ્ણને કોઈ પણ જાતની રોકટોક સિવાય અવરજવર કરવાની છૂટ હતી. જયારે દ્રૌપદી ભીષ્મ પિતામહ પાસે ગઈ ત્યારે તેઓ ધ્યાનમાં બેઠા હતા. દ્રૌપદીએ પોતાનું માથું પિતામહના ચરણોમાં મૂકયું. એ વખતે પિતામહને થયું: 'હમણાં જ દુર્યોધન ગયો છે; એટલે હવે તેની પત્ની ભાનુમતી

મારા આશીર્વાદ લેવા આવી છે.' એટલે તુરત જ તેમણે આશીર્વાદ દઈ દીધા: 'દીકરી, અખંડ સૌભાગ્યવતી ભવ!'

ભીષ્મ પિતામહના મુખથી જ્યાં પોતાને આવો આશીર્વાદ મળ્યો કે દ્રૌપદી બોલી ઊઠી: 'પિતામહ, આપ આ કેવો આશીર્વાદ આપો છો મને? આપના મુખમાંથી કોઈ દિવસ અસત્ય વચન નીકળ્યું સાંભળ્યું નથી. એક તરફ આપ મારા પતિઓને યુદ્ધમાં હણી નાખવાની પ્રતિજ્ઞા લઈને બેઠા છો અને બીજી તરફ તેમની પત્નીને અખંડ સૌભાગ્યવતીનો આશીર્વાદ આપો છો!'

દ્રૌપદીનો અવાજ ભીષ્મ પિતામહે તરત જ પારખી કાઢ્યો. તેઓ બોલી ઊઠ્યા: 'અરે, પાંચાલી, બેટી તું અહીં ક્યાંથી? મેં પાંડવોને હણી નાખવાની પ્રતિજ્ઞા કરી છે એ ખરું, પરંતુ એ સાથે એમ પણ કહ્યું છે કે જો શ્રીકૃષ્ણ શસ્ત્ર ન ઉઠાવે તો જ મારાથી એ બને. પરંતુ એ વાત અત્યારે જવા દે. તું અહીં કોની સાથે આવી? આ બધી લીલા શ્રીકૃષ્ણ સિવાય બીજા કોની હોય? બોલ, મારા એ પૂજ્ય પુરુષ ક્યાં છે?'

ભીષ્મ પિતામહે પોતાની બુદ્ધિથી સર્વ વાત સમજી લીધી હતી. શ્રીકૃષ્ણ વિશે દ્રૌપદીને પૂછ્યું, છતાં આગળથી શીખવાડી મૂક્યા મુજબ તે કશું ન બોલી, એટલે ભીષ્મ પિતામહ પોતે જ બોલી ઊઠ્યા: 'ધિક્કાર છે મને! મારે ત્યાં આવવામાં શ્રીકૃષ્ણ જેવા મહાપુરુષને પણ સંકોચ અનુભવવો પડે છે! તેમના જેવા મહાનુભાવને મારા દ્વાર પર ઊભા રહેવું પડ્યું છે?'

આટલું કહીને ભીષ્મ પિતામહ પોતે જ ઊઠ્યા અને શિબિર બહાર જઈ એક બાજુ ચુપચુપ ઊભા રહેલા શ્રીકૃષ્ણને શોધી કાઢ્યા. એ વખતે બગલમાં દ્રૌપદીની મોજડીઓ દબાવીને મંદ મંદ સ્મિત કરતા શ્રીકૃષ્ણ ઊભા હતા. ભીષ્મ પિતામહ તેમના ચરણમાં પડી ગયા.

પછી ભીષ્મ પિતામહ શ્રીકૃષ્ણને પોતાની શિબિરમાં લઈ

ગયા અને બેસવા માટે આસન આપ્યું. આસન પર બેઠા પછી શ્રીકૃષ્ણે ભીષ્મ પિતામહને કહ્યું : 'જો આપ આ પ્રમાણે દરરોજ પાંડવોના દશ હજાર મહારથીઓને હણતા રહેશો તો દ્રૌપદી 'અખંડ સૌભાગ્યવતી' બની ચૂકી !'

ભીષ્મ પિતામહ શ્રીકૃષ્ણના કહેવાનો ભાવાર્થ તુરત જ સમજી ગયા. તેમને શ્રીકૃષ્ણ માટે ખૂબ જ પૂજ્યભાવ હતો. પોતે કૌરવોનો પક્ષ લીધો છે એ ખોટું કરી રહ્યા છે એમ તેઓ સમજતા હતા. આમ છતાં અંતરની કોઈ અકળ નિર્બળતાને વશ થઈ તેઓ પાંડવોનો નાશ કરવા ઊભા થયા હતા. શ્રીકૃષ્ણને જોઈને તથા દ્રૌપદીને પોતાના મુખેથી અનાયાસે સહજ રીતે અપાઈ ગયેલા 'અખંડ સૌભાગ્યવતી'ના આશીર્વાદને લક્ષ્યમાં લઈને તેમણે પોતે જ પોતાના મૃત્યુનો માર્ગ શ્રીકૃષ્ણને બતાવી દીધો ! છેવટમાં ભીષ્મ પિતામહે શ્રીકૃષ્ણને કહ્યું : 'તમે જે ઇચ્છો છો તે જ થશે. મારા મૃત્યુનો માર્ગ મેં તમને બતાવી દીધો છે. આમ છતાં આવતી કાલના યુદ્ધમાં મારી પ્રતિજ્ઞાનું પાલન થાય એટલું તમે જરૂર જોશો. મને તમારા વિચારો અને વર્તનમાં અડગ શ્રદ્ધા છે.'

છેવટે ભીષ્મ પિતામહની વિદાય લઈ શ્રીકૃષ્ણ દ્રૌપદી સાથે ઊઠ્યા. ભીષ્મ પિતામહનો રથ એ બન્ને જણાંને યુધિષ્ઠિરની છાવણી સુધી મૂકવા આવ્યો. શ્રીકૃષ્ણ પાસેથી ભીષ્મ પિતામહના મુખની વાતો સાંભળી પાંડવોનો શોક હળવો બન્યો.

મહાભારતનું યુદ્ધ પૂરું થયું. પાંડવ સૈન્ય શાંતિથી સૂતું હતું. શ્રીકૃષ્ણ પાંચ પાંડવો અને દ્રૌપદીને લઈને ઉપપ્લવ્ય નગરમાં ચાલ્યા ગયા હતા. એટલામાં સવારના પહોરમાં દૂતે આવી અત્યંત અમંગલ સમાચાર આપ્યા: 'રાતે આપણી શિબિરમાં દ્રોણગુરુના પુત્ર અશ્વત્થામાએ આગ લગાડી છે અને જે હાથ આવ્યુ તેની નિર્દયતાપૂર્વક કતલ કરી છે.'

આવા અશુભ સમાચાર સાંભળતા જ સૌ ધબકતા હૈયે રથમાં બેસીને ઘટનાના સ્થળે પહોંચી ગયાં. જોયું તો દ્રૌપદીના પાંચે પાચ પુત્રોને પણ અશ્વત્થામાએ નિર્દયપણે કાપી નાખ્યા હતા ! આ દૃશ્ય જોઈ દ્રૌપદીને ખૂબ જ લાગી આવ્યું; અત્યંત કરુણ સ્વરમાં વિલાપ કરતી તે બોલી ઊઠી: 'મારા પરાક્રમી પુત્રો યુદ્ધમા લડતા લડતા માર્યા ગયા હોત, તો મને આટલું ન લાગત ! ઘાતકી અશ્વત્થામાએ ઊંઘમા સૂતેલા મારા પુત્રોને કાપી નાખીને ખરેખર ખૂબ જ હિચકારું કૃત્ય કર્યું છે. તેનો બદલો જરૂર લેવો જોઈએ.'

હમેશાં શાંતિનો અને ભૂરાઈનો બદલો પણ ભલાઈથી વાળવાના હિમાયતી ધર્મરાજ યુધિષ્ઠિરે પુત્રશોકથી વ્યાકુળ બનેલી દ્રૌપદીને વિધવિધ રીતે સમજાવવા પ્રયત્ન કર્યો, પરંતુ પુત્રોના મરણથી એક સિંહણની જેમ છંછેડાયેલી દ્રૌપદી કોઈ વાતે સમજી નહિ. તેનું સંતપ્ત હૃદય તો 'વેર' 'વેર' ઝંખી રહ્યું હતું. દ્રૌપદીને આટલી દુ:ખી જોઈને ભીમને ખૂબ જ ક્રોધ ચડ્યો, વેરનો બદલો લેવા તે અશ્વત્થામાની પાછળ દોડ્યો. એ વખતે શ્રીકૃષ્ણને વિચાર આવ્યો: 'ભીમસેન જાય છે તો ખરો, પરંતુ કદાચ અશ્વત્થામા તેના પર બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી બેસશે તો ?' આ ભયે શ્રીકૃષ્ણ અર્જુનને લઈને રથમાં તેની પાછળ પાછળ આવ્યા. શ્રીકૃષ્ણે ધાર્યું હતું તેમ અશ્વત્થામાએ ભીમ પર અમોઘ એવા બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો જ. એ તો સારું થયું કે અર્જુનને લઈ શ્રીકૃષ્ણ સમયસર ત્યાં પહોંચી ગયા. અર્જુને પણ અશ્વત્થામાના બ્રહ્માસ્ત્ર સામું બ્રહ્માસ્ત્ર છોડયું. આમસામાં છૂટેલાં મહાકાળ સમાં એ બ્રહ્માસ્ત્રોએ ત્યાં પૃથ્વીના પ્રલયકાળ જેવું દૃશ્ય ખડું કરી દીધું. એ જોઈ ત્યાં ભગવાન વ્યાસ અને દેવર્ષિ નારદ પ્રગટ થયા. એ બન્ને જણાએ વિશ્વકલ્યાણના હેતુથી બન્નેને શાંત [illegible] બ્રહ્માસ્ત્રો પાછાં ખેંચી લેવાનો આદેશ કર્યો. સૌ પહેલ [illegible]

પોતાનું બ્રહ્માસ્ત્ર પાછું ખેંચી લીધું. એ પછી અશ્વત્થામાએ પોતાનું બ્રહ્માસ્ત્ર પાછું ખેંચી લીધું. પછી તો અર્જુને અશ્વત્થામાને પકડીને બાંધી લીધો અને તેને પોતાની શિબિરમાં આણ્યો.

અશ્વત્થામાને એક પશુની જેમ બાંધવામાં આવ્યો હતો. અતિ નિંદ્ય કુકર્મ કરવાથી તેનું બ્રહ્મતેજ નષ્ટ થઈ ગયું હતું. તેણે પોતાનું મોં નીચે ઢાળી દીધું હતું. અર્જુને તેને લાવીને દ્રૌપદી સમક્ષ ખડો કરી દીધો. દ્રૌપદી ગમે તેવી પણ એક શૂરવીર ક્ષત્રિયાણી હતી, તેનામાં ખાનદાનીનું લોહી વહેતું હતું; વળી તે એક પ્રેમાળ માતા પણ હતી જ. અશ્વત્થામાને જોઈને તેને થયું: 'ભલે તેણે મારા પુત્રોને ઊંઘમાં હણી નાખી અધમ કૃત્ય કર્યું! એથી એનું મોં કાળું થયું છે. પરંતુ શું મારે પણ તેના જેવું અધમ બનવું? તો પછી મારામાં અને એનામાં ફેર શો? ના, ના, ભલો ભલાઈ છોડે નહિ અને બૂરો બૂરાઈ છોડે નહિ. વળી ગમે તેવો પણ એ પાંડવોના ગુરુનો પુત્ર છે. જો તેને હું હણી નાખવાનું કહું, તો પછી તેના માતા–ગુરુ દ્રોણાચાર્યના પત્ની કૃપિદેવીનું હૃદય કેવું કલ્પાંત કરે? પુત્રના મૃત્યુના સમાચાર સાંભળીને માનું હૃદય કેવું કલ્પાંત અનુભવે છે તેનો મને તાજો જ અનુભવ છે, કેમકે હુંયે એક માતા છું. માટે એ બ્રાહ્મણપુત્રને છોડી દેવો જોઈએ.'

આ વિચારે દ્રૌપદીએ અશ્વત્થામાને છોડી દેવાનું કહ્યું. ઘડી પહેલાં જે દ્રૌપદી અશ્વત્થામાને હણી નાખવા એકપગે થઈ રહી હતી, તે જ દ્રૌપદીએ આજે અશ્વત્થામાને, ગુરુપુત્ર લેખીને, છોડી દેવાનું કહ્યું, એટલે સૌ મોંમાં આંગળાં ઘાલી ગયા. સૌને થયું: 'દ્રૌપદીની ઉદારતા કેટલી મોટી છે!'

દ્રૌપદીના કહેવાથી સૌ અશ્વત્થામાને મુક્ત કરવાના મતનાં થયા, પરંતુ ભીમસેનને તો એનો વધ કરવાનો જ વિચાર હતો. છેવટે શ્રીકૃષ્ણે આનો તોડ કાઢતાં કહ્યું: 'અશ્વત્થામાના માથામાં બ્રહ્મતેજના પ્રતીક તરીકે એક વિશિષ્ટ મણિ છે. તેને બહાર કાઢી

લો, એટલે પરતુ બ્રાહ્મણમાથી બ્રહ્મતેજ ચાલ્યુ જાય, એ તેનુ મૃત્યુ થયા ખરોખર જ છે.'

શ્રીકૃષ્ણનો આ વિચાર સૌને ઘણો જ ગમ્યો. દ્રૌપદી બોલી ઊઠી: 'શ્રીકૃષ્ણની વાત ખરોબર છે. બ્રહ્મતેજનો એ મણિ મહારાજ યુધિષ્ઠિરના માથામા ખૂબ જ શોભી ઊઠશે'

તે પછી અર્જુને અશ્વત્થામાના માથામાથી મણિ કાઢી લીધો અને પછી તેને બધનમુક્ત કરી જતો કર્યો

મહાભારતનુ યુદ્ધ પૂરુ થયુ. પાડવોને પોતાનુ અને કૌરવોનુ બધુ રાજય મળ્યુ. આમ છતા ધર્મરાજ યુધિષ્ઠિરના હૃદયમા આનદ નહોતો તેમને આવો લોહિયાળ વિજય ખૂબ જ કડતો હતો. પોતાના કૌરવબધુઓ તથા અન્ય વડીલો અને સગાસબધીઓની તેમના પક્ષના હાથે થયેલી હત્યાથી તેમનુ હૃદય ખૂબ જ ઉદાસ બની ગયુ હતુ તેમણે સૌની સમક્ષ પોતાના અતરમા જાગેલા વૈરાગ્યના વિચારો વ્યક્ત કરતા કહ્યુ: 'મારુ મન હવે આ રાજયકાજ તથા સંસારમાથી ઊઠી ગયુ છે. હવે વૈરાગ્ય ધારણ કરીને કોઈ એકાત વનમા ચાલ્યા જવાનો વિચાર હુ કરી રહ્યો છું.'

આથી સૌ ચોકી ઊઠયા ચારે ભાઈઓએ તેમને વિવિધ રીતે સમજાવ્યા, છતા યુધિષ્ઠિરના મનને કોઈ મનાવી શકયુ નહિ. છેવટે દ્રૌપદીએ એ કામ માથે લીધુ દ્રૌપદીએ યુધિષ્ઠિર આગળ પોતાની રીતે વાત મૂકતા કહ્યુ: 'મહારાજ, તમે દ્વૈત વનમા અનેક વાર અમને કહ્યુ છે કે આપ શત્રુઓ ઉપર વિજય મેળવીને અમને સૌને સુખી કરશો; તો તમે એ વાત હવે કેમ મિથ્યા કરવા બેઠા છો? મારા સાસુજીના મુખમાથી પણ કદી અસત્ય વાત નીકળતી નથી. તેમણે પણ કહ્યુ હતુ કે શત્રુઓ ઉપર વિજય મેળવીને તમે સામ્રાજયની ધુરા વહન કરશો તમારા માતાના વચનનો પણ તમે લોપ કરશો? દુષ્ટોને દડ દઈને, નિર્બળોની રક્ષા કરીને, અનાથોને સહાય કરીને, સુપાત્ર બ્રાહ્મણોને દાન

દઈને, ન્યાયની રીતે પ્રજાનું પાલન કરનાર રાજા નિઃસંશય મોક્ષને મેળવે છે. વળી સૌએ સૌના ધર્મને વળગી રહેવું જોઈએ; તો પછી તમારિ રાજધર્મ તજીને બીજા વૈરાગ્યધર્મના પ્રલોભનમાં કેમ પડ્યા છો? તમે આ રાજ્ય કોઈની પાસેથી દાનમાં, ભિક્ષા માગીને, કપટબાજી ચલાવીને કે અન્યાયથી તો નથી જ મેળવ્યું. તમારા ને તમારા પરાક્રમી ભાઈઓના બાહુબળથી જ મેળવ્યું છે, ધર્મની રીતે શત્રુઓને હરાવીને તમે આ રાજ્ય મેળવ્યું છે. તેથી હવે તમે સંપૂર્ણ પૃથ્વીના રાજા બન્યા છો. તો હવે એવી મહાન જવાબદારીથી તમે કેમ વિમુખ બનો છો? મારા પાંચે પાંચ પુત્રો હણાયા ત્યારે માત્ર તમારું મુખ જોઈને જ હું જીવતી રહેલી છું. તમારા આ પરાક્રમી ભાઈઓ તમારા માટે પોતાનાં જીવન ધારણ કરી રહ્યા છે. આવા સમયે તમને ઉદાસીનતા શોભતી નથી; તેને ઝટ ખંખેરી નાખો. શાસનની ધુરા હાથમાં પકડો, જનકલ્યાણ નિમિત્તે યજ્ઞો કરો અને સુપાત્ર બ્રાહ્મણોને છૂટે હાથે દાન કરો.'

આ પ્રમાણે દ્રૌપદીએ ધર્મરાજને કહ્યું. યુધિષ્ઠિર પર તેની ઘણી અસર થઈ. છેવટે શરશય્યા પર સૂતેલા ભીષ્મ પિતામહના ઉપદેશથી યુધિષ્ઠિરનો શોક દૂર થયો અને તેમણે ઘણો લાંબો સમય રાજ્ય કર્યું. દ્રૌપદીની સાથે તેમણે ત્રણ અશ્વમેધ યજ્ઞો પણ કર્યાં. આ સમય દરમિયાન દ્રાપદી સાચા અર્થમાં રાજમાતા બની. સમગ્ર રાજ્યમાં કોઈ પણ દીન–દુખિયારું રાજમાતા દ્રૌપદીની દયાનું અધિકારી બનતું. દ્રૌપદી પણ મોકળે મને અને છૂટે હાથે સુપાત્ર વ્યક્તિ જોઈને દાનધર્મ કર્યા કરતી હતી. કારવોની વિધવા સ્ત્રીઓની પણ માયાભરી કાળજી લેવાનું દ્રૌપદી ચૂકતી નહિ. પરિણામે તે સૌના હૃદયમાં એક દેવી તરીકે સ્થાન પામી હતી.

એવામાં શ્રીકૃષ્ણના આમંત્રણથી યદુરાજ્યમાં ગયેલો અર્જુન આવી પહોંચ્યો. તેણે આવીને ખૂબ જ અમંગલ એવા જ

સમાચાર આપ્યા તેથી બધા પાંડવભાઈઓ તથા દ્રૌપદીનાં હૃદયો ખૂબ જ શોકમાં ડૂબી ગયાં. અર્જુને કહ્યું: 'મુનિના શાપથી સમગ્ર યાદવવંશનો વિનાશ થયો છે; આ વિનાશમાંથી બળરામજી અને આપણા એકમાત્ર આધારસ્તંભ ભગવાન શ્રીકૃષ્ણ પણ બચવા પામ્યા નથી!'

યુધિષ્ઠિરમાં સૂતેલી વૈરાગ્યભાવના હવે તો ખૂબ જ પ્રબળપણે જાગૃત થઈ ઊઠી. શ્રીકૃષ્ણના મૃત્યુના સમાચાર સાંભળી તેમણે અભિમન્યુના પુત્ર પરીક્ષિતનો રાજ્યાભિષેક કર્યો અને પોતે રાજવંશી વસ્ત્રોનો ત્યાગ કર્યો તથા મૌનવ્રત ધારણ કરીને સૌ ભારતવાસીઓના એકમાત્ર આશ્રયસ્થાન સમા હિમાલય ભણી ચાલવા માંડ્યું. ભીમ, અર્જુન, સહદેવ અને નકુળનું ચિત્ત પણ હવે સંસારમાંથી ઊઠી ગયું હતું, એટલે તેમણે ધર્મરાજ યુધિષ્ઠિરના માર્ગનું અનુસરણ કર્યું. પાંચ પાંડવો હોય અને તેમની સાથે છઠ્ઠી દ્રૌપદી ન હોય એ કેમ બને? એ સતીસાધ્વી અને પરમભાગવત નારીએ પોતાનું સૌભાગ્ય પાંડવો સાથે જોડેલું હતું; એટલે વલ્કલ ધારણ કરીને તે પણ તેમની પાછળ પાછળ ચાલવા લાગી. પતિ સિવાય સતીની બીજી ગતિ પણ શી હોય? કાયા ત્યાં છાયા હોય જ.

ધર્મરાજ સીધા ઉત્તર દિશામાં ચાલતા હતા. બદરિકાશ્રમ ઉપર થઈને તેઓ હિમપ્રદેશમાં જઈ રહ્યા હતા. સૌની પાછળ દ્રૌપદી ચાલતી હતી. સૌએ મૌન ધારણ કર્યું હતું અને સૌ બ્રહ્મધ્યાનમાં લીન બન્યાં હતાં. દ્રૌપદીએ તો પોતાનું ચિત્ત સઘળામાંથી કાઢી નાખીને પોતે જેમને પ્રભુ તરીકે ઓળખ્યા હતા તે ભગવાન શ્રીકૃષ્ણમાં ચોંટાડ્યું હતું. દ્રૌપદીને પોતાના દેહનું પણ હવે ભાન રહ્યું નહોતું. હિમાલય પર ચડતાં ચડતાં તે ગબડી પડી. એ મહાસતીનો પવિત્ર દેહ પણ પવિત્ર હિમાલયના હિમરાશિમાં વિલીન થઈ ગયો. આમ આ મહાસતી જગતના પરમતત્ત્વમાં લીન થઈ.

## ૧૦ : સુકન્યા

પ્રાચીન કાળમા શર્યાતિ નામના એક મહાન રાજા થઈ ગયા. શર્યાતિ રાજા વૈવસ્વત મનુના પુત્ર થાય.

શર્યાતિ રાજા પર પ્રભુની અપાર કૃપા હતી. રાજાને સંતાન સુખ પણ સારું હતુ. રાજાને કુમારો સારા પ્રમાણમા હતા, પરંતુ કુંવરી એક જ હતી. એ કુંવરીનું નામ સુકન્યા.

જ્યારે ઘરમા છોકરાઓ સારા પ્રમાણમા હોય છે અને છોકરી એક જ હોય છે ત્યારે તે એકની એક છોકરી સ્વાભાવિક રીતે જ ઘરમા લાડકી બની જાય છે. તેમાયે જો છોકરી પ્રેમાળ હોય, સરળ અને સ્નેહાળ સ્વભાવની હોય તો તો તે સૌ ઘરનાની અત્યંત પ્રિય બની જાય છે. બરાબર આ જ વસ્તુ સુકન્યાની બાબતમા બની હતી શર્યાતિ રાજાની તે એકની એક કુંવરી હતી. વળી કુદરતી રીતે જ તે વહાલી લાગે તેવી અને પ્રેમાળ સ્વભાવની હતી. અદેખાઈનું તો તેનામા નામનિશાન પણ નહોતુ. એટલે શર્યાતિ રાજાના મહેલમા તે સૌની અત્યંત પ્રિય થઈ પડી હતી. જ્યારે જુઓ ત્યારે સુકન્યા હસતી ને હસતી જ હોય. રાજા અને રાણી, કુમારો અને દાસદાસીઓ સૌનુ મન સુકન્યાને જોઈને ઠરતુ હતુ

સુકન્યાને સૌથી વધુ પ્રિય કોઈ સ્થાન હોય તો તે કુદરતનો ખોળો તેને કુદરતનો ખોળો ખૂંદવાનું બહુ મન થતુ. અને આમેય તે કુદરતની બાલિકા જેવી જ લાગતી હતી કુદરતે તેને જે કુદરતી રૂપ છૂટે હાથે આપ્યુ હતુ તેમાં જ તે શોભી ઊઠતી હતી પોતે રાજાની કન્યા હોવા છતા ઘરેણાના ઠઠેરા તેને જરા પણ ગમતા નહોતા, અને આમ છતા પોતાના સાદા પહેરવેશમા પણ એ ખૂબ જ શોભી ઊઠતી હતી. તે સાદી રહેણીકરણી અને ઉચ્ચ વિચારોમા માનતી હતી.

એક સ[illegible]તની વાત છે. સુકન્યા કુદરતની જબરી શોખીન હતી, એ વાત તો આગળ આવી જ ગઈ છે. એટલે એક વાર તે પોતાની નગરી પાસેના અરણ્યનું સૃષ્ટિસૌંદર્ય નિહાળવા સાહેલીઓ સાથે નીકળી પડી. અરણ્યના મનોહર સૌંદર્યનું પાન કરતી કરતી તે આગળ વધવા લાગી.

આ અરણ્યના એક એકાંત સ્થળમાં ભૃગુ ઋષિના પુત્ર મહાત્મા ચ્યવન મુનિ કેટલાંયે વર્ષોથી તપશ્ચર્યા કરતા હતા. ચ્યવન મુનિ આમ તો યુવાન હતા, છતાં ઉગ્ર તપશ્ચર્યામાં તેમણે પોતાના દેહનું ખૂબ જ દમન કરી નાખ્યું હતું. પરિણામે તેઓ અકાળે વૃદ્ધ થઈ ગયા હતા. આમ છતાં તેઓ પોતે ધારેલી સિદ્ધિ મેળવી શકયા નહોતા. પરંતુ કંટાળીને હાથમાં લીધેલી વસ્તુ છોડી દે એમાંના તે નહોતા. તેમણે પોતાની તપશ્ચર્યામાં વધુ ને વધુ ધ્યાન દેવા માંડયું. તેમણે સંપૂર્ણ મૌન ધારણ કર્યું, પ્રાણવાયુને સ્થિર કર્યો, ઇંદ્રિયોનો સંપૂર્ણ નિગ્રહ કર્યો અને દઢ આસન વાળીને સમાધિમાં બેઠા તે બેઠા. શું ખાવા કે કે શું પીવા, કશાનું તેમને ભાન રહ્યુ નહિ, અને એક જ આસને કેટલાંયે વર્ષો સુધી બેસી રહ્યા. પરિણામે જંગલની વેલો અને વનસ્પતિ તેમને વીંટળાઈ વળી, ઊધઈએ તેમની આગળ પાછળ રાફડો કર્યો, કીડીઓએ દર કર્યાં. પછી તો ચ્યવન મુનિ ઊધઈના રાફડામાં પૂરેપૂરા ઢંકાઈ ગયા. હવે બહારથી ચ્યવન મુનિની ચળકતી બે આંખો જ દેખાતી હતી.

સુકન્યા ફરતી ફરતી અહીં આવી ચડી. તેને ઊધઈનો આ રાફડો નજરે પડ્યો. તેણે તો આને ખરેખર ઊધઈનો રાફડો જ માની લીધો. આગળ પાછળ જોતાં રાફડામાં તેને બે ચળકતી આંખો નજરે પડી. પરંતુ એ કોઈ માણસની આંખો છે એવો ખ્યાલ આવે તેવું હતું જ નહિ. બાળસ્વભાવની સુકન્યાને એ જોઈને થયું: 'કોઈ બે ચમકતાં પતંગિયાં આ રાફડામાં છુપાઈ ગયાં

લાગે છે. લાવો, તેઓ રાફડામાંથી બહાર આવે એવું કરીએ.'

આ વિચારે પોતાના બાળસ્વભાવ મુજબ, કુતૂહલવશ બનીને સુકન્યાએ પોતાની સખીઓને આ વાત કરતાં કહ્યું: 'જુઓ આ રાફડામાં બે ચળકતાં પતંગિયાં કેવાં ભરાયાં છે! ચાલો, હું તેમને બહાર કાઢું છું.'

સુકન્યાની વાતમાં સૌને રસ પડ્યો; તેની એક સાહેલીએ તેને નજીકમાંથી એક બાવળિયાની શૂળ લાવી આપતાં કહ્યું: 'સુકન્યા, આ શૂળ એ પતંગિયાના શરીરમા સહેજ ઘોંચ, એટલે પીડાના માર્યાં એ તુરત જ બહાર નીકળી આવશે; એ જોવાની મઝા પડશે!'

સુકન્યાને પણ આ વિચાર ખૂબ જ ગમી ગયો. તેણે બાવળની શૂળ વડે પોતે માની લીધેલાં પેલાં ચળકતાં પતંગિયાંને રાફડામાંથી બહાર કાઢવા માંડ્યાં. પરંતુ એથી અત્યંત કરુણાજનક બનાવ બની ગયો; એ કંઈ ચળકતાં પતંગિયાં નહોતાં, પરંતુ દીર્ઘ કાળની સમાધિમા બેઠેલા ચ્યવન મુનિની બે ચળકતી આંખો હતી. સુકન્યાએ જે બાવળની શૂળ ચ્યવન મુનિની બે આંખોમાં વારાફરતી ઘોંચી તેથી મુનિની બંને આંખો ફૂટી ગઈ અને મુનિ આંધળાધબ થઈ ગયા.

એ વખતે તો પોતાના દેહનુ ભાન ભૂલીને ચ્યવન મુનિ સમાધિમાં બેઠા હતા, એટલે પોતાની બે આંખો ફૂટી ગઈ તેની તેમને મુદ્દલ ખબર પડી નહિ. પરંતુ પાછળથી જ્યારે મુનિ સમાધિમાંથી જાગ્યા ત્યારે તેમને પોતાની બંને આંખો ફૂટેલી જણાઈ. મુનિ સમાધિમાથી બેઠા થયા અને તપાસ કરતાં તેમને માલૂમ પડ્યું કે શર્યાતિ રાજાનાં કોઈક માણસો આ બાજુ આવ્યાં હતાં અને તેમનામાથી કોઈકે પોતાની આંખોની આ દશા કરી છે; એટલે ક્રોધે ભરાઈને મુનિ શર્યાતિ રાજા પાસે ગયા અને આ વિશે ફરિયાદ કરી.

શર્યાતિ રાજાને થયું: 'આ તો બહુ ખોટું કામ થયું છે. મારા જે માણસે મુનિની આ સ્થિતિ કરી છે તેને હું યોગ્ય શિક્ષા નહિ કરું તો મુનિ જરૂર મારા પર ક્રોધે ભરાઈને મને શાપ આપશે ને મારું નિકંદન કાઢી નાખશે.'

શર્યાતિ રાજાએ મુનિની માફી માગતાં કહ્યું: 'મુનિવર, હમણાં આપ શાંત થાઓ. હું મારાં માણસોમાં તપાસ કરાવું છું. પછી આપનો જે અપરાધી ઠરશે તેને હું આપની સમક્ષ રજૂ કરું છું.'

શર્યાતિ રાજાની વિનતિ ચ્યવન મુનિએ માન્ય રાખી; રાજાએ એક પછી એક પોતાનાં માણસોને બોલાવી તપાસ કરી; પરંતુ કોઈ કહેતાં કોઈ તેમાંથી ગુનેગાર નીકળ્યો નહિ. રાજા પોતાનાં માણસોને આ માટે બહુ ધમકાવતા હતા અને આકરી શિક્ષાની ધમકી આપતા હતા. આ વાત ઊડતી ઊડતી સુકન્યાને કાને પણ આવી. સુકન્યાને તો ખબર જ હતી કે અજાણતાં આ અપરાધ તેનાથી જ થઈ ગયો હતો.

પોતે કરેલા અપરાધ બદલ કોઈ બીજો નિર્દોષ દંડાઈ જાય એ તે ન્યાયી બાળાને બિલકુલ રુચ્યું નહીં. એટલે હિંમતભેર તે પોતાના પિતા પાસે દોડી ગઈ અને ખરેખર શું બન્યું હતું તે વિગતવાર કહ્યું. છેવટે તેણે ઉમેર્યું: 'પિતાજી, જો આ બાબતમાં ખરેખર કોઈ ગુનેગાર હોય તો તે હું જ છું. પરંતુ મારાથી એ ગુનો અજાણતાં થઈ ગયો છે. આમ છતાં છોકરમતમાં પણ એ મહાસમર્થ મુનિની આંખો મેં ફોડી નાખી તે બદલ હું માફી ચાહું છું, અને એ બદલ મુનિ જે શિક્ષા કરે તે સહન કરવા પણ તૈયાર છુ.'

શર્યાતિ રાજા પણ હવે આ બાબતમાં આગળ શું બોલે? પોતાની પ્રિય કુંવરી સુકન્યા જ આ બાબતમાં ગુનેગાર હતી અને પોતે જ પોતાનો ગુનો કબૂલતી હતી! એટલે શર્યાતિ રાજા ચ્યવન્ મુનિ પાસે ગયા અને તેમને દંડવત્ પ્રણામ કરીને કહેવા

લાગ્યા: 'મુનિવર, આપની બાબતમાં મેં હવે પૂરી તપાસ કરી લીધી છે, અને ગુનેગાર પણ હાથ આવ્યો છે. મુનિવર, એક રીતે કહીએ તો આ એક ગજબ થઈ ગયો છે. મારી પુત્રી–સુકન્યા જંગલમાં વિહાર અર્થે નીકળી હતી. ત્યાં તેણે આપનો રાફડો જોયો. રાફડામાં આપની બે ચળકતી આંખોને તેણે બે પતંગિયાં માની લીધાં અને છોકરમતમાં હાથમાં બાવળની શૂળ લઈ એ બે પતંગિયાંને તે રાફડામાંથી બહાર કાઢવા ગઈ. એ વખતે અજાણતાં જ તેનાથી બાવળની શૂળ આપની બે આંખોમાં ઘોંચાઈ ગઈ અને પરિણામે આપની આંખો ફૂટી ગઈ. એ માટે મારી કન્યા આપની સાચા હૃદયથી માફી ચાહે છે. આપની આગળ તો એ બાળક જેવી છે; એટલે તેને આપે ક્ષમા કરવી ઘટે છે.'

ચ્યવન મુનિ બોલ્યા: 'રાજા, તમારું કહેવું બરાબર છે. પરંતુ એથી મારું દુઃખ જરાયે ઓછું થતું નથી. મેં મારી સર્વ શક્તિ તપશ્ચર્યા પાછળ વેડફી નાખી છે અને અત્યારે હું અકાળે વૃદ્ધ બન્યો છું. આવી અશક્ત અવસ્થામાં આંખો વગર હું મારું જીવન કેવી રીતે વ્યતીત કરી શકીશ? મારી આંધળાની સેવા પણ કોણ કરશે? મારા જીવનનું ધ્યેય તપશ્ચર્યા છે. એમાં પણ આંખ વગર મને ખલેલ પડશે.'

રાજા બોલ્યા: 'મુનિવર, એ માટે આપ ચિંતા ન કરો. આપ કહેશો તો મારા સેંકડો સેવકોને આપની સેવામાં સદા હાજર રાખીશ. અરે, મારા કેટલાક સેવકો તો ખાસ આપના આશ્રમ ખાતે જ રાખીશ, પછી?'

ચ્યવન મુનિ બોલ્યા: 'રાજન્, પારકા તે પારકા; આંગળીઓથી નખ વેગળા તે વેગળા. માણસની પોતાની સેવા સૌથી સારી રીતે કરી શકે એક તો તે પોતે. હવે જો પોતાનાથી પોતાની સેવા ન બની શકે તો પછી તેનાં સ્વજન તેની એટલી સારી રીતે સેવા ઉઠાવી શકે. બાકી નોકરો–પગારદાર માણસો તો આપણી શું સેવા

ઉઠાવી શકવાના હતા ? રાજન્, મેં આવી આશા તારી પાસે રાખી નહોતી.'

આટલું બોલતામાં તો મુનિ શર્યાતિ રાજા પર પૂરેપૂરા રોષે ભરાયા હોય એમ લાગ્યું. કેમેય કર્યા મુનિ શાંત થતા નહોતા, એટલે શર્યાતિ રાજાને બહુ ચિંતા થવા લાગી. તે બોલી ઊઠ્યા: 'મુનિવર, તો આપ કહો તેમ હું કરું. આપ કહો તે બંદોબસ્ત આપના માટે કરી દઉં, પરંતુ હવે તમે મારી એ નાદાન કન્યાને માફ કરો.'

ચ્યવન મુનિ બોલ્યા: 'જુઓ રાજા, તમારી બત્રીસલક્ષણી કન્યા સુકન્યાને મેં જોઈ છે. તેના વિશે અગાઉ મેં સાંભળ્યું પણ છે. કોણ જાણે કેમ, પણ મારું અંતર એમ જ બોલી ઊઠે છે કે તમે તમારી એ સુકન્યાને મારી સાથે પરણાવો. તો જ હું તમારા પર પ્રસન્ન થઈશ. અને એ રીતે જ તમારી એ ગુણિયલ કન્યાએ પોતાના પાપનું સાચું પ્રાયશ્ચિત્ત કર્યું ગણાશે. મને જે આવું સૂઝે છે તેમાં મને વિધિનો કોઈ અગમ્ય સંકલ્પ લાગે છે. વળી એમાં મને કાંઈ અજુગતું પણ લાગતું નથી. હું ઉચ્ચ કુળનો બ્રાહ્મણ યુવક છું. તપશ્ચર્યા કરીને હું અકાળે વૃદ્ધ બની ગયો છું તેથી શું ? પૂર્વે પણ ક્ષત્રિય રાજાઓએ બ્રાહ્મણોને પોતાની કન્યાઓ આપેલી છે જ. તમારી સુકન્યા મારા આંધળાની લાકડી બનશે અને પ્રભુ કરશે તો તેની સાચા દિલની સેવાચાકરીથી અકાળે વૃદ્ધ બનેલો હું કદાચ ફરી યૌવન પણ પ્રાપ્ત કરી શકું.

ચ્યવન મુનિના આવા પ્રસ્તાવથી શર્યાતિ રાજા તો પહેલાં સાવ ડઘાઈ જ ગયા. કયો રાજા પોતાની પુષ્પ જેવી કોમળ કુંવરીને દુર્બળ દેહના આવા અરણ્યવાસી મુનિને આપવા તૈયાર થાય ? શર્યાતિ રાજા મનોમન બોલી પણ ઊઠ્યા: 'પૂર્વે રૂપરૂપના અંબાર સમી એક અહલ્યા નામની કુંવરી ગૌતમ નામના આવા જ તપસ્વી મુનિને વરી હતી. તપસ્વી મુનિના

તો મારા પિતા, માતા સૌની ચિંતા દૂર થશે અને મેં જાણ્યે-અજાણ્યે કરેલા મુનિના અપરાધનું પ્રાયશ્ચિત્ત પણ થશે.'

મનમાં આવા દૃઢ વિચાર સાથે સુકન્યા તો ઊપડી પોતાના પિતા પાસે અને કહેવા લાગી: 'પિતાજી, તમે કોઈ મારા માટે જરા પણ ચિંતા ન કરો. હું મારી મેળે જ મારી જાતને ચ્યવન મુનિની સેવામાં સમર્પણ કરું છું. મેં એમનો ગુનો કર્યો છે; પછી ભલે તે છોકરમતમાં કર્યો હોય. મારે મારા પાપનુ પ્રાયશ્ચિત્ત કરવું છે. ચ્યવન મુનિની પત્ની બની મારા પાપે અંધ બનેલા એ મહાતપસ્વીની સેવા-શુશ્રૂષા મારે ઉઠાવવી જોઈએ, મુનિવર્યની ઈચ્છા હોય તો હું તેમની સાથે લગ્ન કરવા પણ તૈયાર છું.'

આશ્રમનું જીવન કેવું કઠોર અને શુષ્ક ! લાડકોડમાં ઊછરેલી રાજાની કુંવરીઓ એ શેં જીરવી શકે ? એ અહલ્યાનું પણ એમ જ થયું. તપસ્વી મુનિનું કઠોર આશ્રમ–જીવન એ જીરવી શકી નહિ અને ઇંદ્રના હાથે તે ઠગાઈ. ગૌતમ મુનિએ આ વાત જાણી ત્યારે ક્રોધે ભરાઈને તેમણે અહલ્યાને શાપ આપ્યો અને તે અહલ્યાની શલ્યા બની ગઈ! માટે હાથે કરીને તો હું મારી સુકન્યાને દરિયામાં નહિ નાખું !'

પરંતુ બીજી જ પળે શર્યાતિ રાજાને ચ્યવન મુનિનો કોપ ડરાવતો હતો. વળી નૈતિક રીતે પણ એ બીતા હતા; કેમ કે તેમની સુકન્યાએ જ મુનિને આંધળા કર્યા હતા અને એ નાદાન છોકરી મુનિની સાચેસાચી ગુનેગાર હતી.

શર્યાતિ રાજાએ એ વખતે કહ્યું : 'મુનિવર, આપે મારી સુકન્યાની માગણી કરી તે એક રીતે યોગ્ય છે. પરંતુ એ માટે હું મારા પ્રધાનો, રાણી અને ખુદ સુકન્યાની સલાહ લઈ લઉં. પછી તમને જવાબ દઉં. આ માટે મને થોડોક સમય આપો.'

ચ્યવન મુનિએ રાજાને એવો સમય ખુશીથી આપ્યો. રાજાએ જઈને પોતાની રાણી, પ્રધાનો, સૌને વાત કરી. સૌ ચિંતામાં પડી ગયાં. સુકન્યા જેવી એક સુકુમાર કુમારિકા અકાળે વૃદ્ધ બનેલા એક શુષ્ક તપસ્વીને શી રીતે અપાય ? સમગ્ર રાજભવન ચિંતામાં પડી ગયું. જ્યારે સુકન્યાએ આ વાત જાણી, ત્યારે એ શાણી કન્યાએ સ્વસ્થ ચિત્તે વિચાર કરી લીધો. તેને થયું : 'ચ્યવન મુનિ એક મહાન મુનિ છે એ તો આજનું સમગ્ર જગત એકમતે સ્વીકારે છે. એવા મહાન મુનિની સેવા કરવાનું સદ્ભાગ્ય મને સાંપડતું હોય તો મારે શા માટે જતું કરવું ? વિધિનો જ કદાચ આવો શુભ સંકેત કેમ ન હોય ? એટલા માટે જ તો કદાચ વિધિએ મારા હાથે આ અપરાધ નહિ કરાવ્યો હોય ? વળી હું જો મારી મેળે જ ચ્યવન મુનિ સાથે પરણવાની હા પાડું

તો મારા પિતા, માતા સૌની ચિંતા દૂર થશે અને મેં જાણ્યે-અજાણ્યે કરેલા મુનિના અપરાધનું પ્રાયશ્ચિત્ત પણ થશે.'

મનમાં આવા દૃઢ વિચાર સાથે સુકન્યા તો ઊપડી પોતાના પિતા પાસે અને કહેવા લાગી: 'પિતાજી, તમે કોઈ મારા માટે જરા પણ ચિંતા ન કરો. હું મારી મેળે જ મારી જાતને ચ્યવન મુનિની સેવામાં સમર્પણ કરું છું. મેં એમનો ગુનો કર્યો છે; પછી ભલે તે છોકરમતમાં કર્યો હોય. મારે મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવું છે. ચ્યવન મુનિની પત્ની બની મારા પાપે અંધ બનેલા એ મહાતપસ્વીની સેવા-શુશ્રૂષા મારે ઉઠાવવી જોઈએ, મુનિવર્યની ઇચ્છા હોય તો હું તેમની સાથે લગ્ન કરવા પણ તૈયાર છું.'

આમ સુકન્યા પોતે જ સામે પગલે ચ્યવન મુનિ સાથે લગ્ન કરવા તૈયાર થઈ, એટલે સૌની ચિંતા ચાલી ગઈ. ચ્યવન મુનિ પણ મનમાં સુકન્યાનાં વખાણ કરવા લાગ્યા અને બોલી ઊઠ્યા: 'ખરેખર, નામ પ્રમાણે આ સુ–કન્યા–સારી કન્યા જ છે.'

પછી તો અંધ ચ્યવન મુનિ સાથે સુકન્યાનાં બહુ ધામધૂમથી લગ્ન ઉજવાયાં. લગ્ન થઈ ગયા પછી સુકન્યા ચ્યવન મુનિના આશ્રમે–પોતાના સાસરે વિદાય થઈ, ત્યારે તેણે પોતાની મેળે જ પોતાના દેહ પરનાં સર્વ આભૂષણો ઉતારી નાખતાં કહ્યું: 'મારે હવે આ આભૂષણોને શું કરવાં છે? મહાતપસ્વી મુનિની પત્નીને શું આવાં ઘરેણાંના ઠઠેરા શોભા આપવાના છે?'

આમ કહીને સુકન્યાએ કોઈ આદર્શ મુનિપત્નીને શોભે તેમ વલ્કલ ધારણ કર્યાં અને પોતાનાં કિંમતી વસ્ત્રાભૂષણો ત્યાં ને ત્યાં પોતાની પ્રિય સખીઓને વહેંચી દીધાં.

પછી તો શર્યાતિ રાજાએ પોતાના જમાઈ ચ્યવન મુનિને દંડવત્ પ્રણામ કર્યા અને તેમને વિદાય આપી.

એ પછી સુકન્યાને વિદાય કરવાનો કડવો પ્રસંગ આવ્યો:

રોતી સુકન્યાને શર્યાતિ રાજાએ પોતાની છાતી સરસી ચાંપી. રાણી માતાએ પુત્રીનાં ઓવારણાં લીધાં. સુકન્યાને વસમી વિદાય આપતાં તેની સાહેલીઓની આંખો પણ ભીની બની. છેવટે સુકન્યાએ સૌની ભાવભીની વિદાય લીધી અને પોતાના પતિ ચ્યવન મુનિ પાછળ પાછળ ચાલી નીકળી.

ચ્યવન મુનિના આશ્રમમાં આવીને સુકન્યાએ પોતાનું જીવન એકદમ બદલી નાખ્યુ. ઋષિમુનિઓને અનુરૂપ જીવન તે ગાળવા લાગી. ચ્યવન મુનિની બધી સેવા સુકન્યાએ ઉઠાવી લીધી. પોતે નાનપણમાં શરીર કસ્યુ હતુ તે અત્યારે સુકન્યાને સારા ખપમાં આવ્યું. દરરોજ મુનિને સ્નાન કરાવવા માટે પોતે નદીમાંથી જળ ભરી લાવવા લાગી; પતિને પોતે જ નવડાવતી; દરરોજ સમિધ, કુશ, કંદ, મૂળ, વગેરે જરૂરી વસ્તુઓ લઈ આવતી. તેણે યજ્ઞનો અગ્નિ પ્રજ્વલિત રાખવા માંડ્યો; આશ્રમને કળામય રીતે લીંપીગૂંપીને સ્વચ્છ રાખવા માંડ્યો. ચ્યવન મુનિનાં નાનાંમોટાં બધાં કામો તે જાતે કરવા લાગી. મુનિના અગાધ જ્ઞાનમાં પણ તે રસ લેવા લાગી; એમાંથી તેને ખબર પડી કે પોતાના પતિ કેવા જ્ઞાનવાન છે. આ પછી સુકન્યાને એક જ લગની લાગી કે જ્ઞાનની પાછળ ખૂબ જ પરિશ્રમ કરીને વૃદ્ધ બનેલા પોતાના પતિને ફરી યૌવન પ્રાપ્ત કરાવવું. એ માટે તે ખડે પગે ચ્યવન મુનિની સેવા-ચાકરી કરવા લાગી. પતિસેવામાં તે એટલી બધી રત રહેતી કે ખુદ પોતાના દેહનું પણ તેને ભાન રહેતું નહીં.

એક વાર સુકન્યા નદીએથી પાણી ભરીને આવતી હતી. એ વખતે દેવોના વૈદ્યો–અશ્વિનીકુમારો આકાશમાર્ગે ક્યાંક જતા હતા. અશ્વિનીકુમારોની નજરે સુકન્યા પડી. સુકન્યાનું યૌવન અને રૂપ આમ તો ગમે તેવાને મુગ્ધ કરે તેવું હતું. વળી તેનો દેહ પણ અત્યંત ઘાટીલો હતો. તેને જોઈ અશ્વિનીકુમારોને થયું: 'માનો ન માનો, પણ આ જ યુવતી સ્વેચ્છાએ અકાળે વૃદ્ધ

બનેલા ચ્યવન ઋષિને વરેલી પેલી સુકન્યા લાગે છે'

સુકન્યાની સુદરતા અને સદ્‌ગુણો વિશે અશ્વિનીકુમારોએ અગાઉ સાભળ્યુ હતુ, પરતુ સુકન્યાને તેમણે પહેલા કોઈ દિવસ નજરે જોઈ નહોતી એટલે તેમને સુકન્યાને નજરે જોવાનુ ઘણુ મન હતુ અને બને તો સુકન્યાના સતીત્વની પરીક્ષા કરવાનો પણ તેમનો ઇરાદો હતો અશ્વિનીકુમારોના મનમા હતુ 'જેમ લોકોમા કહેવાય છે તેમ રૂપરૂપના અબાર અને ગુણગુણના ભડાર સમી આ રાજકન્યા સ્વેચ્છાએ ચ્યવન મુનિને વરી હોય, તો તેના આવા સુકાર્યની આપણે કદર કરવી જ જોઈએ તેના સત્કાર્યમા બદલો મળવો જોઈએ; એ અમ દેવોની ફરજ પણ છે વળી અમે સર્વ ઔષધોના જાણકાર અને દેવોના વૈદ્યરાજ છીએ. એટલે સુકન્યાના સત્કાર્યના બદલામા તેના અકાળે વૃદ્ધ બનેના પતિ ચ્યવન મુનિને કોઈ સજીવની જેવુ રસાયન આપીને અમારે તેમને ફરી જુવાન બનાવવા જોઈએ, જેથી સુકન્યાનું દુખ દૂર થાય'

આ વિચારે અશ્વિનીકુમારો આકાશમાર્ગેથી જ્યા સુકન્યા જળ ભરીને આવતી હતી ત્યા નીચે ઊતરી આવ્યા અશ્વિની કુમારોને જોતા જ સુકન્યાને લાગ્યું કે આ કોઈ દેવ-પુરુષો છે, એટલે તેણે અત્યત વિનય સાથે તેમને પ્રણામ કર્યા

પહેના તો અશ્વિનીકુમારોએ સુકન્યાના સતીત્વની પરીક્ષા કરવાનું યોગ્ય ધાર્યું એટલે તેમણે સુકન્યાને સાવ ઊંધી રીતે જ પૂછવા માડ્યુ તેમણે પૂછ્યુ 'અરે હે રૂપસુદરી, તમે કોણ છો? તમે તો કોઈ ચક્રવર્તી સમ્રાટની સામ્રાજ્ઞી થવાને યોગ્ય છો, છતા તમે આ વલ્કલ ધારણ કરીને આ જગલમા જળ ભરવા ક્યા ચાલ્યા?'

સુકન્યાએ વિનયપૂર્વક જવાબ આપ્યો 'આપ કોઈ દેવ પુરુષો જેવા લાગો છો; એટલે આપની આગળ સત્ય વસ્તુ કહેવા મા મને કોઈ જાતનો સકોચ નથી હુ મહાત્મા ચ્યવન મુનિની

ધર્મપત્ની છું. નદીએ સ્નાન કરીને આવું છું અને મુનિ સારુ જળ ભરીને લઈ જઉં છું. અમારો આશ્રમ અહીં નજીકમાં જ છે; તમે આવ્યા છો, તો અમારા આશ્રમે ચાલો અને અમારું આતિથ્ય સ્વીકાર્યા પછી આપના માર્ગે જજો. વાંધો ન હોય તો આપનો પરિચય આપશો ?'

સુકન્યાને નદી પર સ્નાન કરતી અશ્વિનીકુમારોએ જોઈ હતી અને તેને જોઈને જ તેઓ આકાશમાર્ગેથી નીચે ઊતરી આવ્યા હતા. સુકન્યા આમ તો સાંદર્યમૂર્તિ હતી જ; તેની તપશ્ચર્યા, સંયમ અને સતીત્વધર્મના પ્રભાવે તેના સાત્વિક સૌંદર્યમાં ખૂબ જ અભિવૃદ્ધિ કરી હતી.

સુકન્યાના ઉમદા વર્તનથી મુગ્ધ બનેલા અશ્વિનીકુમારો બોલ્યા: 'તમારું સૌંદર્ય, તમારું યૌવન એ બધું જોઈને અમને જરૂર નવાઈ ઊપજે છે. અમને ખબર છે કે ચ્યવન મુનિ તો અકાળે વૃદ્ધ બનેલા છે; અને એ વૃદ્ધનાં તમે પત્ની છો! ખરેખર, આ જાણી અમને બહુ આશ્ચર્ય થાય છે. અમે દેવોના વૈદ્ય અશ્વિનીકુમારો છીએ.'

કોઈ પોતાના પતિનું ઘસાતું બોલે એ સતી સ્ત્રીથી બિલકુલ સહન થઈ શકતું નથી; એથી સુકન્યાને અશ્વિનીકુમારોનું આ કથન ન રુચ્યું. તે બોલી ઊઠી: 'દેવો, ચ્યવન મુનિ તો મારા આરાધ્યદેવતા છે; મારા પ્રભુ છે. તેમને અકાળે જે વૃદ્ધત્વ પ્રાપ્ત થયું છે, માત્ર તેના સામું જ કેમ જુઓ છો ? ઉગ્ર તપશ્ચર્યા કરી, દેહ ગાળી નાખી, તેમણે જે અગાધ જ્ઞાન મેળવ્યું છે તેનું તો જરા મૂલ્ય કરો. તેમના જેવા બીજા કોઈ જ્ઞાની તો મને બતાવો ! એમના એ જ્ઞાન પર હું ખરેખર મુગ્ધ છું અને એમને હું મારી ઇચ્છાથી જ વરી છું.'

સુકન્યાના મુખેથી પતિભક્તિનાં આવાં વચનો સાંભળી અશ્વિનીકુમારો ખૂબ જ પ્રસન્ન થયા. તેમને થયું: 'ખરે, આવા

મહાજ્ઞાની મુનિની પાછળ પોતાનું યૌવન, પોતાનું જીવનસર્વસ્વ હોમીને સુકન્યાએ સ્ત્રીઓ માટે–જગત આગળ સતીસાધ્વી સ્ત્રીનો એક અનોખો આદર્શ ઊભો કર્યો છે. અમારે આ આદર્શ તપસ્વિનીનો તથા આદર્શ જ્ઞાની ચ્યવન મુનિનો કંઈક ઉપકાર કરવો જોઈએ.'

આવા વિચારો સાથે અશ્વિનીકુમારોએ મહર્ષિ ચ્યવનના આશ્રમમાં પ્રવેશ કર્યો. ત્યાં સુકન્યાએ તેમનો અત્યંત ભાવભીનો અતિથિ–સત્કાર કર્યો. પછી અશ્વિનીકુમારોએ ચ્યવન મુનિ સાથે થોડીક જ્ઞાનગોષ્ઠિ કરી લીધી. ચ્યવન મુનિના અગાધ જ્ઞાનનો અશ્વિનીકુમારોને એ જ વખતે પરિચય થયો અને તેઓ ચ્યવન મુનિ પર પણ પ્રસન્ન થયા. તેઓ ચ્યવન મુનિને કહેવા લાગ્યા: 'મુનિવર, આપના અગાધ જ્ઞાનથી અને તપશ્ચર્યાથી અમે મુગ્ધ બન્યા છીએ. પ્રસન્ન થઈને અમે તમને અમારી પાસે કોઈ વરદાન માગવાનું કહીએ છીએ. અમે દેવોના વૈદ્ય અશ્વિનીકુમારો છીએ એનો આપને ખ્યાલ આવી ગયો હશે.'

જ્યારથી સુકન્યા જેવી યુવાન અને ખૂબસૂરત રાજકન્યા પોતાને સ્વેચ્છાએ વરી હતી ત્યારથી ચ્યવન ઋષિને પોતાને મનમા તો બહુ જ લાગી આવતુ હતુ. તેમને થતુ હતુ: 'રાજા શર્યાતિ આગળ 'સુકન્યાનુ માગું' હું કરી તો બેઠો અને એ બિચારી પોતાના અપરાધને ખ્યાલમા રાખી મને પરણી પણ ખરી, પરંતુ આ ખીલતી કળીને મેં એક રીતે કેવો અન્યાય કર્યો છે!'

સુકન્યાની હૃદયવ્યથા સંબંધી આવા વિચારો ચ્યવન મુનિ ક્યારનાયે સેવતા હતા. આજે તેમને સુકન્યાની એ વ્યથાનો ઉપાય અશ્વિનીકુમારોના વરદાનમાં જણાયો. એટલે તેમણે વરદાનમાં માગ્યુ: 'હે અશ્વિનીકુમારો, જો આપે મને વરદાન આપવુ જ હોય તો કોઈ યુવાન, મનીસાધ્વી અને પ્રેમાળ સ્ત્રીના પતિને

યોગ્ય એવો મારો દેહ કરો અને મારો અંધાપો દૂર કરો.'

દેવોના વૈદ્યો અશ્વિનીકુમારો માટે આ સામાન્ય વાત હતી. આમ છતાં તેમણે એક યુક્તિ કરી, જેથી ચ્યવન મુનિને તેમની ઇચ્છિત વસ્તુઓ પ્રાપ્ત પણ થાય અને સાથે સાથે સુકન્યાના સતીત્વની એક વધુ પરીક્ષા પણ થઈ શકે. અશ્વિનીકુમારોએ મુનિને પોતાની સાથે ચાલવા કહ્યું. ચ્યવન મુનિ એ માટે તૈયાર થયા, એટલે અશ્વિનીકુમારો તેમને એક દિવ્ય સરોવર પાસે લઈ ગયા. પછી તેમણે ચ્યવન મુનિને સાથે લઈને આ સરોવરમાં ડૂબકી મારી, એટલે થોડી જ વારમાં ચ્યવન મુનિની આકૃતિના જ એક નહિ પણ ત્રણ પુરુષો સરોવરમાંથી બહાર આવ્યા.

ચ્યવન મુનિનું રૂપ પણ અશ્વિનીકુમારોના જેવું જ સુંદર બની ગયું હતું. અશ્વિનીકુમારોમાંથી એકે સુકન્યાને કહ્યું: 'દેવી, અમારા બેમાંથી ગમે તે એકનો આપના પતિ તરીકે સ્વીકાર કરો.'

સુકન્યા અશ્વિનીકુમારોની બાજી સમજી ગઈ હતી. છતાં તેને શ્રદ્ધા હતી કે અશ્વિનીકુમારો દેવપુરુષો છે; છેવટે તેમનું હૃદય મોટું જ છે. એટલે ગદ્ગદ કંઠે તે કહેવા લાગી: 'હે દેવો! મને તમે મૂંઝવણમાં મૂકો મા. હું મહાત્મા ચ્યવનની ધર્મપત્ની છું એમાં મીનમેખ પણ ફેર પડવાનો નથી. જન્મ-જન્માન્તર હું એ જ્ઞાની અને તપસ્વી મુનિની દાસી રહેવા માગું છું. એટલે આપ લોકોના છળકપટમાં ફસાવાનો મને જરા પણ ડર નથી. મેં જો હૃદયની સચ્ચાઈથી પતિસેવા કરી હોય તો અશ્વિનીકુમારો મારા પર પ્રસન્ન થાઓ. હું એ દેવ-યુગલના શરણમાં મારું શીશ નમાવું છું. મને મારા પતિ પાછા મેળવી આપો. પતિ વિના સતીની કોઈ ગતિ નથી.'

અશ્વિનીકુમારોને હવે સુકન્યાના સતીત્વની સંપૂર્ણ ખાતરી થઈ ચૂકી હતી. તેઓ સુકન્યા પર ખૂબ જ પ્રસન્ન થતા બોલ્યા:

'સુકન્યાદેવી! અમે તમારા પર અત્યંત પ્રસન્ન થયા છીએ. તમારા જેવાં સતીસાધ્વી સન્નારી સાથે વધુ સમય છળકપટ રમવું અમને જરાયે શોભાસ્પદ લાગતું નથી. જુઓ, આ તમારા પતિ. તેમને નવયૌવન અને નવી દૃષ્ટિ પ્રાપ્ત થયાં છે. હવે અમે જઈએ છીએ. તમારા જેવાં સતીસાધ્વી સન્નારીઓથી પૃથ્વીલોકનું ભાવિ ઊજળું છે. પ્રભુ, તમારું કલ્યાણ કરો!' એમ કહીને અશ્વિની-કુમારોએ વિદાય માગી.

પોતાના સ્વામી મહાત્મા ચ્યવન મુનિને ફરી નવયૌવન અને નવી દૃષ્ટિ મળેલી જોઈ સુકન્યાના આનંદનું પૂછવું જ શું? મહાત્મા ચ્યવન મુનિને એ સ્વરૂપમાં જોઈ તેના બત્રીસે કોઠે દીવા પ્રગટ્યા.

મહાત્મા ચ્યવન મુનિ પણ આમ નગુણા ન હતા. અશ્વિની-કુમારોએ તેમને સાવ નિઃસ્વાર્થભાવે નવયૌવન અને નવી દૃષ્ટિ બક્ષી, એટલે તેઓ અશ્વિનીકુમારના ઋણી બન્યા હતા. કોઈ સજ્જન વ્યક્તિને સ્વાભાવિક રીતે લાગે તેમ ચ્યવન મુનિને લાગ્યું: 'બદલામાં મારે પણ મારી શક્તિ અનુસાર અશ્વિનીકુમારોનું કંઈક કલ્યાણ કરવું જોઈએ.'

ચ્યવન મુનિને ખબર હતી કે કોઈ કારણે યજ્ઞોમાં દેવોને મળતો સોમરસનો ભાગ અશ્વિનીકુમારોને મળતો નથી. એટલે પોતાની ઉગ્ર તપશ્ચર્યા અને મહાજ્ઞાનના બળે ચ્યવન મુનિએ તેમને એ ભાગ અપાવવા માટે હામ ભીડી. તેમણે અશ્વિનીકુમારોને વહાલભરી વિદાય આપતાં કહ્યું: 'હે દેવકુમારો! હું આપનો ખૂબ આભારી છું. આપે મને નવયૌવન અને નવી દૃષ્ટિ આપીને જાણે મને નવો અવતાર જ આપ્યો છે. આપના આ કૃત્યનો બદલો હું કઈ રીતે વાળી શકું? પરંતુ આપનું એક કાર્ય હું જરૂર કરીશ. આપ દેવો હોવા છતાં વૈદકનો વ્યવસાય કરો છો, એ કારણે દેવોમાં સાવ ખોટી રીતે આપ નિંદાને પાત્ર બન્યા છો. નિઃસ્વાર્થભાવે કરવામાં આવતો વૈદકનો વ્યવસાય એ એક ભારે પુણ્યનું કામ છે; એ રીતે એ

પ્રશંસાપાત્ર વ્યવસાય છે. પવિત્ર એવા વૈદ્યકના વ્યવસાય માટે તો દેવોએ આપને યજ્ઞમાં મળતા સોમરસના ભાગથી વંચિત રાખ્યા છે. પરંતુ મારા સસરા શર્યાતિ રાજાને ત્યાં થોડા જ સમય પછી મોટો અશ્વમેધ યજ્ઞ થનાર છે; તેમાં આપ સુખેથી પધારશો. તે વખતે હું આપનુ આવાહન કરીશ અને આપને સોમરસનું પાન કરાવીશ.'

'તો આપનો ભારે ઉપકાર,' આટલું કહીને અશ્વિનીકુમારોએ મહાત્મા ચ્યવન મુનિ અને સુકન્યાની વિદાય લીધી.

હવે તો ચ્યવન મુનિ અને સુકન્યા ખૂબ જ આનંદપૂર્વક દાંપત્યધર્મનુ પાલન કરતાં આશ્રમમાં રહેવા લાગ્યાં.

* * *

રાજા શર્યાતિએ આખી પૃથ્વી પર પોતાનું એકચક્રી રાજ્ય સ્થાપવા માટે દિગ્વિજય અર્થે મોકલેલો ઘોડો વિજયી બનીને પાછો ફર્યો. એટલે તેમણે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો. તેમાં સૌની સાથે પોતાની કન્યા સુકન્યા અને જમાઈ ચ્યવન મુનિને ખાસ નિમંત્રણ આપવા શર્યાતિ રાજા પોતે મુનિના આશ્રમે ગયા.

ચ્યવન મુનિને ફરી યૌવન પ્રાપ્ત થયું છે અને તેમનો અંધાપો દૂર થયો છે. એ વાતની હજુ શર્યાતિ રાજાને ખબર પડી નહોતી. આશ્રમમાં તેમણે સુકન્યાની સાથે એક અત્યંત દેખાવડા અને તેજસ્વી યુવકને જોયો ત્યારે તેમના આશ્ચર્યની કોઈ સીમા રહી નહિ. તેમને ક્યાંથી ખબર હોય કે પોતાના જમાઈ ચ્યવન મુનિનું જ પોતાની જ સતીસાધ્વી કન્યાના પુણ્યપ્રતાપે આ એક બદલાયેલું સ્વરૂપ હતું? પોતાની પુત્રીને આ રૂપવાન યુવાનની સાથે આ રીતે જોવાથી તેમને ખૂબ જ ખોટું લાગ્યું. તેમને થયું: 'છેવટે દીકરી કુલટા પાકી; તેણે મારા કુળને ખટ્ટો લગાડ્યો. ઘરડા ચ્યવન મુનિને એ પરણતાં પરણી તો ખરી, પરંતુ હવે તેણે ઘરડા

અને અંધ ચ્યવન મુનિને તજી દીધા લાગે છે અને તે આ યુવક સાથે હળી ગઈ છે !'

આથી ક્રોધે ભરાઈને શર્યાતિ રાજાએ ન કહેવાનાં વેણ સુકન્યાને કહી દીધાં. રોષમાં આવી તેઓ બોલી ઊઠ્યા: ' કુલટા, તેં પતિ અને પિતા બંનેનાં કુળોનો નરકમાં વાસ કરાવ્યો છે. ધિક્કાર છે તને ! મારા ઉત્તમ કુળમાં જન્મેલી હોવા છતાં તું આવી ભ્રષ્ટ બુદ્ધિની કયાંથી નીકળી ? બેશરમ બનીને વૃદ્ધ અને લોકપૂજ્ય એવા ચ્યવન મુનિને તજીને તું આ જુવાન સાથે હળી ગઈ છે.'

પરંતુ સાચાને ડર શાનો ? એટલે સુકન્યા પિતાના રોષથી બિલકુલ ડરી નહિ. ધીમે રહીને પિતાને સમજણ પાડતાં તે બોલી : ' પિતાજી, આપનો રોષ અસ્થાને છે. મારી સાથેના આ જુવાન બીજા કોઈ નહિ પણ આપના જમાઈ ભૃગુઋષિના પુત્ર ચ્યવન જ છે. આપ બધી વાત તેમને જ પૂછો. '

પછી ચ્યવન મુનિએ સર્વ વાતથી શર્યાતિ રાજાને વાકેફ કર્યા. છેવટે ઉમેર્યું': 'મહારાજ, મને આજે નવો અવતાર મળ્યો છે તેનો બધો યશ તો આપની આ ગુણિયલ પુત્રીને જ છે. મહારાજ, આ બધું દેવોના વૈદ્ય અશ્વિનીકુમારોની અદ્દભુત વૈદક વિદ્યાના પ્રભાવે બન્યું છે. એટલે આપણે તેમના અત્યંત ઋણી છીએ. તેમનો યત્કિંચિત્ પણ બદલો વાળવા માટે આપના આ યજ્ઞમાં તેમને સોમરસનું પાન કરાવવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે અને તેમને એવું વચન પણ આપેલું છે. '

રાજા શર્યાતિ તો ચ્યવન મુનિ પર પહેલેથી જ પ્રસન્ન હતા; તેમના અગાધ જ્ઞાન અને તપશ્ચર્યા પર તેઓ પહેલેથી જ મુગ્ધ હતા. એટલે તેઓ બોલ્યા : ' મુનિવર, તમારે જ મારા આ અશ્વમેધ યજ્ઞના આચાર્ય બની આ યજ્ઞ સાંગોપાંગ પાર ઉતારવાનો છે. એટલે તમને જે યોગ્ય લાગે તે કરવું જ રહ્યું.

તમારા મહાન જ્ઞાન, બુદ્ધિ અને તપશ્ચર્યામા સૌને પૂર્ણ શ્રદ્ધા છે. તમે જે કરશો તેમા કંઈ ખોટું હોય જ નહિ.'

એટલે ચ્યવન મુનિના આચાર્યપણા નીચે અશ્વમેધ યજ્ઞ આરંભાયો. યજ્ઞના અંતે ચ્યવન મુનિએ અશ્વિનીકુમારોનુ આવાહન કર્યું અને બીજા દેવોની સાથે તેમને પણ સોમરસનો ભાગ ધર્યો. આથી દેવોનો રાજા ઇંદ્ર ચ્યવન મુનિ પર ખૂબ જ રોષે ભરાયો. તેણે ચ્યવન મુનિને મારવા માટે પોતાનું વજ્ર ઉઠાવ્યુ.

પરંતુ ચ્યવન મુનિએ પોતાની તપશ્ચર્યાના પ્રભાવથી ઇંદ્રને પડકાર કર્યો: 'વજ્રની સાથે જ ઇંદ્ર ઊંચો કરેલો બાહુ પણ ત્યાં ને ત્યા જ સ્થિર રહો!'

ચ્યવન મુનિના મંત્રબળથી ઇંદ્રનો હાથ સાવ સ્થિર થઈ ગયો; ન હાલે કે ન ચાલે. આમ ઇંદ્ર પોતાના જમણા હાથનુ હલનચલન કરવામાં પણ અસમર્થ બન્યો.

છેવટે ચ્યવન મુનિના પ્રભાવ આગળ ઇંદ્ર પરાજિત થયો અને પોતાનો પરાજય કબૂલીને તેણે જાહેર કર્યું: 'હવેથી યજ્ઞમાં અશ્વિનીકુમારોને પણ સોમરસનો ભાગ મળ્યા કરશે.'

ત્યારથી અશ્વિનીકુમારોને યજ્ઞોમાં સોમરસનો ભાગ મળવા માંડ્યો.

દેવોના દેવ ઇંદ્ર આગળ પણ ન્યાયની સફળ લડત ચલાવનાર શક્તિશાળી ચ્યવન મુનિને ધન્ય છે; અને એથીયે વધુ ધન્ય છે, ચ્યવન મુનિને આવી મહાન શક્તિ મેળવવામાં સદા મદદરૂપ બનનાર તેમની જીવનસંગાથિની સતી સુકન્યાને!

# ૧૧ : રાણી તારામતી

સુખ અને સંપત્તિમાં પતિને અનુકૂળ રહીને તેની સેવા ઉઠાવનાર સતીસાધ્વી સ્ત્રીઓનાં ઘણાં દષ્ટાંતો મળી આવે છે, પરંતુ કઠોર દુઃખ અને વિપત્તિમાં પણ જેમના પતિપ્રેમમાં જરા પણ ઓટ આવતી નથી, એવા સમયે પણ પોતાને પતિસેવા મળી એ માટે જેઓ પોતાની જાતને ભાગ્યશાળી માને છે, પતિનાં દુઃખોમાં સક્રિય રીતે ભાગ પડાવે છે, દિલાસાનાં પ્રેમાળ વચનોથી પતિને ધીરજ બંધાવે છે અને એ રીતે તેનું કષ્ટ ઓછું કરે છે– આવી પતિવ્રતા દેવીઓ તો સંસારમાં વિરલ છે. આવી વિરલ સતીઓમાં રાજા હરિશ્ચંદ્રની પત્ની રાણી તારામતીનું સ્થાન છે.

આમ તો રાજા હરિશ્ચંદ્રની આ સતીસાધ્વી રાણીનું નામ 'તારામતી' હતું, પરંતુ શિબિદેશના રાજાની તે કન્યા હોવાથી અથવા શિબિદેશમાં તેનું પિયર હોવાથી તે 'શૈબ્યા'ના બીજા નામથી પણ ઓળખાય છે. રાણી તારામતીનો આત્મા પોતાના પતિ–રાજા હરિશ્ચંદ્રના આત્મા સાથે જાણે ઓતપ્રોત થઈ ગયો હતો. એ પતિ–સુખે સુખી અને પતિ–દુઃખે દુખી હતી. પ્રાચીન ભારતની આ દેવીએ જાણે પોતાનું સમગ્ર અસ્તિત્વ જ પતિમાં વિલીન કરી નાખ્યું હતું.

એક દિવસ રાજા હરિશ્ચંદ્ર પોતાની અયોધ્યા નગરીના રાજમહેલમાં ઉદાસ ચિત્તે બેઠા હતા. પ્રેમાળ પત્ની પતિની ઉદાસીનતા કળી ગયા વગર રહે ખરી? રાજાની ઉદાસીનતા તુરત જ રાણીના ધ્યાનમાં આવી ગઈ. એથી એ સતીસાધ્વી રાણી ખૂબ ચિંતાતુર બની. તેને થયું: 'માનો ન માનો, પણ આજે મહારાજ કોઈ મોટી ચિંતામાં પડ્યા છે. રોજની જેમ તેમના મુખ પર આજે પ્રસન્નતા દેખાતી નથી. તેમની આંખોમાંથી આજે સ્નેહની વર્ષા કેમ અદશ્ય થઈ છે?'

તારામતીએ ધીમે રહીને રાજા હરિશ્ચંદ્રને ચિંતાનું કારણ પૂછયું."

તારામતીની ધારણા સાચી નીકળી. રાજા હરિશ્ચંદ્રના જીવનમાં અત્યંત ચિંતા ઉપજાવે તેવી ઘટના તાજેતરમાં જ બની હતી; અને એથી તેઓ ચિંતામાં પડ્યા હતા. પોતાની પ્રિય રાણીથી રાજા હરિશ્ચંદ્રને શુ છાનુ રાખવાનું હોય ? એટલે પોતાના જીવનની એ ઘટના વર્ણવતા તેઓ બોલ્યા.

'રાણી, ભગવાનની દયાથી આપણા જીવનને કલંક લાગે એવુ કોઈ અનુચિત કાર્ય તો થયુ નથી, પરંતુ વનમાં મુનિ વિશ્વામિત્રે મારી પાસે દાનનું વચન માગ્યું. મેં એવું વચન તેમને આપ્યું અને તેમની માગણીથી મેં તેમને આપણુ સારુંયે રાજપાટ દાનમાં દઈ દીધુ છે. હવે હું અયોધ્યાનો રાજા નથી રહ્યો, હવે હું રસ્તાનો ભિખારી બન્યો છું. આમ છતાં મને મારી પોતાની જરાયે ફિકર નથી; પરંતુ આવી અકિંચન સ્થિતિમાં તમારી શી દશા ? કુમાર રોહિતાશ્વની શી સ્થિતિ ? આ વિચારે મારા મનમાં ચિંતા ઘર કરીને બેઠી છે.'

તારામતી અત્યંત સમજુ અને શાણી સ્ત્રી હતી. ઉપરાંત પોતાના પતિના સદાચરણમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા હતી. એટલે તે બોલી: 'મહારાજ, તમે જે કર્યું હશે તે સત્કાર્ય માટે જ કર્યું હશે; સત્કાર્ય કર્યાં પછી આપણે ઉદાસ શા સારુ થવું ? ઊલટું સત્કાર્ય કરવાનું પ્રભુએ આપણને બળ આપ્યુ એ માટે આપણે આનંદ અનુભવવો જોઈએ. આપણું આ રાજપાટ અને ધનવૈભવ તો ક્ષણભંગુર છે; આજે છે ને કાલે નથી. અરે, આપણુ આ શરીર જેને આપણે આટલુ સાચવીએ છીએ તે પણ કાયમ ટકવાનું નથી. આ દુનિયામાં તો એક જ વસ્તુ છે, જે આપણી સાથે આ લોક તેમ જ પરલોકમાં રહે છે. તે વસ્તુ છે ધર્મ—આપણું કર્તવ્ય. જો આપણી આ નશ્વર રાજસંપત્તિથી અને ક્ષણભંગુર

દેહથી ધર્મનું પાલન થઈ શકતું હોય તો એથી ઉત્તમ શું ? એમાં તો આપણા જન્મ અને જીવનની સાર્થકતા છે રાજ્યકાર્યના પ્રપંચમાં પડીને માનવી પ્રભુને ભૂલી જાય છે, હવે આપણે નિશ્ચિત બનીને પ્રભુનું સ્મરણ કરીશું એથી જે ઉદ્દેશ માટે આપણને આ માનવદેહ મળ્યો છે તેની વાસ્તવિક સિદ્ધિ થશે આ રાજ્ય કાર્યમાં લાગેલા આપ નિત્ય મારાથી દૂર ને દૂર રહ્યા કરતા હતા, પરિણામે હું પણ આપની સેવાથી વંચિત રહેતી હતી હવે તો આપ મારી નિકટમાં રહેશો, એટલે મને પણ આપની સેવાનો લાભ મળશે મારા માટે તો આ ઘણી ખુશીની વાત છે રાજ્ય અને ધનનો આથી વધુ સારો બીજો કયો ઉપયોગ હોઈ શકે ? પતિનો અખંડ પ્રેમ અને તેની સેવાનું સતત સૌભાગ્ય–આ જ વસ્તુ પત્ની માટે સંસારમાં સૌથી મોટી છે આ વિના ભલેને સ્ત્રીને ત્રણે લોકનાં રાજ્યનો સુખવૈભવ મળતો, તોપણ તે સતી સાધ્વી સ્ત્રીને સંતોષ આપી શકતો નથી '

પોતાની પ્રિય રાણીના મુખથી આવાં ઉચ્ચ ભાવનાવાળાં વચનો સાંભળીને રાજા હરિશ્ચંદ્રનું હૃદય પુલકિત બન્યું, તેમની સારીયે ઉદાસીનતા ઊડી ગઈ તે મનમાં ને મનમાં પોતાની સતી સાધ્વી રાણીના સદ્‌ગુણો અને સદ્‌વિચારોની પ્રશંસા કરવા લાગ્યા

પછી તો રાત વીતી ગઈ, અને બીજા દિવસનું પ્રભાત ઊગતાં જ વિશ્વામિત્ર આવીને ખડા થઈ ગયા વિશ્વામિત્રે આદેશ કર્યો 'અરે હે હરિશ્ચંદ્ર, જો તેં મને તારું સારુંયે રાજ્યપાટ સાચી દાનતથી આપી દીધું હોય, તો જ્યાં સુધી તારા રાજ્યની આણ આ અગાઉ પ્રવર્તતી હતી તેની હદમાંથી તારે બહાર નીકળી જવું જોઈએ તારાં કિંમતી વસ્ત્રો અને આભૂષણો એ બધું અહીં મૂકી દે વલ્કલ ધારણ કર અને તારા સ્ત્રીપુત્ર સાથે અહીંથી જલદી ચાલ્યો જા '

'બહુ સારું, જેવી મહારાજની આજ્ઞા,' કહીને સર્વસ્વનો ત્યાગ કરીને હરિશ્ચંદ્ર ત્યાંથી ચાલવા માંડ્યું હરિશ્ચંદ્રને જતા જોઈ

રાણી તારામતી અને કુમાર રોહિતાશ્વ તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. ત્યાં તો વિશ્વામિત્ર બોલી ઊઠ્યા: 'અરે હે હરિશ્ચંદ્ર, તેં ગજસૂય યજ્ઞના દાનમાં તારું સારુંય રાજપાટ અને સઘળી ધનસંપત્તિ મને આપી દીધી છે. પરંતુ દાન પર અપાતી દક્ષિણા હજુ બાકી છે? માટે મારી દક્ષિણા આપ્યા વગર ક્યાં જાય છે?'

હરિશ્ચંદ્ર દીન વદને બોલ્યા: 'પ્રભુ, હવે તો મારી પાસે સંપત્તિમાં જે ગણો તે આ ત્રણ શરીરો બાકી છે. આમ છતાં આપને મારે દક્ષિણા તો દેવી જ જોઈએ; આપનો એ હક્ક છે અને તેને હું નકારી શકતો નથી. પરંતુ હા, તેના માટે મને એક માસનો સમય આપવાની કૃપા કરો. એટલા સમયમાં આપને કંઈ ને કંઈ–ફૂલ નહિ તો ફૂલની પાંખડી દક્ષિણા આપવાની જોગવાઈ હું કરી લઈશ.'

વિશ્વામિત્ર બોલ્યા: 'હા, તારા કહેવાથી એક માસની મુદત હું તને આપું છું. પરંતુ યાદ રાખજે, બરાબર ત્રીસમે દિવસે હું તારી પાસે આવીને ઊભો રહીશ. એ વખતે જો હું દક્ષિણા વગર પાછો ફર્યો તો તારી ખેર નથી! એવી સ્થિતિમાં હું તને શાપ દેતાં જરા પણ અચકાઈશ નહિ.'

આટલું કહીને મુનિ વિશ્વામિત્ર ત્યાંથી ચાલ્યા ગયા.

ઉપર આકાશ અને નીચે ધરતી એવી તદ્દન નિરાધાર સ્થિતિમાં રાજા હરિશ્ચંદ્ર પગપાળા પોતાનો પંથ કાપવા લાગ્યા. રાણી તારામતી હરિશ્ચંદ્રને અનુસરતી હતી. તારામતીને તો પગપાળા આટલું લાંબું ચાલવાનો અભ્યાસ નહોતો. તદુપરાંત પાંચસાત વર્ષના બાળક રોહિતાશ્વે રસ્તામાં તેડાવવાની હઠ લીધી, એટલે તારામતી તેને તેડીને ચાલતી હતી. રોહિતાશ્વ પણ શું કરે? પહેલાં તો હજારો દાસીઓ તેને રમાડવા માટે ખડી હતી; એટલે તેને કેડમાંથી નીચે ઊતરવાનો પ્રસંગ પણ ક્યાંથી આવ્યો હોય?

પરિણામે તારામતી ખૂબ જ થાકી ગઈ હતી. આમ છતાં હિંમત રાખીને તારામતી પતિની પાછળ પાછળ ચાલ્યે જતી હતી. ચાલતાં ચાલતાં કેટલાક દિવસોની મુસાફરીના અંતે તેઓ કાશીની નજીક જઈ પહોંચ્યાં.

પોતે હવે કાશીમાં વાસ કરે તો કેમ, એ વિશે વિચારતાં હરિશ્ચંદ્રને લાગ્યું: 'આ કાશી નગરી તો ભગવાન કાશીવિશ્વનાથની પાવન પુરી છે. તેના પર તો માત્ર ભગવાન શંકરનો જ સંપૂર્ણ અધિકાર છે; એટલે આ નગરી મારા રાજ્યની બહાર જ ગણાય.'

આ વિચારે તારામતી અને રોહિતાશ્વ સાથે હરિશ્ચંદ્રે કાશીમાં પ્રવેશ કર્યો. પરંતુ કાશીમાં તેઓ હજુ પૂરા પ્રવેશ્યાયે નહોતા, ત્યાં વિશ્વામિત્ર તેમની સન્મુખ આવીને ઊભા રહ્યા. વિશ્વામિત્રને પોતાની સમક્ષ એકાએક ઉપસ્થિત થયેલા જોઈ હરિશ્ચંદ્રે બે હાથ જોડીને, અત્યંત નમ્રસ્વરે કહ્યું: 'મુનિવર, આપ મારા પ્રાણ સુધ્ધાં, મારાં સ્ત્રીપુત્ર સુધ્ધાં આપની સેવામાં માનો. બોલો, અમે આપની શી સેવા ઉઠાવીએ ?'

વિશ્વામિત્ર બોલ્યા: 'હરિશ્ચંદ્ર, જો, તારી એક માસની મુદત આજે પૂરી થાય છે. માટે કોઈ હિસાબે આજે મને દક્ષિણા મળી જવી જોઈએ. બીજું કાંઈ હું ન સમજું. પછી તારી વાત તું જાણે!'

હરિશ્ચંદ્રે જવાબમાં કહ્યું: 'મુનિવર, ખરું જોતાં મુદતમાં હજુ અર્ધો દિવસ બાકી છે. એટલો સમય આપ થોભી જાઓ. હવે હું વધુ વિલંબ નહિ કરું.'

'સારું, હું સાંજના ખબર કાઢું છું; નહિતર પછી મારો શાપ તો તૈયાર છે જ,' એવી ધમકી આપીને વિશ્વામિત્ર ત્યાંથી ચાલ્યા ગયા.

હરિશ્ચંદ્ર અને તારામતી પગપાળાં ચાલવાથી થાકીને લોથ-

પોથ થઈ ગયા હતા; ઉપરાંત તેઓ ભૂખ્યા પણ હતા. ગભરુ બાળક–કુમાર રોહિતાશ્વ તો બિચારો 'બા, મને કંઈક ખાવાનું આપોને!' એવી બૂમો વારે વારે પાડી રહ્યો હતો. તેને બિચારાને ખૂબ ભૂખ લાગી હતી. હરિશ્ચંદ્ર-તારામતી પોતે ક્ષત્રિય હોવાથી કોઈની આગળ ભિક્ષા તો ક્યાંથી માગે? વળી પાસે ફૂટી કોડી પણ નહોતી અને કંઈ કામ પણ મળ્યું નહોતું. એટલે ખોરાકની જોગવાઈ શી રીતે થઈ શકે? ખરું પૂછો તો આ સમયે પતિપત્નીના ધૈર્યની આકરી અગ્નિપરીક્ષા થઈ રહી હતી. ભૂખે ચીસ પાડતા રોહિતાશ્વનું કષ્ટ જોઈને માતાપિતાનું હૃદય ચિરાઈ જતું હતું. આથી પણ વધુ ચિંતા તો હતી, રાત પડ્યા પહેલાં વિશ્વામિત્રની દક્ષિણા ચૂકવી આપવાની!

આવી કટોકટીની પરિસ્થિતિમાં હરિશ્ચંદ્રને ચિત્રવિચિત્ર વિચારો આવતા હતા. એક વાર તેમને થયું: 'વિશ્વામિત્ર મુનિને દક્ષિણા આપવાનું મેં વચન આપ્યું છે. પરંતુ હું મારા એ વચનનું પાલન શી રીતે કરી શકીશ? મારી પાસે મારું કે મારાં સ્ત્રીપુત્રનું પેટ ભરવાનું તો કોઈ સાધન નથી અને એ બિચારાં ભૂખે ટળવળે છે! તો હવે હું શું મોં લઈને વિશ્વામિત્ર સમક્ષ ઊભો રહીશ? સાંજ પડશે એટલે એ તો ધડાક દેતા મારી સામે આવીને ઊભા રહેશે, એ વખતે હું તેમને શો જવાબ આપીશ? આના કરતાં હું આત્મહત્યા કરું તો? પરંતુ એક બ્રાહ્મણનું—એક સાધુવર્યનું દેવું માથે લઈને મરીશ તો હું કયા ભવે છૂટીશ? લોકોમાં હું પાપાત્મા ઠરીશ. આના કરતાં તો લાવ હું ગુલામ બજારમાં જઈને મારી જાતને વેચી દઉં અને એ પૈસામાંથી મુનિની દક્ષિણા ચૂકવું બસ, આ જ બરાબર છે.'

હરિશ્ચંદ્રની ચિંતાનું કારણ તારામતી જેવી શાણી અને સમજુ સ્ત્રી સમજ્યા વગર રહે ખરી? તે સમજી ગઈ કે હરિશ્ચંદ્રને વિશ્વામિત્ર મુનિની દક્ષિણા ચૂકવવાની ચિંતા પેઠી છે.

પતિની આવી અત્યંત દીન દશામાં પણ એ સતીસાધ્વી સ્ત્રી પોતાના પતિને હિંમત આપતાં બોલી ઊઠી: 'મહારાજ, કોઈ વાતની ચિંતા ન કરો; અમારા દુઃખનો સહેજ પણ વિચાર ન કરશો. ગમે તે ભોગે આપનું વચન જળવાય એ જ મારે મન ઘણું છે. જે માનવી દુઃખથી કાયર થઈ સત્યથી વેગળો ચાલે છે તે સ્મશાનની જેમ ત્યજવા જેવો બને છે. નાથ, માનવી માટે તેના વચન જેટલી બીજા કશાની કિંમત નથી. કોઈ પણ ભોગે વચનનું પાલન કરવું તેને જ શાસ્ત્રોએ ધર્મ કહ્યો છે. જેનું બોલ્યું ફોક જાય, જેનું વચન નિરર્થક જાય તેનાં યજ્ઞયાગ, સ્વાધ્યાય, દાન એ બધું ધૂળમાં મળે છે. સ્વામીનાથ, માત્ર પ્રજા માટે જ ગૃહસ્થાશ્રમ માંડવાનો શાસ્ત્રોએ આદેશ આપેલો છે. ગૃહસ્થાશ્રમથી આપણને એક પુત્ર પ્રાપ્ત થયો છે.... એટલે હવે...'

આટલું કહેતાંની સાથે કોમળ હૃદયની તારામતીની આંખમાં અશ્રુની ધારા ચાલી. આ જોઈ હરિશ્ચંદ્રને ખૂબ લાગી આવ્યું. આમ છતાં હૃદય કઠણ કરી તે બોલ્યા: 'દેવી, અત્યારે લાગણીવશ બનવું આપણને પાલવે તેમ નથી. તમે વાક્ય અધૂરું કેમ મૂક્યું? જે કહેવું હોય તે વિના સંકોચે પૂરું કરો. તમે તો મારા દુઃખનાં સહભાગિની બન્યાં છો. તમારું કહેવું મને રુચશે.'

હરિશ્ચંદ્રે આ રીતે તારામતીને હિંમત આપી, એટલે તારામતી આગળ બોલી: 'મહારાજ, હું એમ કહેતી'તી કે ગૃહસ્થાશ્રમનું થોડુંઘણું પણ ફળ પ્રભુએ આપણને આપ્યું છે. એટલે આપને મારી હવે ઝાઝી જરૂરિયાત રહી નથી. આપની આ દાસીને વેચીને મુનિવરની દક્ષિણા આપ સુખે ચૂકવી દો.'

પોતાની સતીસાધ્વી અને સુશીલ પત્નીને પોતાના હાથે વેચવાનો પ્રસ્તાવ કોઈ પણ સહૃદય પતિ સહી શકે ખરો? અને ખરેખર રાજા હરિશ્ચંદ્ર પણ પોતાની પ્રિય પત્નીને વેચવાના પ્રસ્તાવને ન સહી શક્યા અને પોતે મૂર્ચ્છિત બનીને ધરણી પર ઢળી પડ્યા.

પોતાના પતિ રાજા હરિશ્ચંદ્રને આમ ઢળી પડેલા જોઈ તારામતીના હૃદયે અપાર વેદના અનુભવી. રાજા હરિશ્ચંદ્ર તો આખરે મર્દ માણસ હતા, જ્યારે તારામતી ગમે તેવી પણ એક સ્ત્રી હતી; પતિનું દુઃખ ન જોઈ શકવાથી તારામતી પણ પતિ સાથે ધરણી પર ઢળી પડી. હવે રહ્યો માત્ર ગભરુ બાળક–કુમાર રોહિતાશ્વ. પોતાનાં માતાપિતાને આ પ્રમાણે બેશુદ્ધ અવસ્થામાં ઢળી પડેલાં જોઈ એ બિચારો ખૂબ જ બેબાકળો બની ગયો અને વારાફરતી પોતાનાં બેશુદ્ધ થયેલાં માતાપિતાને ઢંઢોળવા લાગ્યો. રોહિતાશ્વ પિતાને પોકારી ઊઠતો: 'હે પિતાજી, કેમ બોલતા નથી!' માતાને કહેતો: 'બા, બા, તું ઊઠ, મને કંઈક ખાવાનું આપ! મને ખૂબ જ ભૂખ લાગી છે! હવે તો ભૂખ નથી સહેવાતી!'

ખરેખર, એક અત્યંત કરુણ દૃશ્ય ત્યાં ખડું થયું હતું. એ જ વખતે મુનિ વિશ્વામિત્ર ત્યાં આવી પહોંચ્યા. જેમ પોતાના મજૂરોનું શોષણ કરતો કોઈ મૂડીવાદી શેઠ ભૂખે કામ કરવાની ના પાડતા પોતાના મજૂરોને પોતાના સ્વાર્થ ખાતર ટુકડો રોટલો ખવડાવીને ઉઠાડે તેમ વિશ્વામિત્રે પોતાના કમંડલુમાંથી મંત્રેલું પાણી છાંટી હરિશ્ચંદ્ર અને તારામતીને ભાનમાં આણ્યાં. પછી મુનિએ હરિશ્ચંદ્રને કહ્યું: 'હરિશ્ચંદ્ર, આમ કેમ આળસ કરીને સૂતો છે? ગમે તે ભોગે વચનનું પાલન તો થવું જ જોઈએ. સૂર્યાસ્ત થવાને હવે ઝાઝી વાર નથી, તો મારી દક્ષિણા ચૂકવીને તારા વચનનું પાલન કર.'

પોતાના વચનની હરિશ્ચંદ્રને કિંમત હતી જ, પોતાના વચન ખાતર તેમણે આટઆટલાં કષ્ટો સહ્યાં હતાં! હરિશ્ચંદ્ર વિશ્વામિત્રની દક્ષિણા કેવી રીતે ચૂકવી આપવી તેનો ફરી ફરી વિચાર કરવા લાગ્યા; પરંતુ તેમને કોઈ જ રસ્તો જડતો નહોતો. ફરી પાછી તેમની પત્ની તારામતી તેમની મદદે આવી; પત્ની કહેવા લાગી: 'મહારાજ, મારી પ્રાર્થના આપ મંજૂર રાખો,

આપ જુગાર, દારૂ, ભોગવિલાસ એવી કોઈ ખરાબ વસ્તુ માટે તો મને વેચતા નથી. એવી કોઈ બદીમાં આપ કદાપિ પણ ફસાયા નથી. આપ ગુરુદક્ષિણા ચૂકવવામાં મને વેચો એમાં કશું જ અજુગતું નથી. હું તો આપની દાસી છું; હું તો આપની જ છું. મારાથી જુદાઈ ગણવાની હોય ? માટે જલદી કરો અને મને વેચીને મુનિની દક્ષિણા ચૂકવી આપો.'

તારામતીએ વારંવાર ખોળો પાથરીને આવી વિનતિઓ હરિશ્ચંદ્રને કરી. એથી હરિશ્ચંદ્રના ગળે કંઈક વાત ઊતરી. તેઓ બોલ્યા: 'સતી, ખરેખર, હું બહુ ઘાતકી પતિ છું; તારા જેવી ગુણિયલ પત્નીને વેચવા ઊભો થયો છું, ઘાતકીમાં ઘાતકી માણસ પણ જે કામ ન કરે તે કામ આજ ક્રૂર વિધિ મારી પાસે કરાવી રહ્યો છે.'

તારામતીને આ પ્રમાણે કહીને, આંખમાં આંસુ સાથે હરિશ્ચંદ્રે કાશી નગર ભણી ચાલવા માંડયું. તારામતી અને રોહિતાશ્વ તેનાં પગલે પગલે ચાલવા માંડ્યાં. નગરમાં જઈને હરિશ્ચંદ્ર જ્યાં મનુષ્યો વેચાતાં હતાં તે ગુલામબજારમાં ગયો. બજારમાં તે મોટેથી કહેવા લાગ્યા: "ભાઈઓ, સાંભળો ! મારી સ્થિતિ અત્યારે એવી કફોડી છે કે મારી આ સ્ત્રીને હું વેચી દેવા તૈયાર થયો છું. જો કોઈને મારી આ સ્ત્રીને વેચાતી લેવી હોય તો હું તેને વેચવા તૈયાર છું. મારી સ્ત્રી તેની દાસી તરીકે કામ કરશે.'

હરિશ્ચંદ્ર આમ મોટેથી બોલતા હતા, પરંતુ પોતાની પ્રિય પત્નીને આમ વેચી નાખતાં તેમના અંતરમાં ચિરાડા પડતાં હતા. તેમને થતું હતું: 'અરે, હું કેવો ઘાતકી છું ! જાણે મારામાંથી માણસાઈ જ ચાલી ગઈ છે. એક રાક્ષસથી પણ મારું હૃદય વધુ કઠોર બન્યું છે ! હા દૈવ !'

હરિશ્ચંદ્ર આ રીતે વિચારતા હતા, એવામાં તેમની બૂમ સાંભળી એક વૃદ્ધ બ્રાહ્મણ તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો:

'ભાઈ, તારી સ્ત્રીને મે જોઈ છે હુ વૃદ્ધ છુ અને મારો દેહ અશક્ત છે એટલે મારા ઘરમા એક દાસીની ખાસ જરૂર છે તારો વિચાર હોય તો તારી આ સ્ત્રીને ખરીદવા હુ તયાર છુ '

હરિશ્ચદ્ર કબૂલ થયા અને તેમણે અત્યત કઠણ મન કરીને તારામતીને થોડા ધન ખાતર એ વૃદ્ધ બ્રાહ્મણને વેચી દીધી પૈસા હાથમા આવતા હરિશ્ચદ્ર તારામતીને એ વૃદ્ધ માણસના હવાલે કરી પેલો વૃદ્ધ માણસ તો તારામતીને લઈ પોતાના માર્ગે ચાલવા લાગ્યો એટલે કુમાર રોહિતાશ્વ તારામતીની પાછળ થયો તારામતીએ તેને કહ્યુ 'બેટા, હુ આ શેઠને ઘેર દાસી તરીકે વેચાઈ ચૂકી છુ એટલે હવે તુ તારા બાપુજી સાથે રહે

પરતુ માતાનો વિજોગ કયા બાળક સહન કરી શકે? રોહિતાશ્વ તારામતીની ના છતા તેની પાછળ જ ચાલવા માડ્યો, અને તારામતી તેને વારવા ગઈ ત્યા તો મોટેથી અત્યત દયાજનક સ્વરે રોવા માડ્યો એટલે તારામતીએ પોતાના શેઠ વૃદ્ધ બ્રાહ્મણને અત્યત દીન સ્વરે આજીજી કરતા કહ્યુ 'શેઠ! મારા આ દીકરાને પણ આપ ખરીદી લો તો સારુ એ પણ આપના ઘરમા તેનાથી બનશે તે કામ કરશે વળી મારો દીકરો મારી આખ આગળ રહેશે, તો મારુ મન પણ પ્રસન્ન રહેશે શેઠ, હુ બહુ અભાગણી છુ જો મારા આ વાછરડાને આ ગરીબ ગાયની સાથે રાખશો તો તમને બહુ પુણ્ય મળશે'

વૃદ્ધ બ્રાહ્મણને તારામતીની દયા આવી, તેણે રોહિતાશ્વને પણ ઉચિત મૂલ્ય આપી ખરીદી લીધો આમ તારામતી અને રોહિતાશ્વને હરિશ્ચદ્રથી વિખૂટા પડવાનો વખત આવ્યો સ્વામીને છોડતા તારામતી ખૂબ જ દુ ખ અનુભવતી હતી પરતુ પરિસ્થિતિ આગળ તે લાચાર હતી પોતાના પ્યારા સ્વામીની વિદાય લેતા તેણે પ્રભુને આ રીતે મનોમન પ્રાર્થના કરી 'હે પ્રભુ, જો મે સાચા દિલથી દાન દીધા હોય, પવિત્ર હોમહવન કર્યા હોય, અને

દીનદુખિયારાંની આંતરડી ઠારી હોય, તો મારા એટલા પુણ્યના પ્રભાવથી મારા સ્વામી હરિશ્ચંદ્રનો મને ફરી મેળાપ જરૂર થજો !'

આટલું કહીને તારામતીએ હરિશ્ચંદ્રના ચરણોમાં પ્રણામ કર્યાં. હરિશ્ચંદ્રથી પણ પોતાની પ્રિય રાણીની આ દશા જોઈ જતી નહોતી. તેની આંખોમાં આંસુની ધારા ચાલવા લાગી.

આવી હૃદયદ્રાવક સ્થિતિમાં તારામતી અને રોહિતાશ્વે હરિશ્ચંદ્રની રજા લીધી અને તેમના શેઠ–પેલા વૃદ્ધ બ્રાહ્મણની સાથે સાથે તેઓ ચાલવા લાગ્યાં.

આ પછી તુરત જ વિશ્વામિત્ર આવી પહોંચ્યા. રાણી અને કુમારને વેચવાથી જે ધન મળ્યું હતું તે બધું જ હરિશ્ચંદ્રે મુનિના હાથમાં મૂકી દીધું. આમ છતા આટલી દક્ષિણાથી વિશ્વામિત્ર સંતુષ્ટ થયા નહિ. તે બોલી ઊઠયા: 'હરિશ્ચંદ્ર, તારા જેવા માણુસ પાસે હું આટલી જ દક્ષિણાની આશા ન રાખું. હજુ થોડી વધુ દક્ષિણા મારે જોઈએ.'

એટલે મુનિની દક્ષિણા પૂરી કરવા માટે હરિશ્ચંદ્ર પોતાની જાતને વેચવા તૈયાર થયા ! અને આ માટે તેમણે પોકાર પણ કરવા માંડ્યો. સૂર્યાસ્ત થવાને બહુ થોડો સમય બાકી રહ્યો હતો. આ બાજુ હરિશ્ચંદ્રને વેચાતું લેવા કોઈ આગળ આવતું નહોતું; એટલે રાજાની અધીરાઈનો કંઈ પાર નહોતો. બીજી બાજુ વિશ્વામિત્ર તળેઉપર થતા હતા. એટલામાં એક ચાંડાળ હરિશ્ચંદ્રને ખરીદવા માટે આગળ આવ્યો. આ જોઈ હરિશ્ચંદ્રને થયુ: 'ચાંડાળ તો ચાંડાળ ! જો મારું વચન પળાતુ હોય તો ચાંડાળને ઘેર વેચાવા પણ હું તૈયાર છું; મારું એ કર્તવ્ય બની રહે છે.'

આ વિચારે રાજા ચાંડાળના દાસ બન્યા !

હરિશ્ચંદ્ર રાજા સતવાદિયો, તેની તારાલોચની રાણી,<br>
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી;<br>
સુખદુઃખ મનમાં ન આણીએ.

પોતે ચાડાળને ઘેર વેચાઈને હરિશ્ચંદ્રે વિશ્વામિત્રને ખૂટતી દક્ષિણા પૂરી કરી આપી દક્ષિણા મળી જતા વિશ્વામિત્રે ત્યાથી વિદાય લીધી.

જે ચાડાળ-શેઠને ત્યા હરિશ્ચંદ્ર વેચાયા હતા તે માણસો રાખીને શ્મશાનની ચોકીનુ કામ કરતો હતો. ચાડાળે હરિશ્ચંદ્રને શ્મશાનની ચોકીનું કામ સોપ્યુ. હરિશ્ચંદ્ર હવે ચિઠ્ઠીનો ચાકર બન્યો હતો, એટલે ચાડાળ-શેઠના હુકમથી અને પોતાની કર્તવ્ય ભાવનાથી પોતાને અત્યત અણગમતુ એવુ શ્મશાનની ચોકીનું-ભગિયાનુ કામ પણ તે કરવા લાગ્યા.

એક દિવસ હરિશ્ચંદ્રનો શ્મશાન પર પહેરો હતો અને એક જુદી જ ઘટના બની. એક સ્ત્રીનો અત્યત દયાજનક પોકાર તેમના કાને પડ્યો. એ સ્ત્રીનો એકનો એક બાળક સાપ કરડવાથી મૃત્યુ પામ્યો હતો અને એ પોતાના મૃત બાળકના દેહને લઈ તેનો અગ્નિ સંસ્કાર કરવા શ્મશાનમા આવી પહોચી હતી.

હરિશ્ચંદ્રને તો આવી ઘટનાઓ હવે રોજિંદી બની ચૂકી હતી, એટલે આવી ઘટનાઓથી તેમને હવે ખાસ હર્ષશોક થતો નહોતો

કોઈ પણ મૃત દેહ શ્મશાનમા આવે તો તેના કફનનું વસ્ત્ર લેવાનો હક્ક હરિશ્ચંદ્રના ચડાળ-શેઠનો હતો. એટલે પોતાના ચાડાળ-શેઠ વતી હરિશ્ચંદ્ર પોતાના હક્કનું કફન-વસ્ત્ર પેલી સ્ત્રી પાસે લેવા ગયા

એ દિવસ પણ એવો જ લાગ્યો હતો. આકાશમા ઘનઘોર વાદળ છવાયા હતા, ચારે બાજુ ઘોર અંધકાર હતો; આકાશમા ચમકતી વીજળી વાતાવરણને વધુ બિહામણુ બનાવતી હતી.

આ બાજુ પેલી સ્ત્રી પણ એવી ગરીબ હતી કે પોતાના બાળકના મૃત દેહને ઢાકવા માટે તેની પાસે કફનનું વસ્ત્ર પણ નહોતું. એ બિચારી પોતાની સાડીના પાલવમા બાળકના મૃત દેહને

લપેટીને શ્મશાનમાં લાવી હતી.

હરિશ્ચંદ્ર એ સ્ત્રીની પાસે જતા હતા ત્યારે તેના કાને આ શબ્દો અથડાયા. સ્ત્રી અત્યંત નિરાશાના સ્વરે ઉદ્‌ગારો કાઢી રહી હતી: 'હે પ્રભુ, અમારી આવી દશા! અમારાં દુ:ખોનો અંત ક્યારે આવશે? ગયા જન્મમાં મેં અભાગણીએ એવાં ક્યાં પાપ કર્યાં હશે કે આવો ખરાબ દહાડો જોવાનો મારે વખત આવ્યો. પતિનો સહવાસ છૂટ્યો એ તો ઠીક; મારા આ લાડકા પુત્રને જોઈને પણ હું મારા દિવસો કાઢતી હતી. પ્રભુને એ પણ ન ગમ્યું, અને મારા એકના એક બાળકને–મારી આંધળીની લાકડી જેવા આ બાળકને તેણે લઈ લીધો. આ મારું કેવું કમભાગ્ય કહેવાય! અરે, પુત્ર જેવો પુત્ર ચાલ્યો ગયો, તોપણ હજી મારો જીવ કેમ જતો રહેતો નથી? હું કેવી કઠોર હૃદયની કહેવાઉં? અરે દૈવ, મારી તો ઠીક પણ મારા સ્વામી–મહારાજની દુર્દશા કરી મૂકવામાં પણ તેં શું બાકી રાખ્યું છે! તેમનું રાજપાટ ચાલ્યું ગયું, તેમની સ્ત્રી પરઘેર વેચાઈ; એક છોકરો હતો, તે પણ આજે મરી પરવાર્યો!'

આ બધા ઉદ્‌ગારો પરથી હરિશ્ચંદ્રને તો ખાતરી થઈ ગઈ કે આ સ્ત્રી બીજું કોઈ નહિ, પરંતુ પોતાની પ્રિય પત્ની રાણી તારામતી જ છે; અને મરનાર બાળક પોતાનો જ લાડકો કુમાર રોહિતાશ્વ છે! પોતાના કુટુંબની આવી કારમી ખરખાદી જોઈ હરિશ્ચંદ્રને ખૂબ ખૂબ લાગી આવ્યું. કંઈ પણ બોલ્યાચાલ્યા વગર પછડાટ ખાઈને તે જમીન પર ઢળી પડ્યા અને બેભાન બની ગયા.

અને ખરે, એ સ્ત્રી તે બીજું કોઈ નહિ પણ તારામતી પોતે જ હતી અને મૃત બાળક પણ કુમાર રોહિતાશ્વ જ હતો!

હરિશ્ચંદ્રની પછડાટનો અવાજ થતાં તારામતીએ એ બાજુ જોયું. તે પછડાટ ખાઈને પડેલા પેલા પુરુષની નજીક ગઈ. તુરત જ તેણે પોતાના સ્વામીને ઓળખી લીધા. રોહિતાશ્વના મૃત દેહને

સાચવીને એક કોરે મૂકી તારામતીએ હરિશ્ચંદ્રના મસ્તકને પોતાના ખોળામાં લીધું અને તેના પર તે પોતાનો હેતાળ હાથ ફેરવવા લાગી. થોડી જ વારમાં રાજા હરિશ્ચંદ્રને ભાન આવ્યું અને તેમણે આંખો ઉઘાડી. આંખો ખોલતાં જ તેમણે પોતાની પ્રિય રાણી તારામતીને ઓળખી લીધી. પછી તેઓ બેઠા થઈ ગયા. બંને જણાંએ પોતપોતાની આપવીતી એકબીજાને કહી સંભળાવી.

આમ છતાં થોડી જ વારમાં હરિશ્ચંદ્રને પોતાના કર્તવ્યનું ભાન થઈ આવ્યુ. તેમને થયુ: ' મારે લાગણીવશ ન થવું જોઈએ; મારા કર્તવ્યમાંથી મારે ન ચૂકવુ જોઈએ. અત્યારે હું તારામતીનો પતિ નથી, પણ ચાંડાળ-શેઠનો ચાકર છું. મારી ફરજ તો જે મૃત દેહ આ સ્મશાનમાં આવે તેનું કફન ઉઘરાવવાની છે!'

આ વિચારે હરિશ્ચંદ્ર એકદમ બેઠા થઈ ગયા અને તારામતીને કહેવા લાગ્યા: 'દેવી, અત્યારે હું તમારો પતિ નથી; અત્યારે તો જે મુડદું અહીં આવે તેનું કફન ઉઘરાવવા હું બેઠો છું. માટે તમારે પણ રોહિતાશ્વનું કફન મને આપવું પડશે. એ હું ન લઉં તો મારા કર્તવ્યમાં હું ચૂકયો ગણાઉં.' ·

પોતાની દીન દશાનું વર્ણન કરતાં તારામતી બોલી: ' નાથ, એમ સમજો કે મારા બ્રાહ્મણ-શેઠની એટલી ઉદારતા છે કે તેમણે રોહિતાશ્વના મુડદાને બાળવા માટે મને થોડો સમય નોકરીમાંથી રજા આપી છે. મારી પાસે કફન કયાંથી હોય? આપણી દીન સ્થિતિ આપનાથી કયાં અજાણી છે? માટે મને રોહિતાશ્વના મુડદાને બાળવા દો. કફનનો આગ્રહ ન રાખો, અને મને એ કામમાં મદદ કરો; ખરી રીતે તો તે આપનો જ કુમાર છે.'

હરિશ્ચંદ્રને તો પોતાના કર્તવ્યનું પૂરેપૂરું ભાન હતું; પોતાની કર્તવ્યબુદ્ધિમાં તેઓ પૂરેપૂરા જાગૃત હતા. તે બોલ્યા: 'દેવી, હું એ બધું કંઈ ન સમજું! અહીં તો હું તમારો સ્વામી નથી, તેમ જ રોહિતાશ્વનો પિતા પણ નથી. હું તો એક વાત સમજું;

મારે તો મૃત દેહનું કફન જોઈએ. તેને માટે હું હકદાર છું, નહિતર આ મુડદાને હું નહિ બાળવા દઉં.'

પતિ હવે પોતાની ફરજ આગળ પૂરેપૂરા લાચાર બન્યા હતા; પતિની આ પરમ પવિત્ર ફરજ પણ છે, એમ તારામતી સમજતી હતી. છતાં પોતાના બાળકના મૃત દેહને જોતાં જ તેનું હૃદય એકદમ ગળગળું બની જતું હતું. તે અત્યંત આજીજીના સ્વરે બોલી: 'મહારાજ, આપની આબરૂ હાથે કરીને શું કામ ખુલ્લી કરાવો છો? મારી પાસે મેં પહેર્યું છે એ સિવાય બીજું વસ્ત્ર પણ નથી. એટલે તો હું રોહિતાશ્વને માગ પાલવમાં લપેટીને લાવી છું. કહો તો મારા વસ્ત્રમાંથી હું અર્ધું એના કફન માટે ફાડી આપું. હવે હું માત્ર અર્ધા વસ્ત્રથી જ દેહને ઢાંકીશ. બીજું શું થાય?'

આમ કહીને જ્યા તારામતી, હૃદયમાં અપાર વેદના સાથે, પોતાનું વસ્ત્ર ફાડવા લાગી ત્યાં એ બંને સચ્ચરિત્ર પતિપત્નીની કસોટીની અવધિ આવી રહી. હરિશ્ચંદ્ર પોતે પણ એ વખતે ઊંડામાં ઊંડી હૃદયવ્યથા અનુભવતા હતા. પરંતુ એ સત્યવાદી દંપતીની આ કસોટી અંતિમ નીવડી. સતી તારામતીએ હજુ પોતાની સાડી પૂરી ફાડી ન ફાડી ત્યાં સર્વે દેવો પ્રકટ થયા. સૌ દેવોએ તારામતીને તેમ કરતી અટકાવી. હરિશ્ચંદ્ર અને તારામતીના ત્યાગ, સત્ય, ધૈર્ય અને એકવચનીપણાની સૌએ મુક્તકંઠે પ્રશંસા કરી. કુમાર રોહિતાશ્વને ઇંદ્રે અમૃતની અંજલિ છાંટીને જીવતો કર્યો.

રાજા હરિશ્ચંદ્ર અને રાણી તારામતી પોતાનાં પુણ્યોના ફળસ્વરૂપે સદેહે સ્વર્ગના વિમાનમાં સંચર્યાં. કુમાર રોહિતાશ્વને અયોધ્યાની રાજ્યગાદી સુપરત કરવામાં આવી.

રાજા હરિશ્ચંદ્ર પોતાના સત્યવાદીપણાથી અને રાણી તારામતીએ પોતાના સતીત્વના પ્રભાવથી પોતાનું નામ સદા માટે અમર કરી દીધેલું છે.

# ૧૨ : સાવિત્રી

એક વખતે મદ્ર દેશ( હાલના પંજાબ )માં અશ્વપતિ નામના એક મહાન રાજા રાજ્ય કરતા હતા. તેઓ બહુ ધાર્મિક, સત્યવાદી, સંયમી અને ગોબ્રાહ્મણપ્રતિપાળ હતા. અશ્વપતિ રાજા હમેશાં પ્રજાકલ્યાણનાં કંઈ ને કંઈ કાર્ય કરવામાં રત રહેતા હતા; એટલે પ્રજાની પણ તેઓ સારી ચાહના મેળવી શકયા હતા.

રાજા અશ્વપતિને બધી બાજુનું સુખ હતું. તેમને માલવીદેવી નામે ગુણિયલ રાણી હતી. આમ છતાં એક વાતનું તેમને ભારે દુઃખ હતું. તેમના લગ્નજીવનનાં ઠીક ઠીક વર્ષો વીત્યાં હતાં, પરંતુ હજુ તેમના મહેલે ઘોડિયું બંધાયું નહોતું. ધીરે ધીરે સંતાન માટે રાજા એટલું બધું ઝંખતા થઈ ગયા હતા કે પ્રભુ આગળ પ્રાર્થના કરતાં કહેવા લગ્યા: 'હે પ્રભુ, અમારા નસીબમાં દીકરો ન હોય તો ભલે, પરંતુ છેવટે અમારો દીકરીએ દીરો તો રાખજે જ.'

પ્રભુએ રાજાની પ્રાર્થના સાંભળી હોય એમ તેમને રાજ્યભરના પંડિતોની સભા બોલાવવાની સદ્‌બુદ્ધિ સૂઝી. આ સભામાં પંડિતોએ રાજાને સમજ પાડતાં કહ્યું: 'મહારાજ, આપ વનમાં જઈ સાવિત્રીદેવીની ઉપાસના કરો. ત્રણ મહાદેવો–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરમાંથી બ્રહ્મા આપણા વિધાતા દેવ છે; અને સાવિત્રીદેવી વિધાતા બ્રહ્માનાં પત્ની થાય. એટલે બ્રહ્માણી–સાવિત્રીદેવીને પ્રસન્ન કરવાથી બ્રહ્મા પ્રસન્ન થશે; અને તેઓ આપના જન્મફળનું વિધાન ફેરવી આપને અવશ્ય સંતાન આપશે.'

પંડિતોની સલાહ માન્ય રાખી રાજા અશ્વપતિએ વનમાં જઈ સતત અઢાર વર્ષો સુધી સાવિત્રીદેવીની કઠિન તપશ્ચર્યા કરી. તેને પરિણામે સાવિત્રીદેવી રાજા ઉપર પ્રસન્ન થયાં અને તેમણે વરદાન આપતાં કહ્યું: 'રાજન્! તારી રાણીની કૂખથી એક

તેજસ્વી કન્યા ટૂંક સમયમાં અવતરશે એવો મારો આશીર્વાદ છે. વળી તારી આ પુત્રી સો પુત્રોની ગરજ સારે તેવી મહાન નીવડશે.'

આટલું કહીને સાવિત્રિદેવી અંતર્ધાન થઈ ગયાં. પોતાની તપશ્ચર્યાનું આટલું ફળ પામીને રાજા પોતાની રાજધાનીમાં પાછા ફર્યા અને કર્તવ્યભાવનાથી પોતાની પ્રજાનું પાલન કરવા લાગ્યા. એ પછી વખત થતાં અશ્વપતિ રાજાની પટરાણી–માલવીદેવીએ ગર્ભ ધારણ કર્યો. પૂરા નવ માસે માલવીદેવીની કૂખથી કમળ જેવાં નેત્રોવાળી એક દેવાંશી કુંવરી અવતરી.

આટલી મોટી ઉંમરે સંતાનસુખ મળવાથી રાજાના આનંદનો કંઈ પાર નહોતો. રાજાએ કુંવરીના જાતકર્મ આદિ સંસ્કાર કરાવ્યા. કુંવરી માટે તેમણે સાવિત્રી–મંત્ર સાથે એક મોટો યજ્ઞ કરાવ્યો. સાવિત્રીદેવીની કૃપાથી આ કુંવરી અવતરી હતી, એટલે બ્રાહ્મણોએ કન્યાને 'સાવિત્રી' નામ આપવાનું નક્કી કર્યું. રાજાએ પણ આ વાત મંજૂર રાખી. એટલે સર્વાનુમતે કુંવરીનું નામ 'સાવિત્રી' પાડવામાં આવ્યું. સાક્ષાત્ લક્ષ્મીદેવીના અવતાર સમી સાવિત્રી દિવસે દિવસે મોટી થવા લાગી. ધીરે ધીરે તેણે યૌવનના ઉંબરમાં પ્રવેશ કર્યો. અશ્વપતિ રાજાની આ અદ્‌ભુત કુંવરી–સાવિત્રીની કાંતિ કોઈ સોનાની પૂતળીની જેમ ઝગારા મારતી હતી. જે કોઈ સાવિત્રીના પરિચયમાં આવતું તે તેની દિવ્ય પ્રતિભાથી અંજાયા વગર રહી શકતું નહિ. તેને જોઈને સૌ એકમતે બોલી ઊઠતું: 'ખરેખર, આ તો કોઈ દેવાંશી બાળા છે!' સાવિત્રી જેવી રૂપવાન હતી તેવી જ ગુણવાન અને સુશીલ હતી. એટલે તેની પ્રતિભા એવી ઉત્તમ રીતે ખીલી ઊઠી હતી કે માનવલોકનો કોઈ રાજકુમાર કે રાજા તેનું માગું કરવા હિંમત કરી શકતો નહોતો.

દીકરી મોટી થાય, એટલે તેનાં માતાપિતાને ચિંતા થાય

એ સ્વાભાવિક છે. એ રીતે સાવિત્રી ઉંમરલાયક થતાં, રાજા અશ્વપતિ અને રાણી માલતીદેવીને સ્વાભાવિક ચિંતા થવા લાગી. રાજાએ એક વાર સાવિત્રીને પોતાની પાસે બોલાવીને કહ્યું : 'બેટી, લગ્ન માટે તારી ઉંમર ક્યારનીયે થઈ ચૂકી છે. સર્વ વાતે તારું હિત સમજી શકે એટલું જ્ઞાન અને ડહાપણ તારામાં છે. માટે તું તારી મેળે જ તારે લાયક વરની શોધ કર અને અમને તેની જાણ કર. એથી તારા એ ઇચ્છાવર સાથે અમે તને રંગે-રંગે પરણાવીએ અને અમારા માથા પરનો ભાર ઉતારીએ.'

પિતાની વાત સાવિત્રીને વાજબી લાગતી હતી જ; કેમ કે ગમે તેવી ડાહી છોકરી હોય તોપણ તે સાસરે જ શોભે એ વાત તે સારી પેઠે સમજતી હતી. એટલે માતાપિતાના આશીર્વાદ લઈ કેટલાક શાણા વૃદ્ધ પ્રધાનો તથા બીજા જરૂરી રસાલા સાથે તે સોનાના રથમાં બેસી જુદા જુદા પ્રદેશોની યાત્રા કરવા નીકળી પડી.

એક પછી એક પ્રદેશ વટાવતી સાવિત્રી આગળ વધતી હતી. કોણ જાણે કેમ પણ વસ્તીના કોલાહલ કરતાં કુદરતનું એકાંત જ સાવિત્રીના મનને વધુ ભાવતું હતું; રાજા-મહારાજાની વૈભવશાળી રાજધાનીઓ કરતાં રાજર્ષિઓનાં તપોવનો સાવિત્રીને વધુ રુચતાં હતાં; એક રાજકુમારી હોવા છતાં સાવિત્રીને પોતાને પણ ઘરેણાંના ઠાઠઠેરા બિલકુલ ગમતા નહોતા; સાદાઈ જ તેનું ભૂષણ હતું; અને ચારિત્ર્ય જ તેનો વૈભવ હતો. સીધીસાદી અને સરળ સ્વભાવની સાવિત્રી તેના કુદરતી સૌંદર્યમાં જ ખૂબ ખીલી ઊઠતી, અને દુશ્મનને પણ વહાલી લાગે તેવી હતી.

સાવિત્રીએ તો પોતાનો રથ રાજર્ષિઓ અને ઋષિમુનિઓનાં તપોવનોમાં લેવડાવ્યો. તપોવનમાં વૃદ્ધ જનોને તે વિનયપૂર્વક વંદના કરતી, બ્રાહ્મણોને દક્ષિણા દેતી અને બીજાં અનેક પુણ્યકાર્યો કરતી તે આગળ વધવા લાગી.

આ બાજુ રાજા અશ્વપતિ એક વાર પોતાની સભામાં બેઠા

હતા. એવામાં વીણા વગાડતા વગાડતા દેવર્ષિ નારદ ત્યાં આવી ચડ્યા. રાજા અશ્વપતિએ નારદજીનો ભાવભીનો સત્કાર કર્યો અને તેમની સાથે અગમનિગમની વાતોએ વળગ્યા. એવામાં સમસ્ત તીર્થોની યાત્રા પૂરી કરીને સાવિત્રી પોતાના રસાલા સાથે પાછી ફરી. સભામાં આવીને સાવિત્રીએ પિતા તથા દેવર્ષિ નારદ બંનેને વારાફરતી દંડવત્ પ્રણામ કર્યાં.

નારદજીએ સ્વાભાવિક પૂછ્યું: 'રાજન્, તમારી આ કુંવરી–સાવિત્રી ક્યાં ગઈ હતી અને ક્યાંથી આવે છે? હવે તો એ ઉંમરલાયક પણ થઈ ચૂકી છે, છતાં આપે હજુ સુધી તેનું લગ્ન કેમ નથી કર્યું?'

જવાબમાં રાજા બોલ્યા: 'મુનિવર, એ કાર્ય અંગે જ મેં તેને દેશદેશના પ્રવાસે મોકલી હતી. એ પ્રવાસથી જ તે અત્યારે પાછી ફરે છે. આપ આવ્યા તે ઠીક થયું–તેના મુખે આપ સાંભળો કે તેણે કેવો પતિ પસંદ કર્યો છે.'

આ પછી રાજા અશ્વપતિએ સાવિત્રી પ્રત્યે મુખ કરીને પૂછ્યું: 'બેટી, કુશળ તો છે ને? તારા પ્રવાસનો સર્વ અહેવાલ કહે જોઈએ. મુનિ નારદજી તારા પિતા તુલ્ય છે, એટલે તેમનો મહેજ પણ સંકોચ રાખીશ મા.'

સાવિત્રીએ કહ્યું: 'શાલ્વદેશમાં થોડા વર્ષો પહેલા દ્યુમત્સેન નામના રાજા રાજ્ય કરતા હતા. દૈવવશાત્ તેઓ આંખે અંધ બન્યા. તેમનો કુમાર ત્યારે નાની વયનો હતો; એટલે લાગ જોઈને પડોશના શત્રુરાજાએ તેમના પર હલ્લો કર્યો અને તેમનું રાજ્ય પડાવી લીધું. પોતાના બાળકુમાર સાથે રાજારાણી વનવાસ સેવવા લાગ્યાં. વનના એકાંતમાં એક આશ્રમ બાંધીને તેઓ ઉત્તમ વ્રતનિયમોનું પાલન કરવા લાગ્યા. આ રાજર્ષિ દ્યુમત્સેનના કુમારનું નામ સત્યવાન. કુમાર સત્યવાન અત્યારે યોગ્ય ઉંમરના અને ઉત્તમ ગુણોથી યુક્ત છે. તેઓ મારા માટે મને સર્વ રીતે યોગ્ય

લાગે છે. એથી મેં તેમને જ મારા પતિ તરીકે પસંદ કર્યા છે.'

આ સાંભળી નારદજી કંઈક કટાણું મોં કરીને રાજા અશ્વપતિને કહેવા લાગ્યા: 'રાજન્, તમારી સાવિત્રીએ વર તો ઉત્તમ પસંદ કર્યો છે તેની ના નહિ; કેમ કે સત્યવાન આમ તો એક ગુણવાન અને વિદ્યાવાન રાજકુમાર છે. સત્યવાનના માતાપિતા પણ સત્યવાદી છે; એટલે જ બ્રાહ્મણોએ તેના આ કુમારનું નામ સત્યવાન પાડ્યું છે.'

ચિંતા વ્યક્ત કરતા અશ્વપતિ બોલી ઊઠ્યા: 'મુનિવર, માતાપિતા પ્રત્યે અનન્ય ભક્તિ રાખનાર આ સત્યવાન તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમાવાન અને શૂરવીર તો છે ને?'

નારદજીએ કહ્યું: 'રાજન્, દ્યુમત્સેનનો એ કુમાર સૂર્ય જેવો પ્રતાપી, બૃહસ્પતિ જેવો બુદ્ધિશાળી, ઇંદ્ર જેવો શૂરવીર, પૃથ્વી જેવો ક્ષમાશીલ, રંતિદેવ જેવો દાનેશ્વરી, શિબિરાજા જેવો પરોપકારી, યયાતિ જેવો ઉદાર, ચંદ્ર જેવો મનોહર અને અશ્વિનીકુમારો જેવો દેખાવડો છે. સત્યવાન સંયમી, વિનયી, પરાક્રમી, સત્યવાદી, મિલનસાર, પ્રેમાળ, શરમાળ અને તેજસ્વી છે.'

આ સાંભળી અશ્વપતિ રાજાને આશ્ચર્ય થયું. તેઓ બોલી ઊઠ્યા: 'નારદજી, આપે તો સત્યવાનને સકળ ગુણોનો ભંડાર કહ્યો. તો પછી એનામાં ખામી શી છે? આપે શરૂઆતમાં મોં કેમ કટાણું કર્યું?'

નારદજી બોલ્યા: 'રાજા, એનામાં એક ખામી એવી છે, જે તેના બધા સદ્‌ગુણોને ઢાંકી દે. વળી આ ખામી કોઈ પણ પ્રયત્નોથી સુધારી શકાય તેવી નથી. એ ખામી તે તેનું અત્યંત ટૂંકું આયુષ્ય. આજથી બરાબર એક વર્ષે કુમાર સત્યવાનનું આયુષ્ય પૂરું થશે; તેને દેહત્યાગ કરવો પડશે.'

નારદજીની વાત સાંભળીને રાજા અશ્વપતિ પણ ઘડીભર અવાક બની ગયા. તેમણે સાવિત્રીને કહ્યું: 'બેટી, હવે ફરીથી

પ્રવાસ ખેડો અને બીજા કોઈ યોગ્ય વરને પસંદ કરો. સત્યવાન ગમે તેવો સારો હોય તોપણ તે શા ખપનો? એક વર્ષમાં તો તેનું મૃત્યુ થવાનું છે; એટલે એ આપણા કામનો ન જ ગણાય.'

પરંતુ સાવિત્રી જેનું નામ હતું. તે ઊંચા સંસ્કાર ધરાવતી યુવતી હતી. તેની ઉચ્ચ ભાવના અને ધાર્મિક સંસ્કાર જીવન અને મૃત્યુની સીમાને કયાંયે વટાવી ગયાં હતાં. એક આદર્શ સંસ્કારી કન્યાના જીવનમાં અમર રહી જાય તેવો જવાબ આપતાં દઢતાથી તેણે કહ્યું: 'પિતાજી, ભાઈ ભાઈઓમાં મિલકતના ભાગલાની જે ચિઠ્ઠીઓ નાખવામાં આવે છે, તે એક જ વાર નાખવામાં આવે છે; કોઈ પણ કન્યાનું દાન પણ માત્ર એક જ વાર કરવામાં આવે છે; અને એવી જ રીતે 'હું આ આપીશ' એવું વચન પણ એક વાર આપ્યું તે આપ્યું; આવા વચનને સત્યવાદી માનવી ઉથાપી શકતો નથી; જેવી રીતે આ ત્રણ વાતો એક જ વાર કરવામાં આવે છે, તેવી જ રીતે કોઈને હૃદય પણ એક જ વાર આપવામાં આવે છે. હું સત્યવાનને મનથી વરી ચૂકી છું; તેમને મારું હૃદય આપી ચૂકી છું એટલે એ ભદ્રપુરુષનું આયુષ્ય એક વર્ષનું કે એક પળનું હોય તેની મને પરવા નથી. મનથી વર્યાં તે વર અને બાકીના બધા પર. એટલે સત્યવાન સાથે જ હું પરણવાની છું; એમાં મીનમેખ પણ ફેરફાર થવાનો નથી. અને સત્યવાનનું મૃત્યુ એક વર્ષમાં જ થવાનું છે એમ દેવર્ષિ નારદે કહ્યું તે પ્રમાણે ભલે તેઓ કદાચ મૃત્યુ પામે; પરંતુ તેઓ મારા હૃદયમાં તો અમર રહેશે જ.'

સાવિત્રીના આવા દઢ નિશ્ચયનો નારદજીના મન પર ખૂબ પ્રભાવ પડ્યો. તેમણે રાજાને કહ્યું: 'રાજા, સાવિત્રીની બુદ્ધિ અત્યંત સ્થિર છે. તે જે કંઈ નિશ્ચય કરે છે તે ધર્મભાવનાને આધીન રહીને કરે છે. એટલે, તેને પોતાના નિશ્ચયમાંથી કોઈ પણ પ્રકારે ચલાયમાન કરી શકાય તેવું નથી. વળી સત્યવાનમાં

જે જે ઉમદા ગુણો છે તે બીજા કોઈ યુવકમાં હું જોતો નથી. માટે આ બધા સંજોગો જોતાં મને લાગે છે કે સત્યવાનને જ તમે કન્યાદાન દઈ દો.'

રાજા બોલ્યા: 'પ્રભુ, આપ જ મારા ગુરુ છો. આવા સમયે તો ગુરુ કહે તે કરવું જ ઇષ્ટ છે. આપ જે સલાહ આપો છો તે મુજબ જ હું વર્તીશ.'

નારદજી બોલ્યા: 'સાવિત્રીનું લગ્ન નિર્વિઘ્ને પાર પડે અને તમારું સર્વનું કલ્યાણ થાય એ માટે હું મારા બનતા બધા પ્રયત્નો કરી છૂટીશ.'

આટલું કહીને નારદજીએ વિદાય લીધી.

રાજા અશ્વપતિએ સાવિત્રીની ઇચ્છા અનુસાર, તેના લગ્ન માટે બધી તૈયારીઓ કરી. પછી વૃદ્ધ બ્રાહ્મણ, પુરોહિત અને ઋત્વિજોને બોલાવીને શુભ મુહૂર્તમાં સાવિત્રી સાથે દ્યુમત્સેનના આશ્રમ તરફ પ્રસ્થાન શરૂ કર્યું. રાજર્ષિ દ્યુમત્સેનના એ પવિત્ર આશ્રમની ધજા દેખાતાં જ રસ્તામાં જ રાજા અશ્વપતિ પોતાના સાથીઓ સહિત વાહનમાંથી નીચે ઊતરી પડ્યા અને પગપાળા ચાલવા લાગ્યા. આવી રીતે પગે ચાલતા જ તેઓ બ્રાહ્મણો સાથે રાજર્ષિ દ્યુમત્સેનના સાંનિધ્યમાં ઉપસ્થિત થયા. તેમણે પોતાના ભાવિ વેવાઈ રાજર્ષિ દ્યુમત્સેનનું યથાયોગ્ય પૂજન કર્યું અને નમ્ર વાણીમાં પોતાનો પરિચય આપ્યો. પોતાનો ધર્મ બરાબર જાણનાર રાજર્ષિ દ્યુમત્સેને પણ મદ્રરાજ રાજા અશ્વપતિને અર્ઘ્ય અને આસન આપીને યથાયોગ્ય રીતે સન્માન્યા. એ બધી વિધિ થઈ ગયા પછી રાજા અશ્વપતિ બોલ્યા: 'રાજર્ષિ દ્યુમત્સેન, મારી કન્યા સાવિત્રી મારી સાથે જ અહીં ઉપસ્થિત છે. આપ ધર્માનુસાર તેને આપની પુત્રવધૂ તરીકે સ્વીકારો.'

શરૂશરૂમાં તો રાજર્ષિ દ્યુમત્સેને પોતાની વર્તમાન દરિદ્ર અવસ્થા ધ્યાનમાં લઈને સાવિત્રી જેવી રાજકન્યા પોતાના સત્ય-

વાન માટે લેવા આનાકાની કરી. પરંતુ અશ્વપતિના અતિશય આગ્રહ આગળ તેમને નમતું જોખવું પડયું અને આ સંબંધ સહર્ષ સ્વીકારવો પડ્યો. એ પછી આશ્રમમાં રહેનાર બધા આશ્રમવાસીઓને બોલાવીને બંને રાજાઓએ તેમની હાજરીમાં સત્યવાન-સાવિત્રીના લગ્ન-સંસ્કારનો વિધિ કર્યો. કન્યાદાનની સાથે જ યથાયોગ્ય વસ્ત્રો અને આભૂષણો દહેજમાં આપીને રાજા અશ્વપતિ પોતાના દેશમાં પાછા ફર્યા.

સત્યવાનને સર્વગુણસંપન્ન પત્ની મળી અને સાવિત્રીને મનોવાંછિત પતિ મળ્યો. એટલે સ્વાભાવિક રીતે પતિપત્ની બહુ આનંદમાં રહેવા લાગ્યાં. પિતાને રાજી રાખવા ખાતર જ સાવિત્રીએ અત્યાર સુધી કિંમતી વસ્ત્રો અને આભૂષણો પહેરી રાખ્યાં હતાં. પિતા વિદાય થતાં જ સાવિત્રીએ એ બધાં આભૂષણો ઉતારી નાખ્યાં અને કિંમતી વસ્ત્રોને ઠેકાણે પોતાના પતિ અને આશ્રમને અનુરૂપ એવાં સાદાં વસ્ત્રો અને વલ્કલ ધારણ કર્યાં.. થોડા જ દિવસોમાં તેણે પોતાના અનોખા સેવાભાવ, સદ્દગુણ, વિનય, સંયમ તેમજ પ્રેમાળ સ્વભાવથી સૌનાં મન જીતી લીધાં. તે પોતાનાં સાસુને નવડાવતી, ધોવડાવતી, તેમના પગ દબાવતી, તેમની પથારી કરી આપતી, તેમનાં વસ્ત્રો ધોઈ દેતી અને તેમની દરેક રીતે સંભાળ લેતી; એટલે તે સાસુને પેટની દીકરી જેવી પ્રિય બની હતી. સસરાને દેવ તુલ્ય માનીને તેમની સેવા મૂગાં મૂગાં ઉઠાવતી. આથી સસરા પણ તેના પર ખૂબ પ્રસન્ન રહેતા હતા અને તેની પર તેમના ચારે હાથ હતા. સાસુસસરાની જે સ્ત્રી આવી ઉત્તમ સેવા કરે તે પોતાના પતિની કેવી ઉત્તમ સેવા બજાવતી હશે તેની કલ્પના જ કરી લેવી રહી. પતિને પ્રિય લાગે તેવાં વચનો જ સાવિત્રી હમેશાં બોલતી; બહુ કુશળતા અને પ્રેમથી તે પતિસેવાનું પ્રત્યેક કાર્ય કરતી; જેમ બને તેમ શાંતિ, ધીરજ અને સહનશીલતાથી તે પોતાનું ઘર ચલાવતી. એકાંતમાં જેની તેની

વિરુદ્ધ પતિના કાન ભંભેરવા અથવા જમવા બેસતી વખતે તેમની આગળ સંસારના જે તે આડા અવળાંની વાતો કરવાનું તે શીખી જ નહોતી. તેની આવી ઉત્તમ અને ઉચ્ચ રીતિનીતિથી પતિ સત્યવાન પણ તેના પર બહુ ખુશ રહેતો હતો; સાવિત્રીએ સત્યવાનનો પૂરેપૂરો પ્રેમ જીતી લીધો હતો. આ સિવાય બધાં આશ્રમવાસીઓ સાથે, પોતે એક રાજકુમારી હોવા છતાં હળીમળીને તથા નમ્રતાથી રહેતી હતી; પરિણામે સૌ આશ્રમવાસીઓને પણ સાવિત્રી પ્રિય લાગતી હતી. સૌને થતુ કે આ તો આપણી વચ્ચે મનુષ્યરૂપ ધારણ કરીને કોઈ દેવી વસી છે.

આમ એક પછી એક દિવસો વીતવા લાગ્યા. સાવિત્રી નારદજીની વાત સહેજ પણ ભૂલી નહોતી. પોતે દિવસ-રાત એ જ વાતની ચિંતામાં રહેતી હતી. આમ છતાં એ સહનશીલ અને ધૈર્યવાન સ્ત્રીએ કોઈ કહેતાં કોઈને-પોતાના પતિ સુદ્ધાંને પણ આ વાતનો અણુસારો કર્યો નહોતો; કેમ કે એથી એ બધાનો પોતાની જેમ નાહકનો જીવ બળવા માંડવાનો સંભવ હતો.

દિવસો વીતતાં કંઈ વાર લાગતી નથી. ધીરે ધીરે સત્યવાનના મૃત્યુદિન આડે માત્ર ત્રણ દિવસો બાકી રહ્યાં. એટલે સાવિત્રીએ પોતાના દેહ અને મનની શુદ્ધિ માટે એ ત્રણ દિવસોના નકોરડા ઉપવાસ શરૂ કર્યા અને હૃદયમાં પ્રભુના નામનું સંતત સ્મરણ શરૂ કર્યું. આવા આકરા ઉપવાસ અને સતત નામસ્મરણના બે દિવસો પૂરા થયા. ત્રીજો દિવસ ઊગ્યો, એટલે સાવિત્રીને સ્વાભાવિક રીતે જ ખૂબ ચિંતા થવા લાગી. તેને થયું: 'હવે મારા સૌભાગ્ય આડે માત્ર એક જ દિવસ બાકી રહ્યો છે; હવે માત્ર ચોવીસ કલાક છે અને મારા સૌભાગ્યનો સૂરજ અસ્ત પામશે.'

એ આખો દિવસ સાવિત્રીએ જેમ તેમ કાઢ્યો, પરંતુ રાત પડતાં તેણે ઊંઘવાનું માંડી વાળ્યું. પતિ પર નજીકના ભવિષ્યમાં જ કાળનો ક્રૂર પંજો પ્રસરવાનો હોય અને પતિવ્રતા સ્ત્રીને

ઊંઘ આવે પણ શી રીતે? એ આખી રાત સાવિત્રીના મનમાં અનેક વિચારો પસાર થવા લાગ્યા; તેના હૃદયે ઊંડામાં ઊંડું મંથન અનુભવ્યુ. એ મનોમંથનના અંતે સાવિત્રીનું હૃદય એક દઢ નિશ્ચય ઉપર આવીને ઊભું. સાવિત્રીને થયું: 'મેં એવા તે શાં પાપ કર્યાં છે કે મારું સૌભાગ્ય વરસ દહાડામાં જ ભૂંસાઈ જાય? મારા સત્યવાન સાથે સૌથી ઊંચી એવી પ્રેમસગાઈથી હું બંધાયેલી છુ વળી જયાં પતિ ત્યાં સતી; જયાં કાયા ત્યાં છાયા. સ્ત્રી સારુ પતિ સિવાય બીજું કયું શરણ છે? પતિ સિવાય અબળાનો કયો આશરો છે? શું આટલી સીધી સાદી વાત યમરાજ—યમદેવ નહિ સમજતા હોય? યમદેવ તો એક દેવ છે; અને દેવો તો હમેશાં ભલા અને દયાળુ હોય છે. તેઓ મારું દુ:ખ ન સમજે એમ બને ખરું? લોકો ભલે યમદેવને ભયંકર ચીતરતા હોય, પરંતુ હું તો માનું છું કે યમદેવ એવા ક્રૂર હોઈ શકે જ નહિ. આવતી કાલે મારા સત્યવાનનો મૃત્યુદિન છે. એટલે હું તેમને કાલ સવારથી જ મારાથી સહેજે છૂટા નહિ મૂકું. પછી જોઉં છુ કે યમદેવ તેમનું કેવી રીતે લેવા આવે છે! યમદેવ તેમને લેવા આવશે તો હું તેમની પાછળ પાછળ જઈશ. તેમની આગળ મારા સૌભાગ્યની ભીખ માગીશ; તેમની આગળ મારા પતિનું લાંબું આયુષ્ય માગીશ. યમદેવ સૌ પ્રાણીઓની જેમ મારા પણ ધર્મપિતા થાય. મારા એ ધર્મપિતા દીકરીને આટલું નહિ આપે? નહિ કેમ આપે? જરૂર આપશે. મુજ ગરીબડીની એટલી યાચના મંજૂર નહિ રાખે તો પછી એ છે ને હું છું, હા! અબળા જયારે પ્રબળા બનશે ત્યારે તેમને બધી ખબર પડશે. મારું સૌભાગ્ય એ મારો જન્મસિદ્ધ હક્ક છે; અને તે મેળવીને જ હું જંપીશ.'

પછી તો એ ગોઝારા દિનનો પો ફાટવા પહેલા જ સાવિત્રી નિત્યકર્મથી પરવારીને તૈયાર થઈ ગઈ; તેણે અગ્નિમાં હોમ :

પછી સાસુસસરા તથા વડીલ આશ્રમવાસીઓના ચરણોમાં પ્રણામ કરી હાથ જોડીને ઊભી રહી. આશ્રમનાં એ સૌ જણાંએ સાવિત્રીને ('સૌભાગ્યવતી ભવ'નો) આશીર્વાદ આપ્યો. સાવિત્રી મનોમન બોલી: 'શું આ બધા વડીલજનોના આશીર્વાદ વ્યર્થ જશે? સાચા હૃદયથી અપાયેલા આશીર્વાદ કદાપિ નિષ્ફળ નહિ જાય!'

આ વિધિ પૂરી થયા પછી નારદજીએ સત્યવાનના મૃત્યુ માટે જે ઘડી કહી હતી, તે ઘડી એકદમ નજીક આવી પહોંચી. જેમ જેમ એ કાળઘડી વધુ નજીક આવતી ગઈ, તેમ તેમ સાવિત્રીના હૃદયમાં મોટી ને મોટી ફાળ પડવા માંડી. એ જ અરસામાં સત્યવાન ખભે કુહાડી મૂકીને જંગલમાંથી લાકડાં લેવા જવા તૈયાર થયો. એ જોઈને સાવિત્રીએ ગળગળી થઈને કહ્યું: 'સ્વામીનાથ, આજે આપ આપની આ દાસીને સાથે લઈ ચાલો; મને આજે એમ જ થઈ ગયું છે કે મારે આપની સાથે જ આવવું. વનનાં દશ્યો જોવાં મને બહુ ગમે છે.'

સત્યવાન બોલ્યો: 'સાવિત્રી, તમે આ શું બોલો છો? જંગલના રસ્તા કેવા ખરાબ હોય છે! તમારા જેવી સુકુમાર રાજકન્યાનું ત્યાં કામ નહિ. વળી વનવગડામાં તમે પહેલાં કદી પગ મૂક્યો નથી. તદુપરાંત છેલ્લા ત્રણ દિવસોથી તમે નકોરડા ઉપવાસ કર્યા છે; એથી તમારામાં અશક્તિ પણ આવી ગઈ છે. એટલે મારી સાથે પગપાળા તમે કેવી રીતે આવી શકશો?'

સાવિત્રી બોલી: 'આર્યપુત્ર, તમને એમ લાગતું હશે કે ઉપવાસથી મારામાં અશક્તિ આવી ગઈ છે, પરંતુ એથી મને કંઈ કષ્ટ થતું નથી કે અશક્તિ પણ આવી નથી. કષ્ટ કે અશક્તિ એ તો મનનો વિષય છે. એક વાર મન દૃઢ કર્યું પછી અશક્તિ લાગે જ શાની? વળી; આજે મને એમ જ થઈ આવ્યું છે કે તમારી સાથે જ ચાલું; માટે કૃપા કરીને મારો ઉત્સાહ ભાંગશો મા.'

સત્યવાન જાણતો હતો કે સુશીલ સાવિત્રી કોઈ દિવસ

ખોટી હઠ પકડે જ નહિ; અને છતાં કોઈ દિવસ નહિ અને આજે તેણે આવી હઠ પકડી હતી, એટલે તેને ના પણ કેમ કહેવાય? તે બોલ્યો: 'દેવી, તમારો વિચાર હોય તો જરૂર મારી સાથે આવો; તમારો ઉત્સાહ હું ભાંગીશ નહિ. પરંતુ માતાપિતાની આજ્ઞા લઈ આવો.'

સત્યવાનના કથન અનુસાર સાવિત્રી સાસુસસરા પાસે ગઈ અને તેમની ચરણરજ માથે ચડાવીને કહ્યું: 'માતાપિતા, મારા સ્વામી જંગલમાં લાકડાં કાપવા જાય છે; જો આપ બેઉ મને રજા આપો તો તેમની સાથે જવાનું આજે મને બહુ મન છે.'

રાજા દ્યુમત્સેન અને રાણીએ વિચાર્યું: 'આ સુશીલ વહુએ કોઈ દિવસ કોઈ બાબતમાં હઠ કરી નથી; આજે એ બિચારીની ઇચ્છા સત્યવાન સાથે જવાની છે તો ભલે જાય. છેવટે છોકરું છે; બહાર જવાનું મન પણ કરે.'

આ વિચારે સાસુસસરાએ સાવિત્રીને રજા દેતાં કહ્યું: 'બેટી, તારું મન હોય તો અમે શું કામ ના પાડીએ? ખુશીથી જા; પરંતુ હો, રસ્તામાં સત્યવાનની સંભાળ રાખજે.'

બધી તરફથી કોઈ જાતનું ઊંધું મન થયા વગર રજા મળી તેને સાવિત્રીએ સારા શુકન ગણ્યા અને તે સત્યવાન સાથે ચાલી નીકળી. જોકે આ વખતે પતિ સાથે જવાનો સાવિત્રીના મોં પર હર્ષ દેખાતો હોવા છતાં તેના હૃદયમાં ચિંતાનો દાવાનળ સળગી રહ્યો હતો. જોતજોતામાં પતિપત્ની જંગલમાં એક એવા મનોહર સ્થળે આવી પહોંચ્યાં, જ્યાં ફળો અને લાકડાં ઠીક ઠીક મળી શકે તેમ હતું. સાવિત્રીને એક ઝાડ નીચે ઊભી રાખી સત્યવાન સડસડાટ ઝાડ ઉપર ચડી ગયો અને એક પછી એક પાકેલાં ફળો જમીન પર પાડવા લાગ્યો. સાવિત્રી એ ફળો સાવચેતીથી વીણવા માંડી અને પોતે આણેલી ટોપલીમાં

ભેગાં કરવા લાગી. જોતજોતામાં ટોપલી ભરાઈ ગઈ એટલે સત્યવાન નીચે ઊતરી ગયો. પછી એક સૂકા ઝાડ પાસે તેઓ ગયાં. સત્યવાન એ ઝાડ પર ચડી ગયો અને કુહાડીથી ઝાડનાં સૂકાં ડાળાં એક પછી એક કાપવા લાગ્યો. આ બધો વખત સાવિત્રીનું ધ્યાન તો સત્યવાન ભણી જ લાગેલું હતું; જેમ કોઈ પનિહારી રસ્તે ચાલી જતી હોય છે, રસ્તામાં તે આમતેમ નજર નાખતી હોય છે, રસ્તામાં કોઈ મળે તેની સાથે સહેજ વાત પણ કરી લેતી હોય છે કે આછું હસી પણ લેતી હોય છે, છતાં તેનું મુખ્ય ધ્યાન તો પોતાના માથા ઉપરના ઘડા ઉપર જ હોય છે; તેવી જ રીતે સાવિત્રી સત્યવાન સાથે આડીઅવળી વાતો કરતી હતી તેમ જ ફળો વીણવાનું અને ઈંધન એકઠાં કરવાનું કાર્ય કરતી હતી એ ખરું છતાં તેનું મુખ્ય ધ્યાન તો સત્યવાન તરફ જ હતું.

એ જ વખતે સત્યવાનની કાળઘડી આવી પહોંચી. લાકડાં કાપતી વખતે સત્યવાનને અગાઉ કદાપિ થાક લાગતો નહોતો; પરંતુ આ વખતે કોણ જાણે કેમ તેને થાક લાગવા માંડ્યો! તેના શરીરે પરસેવો વળવા લાગ્યો. આ બધું સત્યવાનને ખૂબ જ વિચિત્ર લાગતું હતું. તેને થતું હતું, 'આજે સાવિત્રી–મારી પ્રેરણામૂર્તિ મારી પ્રોત્સાહનમૂર્તિ મારી સાથે છે; એટલે કામમાં મને બહુ ઉત્સાહ થવો જોઈએ, ત્યારે ઊલટું કોઈ દિવસ નહિ અને આજે મને થાક કેમ લાગવા માંડ્યો છે!'

આમ સત્યવાન વિચારતો હતો, ત્યાં તો તેના માથામાં જાણે ચક્કર ઉપર ચક્કર આવવા લાગ્યાં. આમ છતાં મક્કમ મને તેણે પોતાનું કામ ચાલુ રાખ્યું. પરંતુ માથામાં ચક્કર વધવા લાગ્યાં અને સત્યવાનને લાગ્યું કે, આમ ને આમ પોતે કામ ચાલુ રાખશે તો કદાચ ઝાડ પરથી હેઠો પડશે. આ વિચારે સત્યવાન ઝાડ પરથી એકદમ નીચે ઊતરી ગયો. ઊતરીને તે પાડેલાં લાકડાં

વીણવામાં સાવિત્રીને મદદ કરવા લાગ્યો; પરંતુ તેના માથામાં થતુ દરદ અતિશય વધવા લાગ્યુ. આમ છતાં એ દરદ સહીને તેણે પોતાનું કામ ચાલુ રાખ્યું છેવટે તો સત્યવાન માટે દરદ અસહ્ય બન્યું. એટલે તેણે સાવિત્રીને કહ્યુ: 'દેવી, આજે કોણ જાણે કેમ પણ મારા માથામાં અસહ્ય વેદના થાય છે. મારું સારુંયે શરીર આજે કળી રહ્યું છે." છાતીમાં પણ પુષ્કળ દુખાવો થાય છે. અત્યારે મને કદી નહિ થયેલી તેવી બેચેની જણાય છે. જાણે કોઈ ભાગ માથામાં ખરછીના ઘા ન કરી રહ્યું હોય, એવુ મને લાગે છે। વધુ શું કહું ? ઊભા રહેવાની પણ મારામાં શક્તિ નથી. મને લાગે છે કે થોડી વાર હું સૂઈ જાઉં.'

સાવિત્રીએ જમીન પર બેસી જઈ અત્યંત પ્રેમથી સત્યવાનનું માથું પોતાના ખોળામાં લીધું અને સત્યવાનને સુવાડી તેના માથા પર પોતાનો પ્રેમાળ હાથ ફેરવવા લાગી. જોતજોતામા સત્યવાન ગાઢ નિદ્રામા પડી ગયો.

એ વખતે સાવિત્રી છાતી કઠણ કરી નારદજીએ સત્યવાનનું જે મૃત્યુ ભાખ્યું હતું તેના મુહૂર્ત, ક્ષણ અને દિવસનો હિસાબ ગણવા લાગી; બરાબર એ જ ઘડી નજીક આવી પહોંચી હતી. એટલામાં લાલ વસ્ત્રો પહેરેલો એક પુરુષ સાવિત્રીની નજરે પડ્યો. તેના માથા પર મુગટ શોભતો હતો. એ પુરષ અત્યંત તેજસ્વી હોવાથી સાક્ષાત્ સૂર્યદેવ જેવો લાગતો હતો. તેના શરીરનો વાન શ્યામ હતો; આંખો લાલ હતી. હાથમાં પાશ (દોરડું) હતો. એને જોતા તેની આકૃતિ કંઈક ભયંકર લાગતી હતી. સત્યવાનની પાસે આવીને તે તેની ભણી જોઈ રહ્યો હતો.

આવા અદ્ભુત પુરુષને જોઈને સાવિત્રીએ સત્યવાનના માથાને ધીરે રહીને ભોંય પર મૂકી દીધુ. પછી હૃદયમા જરા પણ બીક ધર્યા વગર તે ઊભી થઈ ગઈ અને પ્રણામ કરીને પેલા દિવ્ય

પુરુષને કહેવા લાગી: 'પ્રભુ, આપ કોઈ દેવતા લાગો છો; કેમ કે આપનો દેહ મનુષ્ય જેવો નથી. આપ કોણ છો અને કયા હેતુથી અહીં પધાર્યા છો એ જણાવવાની કૃપા કરશો તો આભાર થશે.'

એ દિવ્ય પુરુષ બીજું કોઈ નહિ પણ યમદેવ પોતે હતા.

યમદેવ બોલ્યા: 'સાવિત્રી, તું અત્યંત પતિવ્રતા અને તપસ્વિની છે, એટલે જ ઉચ્ચ કોટિનાં મનુષ્યોમા તારી ગણના થાય છે અને એથી જ હુ તારી સાથે સીધેસીધી વાત કરું છું. હું યમદેવ છુ એ તો તારા ખ્યાલમા આવી ગયું હશે જ. તારા પતિનું આયુષ્ય પૂરું થઈ ગયુ છે, એટલે તેને લઈ જવા માટે હું આવ્યો છું.'

સાવિત્રી બોલી: 'ભગવન્, મેં તો સાભળ્યુ છે કે જીવાત્માને લઈ જવા માટે આપના દૂતો—યમદૂતો આવે છે; તો અત્યારે આપ પોતે કેમ પધાર્યા છો?'

યમદેવ બોલ્યા: 'સાવિત્રી, તારો પતિ સત્યવાન મોટો ધર્માત્મા છે; એટલે તે સામાન્ય યમદૂતો દ્વારા લઈ જવાય એ યોગ્ય નથી. તેથી હું પોતે આવ્યો છું.'

આટલું કહીને યમદેવે સત્યવાનના દેહમાંથી તેનો અંગૂઠા જેવડો જીવાત્મા કાઢ્યો; સત્યવાનનો એ આત્મા યમદેવના પાશથી બંધાયેલો હતો. એને લઈને યમદેવ પોતાના પાડાના વાહન ઉપર બેસી દક્ષિણ દિશા બાજુ ચાલવા લાગ્યા. આ જોઈને સાવિત્રી દુઃખથી અત્યંત બેબાકળી બની ઊઠી અને યમદેવની પાછળ પાછળ ચાલવા લાગી.

પોતાની પાછળ ચાલી આવતી સાવિત્રીને યમદેવે કહ્યું: 'સાવિત્રી, તું કેમ મારી પાછળ પાછળ આવે છે? તુ હવે પાછી ફરી જા અને તારા પતિના મૃતદેહનો અગ્નિસંસ્કાર કર. પતિસેવાના ઋણમાંથી હવે તુ મુક્ત બની છે અને પતિની પાછળ

જ્યાં સુધી આવવું જોઈએ, ત્યાં સુધી તું આવી છું. હવે તું પાછી વળ.'

સાવિત્રી બોલી: 'દેવરાજ, જ્યાં પતિ ત્યાં સતી; જ્યાં કાયા ત્યાં છાયા: શાસ્ત્રની આટલી ટૂંકી ને ટચ વાત હું તો સમજું છું. આપની દયાથી શાસ્ત્રની એ વાતમાંથી હજુ મારી શ્રદ્ધા ડગી નથી. સ્ત્રીને તેના પતિ સિવાય બીજું શરણ પણ કયું છે?'

યમદેવ સાવિત્રી જેવી પતિભક્ત સ્ત્રીની કાલીઘેલી વાણીથી મનમાં બહુ પ્રસન્ન થતા હતા. વળી યમદેવ ગમે તેટલું સાવિત્રીને વારતા હતા, છતાં સાવિત્રી કોઈ ઉપાયે પાછી વળતી નહોતી. એમ કરતાં પૃથ્વીની હદ પૂરી થવા આવી અને યમદેવ સત્યવાનના જીવાત્માને લઈને યમલોક ભણી જવા લાગ્યા. પરંતુ સાવિત્રી તો યમદેવની પાછળ બરાબર જીવ પર આવીને લાગી હતી. વળી યમદેવ સાવિત્રીને પાછી વળવા માટે કેટલીયે રીતે સમજાવતા હતા, છતાં સાવિત્રી યમદેવને બરાબર ધર્મશાસ્ત્રો અનુસાર જવાબો આપીને ધર્મદેવની વાણીને એ બંધ કરી દેતી હતી. એથી યમદેવને સાવિત્રી ઉપર અંતરમાં અપાર પ્રેમ થતો હતો. છેવટે સાવિત્રીની ઉત્કૃષ્ટ પતિભક્તિથી પ્રસન્ન થઈને યમદેવ કહેવા લાગ્યા: 'સાવિત્રી, ધર્મશાસ્ત્રો અનુસાર તારા યુક્તિયુક્ત જવાબો સાંભળીને હું ખરેખર તારા પર પ્રસન્ન થયો છું. માટે સત્યવાનના જીવન સિવાય કોઈ પણ વરદાન તું મારી પાસે માગ.'

સાવિત્રી બોલી: 'હે ધર્મપિતા, મારા સસરાજીની આંખોનું તેજ ચાલ્યું ગયું છે; આંખોનું તેજ તેમને પાછું મળે તથા તેઓ બળવાન અને તેજસ્વી થાય એવું વરદાન હું માગું છું.'

યમદેવે કહ્યું: 'તસ્થાસ્તુ! બસ, હવે તું પાછી વળી જા; હવે તને થાક પણ લાગ્યો હશે.'

સાવિત્રી બોલી: ' યમદેવ, આપ આવું કાં બોલો ? પ્રેરણા-મૂર્તિ પતિના સાંનિધ્યમાં પત્નીને થાક કેવો ? મારા પતિ જેવો વિસામો મારા સારુ આ સંસારમાં બીજો એકે નથી. જ્યાં મારા પ્રાણનાથ રહેશે, ત્યાં મને પણ આશ્રય મળી રહેશે. એટલે હું તો તેમની સાથે જ આવવાની. આ સિવાય આમાં એક બીજો પણ લાભ છે અને તે સત્સંગ. સત્સંગ તો ઘણી વાર દેવોને પણ દુર્લભ હોય છે. આપ જેવી સંતમૂર્તિનો સત્સંગ મને સાંપડ્યો છે, તો હવે શું કામ પાછી વળું ? વળી સત્સમાગમ કદી પણ નિષ્ફળ જતો નથી એવું શાસ્ત્રવચન પણ છે.'

યમદેવ પ્રસન્ન થઈને બોલ્યા: ' સાવિત્રી, તારા બોલ મને ખૂબ જ પ્રિય લાગે છે; એથી હું તારા પર પ્રસન્ન થયા વગર રહી શકતો નથી. હું તને ફરી કહું છું કે એક સત્યવાનના જીવન સિવાય બીજું કોઈ પણ વરદાન તું મારી પાસે માગ.'

સાવિત્રી બોલી: ' દેવ, મારા સસરાજીને તેમનું રાજ્ય પાછું મળે અને હમેશાં તેમની બુદ્ધિ ધર્મમાં સ્થિર રહે; એટલું હું માગું છું.'

યમદેવે સાવિત્રીનું આ વરદાન પણ સહર્ષ મંજૂર કર્યું. આમ છતાં સાવિત્રી તો યમદેવની પાછળ પાછળ જ જવા લાગી. તેણે કહ્યું: 'દેવરાજ, આપ તો સમસ્ત સૃષ્ટિનું નિયમન કરો છો, એથી ' યમ ' તરીકે ઓળખાઓ છો. વળી મેં સાંભળ્યું છે કે મન, વચન અને કર્મથી કોઈ પણ પ્રાણીનું બૂરું ન ઇચ્છતાં સૌના ઉપર સમાનરૂપે દયા કરવી અને દાન દેવું એ શ્રેષ્ઠ પુરુષોનો સનાતન ધર્મ છે. આમ તો સંસારના સર્વ લોકો યથાશક્તિ દયાનું વર્તન દાખવે છે, પરંતુ જે શ્રેષ્ઠ પુરુષો છે તેઓ તો પોતાની પાસે આવેલા શત્રુ ઉપર પણ દયા કરે છે.'

સાવિત્રીના સત્યયુક્ત એક એક બોલ પર યમદેવ મુગ્ધ

ખનતા હતા. તેઓ બોલ્યા: 'કલ્યાણી, તરસ્યાને પાણી મળવાથી જેવી તૃપ્તિ થાય તેવી આંતરિક તૃપ્તિ હું તારી એકએકથી ચડિયાતી ધર્માનુકૂળ વાતો સાંભળીને અનુભવું છું. હું તારા પર ફરી પ્રસન્ન થયો છું; માટે એક સત્યવાનના જીવન સિવાય બીજું કોઈ પણ વરદાન તું માગ.'

સાવિત્રી બોલી: 'ધર્મદેવ, મારા પિતા અશ્વપતિને એક પુત્ર નથી; તેમને સો ઔરસ (સગા) પુત્રો થાય એવો વર હું માગું છું.'

યમદેવે સાવિત્રીનું આ વરદાન પણ માન્ય કર્યું અને કહ્યું: 'બેટી, હવે તું ઘણે દૂર સુધી આવી છે; માટે પાછી ફર.'

સાવિત્રી બોલી: 'દેવ, હું તો મારા સ્વામીના સાંનિધ્યમાં છું; એટલે હું-તો મારા ઘરમાં બેઠી છું એમ મને લાગે છે; પતિથી અળગા થવું એ જ પત્ની માટે દૂર ગણાય. મારી ગાંડીઘેલી વાતો આપને ગમે છે તો બીજી પણ એક બે વાતો કહું છું તે સાંભળો. 'વિવસ્વાન'(સૂર્યદેવ)ના પુત્ર હોવાથી આપનું બીજું નામ 'વૈવસ્વત' પણ છે. શું શત્રુ કે શું મિત્ર–આપ એવો ભેદભાવ કર્યા વગર સૌનો સમાનભાવે ન્યાય તોળો છો. એથી જ સૃષ્ટિનાં સૌ પ્રાણીઓ ધર્મ અનુસાર આચરણ કરે છે અને આપ 'ધર્મરાજ' તરીકે વિખ્યાત છો. સરળહૃદયી મનુષ્યોને સંતો ઉપર જેટલો વિશ્વાસ હોય છે તેટલો તેમની જાત પર પણ હોતો નથી. એટલા માટે જ એવા લોકો સંતો પર સ્વાભાવિક અને અધિક અનુરાગ રાખે છે. સહૃદયતા હોય તો વિશ્વાસ જન્મે છે અને વિશ્વાસ હોય તો સહૃદયતા જન્મે છે. જેમનામાં સહૃદયતા અધિક પ્રમાણમાં હોય છે તેમને સંતપુરુષ કહેવામાં આવે છે; સહૃદયતા પૂરેપૂરી હોવાથી જ સંતપુરુષમાં સૌ વિશ્વાસ કરે છે.'

નાના મોંએ જ ઉચ્ચ જ્ઞાનની વાતો સાવિત્રી કરતી હતી

તેથી યમદેવ વધુ ને વધુ પ્રસન્ન થતા હતા. પહેલાંની જેમ આ વખતે પણ પ્રસન્ન થઈને યમદેવ બોલી ઊઠ્યા : 'સાવિત્રી, તું જેવી વાતો કરે છે એવી વાતો પહેલાં કોઈને મુખે મને કદી સાંભળવા મળી નથી. એટલે મને તારા પર વધુ ને વધુ વહાલ ઊપજે છે. હવે એક સત્યવાનના જીવન સિવાય ચોથો વર તુ માગ.'

સાવિત્રી બોલી : 'ધર્મપિતા, મને પણ મારાં ઈકોતેર કુળ તારે એવા સો પુત્રો સત્યવાન દ્વારા થાય એવું વરદાન આપો. વળી મારા એ પુત્રો બળવાન અને પરાક્રમી નીવડો.'

યમદેવ બોલ્યા : 'સાવિત્રી, તારી આ અભિલાષા પણ પૂરી થશે, બસ. હવે તુ મારી સાથે ઘણે દૂર સુધી આવી છે માટે પાછી વળ.'

પરંતુ સાવિત્રી જેનું નામ. તેણે તો યમદેવ પાછળ પોતાનો પ્રવાસ ચાલુ જ રાખ્યો, એટલું જ નહિ, પણ પોતાને અત્યાર સુધીમાં જે ધર્મજ્ઞાન લાધ્યું હતું તે સંબંધમાં આગળ સંભાષણ પણ ચાલુ રાખ્યું. તે બોલી : 'સંતોનું મન હમેશાં ધર્મમાં ચોંટેલું હોય છે. સંતો સાથે જે સમાગમ થાય છે તે કદાપિ વ્યર્થ જતો નથી. સંતોથી કોઈ દિવસ ડરવાનું હોય જ શાને ? તેઓ તો હમેશાં સૌનું કલ્યાણ જ ઇચ્છતા હોય છે. સંતો તો પોતાના સત્યના પ્રભાવથી સૂર્યને પણ પોતાની પાસે બોલાવી શકે છે. તેઓ જ પોતાના સત્યથી પૃથ્વીને ટકાવી રહ્યા છે. ભૂત અને ભવિષ્યના આધારસ્તંભ પણ તેઓ જ છે. બીજાનું ભલું કેમ થાય, એનું જ સંતો સદા ચિંતન કરતા હોય છે. વળી સંતો આવું પરોપકારનું કાર્ય કરે છે તે પણ કોઈ જાતના બદલાની આશા વિના.'

સાવિત્રીની આવી જ્ઞાનભરી વાતો સાંભળીને યમદેવનું દિલ પુલકિત થતું હતું. તેમને થતું હતું : 'આવી જ્ઞાની અને પ્રેમાળ

બાળા પાસેથી તેનો પતિ હું ઝૂંટવી લઉં છું એ જરા પણ ઉચિત નથી! મારા જેવા દેવ પાસે આવી નિર્દોષ બાલિકા, તેના વૈધવ્ય જેવી ક્રૂર વસ્તુની આશા ન જ રાખી શકે. મારે હવે સત્યવાનને જીવિત કરીને તેને પાછો સોંપી દેવો પડશે. તેમાં જ મારી એક દેવ તરીકે–એક સંત તરીકે વડાઈ છે.'

આમ વિચારી સાવિત્રી પર અત્યંત પ્રસન્ન થતા યમદેવ બોલ્યા: 'સાવિત્રી, તારી જ્ઞાનભરી ધર્મમય વાતો સાંભળી મારું હૃદય ખૂબ જ પુલકિત બન્યું છે. તારી ડહાપણની વાતો સાંભળી હું ખરેખર ધન્ય બન્યો છું. તારા પર મને પુત્રી જેટલું વહાલ ઊપજ્યું છે. પ્રસન્ન થઈને કહું છું કે તને ફાવે તે એક વધુ વરદાન માગ.'

પોતે યમદેવ જેવા મહાન દેવને રીઝવી શકી છે, એ જાણી સાવિત્રીનું અંતર પણ ખૂબ જ આનંદિત બન્યું. તે બોલી: 'પ્રભુ, મારા સૌભાગ્ય સિવાય મારે આપની પાસે શું માગવાનું હોય? અત્યાર સુધી મારા સ્વામીનાથના જીવન સિવાય બીજી કોઈ વસ્તુ માગવાનું આપ મને કહેતા નહોતા, એટલે હું લાચાર હતી. બાકી મારા મનની સૌથી મોટી ઇચ્છા તો મારા પ્રાણનાથના જીવનની જ છે, એટલે સત્યવાનના જીવનથી અધિક બીજું વરદાન મારા માટે હોઈ પણ શું શકે? માટે સત્યવાનને તત્કાળ સજીવન કરો એવું વરદાન હું માગું છું. વળી એથી આપના સત્ય વચનની અને ધર્મની પણ રક્ષા થશે. આપે મને સો પુત્રોની માતા થવાનું જે વરદાન આપ્યું છે એ સો પુત્રો પતિ વગર મને શી રીતે પ્રાપ્ત થવાના હતા? પતિ વિના તો હું સુખ, સ્વર્ગ, લક્ષ્મી કે ખુદ મારા પોતાના જીવનની પણ સ્પૃહા રાખતી નથી.'

ધર્મરાજ યમદેવ આમ તો વચનથી ક્યારનાયે બંધાઈ

ચૂક્યા હતા, એટલે મને કે કમને તેમને સાવિત્રીની આ છેલ્લી માગણી કબૂલ રાખ્યા વગર છૂટકો નહોતો. તેમણે હસતે મોંએ સત્યવાનને પોતાના પાશમાંથી મુક્ત કર્યો અને તેને ચારસો વર્ષ જેટલું દીર્ઘાયુષ્ય બક્ષ્યું.

આમ સાવિત્રીએ પહેલાં કરેલું ત્રિરાત્ર-ત્રણ રાત્રિ ઉપવાસ કરીને કરેલું-વ્રત ફળ્યું.

પછી તો સાવિત્રી યમદેવના મંગલ આશીર્વાદ લઈ ત્યાંથી પાછી ફરી અને જોતજોતામાં જ્યાં સત્યવાનનો મૃત દેહ પડ્યો હતો ત્યાં આવીને ઊભી રહી. પછી જ્યાં તેણે પોતાના વહાલા સ્વામીનો મૃતદેહ પોતાના ખોળામાં લીધો કે તરત જ સત્યવાનમાં જીવ આવ્યો અને તે આળસ મરડીને બેઠો થયો. સાવિત્રીને જોઈને તે બોલ્યો: 'દેવી, અરે, હું કેટલો સમય ઊંઘી ગયો હતો? હવે તો રાત પણ ઘણી વીતી ચૂકી છે. મને અત્યાર સુધી જગાડ્યો કેમ નહિ? સાવિત્રી, માનીશ? ઊંઘમાં મને એવું સ્વપ્નું આવ્યું કે ન પૂછો વાત. મને જાણે એક જ્યોતિર્મય શ્યામ પુરુષ ખેંચી રહ્યા હતા. પછી તેમના પાશમાંથી હું કેમ છૂટ્યો વગેરેનું મને કંઈ ભાન નથી. સાવિત્રી, જાણે હું નવા અવતારમાં આવ્યો હોઉં એમ લાગે છે.'

એ ઊંઘ સત્યવાન માટે તેમ જ સાવિત્રી માટે કેટલી ભયંકર-કારમી-અનિષ્ટ થઈ પડવાની હતી એ વાતનું તો માત્ર એકલી સાવિત્રીને જ ભાન હતું. પરંતુ અત્યારે એ બધી વાત ટાળીને શાણી સાવિત્રીએ સત્યવાનને કહ્યું: 'આર્યપુત્ર, આપનું શરીર સ્વસ્થ થયું, એ જ આપણે માટે મોટી વાત છે. હવે રાત પણ વીતી જવા આવી છે; માટે ચાલો આપણે વહેલાં વહેલાં આશ્રમમાં ચાલ્યાં જઈએ. માતાપિતા આપણી ચિંતા કરતાં હશે.'

એટલે તેઓ બંને ફળ અને ઇંધન લઈને આશ્રમ ભણી ચાલવા લાગ્યાં.

તેઓ ધારતાં હતાં એમ જ આશ્રમમાં બન્યું હતું. મોડે સુધી તેઓ આશ્રમે પાછાં ન ફર્યાં એટલે માતાપિતાને ચિંતા થવા લાગી જ હતી; રાત પડી એટલે તેમણે આશ્રમવાસીઓને અરણ્યમાં ચોમેર દોડાવ્યાં હતાં; પરંતુ ક્યાંય તેમનો પત્તો લાગ્યો નહોતો. એટલે તેમની ચિંતામાં ને ચિંતામાં રાજર્ષિ દ્યુમત્સેન અને રાણી આખી રાત જાગતાં બેઠાં હતાં. હવે તો રાત પણ પૂરી થવા આવી હતી અને પો ફાટવાની તૈયારી હતી. ત્યાં તો પ્રાતઃકાળના નૂતન પ્રકાશમાં સત્યવાન અને સાવિત્રી-એક પાછળ એક એમ આશ્રમમાં દાખલ થયાં. એથી માતાપિતાના હર્ષનો કોઈ આરોવારો રહ્યો નહિ. તેઓ પુત્ર અને પુત્રવધૂના સામાં દોડી ગયાં અને તેમને હેતથી ચૂમ્યાં. એ પછી તેમના કુશળ સમાચાર પૂછ્યા.

યમદેવના વરદાનથી રાજર્ષિ દ્યુમત્સેનનો અંધાપો દૂર થયો હતો; એટલે તેમને લાગતું હતુ કે પોતાની સતીસાધ્વી પુત્રવધૂના પુણ્યપ્રતાપથી આજે કંઈક નવાજૂની જરૂર થઈ છે.

બીજે દિવસે જ શાલ્વ દેશથી સમાચાર આવ્યા કે રાજા દ્યુમત્સેનના સેનાપતિએ શત્રુને હરાવીને ફરીને રાજ્યને હસ્તગત કર્યું છે. એ જ દિવસે સાંજે સેનાપતિએ પોતાના પ્રિય રાજા દ્યુમત્સેન પાસે દૂતો દોડાવ્યા અને ફરી રાજ્ય સંભાળી લેવાનું કહેણ મોકલ્યું.

આ બધી મંગળ વાતો એકસાથે સાંભળી રાજા અને રાણીની છાતી આનંદથી ગજ ગજ ફૂલવા લાગી. તેમને નક્કી લાગ્યું કે આ બધો પ્રતાપ સાવિત્રીવહુનાં સારાં પગલાંનો છે.

રાજ્ય સંભાળી લીધા પછી એક દિવસ રાજાએ સત્યવાનને

યુવરાજપદે સ્થાપ્યો અને પનોતાં પગલાંની પુત્રવધૂને પોતાના ઘરની સાચી ગૃહલક્ષ્મી ગણીને પેટની દીકરી જેવા વહાલથી રાખવા માંડી.

પોતાના માથે જે વીતી ગયું હતું તેમાંથી કોઈ વાત સાવિત્રીએ અત્યાર સુધીમાં કોઈને કહી નહોતી; તેમાં તેને કહેવા જેવું પણ કંઈ લાગતું નહોતું.

ધીરે ધીરે સાવિત્રીના પિતા અશ્વપતિને પણ આ અત્યંત શુભ સમાચારની જાણ થઈ. સમાચાર મળતા તેઓ દીકરી–જમાઈને મળવા માટે દોડી આવ્યા. પછી દીકરીને એકાંતમાં બોલાવીને તેમણે પૂછ્યું: 'બેટી, તારા સાસુસસરા, જમાઈ તેમ જ શાલ્વ દેશની તમામ પ્રજા આ બધા સારા પરિણામનો જશ તને આપે છે, તો એમાં સાચી વસ્તુ શું બની છે, એ મને કહીશ ? બાપ આગળ શું છુપાવવાનું હોય ? જે વાત બની હોય તે ખરેખરી કહેજે !'

સાવિત્રીએ હૃદયમાં કોઈ જાતનો ગર્વ ધર્યા વગર બધી વાત યથાર્થરૂપે પોતાના પિતાને કહી દીધી.

આશ્રમના ઋષિમુનિઓએ પણ સાવિત્રીના સ્વમુખથી આ બધી વાત સાંભળી. આ વાત જેમ જેમ લોકો જાણવા લાગ્યા, તેમ તેમ લોકોમાં સાવિત્રીનો મહિમા વધવા લાગ્યો.

ભારતવર્ષની સ્ત્રીઓ સારુ સાવિત્રીએ સતીધર્મનો એક મહાન આદર્શ રજૂ કરેલો છે અને એથી ભારતભૂમિ ધન્ય અને પવિત્ર બનેલી છે !

## ૧૩ : જ્ઞાની માતા મદાલસા

'એક સુશિક્ષિત માતા સો શિક્ષકોની ગરજ સારે છે' એવી આપણામાં જે કહેવત છે તેનું એક અતિ ઉજ્જ્વળ અને સચોટ દૃષ્ટાંત આપણને સતી મદાલસાના જીવનમાં આબેહૂબ જોવા મળે છે. મદાલસા આદર્શ વિદુષી, આદર્શ સતી અને આદર્શ માતા હતી. ગંધર્વોના રાજા વિશ્વાવસુની એ પુત્રી હતી.

પ્રાચીન કાળમાં શત્રુજિત્ નામના એક ધર્માત્મા રાજા રાજ્ય કરતા હતા. તેમની રાજધાની પવિત્ર ગોમતી નદીના તટ ઉપર આવેલી હતી. તેમને એક ખડુ બુદ્ધિશાળી, પરાક્રમી અને સુંદર કુમાર હતો. એ બત્રીસલક્ષણા કુમારનું નામ ઋતુધ્વજ.

એક વાર નૈમિષારણ્યમાંથી ગાલવ નામના મુનિ રાજા શત્રુજિતના દરબારમાં આવી ચડ્યા. ગાલવ મુનિની સાથે એક દિવ્ય ઘોડો હતો. મુનિએ રાજાને કહ્યું: 'રાજન્, હું આપના રાજ્યમાં રહીને તપશ્ચર્યા, યજ્ઞ અને ભગવાનનું ભજન કરું છું. પરંતુ એમાં પાતાળકેતુ નામનો એક રાક્ષસ મારા કાર્યમાં હમેશાં વિઘ્નો નાખ્યા કરે છે. એ મેં સહન થયું ત્યાં સુધી કર્યું. હવે હું તેનાથી વાજ આવી ગયો છું. સાધુસંતો અને દીનદુઃખિયાંની રક્ષા કરીને દુષ્ટોને દંડ દેવાનું રાજાનું કર્તવ્ય છે. એ હિસાબે હું તમારી પાસે આવ્યો છું. મારી સાથે હું એક દેવાંશી ઘોડાને પણ લાવ્યો છું. એ ઘોડો સૂર્યદેવે મને આપ્યો છે અને કોઈ જાતની મુશ્કેલી વગર આંખના પલકારામાં તે એકદમ સહેલાઈથી પૃથ્વીની પ્રદક્ષિણા કરી શકે છે; એથી તે 'કુવલય' નામે ઓળખાય છે. કુ એટલે પૃથ્વી અને વલય એટલે કડું–વર્તુળ. પૃથ્વીનું વર્તુળ જે સહેલાઈથી ફરી શકે તે. આપના બત્રીસલક્ષણા વીર કુમાર ઋતુપર્ણ વિશે મેં ઘણું ઘણું સાંભળ્યું છે. એ વીર કુમારને યોગ્ય આ

'કુવલય' ઘોડો અહીં લાવ્યો છું. ખરું પૂછો તો આ દિવ્ય ઘોડો 'કુવલય' ઋતુધ્વજ માટે જ નિર્માણ થયો છે. માટે કુમાર ઋતુધ્વજને મારી સાથે મોકલો અને રાક્ષસોના સંહારનું કલ્યાણકારી કામ તેના હાથે થવા દો.'

ગાલવ મુનિની આવી વિનતિથી પોતાના 'રાજધર્મ'ને બરાબર સમજનારા શત્રુજિત રાજાએ ખુશીથી પોતાના યુવાન કુમાર ઋતુધ્વજને ગાલવ મુનિની મદદે મોકલ્યો.

કુમાર ઋતુધ્વજ આવું જ કાંઈક પરોપકાર અને પરાક્રમનું કાર્ય ઝંખી રહ્યો હતો; એટલે તે પ્રસન્ન મને કુવલય ઘોડા પર ચડી બેઠો અને મુનિની સાથે તેમના આશ્રમે પહોંચ્યો.

પછી તો કુમાર ઋતુધ્વજના રક્ષણ હેઠળ મુનિએ પોતાનો યજ્ઞ શરૂ કર્યો. થોડા દિવસોમાં તો પાતાળકેતુ રાક્ષસ કુમાર ઋતુધ્વજના ચોકીપહેરાને ન ગણકારતાં હવનમાં હાડકાં નાખવા માટે આવ્યો. આ વખતે પાતાળકેતુ રાક્ષસે સૂવરનું રૂપ ધારણ કર્યું હતું. ઋતુધ્વજે કુવલય ઘોડા ઉપર સવાર થઈને પાતાળકેતુ પર જોરદાર હલ્લો કર્યો અને તેને ભગાડ્યો; એટલું જ નહિ પણ તેણે એ રાક્ષસનો બરાબર પીછો પકડ્યો. પછી તો ધનુર્વિદ્યામાં કુશળ એવા એ કુમારે સૂવરના રૂપમાં આવેલા પાતાળકેતુને બરાબર પોતાના સાણસામાં સપડાવ્યો અને તેના પેટમાં એક આબાદ તીર માર્યું. આથી પાતાળકેતુ પોતાના પ્રાણ બચાવવા માટે ઊભી પૂંછડીએ ભાગ્યો અને પાસેના ડુંગરની ઝાડીમાં ભરાઈ ગયો. આમ છતાં પણ વીર કુમારે તેનો પીછો છોડ્યો નહિ; રાક્ષસની પાછળ કુમાર પણ એ ગીચ ઝાડીમાં ઘૂસ્યો. રાક્ષસ આમ હજારો ગાઉ દૂર ભાગ્યો અને કુમાર તેની પાછળ પડ્યો. છેવટે રાક્ષસ એક અંધારી ગુફામાં ઘૂસી ગયો. કુમાર તો આજે આદુ ખાઈને રાક્ષસની પાછળ પડ્યો હતો; તેને રાક્ષસ ઉપર

ઘણા સમયની હાશ હતી જ; એટલે ને સાહસ કરીને અંધારી ગુફામાં પેઠો. ગુફાની અંદર પેઠા પછી સૂવર કુમારની નજરે પડ્યું નહિ; પરંતુ દિવ્ય પ્રકાશથી ઝળહળતા પાતાળલોકનું તેને દર્શન થયું.

સામે જ અમરાપુરીને ઓવારી નાખે એવું એક સુંદર નગર હતું. નગરમાં સંખ્યાબંધ સોનાના મહેલો નજરે પડતા હતા. નગરના એક પછી એક રસ્તા વટાવતો કુમાર આગળ ચાલવા લાગ્યો. નવાઈની વાત તો એ હતી કે આવું ભવ્ય નગર હોવા છતાં તેમાં એક પણ માણસ કુમારની નજરે પડતું ન હતું. આમ છતાં હૈયામાં હામ રાખીને કુમાર આગળ ધપી રહ્યો હતો. ચાલતાં ચાલતાં સૌ મહેલોમાં શ્રેષ્ઠ એવા એક આલીશાન મહેલ આગળ આવીને તે ઊભો રહ્યો. આ મહેલની શોભા અને ભવ્યતા કંઈ અનેરી જ હતી. તેના કોટના કાંગરા હીરાજડિત હતા. એટલામાં એક યુવાન સ્ત્રી કુમારની નજરે પડી; કુમારે તેને પૂછવા કર્યું, પણ તે સ્ત્રી ઉતાતળી ઉતાવળી એ મહેલમાં દાખલ થઈ ગઈ. કુમાર તેની પાછળ પાછળ મહેલમાં ગયો. પછી તો મહેલનો વિશાળ ચોક આવ્યો. ત્યાં આગળ કલાત્મક પગથિયાંની એક નિસરણી પર પેલી સ્ત્રી ચડવા લાગી. એટલે મહેલના ચોકમાં કુમારે પોતાનો ઘોડો બાંધી દીધો અને પેલી સ્ત્રીની પાછળ પાછળ પેલી નિસરણીનાં પગથિયાં તે પણ ચડવા લાગ્યો. પેલી સ્ત્રી મહેલના દીવાનખાના જેવા લાગતા એક સુંદર ખંડમાં પ્રવેશી. તેની પાછળ કુમારે પણ તે ખંડમાં પ્રવેશ કર્યો. ખંડમાં પ્રવેશતાં જ કુમારે જે જોયું તેથી તેના અચરજનો કંઈ પાર રહ્યો નહિ. દીવાનખાનામાં સોનાના એક છત્રીપલંગમાં એક ખૂબ જ ખૂબસૂરત કુમારિકા બેઠી હતી; રૂપમાં આ છોકરી કામદેવની સ્ત્રી રતિથી પણ વધે તેવી હતી, એટલામાં જ્યાં કુમાર અને કુમારિકાએ એકબીજાને જોયાં ત્યારે બન્નેમાં જાણે કોઈ પૂર્વજન્મનો ગાઢ સંબંધ હોય તેવી પ્રીતિ જાગી. કુમારિકા તો કુમાર ઋતુધ્વજ પ્રત્યે એટલી

ખધી આકર્ષાઈ કે તે પ્રેમાવેશમાં બેહોશ બનીને પલંગમાંથી નીચે ઢળી પડી. જે યુવાન સ્ત્રીને જોઈને તેની પાછળ પાછળ કુમાર અહીં-આવ્યો હતો તે યુવાન સ્ત્રી આ કુમારિકાને પંખો ઢોળવા લાગી. કુમાર પણ મૂચ્છિંત થયેલી કુમારિકા પાસે ગયો અને આમ થવાનું કારણ પૂછ્યું તથા એ બન્ને સ્ત્રીઓનો પરિચય માગ્યો.

પંખો ઢોળતી ઢોળતી યુવાન સ્ત્રી કુમારને કહેવા લાગી: 'કુમાર, દેવલોકમાં ગંધર્વરાજ વિશ્વાવસુનું નામ આપે સાંભળ્યું હશે જ. મારું નામ કુંડલા અને મારી આ બહેનપણીનું નામ મદાલસા. મદાલસા ગંધર્વરાજ વિશ્વાવસુની કુંવરી છે. એક દિવસ તે મારા જેવી સરખી સાહેલીઓ સાથે પોતાના પિતાના બગીચામાં ફરવા નીકળી હતી ત્યારે પાતાળકેતુ નામના રાક્ષસે પોતાની માયામાં ફસાવીને તેનું હરણ કર્યું. તેની સાથે એ રાક્ષસ મને પણ અહીં લાવ્યો છે. આ એ રાક્ષસનું જ નિવાસસ્થાન છે. સાંભળ્યુ છે કે આવતી તેરશે પાતાળકેતુ રાક્ષસ મદાલસા સાથે લગ્ન કરવાનો છે એથી મદાલસા ખૂબ મુશ્કેલીમાં મુકાઈ ગઈ છે.' અરે, કાલે તો એ આપઘાત કરવા તૈયાર થઈ ગઈ હતી. એ જ સમયે ત્યાં સ્વર્ગની ગાય કામધેનુ પ્રગટ થઈને કહેવા લાગ્યાં: 'મદાલસા, શ્રુતિ જેવી પવિત્ર એવી તને નીચ રાક્ષસ પાતાળકેતુ નહિ પરણી શકે. થોડા જ દિવસોમાં એ મૃત્યુલોકમાં જશે અને ત્યાં એક વીર રાજકુમાર તેને પોતાના તીક્ષ્ણ તીરથી વીંધી નાખશે. મૃત્યુલોકનો આ રાજકુમાર જ તારો પતિ થશે.' આટલું બોલીને માતા કામધેનુ અંતર્ધાન થઈ ગયાં. હું પોતે વિંધ્યવાન નામના ગંધર્વની પુત્રી છું અને પુષ્કરમાલી નામના વીર ગંધર્વ મારા પતિ હતા. મારા બહાદુર પતિ યુવાન વયમાં જ દેવદાનવ વચ્ચેના સંગ્રામમાં શુંભ નામના રાક્ષસના હાથે માર્યા ગયા. એટલે હું પણ યુવાન વયે જ વિધવા બની છું. ત્યારથી હું એક તાપસીનું જીવન ગાળું છું. મારી પ્રિય સખી મદાલસાને ઘણા દિવસોથી હું

ધીરજ આપું છું. હમણાં જ મેં સાંભળ્યું હતું કે મૃત્યુલોકના કોઈ વીર રાજકુમારે દુષ્ટ પાતાળકેતુને પોતાના બાણથી વીંધી નાખ્યો છે. એ વાતની ખાતરી કરવા હમણાં જ હું ગઈ હતી. તપાસ કરતાં એ વાત સાચી નીકળી. તમને જોઈને, તમારા પ્રત્યે મદાલસાના હૃદયમાં સ્વાભાવિક પ્રેમ ઊપજ્યો છે; પરંતુ કામધેનુ માતાની વાણી અનુસાર, મૃત્યુલોકના જે વીર રાજકુમારે પાતાળકેતુને ઘાયલ કર્યો છે તે જ તેને પરણશે. આ વિચારે જ આ મદાલસા ચિંતામાં મૂર્ચ્છિત થઈને પડી છે. જેની સાથે આપણને પ્રેમ હોય, તેની સાથે જ લગ્ન થાય તો આપણું જીવન સુખમાં વીતે; કેમ ખરું ને? મદાલસાને આપના પર પ્રેમ ઊપજ્યો અને લગ્ન બીજા સાથે થશે એ જ તેની ચિંતાનું કારણ છે. હવે આપ આપનો પરિચય આપો. આપ કોણ છો? ક્યાંથી આવ્યા છો?'

કુમાર ઋતુધ્વજે પોતાનો સાચો પરિચય વિનયપૂર્વક આપ્યો અને પાતાળકેતુને તીરથી વીંધવા તે કેવી રીતે નિમિત્ત બન્યો છે એ બધી વાત અથઇતિ કહી. આ સુખદાયક વાત સાંભળતાંની સાથે જ મદાલસાની મૂર્છા દૂર થઈ અને તે ચેતનમાં આવીને બેઠી થઈ. બેઠી થતાંની સાથે તેણે પોતાની બહેનપણી કુંડલા સામું જોયું અને તે શરમાઈ ગઈ. શરમની મારી એ કંઈ પણ બોલી શકી નહિ.

તેના મનોભાવ જાણીને કુંડલા ઋતુધ્વજને કહેવા લાગી: 'કુમાર, આપની વાત સત્ય છે; નહિતર મદાલસાનું હૃદય કોઈ બીજા પુરુષ પ્રત્યે આટલું ખેંચાય નહિ. કમનીય કાંતિ હમેશાં ચંદ્રને તથા પ્રચંડ પ્રભા હમેશાં સૂર્યને જ મળે છે. કામધેનુ માતાએ આપનો જ ઉલ્લેખ કર્યો હતો. આપે જ પાતાળકેતુને ઘાયલ કર્યો છે. મારી બહેનપણી મદાલસા આપને પતિરૂપે પામીને પોતાની જાતને ધન્ય માનશે.'

કુંડલાની વાત સાંભળીને આજ્ઞાંકિત પુત્ર ઋતુધ્વજ બોલી ઊઠ્યો: 'પરંતુ પિતાની આજ્ઞા વિના હું લગ્ન કેવી રીતે કરી શકું?'

આનો વિરોધ કરતા કુંડલા બોલી ઊઠી: 'ના ભાઈ, એવું ન બોલો. આ તો ગંધર્વકન્યા છે; દેવકન્યા છે. આપના આ લગ્નથી આપના પિતા કદાપિ નારાજ નહિ થાય; ઊલટા તેઓ આવી દેવરૂપ કુલવધૂ મેળવીને પ્રસન્ન થશે. વળી તેમને પૂછી જોવા અને તેમની આજ્ઞા મેળવવા જેટલો સમય પણ આપણી પાસે નથી. કોઈ દિવ્ય પ્રેરણાથી આપ અહીં સુધી આવી પહોંચ્યા છો; માટે મારું ગરીબડીનું આટલું કહ્યું જરૂર માનો. ભગવાન આપનું ભલું કરશે.'

કુંડલાના આવા પ્રેમાગ્રહ આગળ ઋતુધ્વજને નમતું જોખવું જ પડ્યું; વળી મદાલસા સર્વ રીતે તેને પોતાને લાયક પણ લાગતી હતી. એટલે મદાલસા સાથેના લગ્નની દરખાસ્ત ઋતુધ્વજે માન્ય રાખી. કુંડલાએ તુરત જ ગંધર્વલોકના કુલગુરુ તુમ્બુરુનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાંની સાથે જ સમિધા અને કુશા સહિત ગુરુ તુમ્બુરુ ત્યાં ઉપસ્થિત થયા. તેમણે અગ્નિ પ્રગટાવીને ઋતુધ્વજ અને મદાલસાનું વિધિપૂર્વક લગ્ન કરાવ્યું. કુંડલાએ મદાલસાને ઋતુધ્વજના હાથમાં સોંપી અને બંનેને પોતપોતાના કર્તવ્યનું પાલન કરવાનો ઉપદેશ આપ્યો. પછી બંનેની વહાલસોયી વિદાય લઈને કુંડલા દિવ્ય ગતિથી પોતાના ગંધર્વલોકમાં ચાલી ગઈ.

ઋતુધ્વજ મદાલસાને પોતાના કુવલય ઘોડા ઉપર બેસાડીને પાતાળલોકમાંથી રવાના થવા લાગ્યો. એટલી વારમાં પાતાળકેતુને બધી વાતની ખબર પડી ગઈ, એટલે તે રાક્ષસોનું વિશાળ સૈન્ય એકઠું કરીને ઋતુધ્વજની સામે આવી પહોંચ્યો. આ બાજુ ઋતુ-ધ્વજ પણ કયાં ગાંજ્યો જાય તેમ હતો? તેણે જાણે રમતમાં ને

રમતમાં રાક્ષસોના સમગ્ર સૈન્ય પર તીરોની જાળ બિછાવી દીધી અને છેવટે 'ત્વાષ્ટ્ર' નામના દિવ્ય શસ્ત્રનો ઉપયોગ કરીને પાતાળ-કેતુ સહિત તમામ રાક્ષસોને ભસ્મ કરી નાખ્યા. એ પછી તે પોતાના પિતાની રાજધાનીમાં જઈ પહોંચ્યો. ઘોડા ઉપરથી તેણે માતાપિતાને પ્રણામ કર્યા. મદાલસા પણ ખાનદાન કુળની કન્યાને છાજે તેમ સાસુ–સસરાને પગે પડી. પુત્રના મુખથી સર્વ મંગળ સમાચારો સાંભળીને માતાપિતાને ખૂબ આનંદ થયો; તેમણે પુત્ર અને પુત્રવધૂને પ્રેમથી હૃદય સરસાં ચાંપ્યાં અને તેમનાં માથાં સૂંઘ્યાં. મદાલસા સાસરામાં બહુ પ્રસન્નતાથી રહેવા લાગી. તે દર-રોજ વહેલે પરોઢિયે ઊઠતી અને સાસુસસરાને પગે પડતી હતી અને પતિને પોતાની સેવાચાકરીથી સંતોષતી હતી.

એ પછી એક દિવસ રાજા શત્રુજિતે કુમાર ઋતુધ્વજને કહ્યુ: 'બેટા, પ્રભુની કૃપાથી આ દેવાંશી ઘોડો–કુવલય તને મળ્યો છે. તો દરરોજ વહેલી સવારે તું આ ઘોડા પર સવાર થઈને ઋષિમુનિઓ અને બ્રાહ્મણોને રાક્ષસોના ત્રાસથી છોડાવવા માટે બહાર નીકળી પડતો હોય તો?'

આ સાંભળી કુમાર ઋતુધ્વજ વિચાર્યું: 'પિતાની વાત સાવ સાચી છે. મને દેવાંશી ઘોડો તો મળ્યો છે; તદુપરાંત ભગવાને મને બુદ્ધિ અને બળ પણ આપ્યાં છે. તો મારે એ બધાંનો ઉપયોગ દીનદુખિયાંના ભલામાં કરવો જોઈએ.'

આ વિચારે કુમાર ઋતુધ્વજ દરરોજ નિત્યકર્મથી પરવારીને કોઈ ને કોઈ પરોપકાર અને પરાક્રમનાં કાર્યોની શોધમાં નીકળી પડતો અને એવું કાર્ય હાથ આવતાં તેનો ઉકેલ પોતાની બુદ્ધિ અને બળથી આણતો. દરરોજ સાંજે તે પોતાની આવી મુસાફરી-માંથી પાછો ફરતો અને પિતાને પ્રણામ કરતો.

એક દિવસ તે ફરતો ફરતો યમુનાતટે આવી પહોંચ્યો.

અહીં એક રાક્ષસ આશ્રમ બાંધીને મુનિના વેશમાં રહેતો હતો. મુનિ જાણીને ઋતુધ્વજે તેને પ્રણામ કર્યા. મુનિ બોલ્યા: 'કુમાર, હું ધર્મ માટે યજ્ઞ કરવા માગું છું; પરંતુ તેના માટે જોઈતું ધન મારી પાસે નથી; તેમ જ યજ્ઞ કરવા બેસું ત્યારે યજ્ઞનું રક્ષણ કરનાર પણ કોઈ નથી; જો તમે તમારા બાજુબંધનો મણિ મને આપો અને અહીં રહીને મારા યજ્ઞની રખેવાળી કરો તો હું આવા યજ્ઞનો આરંભ કરું.'

કુમાર ઋતુધ્વજ માટે આ મોટું ધર્મસંકટ આવી પડયું. પિતાની સૂચના ઉપરથી ઋતુધ્વજે દરરોજ પરદુઃખભંજનનું કાર્ય હાથ ધર્યું હતું; વળી એમાં તેની દયાળુ અને પરોપકારી પત્ની મદાલસાની સંમતિ હોય જ. આમ છતાં ઋતુધ્વજ મદાલસાનો શિરતાજ હતો; જ્યાં સુધી ઋતુધ્વજ ઘર બહાર હોય ત્યાં સુધી મદાલસાને તેની ચિંતા રહ્યા કરે તે સ્વાભાવિક હતું. એથી મદાલસાએ એક કિંમતી બાજુબંધ પોતાના હાથે જ ઋતુધ્વજને બાંધ્યો હતો. એ બાજુબંધમાં એક અતિમૂલ્યવાન મણિ જડેલો હતો. મદાલસાએ આ બાજુબંધ બાંધતાં ઋતુધ્વજને કહી મૂકયું હતું: 'નાથ, જ્યાં સુધી મારા સૌભાગ્યના સૂરજ જેવો આ મણિજડિત બાજુબંધ તમારા હાથ પર બાંધેલો હશે, ત્યાં સુધી શત્રુઓ તમારો વાળ પણ વાંકો નહિ કરી શકે. આ મણિ તમે તમારા હાથ પરથી કોઈ દિવસ અળગો કરશો નહિ. જો તે મણિ તમે કોઈ બીજાને આપશો અને તે મારા જોવામાં આવશે, તો એ જ વખતે હું મારા પ્રાણ ત્યાગ કરીશ એ નક્કી જાણજો.'

હવે આ મણિજડિત બાજુબંધની જ મુનિએ ઋતુધ્વજ પાસે માગણી કરી હતી. ઋતુધ્વજ જેવો પરોપકારી કુમાર આવા સત્કાર્યમાં ના પણ કેવી રીતે પાડી શકે? આવા કોઈના કોઈ સત્કાર્ય માટે

તો રોજ રોજ બહાર નીકળી પડવાનું તેનું મત હતું. એટલે વધુ કંઈ પણ વિચાર કર્યા વગર ઋતુધ્વજે પોતાની પાસેનો મણિજડિત બાજુબંધ તેણે મુનિને આપી દીધો.

હવે જ ખરી મુશ્કેલી શરૂ થઈ; કેમકે આ મુનિ એ કોઈ સાચા મુનિ નહોતા, પણ રાક્ષસ પાતાળકેતુનો નાનો ભાઈ તાલકેતુ મુનિનો કપટવેષ ધરીને અહીં વસ્યો હતો. પોતાના હાથમાં ઋતુધ્વજનો મણિજડિત બાજુબંધ આવતાં તાલકેતુ અંતરમાં ખુશખુશાલ થઈ ગયો. ઋતુધ્વજના હાથે જે બાજુબંધ હતો તે તેની સતીસાધ્વી પત્ની મદાલસાએ પોતાના સૌભાગ્યસૂચક અલંકાર તરીકે તેને બાંધ્યો હતો. એ વાત તાલકેતુ જાણી ગયો હતો; એટલે બાજુબંધ હસ્તગત કરવાની પેરવીમાં જ તે પડ્યો હતો. આજે તે હાથ આવતાં તેણે પોતાની કપટલીલા ફેલાવવા માંડી. તેણે ઋતુધ્વજને કહ્યું: 'કુમાર, તમારા પરોપકારી સ્વભાવને ધન્ય છે. હવે જુઓ, આપણે આપણું યજ્ઞનું કામ આરંભીએ. એ પહેલાં હું જળમાં પ્રવેશ કરીને વરુણ દેવતાની સ્તુતિ કરી આવું. ત્યાં સુધી તમે અહીં રહી મારા આશ્રમનું રક્ષણ કરજો. હું ઝાઝી વાર નહિ કરું; બને તેટલો જલદી પાછો ફરીશ.'

આમ કહીને તાલકેતુ યમુનાના પાણીમાં પ્રવેશ્યો અને પોતાની માયાથી એવો અદૃશ્ય થઈ ગયો કે તુરત જ રાજા શત્રુજિતની રાજધાની પાસે તે આવી પહોંચ્યો. રાજધાનીમાં પણ તાલકેતુએ એવો ને એવો મુનિનો વેશ ધારણ કરેલો હતો. મુનિના વેશમાં જ તે રાજા શત્રુજિતને મળ્યો અને મોં દાવકું રાખીને કહેવા લાગ્યો: 'રાજન્, બહુ માઠા સમાચાર લઈને હું આવ્યો છું. મારા આશ્રમમાં થતા યજ્ઞનું રક્ષણ કરતાં કરતાં દૈત્યોના હાથે આપનો કુમાર ઋતુધ્વજ હણાયો છે. તેની નિશાની જોવી હોય, તો જુઓ તેનો આ બાજુબંધ!'

બાજુબંધ ઋતુધ્વજથી કદાપિ અળગો થાય જ નહિ, એની

સૌને ખાતરી હતી; એટલે બાજુબંધ જોતાં ઋતુધ્વજ હણાયાની રાજાને ખાતરી થઈ. ધીરે ધીરે આ વાત રાણીવાસમાં પહોંચી અને મદાલસાના કાને આવી, એટલે એ સતી સ્ત્રીના આક્રંદનું તો પૂછવું જ શું ? તેણે પોતાને અત્યંત પ્રિય એવો બાજુબંધ પોતાની પાસે મંગાવ્યો અને તેને પતિથી અલગ જોતાં જ તેના પ્રાણ ઊડી ગયા. એક બાજુ ઋતુધ્વજના મૃત્યુની ખબર આવી હતી અને બીજી બાજુ મદાલસાનો દેહ ઢળ્યો; એટલે રાજમહેલનો શોક તો બમણો થઈ ગયો.

આટલા મોકાણના સમાચાર આપીને મુનિના વેશમાં આવેલો તાલકેતુ કોઈને કાંઈ કહ્યાકારવ્યા વગર ત્યાંથી છૂમંતર થઈ ગયો. યમુનાના જળમાં પ્રવેશ કરીને ફરીથી તે પોતાના આશ્રમમાં આવી પહોંચ્યો અને 'ધણીને કહે દોડ અને ચોરને કહે નાસ' એવો ઘાટ તેણે કર્યો. તેણે ઠંડે પેટે કુમાર ઋતુધ્વજને કહ્યું: 'કુમાર, યજ્ઞની તૈયારીઓ કરવામાં હજુ વખત લાગશે; એટલે બધી તૈયારીઓ કર્યા પછી હું તમને તેડું મોકલીશ. ત્યાં સુધીમાં આપ આપનાં માતાપિતાની રજા લઈ આવો.'

ઋતુધ્વજને તાલકેતુનાં કરતૂતોની કંઈ જ ખબર નહોતી. તે તો 'વારુ' કહીને ભોળે ભાવે પોતાના નગરમાં પાછો ફર્યો. પાછા ફરતાં જ મોકાણના સમાચાર તેને મળ્યા. સૌથી વધુ તેને પોતાની પ્રિય અને સતી સાધ્વી પત્ની મદાલસાનો વિયોગ સાલવા માંડ્યો. મુડદું ઘરમાં રાત તો રાખી શકાય નહિ, એટલે ઋતુધ્વજના આવતાં પહેલાં જ મદાલસાના દેહને સ્મશાનમાં અગ્નિદાહ દેવામાં આવ્યો હતો. મદાલસાના વિયોગમાં બેબાકળો બનીને ઋતુધ્વજ સ્મશાન ભણી ચાલ્યો, અને જ્યાં પોતાની પત્ની મદાલસાની ભસ્મ હતી ત્યાં આવીને ઊભો રહ્યો. એ વખતની તેની અત્યંત દુઃખી સ્થિતિનું હૃદયદ્રાવક વર્ણન આપણા મહાકવિ

પ્રેમાનંદે આ પ્રમાણે કર્યું છે :

આવીને ઊભો રહ્યો, જ્યાં રામાની રાખોડી;
પ્રદક્ષિણા તે પૂઠે કરતો, પોતાના બેઉ કર જોડી.
શું ભામિનીજી, ભસ્મ થયાં છો ? અમ વીસરજો દંડ;
મારા સમ જો બોલો નહિ તો, દેહ કરીશ શત ખંડ.
દહાડી સાદ કરું હું તમને, તમો શે મુંને નથી કરતાં ?
હો કોકિલાનાદી વિચારજો, હું મૂઓ છું તું મરતાં.
એમ શું કરો છો છોકરવાદી ? પાણી પાઓ પ્રેમદા;
ઊઠો વહેલાં, ઊઠો વહેલાં, પતિની જાણી આપદા.
મન વ્યાકુળ તે કંઈ ન જાણે, બોલે ઘેલાં ઘેલાં;
તારું મૃત્યુ કેમ થયું રે, હું થયો ન તું'થી પહેલાં ?
બન્ને હાથથી ઉસરડીને, રાખોડીનો ઢગલો કીધો;
પામરીમાં ગાંસડી બાંધી, મસ્તક ઉપર લીધો.

કુમાર ઋતુધ્વજે પોતાની પ્રિયતમાની ભસ્મની પોતાના રેશમી સાફામાં પોટલી બાંધી અને તેને પોતાની પ્રિયાની પવિત્ર સ્મૃતિ લેખીને પોતાની સાથે લઈ ગયો. એ પછી કુમાર પહેલાંની જેમ બધું કામકાજ કરતો, પણ કોઈ દિવસ બીજા લગ્નનું નામ લેતો નહિ. દિવસો વીતતા ગયા, તેમ તેમ બીજાઓને તો ઠીક, પણ કુમારનાં માતાપિતાથી કુમાર આટલી નાની ઉંમરે વિધુર બનવા છતાં બીજું લગ્ન ન કરે તે સહન થઈ શક્યું નહિ. તેમણે બીજું લગ્ન કરવા ઋતુધ્વજને ઘણો આગ્રહ કર્યો; પરંતુ તે આ વાત કાને ધરતો જ નહિ.

આ જ અરસામાં નાગલોકના રાજા અશ્વતરના બે કુંવરો પૃથ્વીલોકમાં ફરતા ફરતા રાજા શત્રુજિતના મહેમાન બન્યા. સરખે સરખામાં ભાઈબંધી તુરત જ જામી પડે છે; એ રીતે આ બે નાગકુમારો ઋતુધ્વજના ખાસ મિત્રો બની ગયા અને ઋતુધ્વજની સાથે સાથે જ ફરવા લાગ્યા. રાજા શત્રુજિતે વિચાર્યું : 'કુમાર

ઋતુધ્વજ અમારું તો માનતો જ નથી; લાવ, તેના આ બે શાણા મિત્રો–નાગકુમારોને વાત કરવા દે. કદાચ એ લોકો કંઈક રસ્તો કાઢશે.'

આ વિચારે રાજા શત્રુજિતે એક વાર બંને નાગકુમારોને પોતાની પાસે બોલાવ્યા અને પોતાના મનનું દુઃખ વ્યક્ત કર્યું. નાગકુમારો બોલી ઊઠ્યા: 'મહારાજ, આપના કુમાર ઋતુધ્વજ અમારે મન અમારા સગા ભાઈ કરતાં પણ વધુ છે. વળી તે બધી રીતે ગુણવાન, શૂરવીર અને જ્ઞાની છે. અમે તેની સાથે અલકમલકની વાતો કરીએ છીએ; તેમાં કોઈ કોઈ વાર તેની મૃત પત્ની મદાલસાની વાત પણ નીકળે છે. મહારાજ, કુમાર તો એક-પત્નીવ્રતી છે. વળી મદાલસા પ્રત્યે તેની ભક્તિ પણ ભારે છે. એટલે તે બીજી પત્ની કરે એ કદાપિ સંભવિત નથી. માટે કોઈ પણ પ્રકારે અમારી મદાલસાભાભી ફરી જીવિત થાય તે માટે અમે પૂરેપૂરા પ્રયત્ન કરીશું. સાચા દિલથી કરેલા પ્રયત્નો કદાપિ નિષ્ફળ જતા નથી. અમે આ માટે અમારા પિતા નાગરાજ અશ્વતરને કહીશું. તેઓ અમને કંઈ ને કંઈ રસ્તો ચોક્કસ સુઝાડશે. આપ હવે આ બાબતમાં નચિંત રહેજો. અમે ઋતુધ્વજ સાથે વાત કરીને કાલે જ અમારા મુલકમાં ઊપડી જઈશું અને આ કાર્ય પાર પાડીને જ જંપીશું, એવી પ્રતિજ્ઞા લઈએ છીએ.'

આમ કહીને નાગકુમારોએ રાજા શત્રુજિતની વિદાય લીધી. પછી તેઓ જઈને ઋતુધ્વજને મળ્યા અને પોતાની પ્રતિજ્ઞા કહી સંભળાવી. પોતાની મદાલસા પાછી મળશે એથી વધુ આનંદ-દાયક વાત ઋતુધ્વજ માટે બીજી કઈ હોઈ શકે? કુમારે નાગ-કુમારોનો આ માટે આભાર માન્યો અને આ કાર્યમાં તેમને ફતેહ ઇચ્છી વહાલભરી વિદાય આપી.

નાગકુમારો પોતાના નાગરાજ્યમાં ગયા અને પોતાની પ્રતિ-જ્ઞાની બધી વાત પોતાના પિતા–નાગરાજ અશ્વતરને કરી. નાગ-

રાજ બોલ્યા: 'બેટાઓ, મિત્ર માટે તમે કરેલી પ્રતિજ્ઞાને હું વખાણું છું. સાચો મિત્ર એ જ, જે મિત્રના દુઃખના કારણે પોતાનો પ્રાણ સુદ્ધાં અર્પણ કરે. તમે મિત્ર ખાતર જે પ્રતિજ્ઞા કરી છે, તેમાં હું તમને બધી રીતે મદદ કરીશ. વળી આમાં કંઈ મોટી વાત પણ નથી. હિમાલયની તળેટીમાં પ્લક્ષાવતરણ નામનું તીર્થ છે. તેમાં મૃત્યુંજય મહાદેવનું મોટું દેવળ છે. આપણી સંગીતની સાધનાથી આપણે જો મૃત્યુંજય મહાદેવને પ્રસન્ન કરીશું, તો મૃત્યુ પામેલી મદાલસાને મૃત્યુંજય મહાદેવ જરૂર સજીવન કરશે.'

પિતાની આ યોજનાને નાગકુમારોએ સહર્ષ વધાવી લીધી અને પિતા-પુત્રો તુરત જ ઊપડ્યા હિમાલયની તળેટીમાં આવેલા પ્લક્ષાવતરણ તીર્થમાં. ત્યાં જઈ મૃત્યુંજય મહાદેવના દેવળમાં તેમણે વાસ કર્યો. પોતાની અદ્ભુત સંગીતસાધનાથી નાગરાજ અને તેમના કુમારોએ મૃત્યુંજય મહાદેવને પ્રસન્ન કર્યા. પ્રસન્ન કરીને તેમણે મહાદેવજી પાસે વર માગ્યો: 'મૃત્યુલોકના રાજ-કુમાર ઋતુધ્વજની સતીસાધ્વી પત્ની મદાલસાને અમારી સમક્ષ સજીવન કરો.'

જેણે ખુદ મૃત્યુને જીતી લીધું છે તેવા મૃત્યુંજય મહાદેવને શી વાર? તુરત જ તેમણે મૃત્યુ પામેલી મદાલસાને નાગરાજ અને તેના કુમારો સમક્ષ સજીવન કરી.

સજીવન થયેલી મદાલસાને બધી વાત નાગરાજ અને નાગ-કુમારોએ પહેલેથી માંડીને કરી. હવે તો મદાલસાને પણ પોતાના વિયોગથી ઝૂરતા કુમાર ઋતુધ્વજને મળવા માટે તાલાવેલી લાગી હતી. તુરત જ નાગકુમારો કુમાર ઋતુધ્વજને અહીં તેડી લાવ્યા. ઋતુધ્વજ અને મદાલસાનું ખરેખર આ અદ્ભુત પુનર્મિલન હતું; બંને જણાં એકમેકને જોઈને સ્વર્ગીય આનંદ અનુભવવા લાગ્યાં. પછી નાગરાજે મદાલસાને પોતાની બેટી કરીને સ્થાપી;

અને પોતાના રાજ્યમાં જઈ ઋતુધ્વજ સાથે તેને વિધિપૂર્વક ફરી પરણાવી અને પોતે કન્યાદાનનું પરમ પુણ્ય લીધું.

આ બધો વિધિ પૂરો થયો, એટલે ઋતુધ્વજે પોતાના દિવ્ય ઘોડા–કુવલયનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાં જ કુવલય ઘોડો દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો. પછી નાગરાજ અને પોતાના મિત્રો નાગકુમારોનો ઋતુધ્વજ–મદાલસાએ ખૂબ ખૂબ આભાર માન્યો અને ત્યાંથી વિદાય માંગી. વિદાય લઈને બંને જણાં કુવલય ઘોડા ઉપર ચડી બેઠાં અને રાજા શત્રુજિતની રાજધાનીમાં આવી પહોંચ્યાં. આવતાંની સાથે જ મદાલસા સાસુ–સસરાના ચરણોમાં પડી. પોતાની આવી ગુણિયલ પુત્રવધૂને ફરી જીવિત જોઈ રાજારાણી પણ ખૂબ હર્ષિત થયાં અને એ દિવસ આખા રાજ્યમાં મોટા ઉત્સવનો મનાવવામાં આવ્યો.

કેટલોક કાળ વીત્યા પછી રાજા શત્રુજિતનો સ્વર્ગવાસ થયો. ઋતુધ્વજ બન્યો રાજા અને મદાલસા બની રાણી. મદાલસાની કૂખે પ્રથમ પુત્ર પ્રસવ્યો. ઋતુધ્વજે તેનું નામ પાડ્યું 'વિક્રાંત.' આવું નામ સાંભળી મદાલસાને હસવું આવ્યું હતું. એ પછી કાળક્રમે મદાલસાએ બીજા પુત્રોને જન્મ આપ્યો. તેમનાં નામ અનુક્રમે 'સુબાહુ' અને 'શત્રુમર્દન' પાડવામાં આવ્યાં. આ નામો પર પણ મદાલસા હસી હતી. પોતાના આ ત્રણે પુત્રોને જ્ઞાની મદાલસાએ બાળપણથી જ આત્મ–બ્રહ્મજ્ઞાનનું ધાવણ ધવડાવ્યું હતું. મોટા થતાં આ ત્રણે કુમારોએ પોતાની માતા મદાલસાના શિક્ષણને દીપાવ્યું; સંસારનો ત્યાગ કરીને મહાન વિરક્ત સંન્યાસી બન્યા.

મદાલસા પોતાના આ પુત્રોને કેવો ઉપદેશ આપતી હતી તેનો આછો ખ્યાલ નીચેની વિગત પરથી આવશે:

એક દિવસ નાનકડો વિક્રાંત રડતો રડતો પોતાની માતા મદાલસા પાસે આવ્યો ને ફરિયાદ કરવા લાગ્યો:

'મા, મા, મને ફલાણા છોકરાએ માર્યો! ક્યાં હું રાજકુમાર અને ક્યાં એ સામાન્ય છોકરો? માટે તમે એ છોકરાને યોગ્ય શિક્ષા ફરમાવો.'

પરંતુ જ્ઞાની મદાલસા એવી સામાન્ય માતા નહોતી કે છોકરાનું ઉપરાણું લે. તેણે તો ઊલટાનો આ તકનો લાભ લઈ પોતાના દીકરા વિક્રાંતને ઉપદેશ આપ્યો: 'બેટા, આવું અભિમાન તને ક્યાંથી આવ્યું? આપણે રાજાના છોકરા એટલે શું થઈ ગયું? રાજાના છોકરામાં કે સામાન્ય છોકરામાં એકસરખો જ આત્મા વિલસી રહ્યો છે, એવો મારો ઉપદેશ તું ભૂલી ગયો? આ શરીરને અને આપણને શું લાગેવળગે? એ છોકરાએ તારા આ દેહને માર્યો; પણ તારા આત્માને મારી શકવા કોઈ સમર્થ નથી. વળી આત્મા તો અમર છે અને દેહ નાશવંત છે. નાશવંત દેહ માટે ઝઘડા શા કરવા? રોજ ભેગા રમવું અને ક્ષુદ્ર એવા દેહ સારુ ઝઘડા કરવા આપણા જેવા સમજુને શોભે ખરા?'

મદાલસાના આવા ઉપદેશથી તુરત જ વિક્રાંતના પૂર્વ સંસ્કાર જાગી ઊઠ્યા; તેને પોતાના આત્મજ્ઞાનનું ફરી ભાન થયું અને માતા પાસેથી રાજી થતો ફરી પાછો પોતાની રમતમાં લાગી ગયો.

મદાલસા પોતાના પુત્રોને ઉપદેશો આપતી તેનો સાર આ પ્રમાણે આપી શકાય: 'તમે તમારા આ દેહરૂપી અંચળા ઉપર મોહ ન રાખો; શુભાશુભ કર્મો અનુસાર આ દેહ તમને મળ્યો છે. દેહરૂપી તમારો આ અંચળો લોભ, મોહ, મદ ઇત્યાદિથી બંધાયેલો છે; તમે તો સર્વદા તેનાથી મુક્ત છો. કોઈ જીવ પિતા તરીકે ઓળખાય છે, કોઈ પુત્ર તરીકે ઓળખાય છે, કોઈને માતા કહેવામાં આવે છે, તો કોઈને પ્યારી સ્ત્રી. કોઈ 'આ મારું છે,' એમ કહીને તેને પોતાનું માને છે; તો કોઈ 'આ મારું નથી' એમ કહીને તેને પારકું માને છે. આ પ્રમાણે આ બધાં પ્રાણી-

સમુદાયનાં વિધવિધ રૂપો છે, એમ તમે માનો. જોકે બધા ભોગો દુઃખરૂપ છે છતાં મૂઢચિત્ત માનવી તેને દુઃખ દૂર કરનાર તથા સુખની પ્રાપ્તિ કરાવનાર માને છે; પરંતુ જે જ્ઞાની છે, જેનું ચિત્ત મોહમાં ફસાયુ નથી, તે આ ભોગોમાંથી ઉત્પન્ન થતાં સુખોને પણ દુઃખ જ માને છે.'

યથાસમયે રાણી મદાલસાએ ચોથા કુમારને જન્મ આપ્યો. આ વખતે રાજા ઋતુધ્વજ તેનુ નામ પાડવા ગયા, ત્યારે પણ મદાલસા દરવખતની જેમ હસવા લાગી. આથી રાજાએ કહ્યું: 'રાણી, જ્યારે જ્યારે હુ આપણા કુમારનુ નામ પાડવા જાઉં છું, ત્યારે ત્યારે તમે હસો છો. માટે આ વખતે તો કુમારનું નામ તમે જ પાડો.'

મદાલસા બોલી: 'નાથ, જેવી તમારી આજ્ઞા. હું તેનું નામ 'અલર્ક' પાડું છું.'

'અલર્ક' જેવું વિચિત્ર નામ સાંભળી રાજા ઋતુધ્વજ ખડખડાટ હસવા લાગ્યા અને કહ્યુ: 'રાણી, આ 'અલર્ક' વળી કેવું નામ? તેનો કંઈ અર્થ થતો હોય એમ મને લાગતું નથી.'

જ્ઞાની મદાલસા બોલી: 'રાજન્, આપની વાત સાચી છે. 'અલર્ક'નો કોઈ અર્થ નથી; અને નામમાં અર્થની જરૂર પણ શી છે? નામ શા માટે પાડવામાં આવે છે? સંસારમાં વ્યવહાર ચલાવવા માટે, ઓળખ માટે. નામ તો એક સંજ્ઞા માત્ર છે; તેનો કોઈ અર્થ નથી. આપે આપના કુમારોનાં જે નામ રાખ્યાં છે તે પણ નિરર્થક છે. પહેલા કુમારનું નામ આપે 'વિક્રાંત' પાડ્યું. વિક્રાંતના અર્થ પર વિચાર કરો. ક્રાંતિનો અર્થ 'ક્રમ' ધાતુ પરથી ગતિ થાય છે, અને જે એક સ્થાનથી બીજા સ્થાને જાય તે વિક્રાંત કહેવાય. પરંતુ આત્મા તો સર્વવ્યાપક છે; એટલે તેને અહીંતહીં અવરજવર કરવાની— ગતિ કરવાની શી જરૂર? એટલે કુમારનું એ નામ કેટલું જૂઠું

છે તે આપ સમજી શકશો. બીજા કુમારનું આપે 'સુબાહુ' નામ આપ્યું છે. જ્યાં આત્મા જ નિરાકાર છે, ત્યારે તેને બાહુ ક્યાંથી હોઈ શકે? જ્યાં બાહુ જ નથી ત્યાં સુબાહુ નામ રાખવું કેટલું અસંગત છે? ત્રીજા કુમારનું નામ 'શત્રુમર્દન' પાડ્યું છે; તેની પણ કોઈ સાર્થકતા નથી. જ્યાં સર્વ પ્રાણીઓમાં એક જ આત્મા વિલસી રહ્યો છે ત્યાં આપણો શત્રુ કોણ? પછી શત્રુને મર્દન કરવાની વાત ક્યાંથી ઉદ્‌ભવે? મેં આગળ કહ્યું તેમ સંસારમાં વ્યવહાર ચલાવવા પૂરતો જ નામ પાડવાનો ઉદ્દેશ છે, તો પછી અલર્ક એવા નિરર્થક નામથી પણ એ ઉદ્દેશ ખુશીથી સરી શકે તેમ છે. આપ જ્યારે જ્યારે કોઈ વિશિષ્ટ અર્થવાળું નામ પાડતા હતા, ત્યારે ત્યારે મને આટલા માટે હસવું આવતું હતું, એ વાત હવે આપના ખ્યાલમાં આવી ગઈ હશે.'

રાજા ઋતુધ્વજ પણ પોતાની જ્ઞાની પત્નીના આવા ઉત્તમ બ્રહ્મજ્ઞાન ઉપર મુગ્ધ બન્યો; આમ છતાં એક વાતનું તેને બહુ લાગી આવતું હતું. તે એ કે, પોતાની માતા પાસેથી આવો બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ મળવાથી તેના મોટા ત્રણે કુમારો આ અસાર સંસારનો ત્યાગ કરી ચાલ્યા ગયા હતા. રાજાને થતું હતું:

'આ ચોથા કુમાર અલર્કને પણ જો મદાલસા આવો ઉપદેશ આપશે અને એ ઉપદેશ સાંભળીને આ ચોથો કુમાર પણ સંસારનો ત્યાગ કરશે, તો મારા પછી મારી રાજગાદી કોણ સંભાળશે?'

આ વિચારે તેણે મદાલસાને વિનંતિ કરી: 'રાણી, આપણા ત્રણ કુમારોને તમે બ્રહ્મજ્ઞાનનું અમૃત પાઈને વૈરાગી બનાવ્યા. એક રીતે એ સાચું પણ છે. પરંતુ મારા પછી હવે રાજગાદી સંભાળશે કોણ? માટે કૃપા કરીને આ ચોથા પુત્ર અલર્કને આપ ગૃહસ્થાશ્રમધર્મના પાઠ ભણાવો તો સારું.'

રાણી મદાલસા રાજા ઋતુધ્વજની વાત સમજતી હતી. વળી

છેવટે ઋતુધ્વજ તેના સ્વામી હતા; એટલે સ્વામીની વિનતિને માન્ય રાખીને મદાલસાએ અલર્કને આદર્શ ગૃહસ્થાશ્રમનું શિક્ષણ આપવા માંડયું. 'સંસાર શું સરસો રહે અને મન મારી પાસ' (સંસારમાં રહે છે, છતાં મન પ્રભુમાં)—ગૃહસ્થાશ્રમનો એવો ઉત્તમ બોધ મદાલસાએ અલર્કને આપવા માંડ્યો. બાળપણથી જ મદાલસાએ અલર્કને વ્યવહારશાસ્ત્રનો પંડિત બનાવવા માંડ્યો; તેને રાજનીતિશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન આપ્યું. ધર્મ, અર્થ અને કામ એ ત્રણે શાસ્ત્રોમાં અલર્ક પ્રવીણ બન્યો. તે ઉંમરલાયક થતાં ઋતુધ્વજ અને મદાલસાએ તેનો રાજ્યાભિષેક કરાવ્યો અને તેને રાજગાદી સોંપીને બન્ને પતિપત્ની—વર્ણાશ્રમધર્મને અનુસરીને વનમાં તપશ્ચર્યા કરવા ચાલ્યાં. અલર્કની વિદાય લેતી વખતે મદાલસાએ અલર્કને પોતાના તરફથી એક ખાસ વીંટી અત્યંત પ્રેમપૂર્વક ભેટ આપી. એ વખતે મદાલસાએ અલર્કને કહ્યું: 'અલર્ક, જયારે તું કોઈ સંકટમાં આવી પડે, ત્યારે આ વીંટી ખોલજે. વીંટી ખોલતાં એક સૂક્ષ્મ પાંદડા પર કંઈક લખાણ લખેલું તને દેખાશે. એ લખાણ એ મારો તને અંતિમ ઉપદેશ છે. સંકટસમયે એ ઉપદેશ અનુસાર તું ચાલજે.'

આ પછી ઋતુધ્વજ અને મદાલસાએ અલર્કની વિદાય લીધી.

અલર્કે પોતાના પિતાનું રાજ્ય સંભાળી લીધું. ગંગા-યમુનાના સંગમ ઉપર અલર્કપુરી નામની એક નવી રાજધાની તેણે બંધાવી. (અત્યારે આ અલર્કપુરી 'અરૈલ'ના નામથી ઓળખાય છે.)

પછી તો અલર્ક પોતાની જ્ઞાની માતા તરફથી મળેલું બ્રહ્મ-જ્ઞાન ઘડીભર ભૂલીને સંસારના ભોગોમાં આસક્ત બન્યો. પોતાનો ભાઈ અલર્ક સંસારના ભોગોમાં આસક્ત બન્યો છે, એ વાત તેના મોટા ભાઈ સુબાહુના જાણવામાં આવી. એથી સુબાહુને બહુ

લાગી આવ્યું. તેણે પોતાના ભાઈની સાન ઠેકાણે લાવવાનો નિર્ધાર કર્યો. એણે કાશીના રાજાની મદદથી અલર્ક ઉપર ચડાઈ કરી. પોતાના ઉપર આવું અણધાર્યું સંકટ આવવાથી અલર્ક ગભરાઈ ઊઠ્યો. એ વખતે તરત જ તેને પોતાની માતાએ આપેલી વીંટી સાંભરી આવી. તેણે વીંટી ખોલી, તો તેમાંથી આ પ્રમાણે ઉપદેશ લખેલો મળી આવ્યો :

'*સંગનો ( આસક્તિનો ) બધી રીતે ત્યાગ કરવો જોઈએ,* પરંતુ જો તેનો ત્યાગ કરવાનું શક્ય ન બને, તો સંતપુરુષોનો સંગ–સત્સંગ કરવો, કેમ કે સંતપુરુષોનો સંગ જ તેનો એક માત્ર ઇલાજ છે. ઇચ્છામાત્રનો ત્યાગ કરવો જોઈએ, પરંતુ એ જો સંપૂર્ણપણે ન બને, તો માત્ર મોક્ષની ઇચ્છા ( મુમુક્ષા )જ રાખવી જોઈએ, કેમ કે મોક્ષની ઇચ્છા જ ઇચ્છામાત્રને મટાડનાર ઔષધિ છે.'

માતા મદાલસાનો આ ઉપદેશ રાજા અલર્કે અનેક વાર વાંચ્યો અને વિચાર્યો. એથી તેને આત્મકલ્યાણની કૂંચી હાથ આવી: આત્મકલ્યાણ સધાશે મુક્તિની ઇચ્છા જાગૃત કરવાથી અને મુક્તિની ઇચ્છા જાગૃત થશે સત્સંગથી. આવો પરમ બોધ પામી અલર્કે ગુરુ દત્તાત્રેયનો સત્સંગ સાધ્યો અને એમના સાંનિધ્યમાં રહીને તે શુદ્ધ આત્મજ્ઞાનનો ઉપદેશ પામ્યો.

આ પ્રમાણે મહાસતી મદાલસાએ પોતાના ચારે પુત્રોનો ઉદ્ધાર કરીને પોતે પણ પતિ સાથે પરમાત્મચિંતનમાં ચિત્ત પરોવ્યું અને થોડા જ સમયમાં તે મોક્ષસ્વરૂપ પરમપદને પ્રાપ્ત થઈ.

મદાલસા આ લોકમાં નથી, છતાં ભારતની એક જ્ઞાની માતા તેમજ પોતાના બાળકોની ઉત્તમ શિક્ષિકા તરીકે તેનું નામ અમર છે.

# ૧૪: શાંડિલી

પ્રાચીન કાળમાં પ્રતિષ્ઠાનપુરનમાં× કૌશિક નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને કોઢનો રોગ થયો હતો. તેની પત્નીનું નામ આમ તો 'શૈબ્યા' હતું, પરંતુ શાંડિલ્ય ગોત્રમાં જન્મેલી હોવાથી લોકોમાં તે 'શાંડિલી' નામે જાણીતી થઈ હતી. શાંડિલી સતી-સાધ્વી અને પતિવ્રતા હતી. પતિની સર્વ પ્રકારે સેવા કરીને તેને સંતુષ્ટ રાખવો, એ પત્નીનું પરમ કર્તવ્ય છે, એ શાસ્ત્રવાક્યમાં શાંડિલીને અટલ શ્રદ્ધા હતી. તેનો પતિ ખૂબ જ ખરાબ એવા ચેપી રોગથી પીડાતો હતો, છતાં તે પોતાના એ રોગિષ્ટ પતિને દેવ માનીને તેની સેવા કરતી હતી.

શાંડિલી પતિના સારાયે દેહ પર તેલમાલિશ કરતી, તેનું શરીર દબાવતી, તેને પોતાના હાથે નવડાવતી, વસ્ત્રો પહેરાવતી અને ભોજન કરાવતી હતી; એટલું જ નહિ પણ પતિનું થૂંક, મલમૂત્ર અને લોહીના ગળફા મનમાં કોઈ જાતની સૂગ ચડાવ્યા વિના જાતેજ ધોઈને સાફ કરતી હતી. વળી બીજાના દેખતાં જ તે પતિની આવી સેવા કરતી એમ નહોતું; એકાંતમાં પણ તે કદી પતિને છણકા કરતી નહોતી. પતિની બને તેટલી સેવા કરવી અને પ્રેમાળ વાણીથી તેને પ્રસન્ન રાખવો એમાં જ તે પોતાનો પતિવ્રતાધર્મ સમજતી હતી.

શાંડિલી આ પ્રમાણે પતિની ખડે પગે સેવા કરતી હતી તો-પણ દુર્વાસાના અવતાર જેવા તેના પતિને તેની કશી કિંમત નહોતી એમ કહીએ તો ચાલે. આમ તો શાંડિલીનો પતિ સ્વભાવે ક્રોધી હતો જ અને વળી તેમાં તેને કોઢ જેવો અસાધ્ય રોગ થયો. એટલે તેનો સ્વભાવ અત્યંત ક્રોધી બની ગયો હતો. તેનો આવો

× હાલનું પટના શહેર (બિહાર).

ચોડિયો સ્વભાવ તો શાંડિલી જેવી અત્યંત સહનશીલ અને સતી-સાધ્વી સ્ત્રી જ વેઠે. આટલી આટલી સેવા કરવા છતાં શાંડિલીનો પતિ તેને કોઈ કોઈ વાર ગુસ્સામાં આવી મારઝૂડ પણ કરી બેસતો! આમ છતાં પણ એ સ્ત્રી પતિના પગમાં પડતી અને તેને દેવ સમાન ગણતી. જોકે પતિનો દેહ રોગયુક્ત હોવાથી અત્યંત તિરસ્કારને પાત્ર બન્યો હતો, છતાં સતીસાધ્વી શાડિલી પતિના એ જ દેહને દુનિયામાં સૌથી પવિત્ર અને સેવા યોગ્ય વસ્તુ માનતી.

માનવીની નરાધમતા કેટલી હદ સુધી જાય છે તેનુ એક દૃષ્ટાંત શાડિલીના આ પતિમાં જોવા મળે છે. શાંડિલીના રોગી પતિથી એકાં એકાં પણ શાત રહેવાતું નહોતુ. એક વાર તે ઘરના મેડે બેઠો હતો. મેડાની બારી વાટે તેણે જોયુ તો શહેરની એક સુદર વેશ્યા રસ્તા પરથી પસાર થતી હતી. તેને જોઈ શાંડિલીના પતિની મતિ બગડી; આખો દિવસ તેનું ચિત્ત એ વેશ્યામા જ રમવા માંડ્યું.

રાત્રિ પડી એટલે પતિએ શાંડિલીને બોલાવીને કહ્યુ: 'દિવસે પેલી જે વેશ્યા આપણા ઘર આગળથી પસાર થતી મેં જોઈ હતી, તેના ઘેર અત્યારે મને લઈ જા. મારે તેને મળવું છે. એ વેશ્યાને ઘણા લોકો ચાહે છે. તેના ઘર સુધી જવાની મારામાં શક્તિ નથી; માટે તારા ખભા પર બેસાડીને મને તેને ત્યાં લઈ જા.'

શાંડિલી ખાનદાન કુળની સ્ત્રી-કન્યા હતી. રોગી પતિની આવી ઇચ્છા પૂરી કરવા માટે પણ તે તૈયાર થઈ! તેણે તકલીફ વેઠીને પોતાના પતિને ખભા પર બેસાડ્યો અને રાતના પેલી વેશ્યાના ઘર ભણી ચાલી નીકળી. એક તો રાત્રિની વેળા હતી અને બીજી બાજુ આકાશમાં ઘનઘોર વાદળો છવાયેલાં હતાં. અવારનવાર વીજળીના ચમકાર થતા હતા; તેના અજવાળે શાડિલી માર્ગ કાપતી હતી. રસ્તામાં વળી એક અવનવો જ બનાવ બન્યો. જે

રાજમાર્ગ પરથી શાંડિલી અંધારે અંધારે પસાર થઈ રહી હતી તેના એક ચોકઠામાં એક અણીદાર શૂળીનો થાંભલો ખડો કરેલો હતો. તેના પર માંડવ્ય નામના એક પવિત્ર અને નિર્દોષ બ્રાહ્મણને ચોરીના સંદેહ ઉપરથી પકડીને શૂળી ઉપર ચડાવી દેવામાં આવ્યો હતો. બિચારો બ્રાહ્મણ શૂળી ઉપર અસહ્ય વેદના ભોગવી રહ્યો હતો. તેવામાં ભોગજોગે અંધારામાં શાંડિલી આ શૂળીના એકદમ પાસે થઈને નીકળી; એથી તેના પતિનો એક પગ શૂળી સાથે અથડાયો, પરિણામે શૂળી ઠીક ઠીક હાલી ઊઠી અને બ્રાહ્મણને અપાર વેદના થઈ. એથી ગુસ્સે થઈને બ્રાહ્મણના મોંમાંથી શાપ નીકળી પડ્યો: 'જે દુષ્ટે પોતાના પગથી શૂળીને હલાવીને મને અત્યંત કષ્ટ પહોંચાડ્યું, તે નરાધમ માનવી સૂર્યોદય પહેલાં અવશ્ય મૃત્યુ પામશે! સૂર્યનાં દર્શન થતાં જ તેનું તાળવું ફાટી જશે!'

પોતાના પતિ પર આવો ઘોર શાપ, અને તેય પોતાની ભૂલને લીધે આવી પડતાં શાંડિલી ખૂબ જ ડઘાઈ ગઈ; પોતાના પતિના મૃત્યુનું કારણ પોતે જાતે બને એથી વધુ કષ્ટ સતી સ્ત્રી માટે બીજું કયું હોઈ શકે? શાંડિલી કષ્ટની મારી બોલી ઊઠી:

'એવું હશે તો મારા સતીત્વના પ્રભાવથી આવતી કાલે હું સૂર્યોદય નહિ જ થવા દઉં!'

અને કહે છે કે, શાંડિલીના સતીત્વના પ્રતાપથી લાગલાગટ કેટલાયે દિવસો સુધી સૂર્યોદય થવા પામ્યો નહિ અને બધો સમય રાતની રાત જ ચાલુ રહેવા લાગી. પરંતુ સૂર્ય થકી તો જીવન છે; એટલે જીવન ટકાવવું હોય તો કંઈ સૂર્ય વગર ચાલે? એક વૈજ્ઞાનિકે તો 'જીવન એટલે જ કેંદ્રિત કરેલો સૂર્યપ્રકાશ' એવી જીવનની વ્યાખ્યા કરી છે. એટલે સૂર્ય વગર સમગ્ર સૃષ્ટિનું પ્રાણીજીવન વેડફાવા લાગ્યું; એથી ખુદ દેવોને ચિંતા થવા લાગી.

પરિણામે સર્વ દેવોની એક સભા મળી. પ્રજાપતિ બ્રહ્મા એ

સભાના પ્રમુખ હતા. તેમણે કહ્યું: 'પતિવ્રતાધર્મના પ્રભાવથી પૃથ્વીલોકમાં સૂર્યોદય થતો અટકયો છે. એથી એકલા મનુષ્યોને તો ઠીક પણ પ્રાણીમાત્રને—આપણને દેવોને સુદ્ધાં હાનિ થઈ રહી છે. એટલે તમે સૌ કોઈ પૃથ્વીલોકની પતિવ્રતાઓમાં શિરોમણિ એવાં મહાસતી અનસૂયા પાસે જાઓ અને તેમને પ્રસન્ન કરીને સૂર્યોદય કરાવડાવો.'

એટલે દેવો મહાસતી અનસૂયા પાસે આવી પહોંચ્યા અને તેમને યાચના કરતાં કહેવા લાગ્યા: 'મહાસતી, હવે જલદી સૂર્યોદય કરો, નહિ તો સમસ્ત સૃષ્ટિનું મૃત્યુ થશે.'

દેવોની વાત સાંભળીને અનસૂયા બોલ્યાં: 'દેવો, પતિવ્રતાધર્મનું માહાત્મ્ય કદાપિ ઓછું થઈ શકે નહિ, એટલા માટે સતી સાધ્વી શાંડિલીને સમજાવી કરીને હું સૂર્યોદય કરાવું છું. સતી શાંડિલીના પતિવ્રતાધર્મના પ્રભાવને લઈને જ સૂર્યોદય અટકયો છે. પણ મારે એવી રીતે કામ કરવું પડશે કે, જેથી એ પતિવ્રતાને કંઈ હાનિ થાય નહીં અને સૂર્યોદય પહેલાની જેમ નિયમિત થતો રહે તથા સાથે સાથે સતી શાંડિલીના પતિનું મૃત્યુ પણ ન થાય.'

મહાસતી અનસૂયા માટે તો આ પરમ ધર્મનું-કલ્યાણનું કાર્ય હતું. આવા કાર્ય માટે તેઓ તત્પર કેમ ન બને? દેવોની વિનતિને માન આપીને તુરત જ તેઓ શાંડિલી પાસે આવીને ધર્મની વાતોનો મર્મ કહેવા લાગ્યાં, જેનો સાર આ પ્રમાણે આપી શકાય. અનસૂયા કહેવા લાગ્યા. 'કલ્યાણી, તું તારા સ્વામીના મુખનું દર્શન કરીને પ્રસન્ન તો રહે છે ને? પતિને સર્વ દેવોથી પણ મોટા માને છે ને? પતિની સેવાથી જ મને તો મહાન ફળની પ્રાપ્તિ થઈ છે અને લોકો મને મહાસતી કહે છે. સાધ્વી, સૌએ પોતપોતાના વર્ણાશ્રમધર્મ અનુસાર ધન ઉપાર્જન કરવું જોઈએ. ધન મેળવ્યા પછી શાસ્ત્રવિધિ અનુસાર તેનું સત્પાત્ર જોઈને દાન

કરવું જોઈએ. સત્ય, સરળતા, તપસ્યા, દાન અને દયા માનવ-જીવન સાથે જોડાઈ જવાં જોઈએ. રાગ-દ્વેષ અને ઈર્ષ્યા-અદેખાઈ નો ત્યાગ કરવો જોઈએ. આમ કરવાથી માનવી પોતાના વર્ણ માટે નક્કી કરેલા ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે. હે શાંડિલી, આવાં મહાન કર્તવ્યો બજાવ્યાથી જ પુરુષો પ્રજાપતિ આદિ મહાન લોકોની પ્રાપ્તિ કરી શકે છે. પરંતુ સ્ત્રીઓ માટે જુદી વાત છે. પોતાના પતિદેવોની સેવા ઉઠાવવાથી જ પુરુષનાં પુણ્યોનો અર્ધો ભાગ સ્ત્રીને પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓ માટે જુદો યજ્ઞ, જુદું શ્રાદ્ધ કે જુદો ઉપવાસ એવું કોઈ વિધાન છે જ નહિ; તે તો પતિની સેવા માત્રથી જ અભીષ્ટ ફળની પ્રાપ્તિ કરી શકે છે. માટે હે ભાગ્ય-શાળી સ્ત્રી, તારે પતિની સેવામાં સદા મગ્ન રહેવું જોઈએ; કેમ કે સ્ત્રી માટે પતિ એ જ પરમ ગતિ છે. પતિ દેવો, પિતૃઓ અને અતિથિઓની જે સેવા ભાવનાપૂર્વક કરે છે, તેનો અર્ધ ભાગ અનન્ય ચિત્તથી પતિસેવા કરવામાત્રથી જ સ્ત્રીને મળે છે.'

અનસૂયાદેવીનાં વચનો શાંડિલીને અમૃત તુલ્ય લાગ્યાં; કેમ કે એ પોતે પણ અનસૂયાએ વર્ણવેલા એ પતિધર્મને વરેલી હતી એટલે અનસૂયાદેવી પ્રત્યે શાંડિલીને આમ તો માન હતું જ; પરંતુ આથી એ માનભાવના ખૂબ જ વધી ગઈ. અનસૂયા-દેવીનું તેણે ભાવપૂર્વક પૂજન કર્યું અને પછી બોલી : 'મહાસતી, પ્રાણીમાત્રનું હમેશાં કલ્યાણ કરવાનો જ આપનો સ્વભાવ રહ્યો છે. આપનાં પુનિત પગલાં મારા આંગણે થયાં એથી મારું આંગણું પાવન થયું છે અને એને હું મારું અહોભાગ્ય માનું છું. આપની અહીં પધરામણીથી પતિસેવામાં મારી શ્રદ્ધા વધુ દૃઢ બની છે. ખરેખર, આપે મારા પર બહુ મોટી કૃપા કરી છે. આપને લીધે મારા પર આજે દેવોની પણ કૃપા થઈ છે. સતીસાધ્વી સ્ત્રી માટે પતિ સિવાય બીજી કોઈ ગતિ નથી એ હું સારી પેઠે જાણું છું. પતિ પર સ્ત્રીએ કરેલો પ્રેમ તેનું આ લોક તેમ જ

પરલોકમાં પણ કલ્યાણ કરનાર બને છે. હે યશસ્વિની સતી, પતિની કૃપાથી જ સ્ત્રી આ લોક તેમ જ પરલોકમાં પણ સુખ પામે છે, કેમકે પતિ એ જ સ્ત્રીનો દેવ છે. હે ભાગ્યશાળી અનસૂયાદેવી, આજે સામે પગલે આપ મારા ઘરમાં પધાર્યાં છો એને હું મારું મોટું અહોભાગ્ય સમજું છું. આપને મારું અથવા મારા પતિદેવનું કોઈ પણ કામકાજ હોય તો તે ખુશીથી કહો. આપનું કામ કરતાં અમને બહુ આનંદ થશે.'

અનસૂયાદેવી બોલ્યાં : 'શાંડિલી, તારા વચનથી સરજનહારે દિવસરાતની જે વ્યવસ્થા કરી છે તેનો લોપ થયો છે. એથી શુભ કાર્યો થતાં અટકી ગયાં છે; અને સારીયે સૃષ્ટિ હેરાન હેરાન થઈ રહી છે. પરિણામે ઇંદ્રાદિ દેવો ચિંતાતુર બનીને મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા : 'કોઈ પણ ઉપાયે તમે શાંડિલીને સમજાવો, જેથી સૂર્યોદય થાય. શાંડિલીના સતીધર્મના પ્રભાવથી કેટલાયે દિવસોથી સૂર્યોદય થતો અટકયો છે.'

ઇંદ્રાદિ દેવોનું કથન મને ખૂબ જ વાજબી લાગ્યું અને એથી જ હું તારી પાસે આવી છું. આપણા જેવી સતીસાધ્વી સ્ત્રીઓએ પ્રાણીમાત્રનું હિત ચાહવું જોઈએ; આપણાથી સૃષ્ટિને દુઃખ કેમ દેવાય? શાંડિલી, તું સમજુ છે. તારા જેવી શાણી, સતીસાધ્વી અને દયાળુ સ્ત્રીને વધુ કહેવાની જરૂર ન જ હોય. હવે જલદી સૂર્યોદય થાય એમ કર.'

શાંડિલી બોલી : 'અનસૂયાદેવી, આપની વાત મારા ધ્યાનમાં આવી ગઈ. પરંતુ માંડવ્ય બ્રાહ્મણે મારા પતિ–મારા પરમેશ્વરને શાપ આપ્યો છે કે તેઓનું સૂર્યોદય થતાં મૃત્યુ થશે.'

અનસૂયાદેવી બોલ્યાં : 'શાંડિલી, તારી વાત બરાબર છે. સ્ત્રીને મન તેનો પતિ સારુંયે બ્રહ્માંડ છે. તારી ઇચ્છા હોય તો સૂર્યોદયથી મૃત્યુ પામેલા તારા પતિને હું ફરી જીવતો કરીશ. તારા પતિવ્રતાધર્મનો મારે આદર કરવો છે, માટે આ હું તને કહી

રહી છું.'

શાંડિલી જેવી પવિત્ર સ્ત્રી સમગ્ર સૃષ્ટિના હિતની વાત ન માને ખરી? તેણે સૂર્યોદય થવા દીધો. ઘણા દિવસે સૂર્યોદય થતા અનસૂયાદેવીએ અર્ધ્ય હાથમા લઈને સૂર્યનુ પૂજન કર્યું; આજે બરાબર દશ દિવસે સૂર્ય ઊગતો હતો. ભગવાન સૂર્યનારાયણે ખીલેલા કમળના જેવા લાલ બનીને ઉદયાચળ પર્વત પર સવારી કરી. આમ સૂર્ય પ્રગટ થતા જ, માંડવ્ય બ્રાહ્મણના શાપ અનુસાર, શાડિલીનો પતિ પ્રાણહીન બનીને ધરણી પર ઢળી પડ્યો. તે ઢળી પડતાની સાથે જ શાડિલીએ તેને પોતાના ખોળામાં લઈ લીધો.

અનસૂયાદેવી બોલ્યા: 'કલ્યાણી, તુ સહેજ પણ ચિંતા ન કરીશ. પતિની સેવાથી જે તપોબળ મને પ્રાપ્ત થયુ છે તેનો પ્રભાવ તું હમણાં જ જો; મેં જે રૂપ, શીલ, બુદ્ધિ, મધુર વાણી આદિ સદ્‌ગુણો મારા પતિમાં જોયા છે તેવા બીજા કોઈ પુરુષમાં જોયા નથી; જો મેં મન, વાણી અને શરીરથી મારા પતિની એકનિષ્ઠ સેવા કરી હોય અને જો મેં ભૂલથી પણ કદી પરપુરુષનુ સ્મરણ ન કર્યું હોય, તો આ સત્યના પ્રભાવથી તારો પતિ રોગથી મુક્ત બનીને ફરી જીવિત થાઓ અને પૂરાં સો વર્ષનું આયુષ્ય ભોગવો!'

અનસૂયાદેવી તો મહાસતી હતાં. તુરત જ તેમના સતીત્વના પ્રભાવથી શાંડિલીનો સ્વામી આળસ મરડીને ઊભો થયો. હવે તેના નખમાંયે રોગ રહ્યો નહોતો; તેની બુદ્ધિ પણ હવે એકદમ સુધરી હતી. મહાસતી અનસૂયાના આશીર્વાદથી ખરેખર જાણે તેનો નવો અવતાર થયો હતો.

આ પ્રમાણે મહાસતી અનસૂયાના સતીધર્મનો ચમત્કાર થયો, એટલે આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ અને દુંદુભિના નાદ થવા લાગ્યા.

એ પછી શાંડિલી અને તેના પતિના દિવસો સુખ અને આનંદમાં વ્યતીત થવા લાગ્યા.

## ૧૫ઃ દમયંતી

પ્રાચીન કાળમાં વિદર્ભ દેશમાં ભીષ્મક નામના એક મહાન રાજા રાજય કરતા હતા. રાજા ભીષ્મક બહુ ગુણવાન, શૂરવીર અને પરાક્રમી હતા.

રાજા ભીષ્મકને બધી વાતનું સુખ હતુ, પરંતુ આમ છતાં તેમના મહેલે શેર માટીની ખોટ હતી. સંતાનની ઇચ્છાથી રાજાએ 'દમન' નામના એક મહાન ઋષિની બહુ ભાવ અને શ્રદ્ધાપૂર્વક સેવા કરી. મહર્ષિ દમનના વરદાનથી રાજા ચાર સંતાનોના—ત્રણ પુત્રો અને એક પુત્રીના-પિતા બન્યા. મહર્ષિ દમનની કૃપાથી પોતાને આ ચારેય સંતાનો સાપડ્યા હતાં, એ ગુણ રાજા ભીષ્મક ન ભૂલ્યા; આ માટે તેઓ મહર્ષિ દમનના જીવનભર ઋણી રહ્યા, એટલુ જ નહિ પણ પોતાનાં એ ચારેય સંતાનોનાં નામ મહર્ષિ દમનના નામની જેમ 'દ'થી શરૂ થતાં પાડ્યાં. ત્રણ કુંવરોનાં નામ દમ, દાંત અને દમન પાડ્યાં, જયારે કુંવરીનું નામ પાડ્યું દમયંતી.

ભીષ્મક રાજાના ત્રણ કુંવરોની વાત બાજુએ મૂકીએ, પણ તેમની કુંવરી દમયંતી તો, જેનું નામ હતી. જેવી રૂપવાન હતી તેવી ગુણવાન હતી; જેવી દયાળુ હતી, તેવી માયાળુ હતી; જેવી ચંદ્રમુખી હતી તેવી હસમુખી હતી. ટૂંકમાં એ વખતની કન્યાઓમાં દમયંતીનું સ્થાન સૌથી શ્રેષ્ઠ હતુ. દમયંતીના કુળમાં જ મહર્ષિ અગસ્ત્યનાં મહાન પત્ની લોપામુદ્રા, અજરાજાની સતી પત્ની ઈંદુમતી અને કૃષ્ણ પ્રભુનાં હૃદયસમાણી રુકિમણીદેવીએ જન્મ લીધો હતો. દમયંતી પણ આ જ પરંપરાની હતી.

આ જ અરસામાં નિષધ દેશમાં રાજા વીરસેનનો યુવાન પુત્ર નળ રાજય કરતો હતો. નળરાજા બહુ ગુણવાન, પરમ સુંદર, સત્યવાદી, જિતેંદ્રિય, સૌને પ્રિય લાગે તેવો, વેદોનો જાણકાર

અને ગૌબ્રાહ્મણપ્રતિપાળ હતો. રાજા હજુ કુંવારો હતો; તેની કીર્તિ ચોમેર પ્રસરી હતી. ભીષ્મક રાજાની ગુણિયલ કુંવરી દમયંતીએ નરશ્રેષ્ઠ એવા નળરાજાનાં ખૂબ ખૂબ વખાણ સાંભળ્યાં હતાં. એ જમાનામાં મોટાં મોટાં પુણ્યકાર્યો, સત્કાર્યો કરીને જે વ્યક્તિઓનાં નામ પ્રસિદ્ધ થયાં હતાં, તેમની આગળ પુણ્યશ્લોક* એવું વિશેષણ લગાડવામા આવતું હતું. આવી પુણ્યશ્લોક વ્યક્તિઓમાં સત્યવાદી યુધિષ્ઠિર, ભગવતી સીતા અને ભગવાન જનાર્દનની સાથે નળરાજાનુ પણ સ્થાન હતું. લોકોમાં નળરાજા 'પુણ્યશ્લોક નળરાજા' (જેનો યશ પવિત્ર છે એવો નળરાજા) નામે ઓળખાતો હતો. દમયંતીને નળરાજા પ્રત્યે એક પ્રકારનું સ્વાભાવિક આકર્ષણ રહ્યું હતું; અને તેને પતિ તરીકે પામવા તેનું હૃદય ઝંખી રહ્યું હતું.

બીજી બાજુ નળરાજાએ પણ 'રૂપે રૂડી અને ગુણે પૂરી' તેવી દમયંતીનાં વખાણ સાંભળ્યાં હતાં અને તે પણ દમયંતી પ્રત્યે કુદરતી રીતે જ આકર્ષાયો હતો.

આ જ અરસામાં એક અવનવો બનાવ બન્યો. એક વાર નળરાજા પોતાના વિશાળ બાગમાં એક સુંદર જળાશયના કિનારે એકલો બેઠો હતો ત્યારે કોઈ દિવ્ય હંસોનું એક ટોળું એ જળાશયમાં સ્નાનક્રીડા કરવા માટે આવ્યું. હંસોના આ ટોળામાં એક હંસ તેના રૂપ અને ચાલથી જુદો તરી આવતો હતો; ટોળાના નાયક–રાજા જેવો તે લાગતો હતો. નળરાજા પણ આ હંસોના રાજાનું મનોહર રૂપ જોઈ જ રહ્યો; ક્યાંય સુધી તેણે

---

* 'શ્લોક' એટલે કીર્તિ અથવા કીર્તન; જેની કીર્તિ પવિત્ર હોય તે મનુષ્ય 'પુણ્યશ્લોક' કહેવાય છે. અથવા જે મનુષ્યનું કીર્તન કરવું–નામ લેવું એ પણ માણસને પવિત્ર કરનાર હોય તે મનુષ્ય 'પુણ્યશ્લોક' કહેવાય છે.

તે રાજહંસની મનોહર સ્નાનક્રીડા જોયા કરી. પછી તો એ હંસને પકડવાની સ્વાભાવિક વૃત્તિ તેને થઈ; અને તેણે એ હંસને પકડ્યો પણ ખરો. હંસને લાગ્યું કે– નળરાજા હવે તેને છોડશે નહિ, એટલે તે માનવીની ભાષામાં બોલી ઊઠ્યો:

'હે નળરાજા! જો તમે મને છોડી દેશો, તો દમયંતી સાથે તમારો લગ્નસંબંધ હું ગોઠવી આપીશ. મારા ટોળા સાથે ઊડતો ઊડતો દમયંતી પાસે હું જઈશ, અને એ બત્રીસલક્ષણી કુંવરી આગળ હું તમારા ગુણોનું વર્ણન કરીશ, જેથી સ્વયંવરમાં દમયંતી તમને જ પસંદ કરશે.'

દમયંતી જેવી તેજસ્વી કુમારી પોતાની અર્ધાંગના બને એ માટે કેટલાયે વખતથી નળરાજા ઝંખતો હતો જ; એટલે હંસની આ વાત નળને પસંદ પડી. તેણે હંસને તુરત જ છોડી દીધો અને પોતાનું આ કામ ફતેહ કરી આપવા માટે તેને કહ્યું.

હંસ પોતાના ટોળા સાથે નળરાજાના નિષધ દેશમાંથી ઊડતો ઊડતો વિદર્ભ દેશમાં આવી પહોંચ્યો. વિદર્ભ દેશની રાજધાનીમાં આવીને તે દમયંતીના ખાસ ઉદ્યાનમાં, જ્યાં દમયંતી ઊભી હતી ત્યાં, પોતાના ટોળા સાથે ઊતર્યો. દમયંતીને આવાં મનોહર પક્ષીઓ તો કુદરતી રીતે જ ખૂબ ગમતાં હતાં; અને તેમાંય હંસોના ટોળાના રાજા જેવો દિવ્ય મનોહર હંસ જોઈ તે રાજીના રેડ થઈ ગઈ. ઝટ દેતાંક એ હંસને દમયંતીએ પોતાના હાથમાં પકડ્યો અને તેની સાથે કાલીઘેલી ભાષામાં ગોષ્ઠિ કરવા માંડી. પરંતુ તેનો જવાબ હંસ તો શુદ્ધ માનવીની ભાષામાં આપવા માંડ્યો; એટલે તો એ હંસ દમયંતીને ખૂબ જ વહાલો લાગ્યો અને તેણે તેને પોતાના હૃદય સરસો ચાંપ્યો. આમ થોડી જ વારમાં હંસ અને દમયંતી વચ્ચે મૈત્રી–સંબંધભાવ થયો, એટલે હંસે દમયંતી આગળ નળરાજાનાં વખાણ કરવા માંડ્યાં. તેણે દમયંતીને કહ્યું: 'ગુણવાન કુમારી, હું નિષધ દેશથી જ ઊડતો

ઊડતો અહીં આવ્યો છું. જેમ તમારી સાથે મને આવો પરિચય થયો છે તેમ નિષધ દેશના યુવાન અને પુણ્યશ્લોક રાજા નળનો પણ મને પરિચય થયો છે. દુનિયામાં મેં ઘણા રાજકુમારો અને રાજકુમારીઓ જોઈ છે, પરંતુ નળરાજા અને તમારા જેવી સરળ, હૃદયથી ઉમદા અને સંસ્કારી વ્યક્તિઓ એકે જોઈ નથી, એમ કહું તો ચાલે. એક વાતની ધૃષ્ટતા કરું તો માફ કરજો, પરંતુ કહ્યા વગર નથી રહેવાતું માટે કહું છું. તે એ કે નળરાજા અને તમારી જોડી મને તો ખૂબ જ યોગ્ય લાગે છે; એથી સોનામાં સુગંધ ભળવા જેવું થશે.'

આમ કહીને હંસે દમયંતી આગળ નળરાજાનાં ઘણાં વખાણ કર્યાં. આમેય દમયંતીએ નળરાજાનાં ઘણાં ગુણગાન સાંભળ્યાં હતાં અને તે એના તરફ આકર્ષાઈ પણ હતી જ. વળી નળ-રાજાને વરવાની ઇચ્છા પણ તેના મનમાં ઊંડે ઊંડે ઉદ્ભવી હતી જ. તેની આ ઇચ્છાને હંસે ઘણી પ્રબળ બનાવી. એ પ્રબળ ઇચ્છાને વશ થઈ દમયંતીએ હંસને કહ્યું:

'પક્ષિરાજ, તમારી વાતને હું પણ મળતી થાઉં છું અને તેને વધાવી લઉં છું. તમે આટલી વાત લઈ આવ્યા છો, તો હવે વાત પૂરી કરવાનું પણ તમારા માથે લો. નળરાજાને તમે મારો આટલો ગુપ્ત સંદેશો આપજો કે, દમયંતી સ્વયંવરમાં તમને જ વરમાળા આરોપશે; માટે તમણે મારા સ્વયંવરમાં અવશ્ય પધારવું.'

હંસ આટલા માટે તો અહીં આવ્યો હતો. પોતાનું કાર્ય આ રીતે સિદ્ધ થતું જોઈને તે અંતરમાં ખૂબ જ રાજી થયો. પોતાના ટોળા સાથે તેણે દમયંતીની રજા લીધી અને નળને દમયંતીનો સંદેશો કહીને તે પોતાના સાથીઓ સાથે પોતાના પંથે પળ્યો. નળે પણ હંસનો ખૂબ ખૂબ આભાર માન્યો અને દમયંતીના સ્વયંવરની તે રાહ જોવા લાગ્યો.

હવે તો દમયંતી આખો દિવસ નળરાજાના જ વિચાર કરવા લાગી. તેને નળરાજા પ્રત્યે પ્રેમ પ્રગટ્યો છે એ વાત તેની સખીઓથી વધુ વાર છૂપી રહી શકી નહિ. સખીઓએ આ વાત દમયંતીની માતા–રાણી સુધી પહોંચાડી. રાણીએ વિદર્ભનરેશ રાજા ભીષ્મકને આ વાતથી વાકેફ કર્યા. રાજા ભીષ્મકે એ સમયના રિવાજ મુજબ વિચાર્યું: 'હવે મારી દમયંતી ઉંમરલાયક થઈ ચૂકી છે. એટલે તેનું લગ્ન કરી દેવું જોઈએ. માટે ચાલો, હવે તેનો સ્વયંવર રચાવું.'

આવો નિશ્ચય કરીને રાજા ભીષ્મકે દમયંતીના સ્વયંવરની તૈયારીઓ કરાવવા માંડી; સ્વયંવર–દિન નક્કી કરીને બધા રાજાઓને આ માટે આમંત્રણો પાઠવવામાં આવ્યાં. ભીષ્મક રાજાના આમંત્રણને માન આપીને દેશદેશના રાજાઓ પોતપોતાના હાથી, ઘોડા કે રથમાં બેસીને બહુ ધામધૂમથી વિદર્ભરાજની રાજધાનીમાં આવી પહોંચ્યા. રાજા ભીષ્મકે આ સર્વ રાજાઓના ઉતારાપાણીની ઉત્તમ વ્યવસ્થા કરી.

આ બાજુ દેવર્ષિ નારદ પૃથ્વીલોકની અગ્રગણ્ય કુમારિકા દમયંતીના સ્વયંવરના સમાચાર લઈને સ્વર્ગલોકમાં ફરી વળ્યા. એટલે ઇંદ્ર આદિ દેવો રાજા ભીષ્મકના આમંત્રણ વગર પણ દમયંતીના સ્વયંવરમાં ભાગ લેવા આવી પહોંચ્યા. રાજા નળનું હૃદય પહેલેથી જ દમયંતી પ્રત્યે ખેંચાયેલું હતું, એટલે તે પણ ભીષ્મક રાજાની રાજધાનીમાં યથાસમયે આવી પહોંચ્યો.

સ્વર્ગમાંથી પૃથ્વીલોક ઉપર ઊતરતી વેળાએ ઇંદ્ર વગેરે દેવોએ દિવ્ય કાંતિથી પ્રકાશતા નળરાજાને જોયો. એટલે દેવોમાંથી ચાર દેવો–ઇંદ્ર, અગ્નિ, વરુણ અને યમ–નળરાજા સમક્ષ પ્રગટ થયા અને તેમણે પોતપોતાનો પરિચય નળરાજાને આપ્યો. સાક્ષાત્ દેવતાઓ, અને તેમાંય આ આગળપડતા દેવોને પોતાની પાસે આવેલા જોઈ નળરાજાએ તેમનો ખૂબ ખૂબ આભાર મ…

અને તેમના આગમનનું કારણ પૂછ્યું. દેવોએ નળરાજાને કહ્યું :

'નળરાજા, તારા ઉન્નત ચારિત્ર્ય વિશે અમે ઘણું ઘણું સાંભળ્યું છે. વળી પૃથ્વીલોકની પરમ સુંદરી દમયંતી સ્વયંવરમાં તને વરમાળા આરોપવાની છે એ પણ અમે સાંભળ્યું છે. પરંતુ તારી એ પ્રેમિકા અમારામાંથી કોઈની સાથે લગ્ન કરી સ્વર્ગલોકમાં વાસ કરે એવું તું ઇચ્છે કે નહિ ? એમાં દમયંતીનું કેટલું બધું હિત રહેલું છે! તારી પ્રેમિકાને સુખી જોવા, તેને સ્વર્ગીય સુખ અપાવવા તું રાજી છે કે નહિ ? અમે માનીએ છીએ કે દમયંતીનું તું ખરા હૃદયથી હિત ઇચ્છી રહ્યો છે. એટલા માટે જ અમે તારી પાસે આવ્યા છીએ. તારી સજ્જનતા અને સત્યવાદિતામાં અમને પૂર્ણ વિશ્વાસ છે; માટે તારે અમારું માત્ર આટલું જ કાર્ય કરવાનું છે. તારે અમારા દૂત બનીને દમયંતી પાસે જવું. કુંવારી કન્યા પાસે એમ જવાય નહિ, એમ અમે જાણીએ છીએ. એટલા માટે અમે તને અંતર્ધાનવિદ્યા શિખવાડી દઈએ છીએ. એ વિદ્યાના બળે તું કોઈ જાતની મુશ્કેલી વગર ગુપ્તપણે દમયંતીની મુલાકાત લઈ શકીશ.'

નળરાજાને દેવો માટે માન હોય જ. વળી દમયંતીનું હિત તો તેના હૈયે વસેલું હતું. એટલે જવાબમાં તેણે દેવોને જણાવ્યું: 'હે દેવો! દમયંતી આપનામાંથી કોઈને વરે તો તેમાં મારી ના જ ન હોઈ શકે. તેનું હિત એ રીતે સધાતું હોય તો એથી રૂડું શું ? મારી સત્યનિષ્ઠાની તમારે ખાતરી કરવી હોય તો આપના દૂત તરીકે હું ખુશીથી દમયંતી પાસે જઈશ, અને સ્વયંવરમાં એ આપનામાંથી કોઈને વરમાળા આરોપે એ માટે તેને ખાસ કહીશ.'

એટલે દેવોએ નળરાજાને અંતર્ધાનવિદ્યા આપી. એ વિદ્યાના બળે નળરાજા ગુપ્તપણે દમયંતીની મુલાકાત લઈ શકયો. દમયંતી સાથે નળરાજાની આ પહેલવહેલી મુલાકાત હતી. નળરાજાએ પોતાનો સાચો પરિચય આપતાં દમયંતીને કહ્યું: 'દેવી, મારું

નામ નળ છે. હું દેવોનો દૂત બનીને તમારી પાસે આવ્યો છું. ઇંદ્ર, અગ્નિ, વરુણ અને યમ એ ચાર મહાસમર્થ દેવો તમારી સાથે લગ્ન કરવાની ઇચ્છા સેવે છે. એ ચારમાંથી ગમે તે એકની સાથે તમે લગ્ન કરીને સ્વર્ગીય સુખ મેળવો, એવું એ ચારે દેવોએ મારી મારફત કહેવડાવ્યું છે.'

પોતાના પ્રેમી નળરાજાના તો ઘણા ગુણગાન આજ લગી દમયંતીએ સાંભળ્યા હતા; વળી મનથી તે નળરાજાને વરી પણ ચૂકી હતી; એટલે નળરાજાને પ્રત્યક્ષ જોવા માટે તે કેટલી બધી આતુર હતી! એ જ નળરાજાએ આજે સાવ અણધારી રીતે અને સામે પગલે દર્શન દીધા, એટલે દમયંતીના આનંદનું તો પૂછવું જ શું? નળરાજાને નજરોનજર જોઈ તે ખૂબ જ આનંદિત થઈ ગઈ હતી. પોતાનો એ અવર્ણનીય આનંદ નળરાજા આગળ વ્યક્ત કરતા તે બોલી:

'મહારાજ, એક રીતે દેવોનું પણ ભલું જ થજો, કેમકે તેમણે મને તમારાં દર્શન કરાવ્યા. બાકી મનથી હું તમને વરી ચૂકી છું. મારું હૃદય, મારું સર્વસ્વ હું તમને આપી ચૂકી છું. આ દાસી હવે જીવનભર તમારી જ રહેવાની છે. માટે હવે તમે જે આજ્ઞા કરો તે મારે કરવાનું. સ્વયંવરમાં હું તમને જ વરમાળા આરોપવાની છું; તમે જ મારા દેવતા છો, મારા આ પ્રેમદેવતા આગળ બીજા બધા દેવો મારે મન નકામા છે. આમ છતા તમે આ દાસીનો હાથ ગ્રહણ નહિ કરો, તો હું મારા જીવનનો અંત આણી દઈશ, કેમકે તમારા વગર જીવન ધારણ કરવું મારા માટે અસંભવિત છે.'

આમ છતા નળરાજાએ દમયંતીને કહ્યું: 'જ્યારે મોટા મોટા દેવો તમારી સાથે લગ્નસંબંધથી જોડાવા સામે પગલે આવ્યા છે, ત્યારે મારા જેવા ક્ષુદ્ર માનવી સાથે તમારું ભાગ્ય જોડવા તમે કેમ તૈયાર થયા છો, એ જ મને તો સમજાતું નથી. હું

એ મહાન દેવોના ચરણરજની તોલે પણ આવી શકું તેમ નથી. હું તમને ઠીક કહું છું કે તમે એ દેવતાઓમાંથી કોઈની સાથે લગ્ન કરી લો એ જ ઇષ્ટ છે. દેવો કેવા ઈર્ષ્યાળુ હોય છે તેની તમને ખબર છે ને? વળી દેવોને જે ન ગમતું હોય તે કરવાથી માનવીનું સારું થતું નથી.'

નળરાજાને વચમાં જ અટકાવી દઈ દમયંતી બોલી ઊઠી: 'મહારાજ, તમે હવે વધુ ન બોલો તો સારું. તમે જ મારા હૃદયદેવ છો. મારા સ્વામી તરીકે તમારા સિવાય હું કોઈનો જ વિચાર કરી શકતી નથી.–તમે દેવોના દૂત તરીકે આવ્યા છો; એટલે દેવોનો પક્ષ તમે રજૂ કરો એ તમારું કર્તવ્ય છે એ હું સમજું છું. તમે દેવોના દૂત તરીકે અહીં પધારેલા હોઈ પરતંત્ર છો એ પણ હું સમજું છું. પરંતુ હું તો સ્વતંત્ર છું ને? તમે સ્વયંવર–મંડપમાં આવજો; દેવોના દેખતાં જ હું તમારા ગળામાં વરમાળા આરોપીશ.'

આ પછી દમયંતીએ નળરાજાને વહાલભરી વિદાય આપી. નળરાજાએ દેવો પાસે આવી તેમને બધી વાત કહી. દેવોએ એ વખતે તો મૌન સેવ્યું અને નળરાજાને વિદાય આપી.

એ પછી સ્વયંવર માટે નિયત થયેલો દિવસ આવી પહોંચ્યો. શુભ મુહૂર્તમાં સ્વયંવરનું કાર્ય શરૂ થયું. સભામંડપ દેશદેશના રાજાઓથી ભરાઈ ગયો. સર્વ લોકો પોતપોતાનાં સ્થાને બેસી ગયા, એટલે કુમારી દમયંતી સ્વયંવર–મંડપમાં દાખલ થઈ. સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ–એ ત્રણે લોકમાંથી અગ્રગણ્ય વ્યક્તિઓ અહીં ઉપસ્થિત થઈ હતી. દેવતાઓ, યક્ષો, ગંધર્વો, કિન્નરો અને મનુષ્યો, એ સર્વનો સમુદાય અહીં એકત્ર થયો હતો. સાક્ષાત્ સરસ્વતીદેવી પ્રગટ થઈને દમયંતીને એક પછી એક બધા રાજાઓનો પરિચય કરાવતાં હતાં. દમયંતી હાથમાં વરમાળા સાથે એક એક રાજાને જોઈજોઈને આગળ વધતી હતી. તેની આંખો માત્ર નળને જ શોધતી

હતી. આગળ ચાલતાં એક સ્થળે એકસાથે પાંચ નળરાજાઓ બેઠેલા તેની નજરે પડ્યા! સૌનું એક જ સ્વરૂપ, એક જ રંગ અને એક જ વેશભૂષા! આમાંથી ખુદ દમયંતી પણ પોતાના પ્રિયતમ નળરાજાને ઓળખી શકતી નહોતી! એથી તેનું હૃદય ભારે દુઃખ અનુભવવા લાગ્યું. દુઃખમાં સાંભરે રામ, એ ન્યાયે દમયંતીએ પોતાના જીવનના આ મહાદુઃખદ સમયે પ્રભુને સંભાર્યા અને સાચા દિલની પ્રાર્થના કરી. પ્રભુએ દમયંતીની પ્રાર્થના સાંભળી અને એથી દેવોને સદ્બુદ્ધિ સૂઝી. દેવોને દમયંતીના દૃઢ નિશ્ચય, સત્ય, પ્રેમ, આત્મશુદ્ધિ, ભક્તિ તથા નળ પ્રત્યેના તેના અનન્ય અનુરાગની પ્રતીતિ થઈ. એથી તેમણે દમયંતીને એવી યુક્તિ સુઝાડી, જેથી તે દેવ અને માનવ વચ્ચેનો ભેદ પારખી શકે. એથી દમયંતીને પોતે શાસ્ત્રમાં ક્યાંક વાંચેલું યાદ આવી ગયું :

'દેવોના દેહ પર કોઈ દિવસ પરસેવો વળતો નથી; તેમની આંખો કદી પલકારા મારતી નથી; તેમની ફૂલમાળા કદી કરમાતી નથી; તેમના પગ ધરતીને કદી અડકતા નથી; તેમની કદી છાયા પડતી નથી,' વગેરે.

આ બધી નિશાનીઓ પરથી દમયંતીએ પુણ્યશ્લોક નળરાજાને પારખી લીધો અને દેવોના દેખતાં જ તેના ગળામાં વરમાળા આરોપી દીધી. એથી દેવો અને ઋષિમુનિઓ દમયંતીને ધન્યવાદ આપવા લાગ્યા, જ્યારે બીજા રાજાઓમાં ભારે ઊહાપોહ મચ્યો.

નળરાજાના હર્ષની કોઈ સીમા રહી નહોતી. દમયંતીએ નળ માટે કેવો ભવ્ય ત્યાગ કર્યો હતો! સ્વર્ગલોકના અપાર સુખને લાત મારીને તેણે નળરાજાને અપનાવ્યો હતો. આ માટે નળરાજાનું રૂંવેરૂંવું દમયંતીને આભારી હતું. તે પોતે ખરી રીતે દમયંતીનો બની ચૂક્યો. બંનેએ એકમેકને મનોમન અભિનંદન

આપ્યાં; પછી ઇંદ્રાદિ ચાર દેવોના શરણમાં તેઓ ઊભાં. ચારે દેવો પણ નળરાજાની સત્યનિષ્ઠા અને દઢ પ્રેમ જોઈને તેના પર ખૂબ જ પ્રસન્ન થયા હતા. તેમણે દરેકે બે એમ આઠ વરદાન નળરાજાને આપ્યાં:

ઇંદ્રે કહ્યું: 'તને યજ્ઞમાં મારાં દર્શન થશે તથા ઉત્તમ ગતિને તું પ્રાપ્ત થઈશ.' અગ્નિએ કહ્યું: 'તું મારું સ્મરણ કરીશ, એટલે હું તરત પ્રકટ થઈશ અને મારા જેવા જ તેજસ્વી લોકને પ્રાપ્ત કરીશ.' યમદેવ બોલ્યા: 'તારું રાંધેલું ભોજન ખૂબ જ સ્વાદિષ્ટ બનશે અને તારા ધર્મમાં હમેશાં તું દઢ રહીશ.' વરુણદેવે વરદાનમાં કહ્યું: 'તું જ્યાં પણ ઇચ્છીશ, ત્યાં જળ પ્રકટ થશે; તારા ગળાની માળા હંમેશાં ઉત્તમ સુગંધિથી સુવાસિત રહેશે.' આ પ્રમાણે વરદાનો દઈને એ ચારે દેવો પોતપોતાનાં ધામમાં ચાલ્યા ગયા.

દમયંતી નિષધ રાજ્યની રાણી બની. પતિપત્ની બહુ પ્રેમ અને સુખમાં સમય વિતાવવા લાગ્યાં. દમયંતી પૂરેપૂરી સતીસાધ્વી અને પતિપરાયણ સ્ત્રી હતી. પોતાના વૈભવનું અભિમાન ભલી દમયંતીને મુદ્દલ નહોતું. પોતાના પતિની નાનીમોટી બધી સેવાઓ તે જાતે ઉઠાવતી. વખત જતાં દમયંતીએ એક કુંવર અને એક કુંવરીને જન્મ આપ્યો. તેમનાં ઇંદ્રસેન અને ઇંદ્રસેના એવાં નામ પાડ્યાં. આ કુંવર-કુંવરી તેમનાં મહાન માતાપિતાની જેમ જ ગુણવાન અને રૂપવાન નીકળ્યાં.

આમ નળ અને દમયંતીનો સમય અત્યંત સુખમાં પસાર થતો હતો. પરંતુ સુખ અને દુઃખની ઘટમાળ તો હમેશાં ચાલ્યા જ કરે છે; કોઈનાયે દિવસો હંમેશાં એકસરખા પસાર થતા નથી.

મહારાજા નળ આમ તો બહુ ગુણવાન, ધર્માત્મા અને પુણ્યશ્લોક હતા, છતાં તેમને એક બૂરું વ્યસન હતું. તે એ કે તેમને જૂગટું રમવાનો ભારે શોખ હતો. અને એ જૂગટાનું વ્યસન

એમના પર આવી પડનાર ઘોર આપત્તિનું કારણ બન્યું.

રાજા નળે ધર્મ અનુસાર રાજ્ય ચલાવીને સત્યયુગની સ્થાપના કરી હતી; એટલે સત્યયુગના શત્રુ કળિયુગને નળરાજા ઉપર પહેલેથી જ ખૂબ દ્વેષ હતો. કળિયુગે દ્વાપરયુગને પોતાનો સાથીદાર બનાવ્યો; અને બંને જણા નળરાજાનું અહિત કરવાના ઇરાદાથી તેમની રાજધાનીમાં રહેવા લાગ્યા; પરંતુ નળરાજા શુદ્ધ ધર્મની ભાવનાથી ખાંડાની ધાર પર ચાલીને રાજ્ય ચલાવતા હતા; એટલે આ બંને જણાનું કંઈ કરતા કંઈ ચાલતું નહોતું. પરંતુ મનુષ્યમાત્ર ભૂલને પાત્ર. આ પછી બાર વર્ષે નળરાજાથી કંઈક નાની શી ભૂલ-નાનો શો અધર્મ થઈ ગયો;-અને એ ભૂલ-છિદ્ર દ્વારા કળિયુગે નળરાજામા પ્રવેશ કર્યો. ગુરુશંકા કરી આવ્યા પછી હિંદુઓમાં હાથપગ સારી પેઠે ધોવાનો જ રિવાજ છે, તેમાં નળરાજાના પગની પાનીનો થોડોક ભાગ ધોવાયા વગર રહી ગયો; એ અપવિત્ર રહી ગયેલા ભાગવાટે કળિયુગે નળરાજાના દેહમા પ્રવેશ કર્યો.

નળરાજાને એક ભાઈ હતો. તેનું નામ હતું પુષ્કર. તે નળરાજાથી જુદો રહેતો હતો. તેણે એક દિવસ, વાતવાતમાં નળરાજાને જૂગટું રમવાનું આમંત્રણ આપ્યું. વિધિના દોરાયા નળરાજાએ એ ગોઝારું આમંત્રણ સ્વીકાર્યું પણ ખરું. જૂગટું શરૂ થયું. નળરાજાનું ભાગ્ય અવળું નીકળ્યું અને તે દરેક દાવમા હારવા લાગ્યા. આમ છતાં હાર્યો જુગારી બમણું રમે એ રીતે નળરાજાએ ઉપરાઉપરી દાવો ખેલવા માંડયા અને દરેક વખતે હારવા લાગ્યા. જુગારમાં તેઓ પોતાની પાસેનું સોનુ, ચાંદી, રથ, વાહન, રાજપાટ-બધું હારી બેઠા. પ્રજા અને પ્રધાનોની વિનતિથી દમયંતીએ નળરાજાને આ જુગારમાંથી વારવા માટે પ્રયત્ન કર્યો, પરંતુ સઘળું વ્યર્થ; વિનાશકાળે વિપરીત બુદ્ધિ. દમયંતી પોતાના પર આવી પડનારી ઘોર આપત્તિ કળી ગઈ અને તેને સહન કરવા

માટે તેણે હૃદય દઢ કરવા માંડ્યું.

બધી પરિસ્થિતિ પામી જઈને દમયંતીએ પોતાના વિશ્વાસુ ગોર સુદેવને તાણડતોબ તેડાવ્યો. સુદેવ ગોર આવી ગયા પછી દમયંતીએ વાર્ષ્ણેયને પોતાની પાસે બોલાવ્યો અને તેને રથ તૈયાર કરવાનું કહ્યું. રથ તૈયાર થતાં એમાં દમયંતીએ પોતાનાં બે બાળકો-ઇંદ્રસેન અને ઇંદ્રસેનાને સુદેવ ગોરને સોંપી તેમને મોસાળ વિદર્ભ દેશની રાજધાની કુંડિનપુરમાં મોકલી દીધાં. વાર્ષ્ણેય પણ એ બે રાજવંશી બાળકોને યથાસ્થાને પહોંચાડીને અયોધ્યા ચાલ્યો ગયો અને ત્યાંના રાજા ઋતુપર્ણને ત્યાં સારથિનું કાર્ય કરવા લાગ્યો.

પોતાના બે લાડકાં બાળકોને આવી અસહાય પરિસ્થિતિમાં મોસાળ મોકલતી વખતે દમયંતીનું હૃદય કેવું કારમો વિલાપ કરી રહ્યું હશે, તેની કલ્પના જ કરી લેવી રહી. આપણા મહાકવિ પ્રેમાનંદે પોતાના નળાખ્યાનમાં દમયંતીનો આ વિલાપ આ રીતે રજૂ કર્યો છે :

**મોસાળ પધારો રે, મોસાળ પધારો,**
**મોસાળ પધારો બાળુઆં રે, મારાં લાડકવાયાં બે બાળ;**
**નમાયાં થઈ વરતજો, સહેજો મામીની ગાળ—મોસાળ૦**
**હૃદયા ચાંપે રે, રાણી હૃદયા ચાંપે,**
**હૃદયા ચાંપે પેટને રે, એ છે છેલ્લુંવહેલું લાડ;**
**હવે મળવાં દોહ્યલાં રે, મળીએ તો પ્રભુનો પા'ડ—મોસાળ૦**
**થયાં માતવિહોણાં રે, થયાં માતવિહોણાં;**
**માતવિહોણાં થયાં દામણાં* રે, નહીં કો રૂડો સાથ—મોસાળ૦**
**મંદિરના ગુરુજી રે, મંદિરના ગુરુજી રે;**
**મંદિરના ગુરુજી સુદેવજી રે, તમારે ખોળે સોંપું બે તન;**
**જઈ કહેજો મારી માતને રે, જીવની પેરે કરજો જતન—મોસાળ૦**

* દયામણાં મોંવાળાં; ઓશિયાળાં.

પુત્રી–જમાઈ તમતણાં, કહેજો વનમાં પૂર્યો વાસ;
જઈ કહેજો મારા તાતને રે, અમ જોગીનો લે તપાસ—મોસાળ૦

આ બાજુ નળ જુગારમાં સર્વસ્વ હારી ગયા હતા. તેમણે પોતાના શરીર પરનાં બધાં વસ્ત્રાભૂષણ ઉતારી નાખ્યાં અને લાજ ઢાંકવા પૂરતા માત્ર એક વસ્ત્રભેર તે નગર બહાર નીકળી પડ્યા. દમયંતી પણ પતિની જેમ એક જ વસ્ત્રભેર પોતાના પતિની પાછળ પાછળ ચાલી નીકળી. નળ અને દમયંતી રાજધાનીની હદની બહાર લાગલાગટ ત્રણ દિવસો એક સ્થાને રહ્યાં. હવે રાજા બનેલા પુષ્કરે રાજ્યભરમાં ઢંઢેરો પિટાવ્યો: 'જો કોઈ પણ વ્યક્તિ નળ કે તેના કુટુંબ પ્રત્યે પોતાની સહાનુભૂતિ સુદ્ધાં પ્રગટ કરતી નજરે પડશે, તો તેને તુરત જ મૃત્યુદંડની શિક્ષા કરવામાં આવશે.' એટલે ભયના માર્યાં પ્રજામાંથી કોઈ નળ કે દમયંતીને વિદાય આપવા પણ પાસે આવતું નહિ. નળ–દમયંતી પોતાની જ રાજધાનીના પાદરમાં લાગલાગટ ત્રણ દિવસો ભૂખ્યાં રહ્યાં; આ ત્રણ દિવસો માત્ર પાણી પીને તેમણે કાઢ્યા. ચોથા દિવસે ભૂખની પીડા સહન ન થવાથી તેમણે જંગલનાં ફળ કે કંદમૂળનો આહાર કર્યો અને ત્યાંથી ભાગ્ય જયાં લઈ જાય ત્યાં આગળ ચાલવા માંડ્યું. એક દિવસ જંગલમાં નળરાજાની નજરે સોનેરી પાંખવાળાં કેટલાંક પક્ષી પડ્યાં. એમને જોઈને નળને થયું: 'જો આ પક્ષીમાંથી થોડાંકને પકડ્યાં હોય, તો એમને વેચીને કંઈક ધન જરૂર મેળવી શકાય.' આ વિચારે પોતે નગ્ન થઈને પોતાની પાસેનું વસ્ત્ર પેલાં પક્ષીઓના ટોળા પર ફેંક્યું, પરંતુ પક્ષીઓ નળના માથાનાં નીકળ્યાં. તેઓ નળનું વસ્ત્ર જ લઈને ઊડી ગયાં. હવે નળની પાસે પહેરવાનું પણ કોઈ વસ્ત્ર રહ્યું નહિ. આથી દમયંતીને બહુ લાગી આવ્યું. તેણે પોતાની પાસેના વસ્ત્રમાંથી અર્ધું ફાડીને નળને આપ્યું. નળે એ અર્ધું વસ્ત્ર પહેરી લીધું. આવી રીતે અર્ધાં અર્ધાં વસ્ત્રો પહેરીને એક વાર નળ–દમયંતી

ઝાડની છાયામા બેઠા હતા થાકના કારણે દમયતીને ઘસઘસાટ ઊઘ આવી ગઈ નળથી પોતાની પ્રિય રાણી દમયતીનુ દુખ જોવાતુ નહોતુ, અને એ સતી રાણી નળની ઘણી ના છતા જેમ કાયાને છાયા અનુસરે તેમ તેને અનુસરતી હતી નળને થયુ

'મારી ઘણી ના છતા દમયતી મારી સાથે ને સાથે રહે છે અને આ વનવગડાના અપાર કષ્ટો સહે છે મારી જ ભૂલના પરિણામે હું આવા દુખો ભોગવી રહ્યો છુ, પરતુ એમા બિચારી દમયતીનો શો વાક? મારી પાછળ પાછળ તેણે શા માટે દુખી થવુ? મારાથી બધું જોઈ શકાય છે, પરતુ મારી આ પ્રિય પત્ની દમયતીના દુખો જોઈ શકાતા નથી આમ હું ગમે તેટલુ કહીશ, પરતુ એ પતિપરાયણા સ્ત્રી મારાથી અળગી થવાની નથી તેના કરતા હુ એમ કરુ, કે તેને અત્યારે ઊઘતી જ મૂકીને કયાક ચાલ્યો જાઉ, એથી છેવટે ન છૂટકે તે પોતાના પિયરનો–વિદર્ભ દેશનો પથ પકડશે પિયર જવાથી તે સુખી થશે અને કુવર–કુવરીઓની પણ સભાળ લઈ શકશે વળી એ પરમ સતી છે, એટલે તેના સતીધર્મના પ્રભાવે કરીને અરણ્યના એકાતમા તે પોતાનો માર્ગ કરી લેશે'

આ વિચારે નળરાજા દમયતીને ત્યા ઊઘતી જ છોડીને, અત્યત કઠણ મન કરીને ચાલી નીકળ્યો ચાલતા ચાલતા તેણે ઘણો પથ કાપી નાખ્યો આ બાજુ જયારે દમયતી ઊઘમાથી જાગી અને પોતાના પ્રિય પતિને જગલના આવા એકાત મા ન દીઠા, એટલે તે અત્યત બેબાકળી બની ગઈ અત્યત આર્તસ્વરે તે બોલી ઊઠી

'નાથ, મારા સર્વસ્વ! તમે કયાં છો? જગલમા મને એકલી મૂકીને કયા ચાલ્યા ગયા? મને એકલીને અહીં બહુ ડર લાગે છે જયા હો ત્યાંથી જલદીથી આવીને મને દર્શન દો. આવા

આપત્તિકાળમાં તમે જંગલમાં એકલા કેવી રીતે રહેશો ? તમને આવી બુદ્ધિ કોણે સુઝાડી ? '

વનવગડામાં નળે આમ અધવચે રઝળતી કરી મૂકેલી અસહાય અબળા દમયંતીની કેવી કરુણ સ્થિતિ થઈ તેનું આબેહૂબ વર્ણન મહાકવિ પ્રેમાનંદે 'નળાખ્યાન'માં કરેલું છે :

વૈદર્ભી વનમાં વલવલે, ઘોર અંધારી રાત;
ભામિની ભય પામે ઘણું, એકલડી રે જાત. વૈદર્ભી૦
રસનાએ નામ જ નળ તણું, મુખ જપતી રે જાય;
સૂધ નથી શરીરની, ભાંજે કંટક પાય. વૈદર્ભી૦
રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બબ્બે ઝરે, વહે અંગ રુધિર. વૈદર્ભી૦
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેશ;
ચાલતી ઊભી રહે, ભરાયે કાંટે કેશ. વૈદર્ભી૦
અંગે ઉઝરડા પડ્યા ઘણા, વહે શોણિતધાર;
'હે નળ' 'હે નળ' બોલતી, બીજો નહિ વિચાર. વૈદર્ભી
ઊંડાં કોતર ઊતરે, ચઢે ગિરિ-કરાડ;
અશુદ્ધે ઊધડકે નહિ, પાડે વાઘ બરાડ. વૈદર્ભી૦
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફ માંહે સાપ ફૂંફવે, ઘણું ધૂધવે ઘોહ. વૈદર્ભી૦
શબ્દ પશુપંખી તણા, ન પડે કાંઈ સીછ;
વરુ વણિયર બિહાવે અરણ્યનાં, ધાયે વળગવા રીંછ. વૈદર્ભી૦
શૂકર, રોઝ, ચિકારડાં, ચીતરા ને કાળ;
ફાલુન્નાદ હોયે ઘણા, બહુ બોલે શિયાળ. વૈદર્ભી૦
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વીંટાય;
છૂટા કેશ કામિની તણા, ઝાંખરે વેલા ઝીંટાય. વૈદર્ભી૦
વૃક્ષ અથડાયે અંગશું, મૂકે કાંટામાં પાય;
સૂધ નથી શરીરની, ભજતી નળરાય. વૈદર્ભી૦
દિવસ-નિશા સૂઝે નહિ, એવું ધાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વૈદર્ભી૦

અન્ન ઉદક પામી નહિ, નહિ બેસવું શયન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમતાં ભમતાં વન. વૈદર્ભી૦

આ પ્રમાણે પૂરા ત્રણ દિવસ અને ત્રણ રાત વિલાપ કરતી દમયંતી કોઈ બાવરીની જેમ જંગલમાં ઘૂમી રહી હતી. એટલામાં એક ઝાડ પાસે પડેલા એક મોટા અજગરે દમયંતીને આખી ને આખી ગળી જવા પોતાનું મોં ફાડ્યું; અને ખરેખર દમયંતી અજગરના મોંમાં ગળાવા પણ લાગી. દમયંતીને પોતે મરી જાય તેનું જરીકે દુઃખ નહોતું. પરંતુ એ સતી સ્ત્રીને ચિંતા એ હતી કે પોતાના વગર પોતાનો દુઃખી સ્વામી ક્યાં રઝળશે, રવડશે ? એટલે અજગરના મોંમાં ગળાતાં ગળાતાં તે મોઢેથી પોકારવા લાગી: 'સ્વામીનાથ, તમે ક્યાં છો ? જલદી મારી વહારે દોડી આવો અને આ કાળમુખા અજગરના મોંમાંથી મને બચાવો !'

દમયંતીનો આ આર્તપોકાર જંગલમાં એક વ્યાધ(પારધી)ના કાને પડ્યો અને તે દમયંતીની વહારે ધાયો. આવતાંની સાથે જ તેણે પોતાની તલવારથી અજગરના મોંને ચીરી નાખ્યું અને દમયંતીને અજગરના મોંની પકડમાંથી છોડાવીને સ્નાન કરાવ્યું. આ ઘોર સંકટથી ઘડીભર તો દમયંતી બેશુદ્ધ બની ગઈ હતી. શુદ્ધિમાં આવતાં વ્યાધે તેને પૂછ્યું:

'બાઈ, તમે કોણ છો અને વનવગડામાં એકલાં ક્યાંથી આવ્યાં છો ?'

દમયંતીએ તો દિલમાં કંઈ કપટ રાખ્યા વગર પોતાની બધી રામકહાણી વ્યાધને કહી બતાવી. પરંતુ વ્યાધ નીચ સંસ્કારનો નીકળ્યો. જંગલના એકાંતમાં તેને દમયંતી ઉપર કુદૃષ્ટિ ઉદ્ભવી; અને એ પાપી પોતાની પાપવાસના સંતોષવા માટે દમયંતી તરફ આગળ પણ વધ્યો. દમયંતીએ તેને ઘણું ઘણું સમજાવ્યો, પરંતુ તે એકનો બે ન થયો. છેવટે સતીને પોતાના

સતીત્વની શક્તિ અજમાવવી પડી. દમયંતી વ્યાધને શાપ આપતાં બોલી ઊઠી :

'હે પ્રભુ! જીવનભર મેં નળરાજા સિવાય બીજા કોઈ પુરુષનું મનમાં પણ ચિંતન ન કર્યું હોય, તો એક સતીની પવિત્રતાના અગ્નિમાં આ પાપી વ્યાધ બળીને ભસ્મ થઈ જાઓ.'

અને એમ જ બન્યું. વ્યાધ કોઈ બળી ગયેલા ઝાડના ઠૂંઠાની જેમ ધરણી પર ઢળી પડ્યો; તેનું પ્રાણપંખેરુ ઊડી ગયું.

એ પછી માર્ગમાં અનેક પ્રકારનાં કષ્ટો ભોગવતી અને ઘોર જંગલો પસાર કરતી દમયંતી દૈવયોગથી ચેદી રાજ્યના રાજા સુબાહુની રાજધાનીમાં આવી પહોંચી. એક વાર દમયંતી રાજમહેલ આગળથી પસાર થતી હતી, ત્યારે મહેલના ઝરૂખામાં બેઠેલાં વૃદ્ધ રાજમાતાની નજર તેના ઉપર પડી. દમયંતીનું કપાળ જોઈ રાજમાતાને લાગ્યું :

'જરૂર આ કોઈ રાજવંશી બાઈ છે અને વખાની મારી આપણા નગરમાં આવી પહોંચી છે. પ્રભુએ આપણને ઘણું આપ્યું છે, તો આવી દીનદુખિયારી બાઈને મદદ કરવી આપણી ફરજ થઈ પડે છે. માટે, લાવો તેને આશરો આપીએ.' આ વિચારે રાજમાતાએ પોતાની એક દાસીને દમયંતીની પાછળ દોડાવી અને તેને પોતાની પાસે બોલાવી. રાજમાતાએ દમયંતીને કહ્યું : 'બહેન, તારું કપાળ કહી આપે છે કે તું કોઈ રાજવંશી સ્ત્રી છે અને દૈવયોગે તારી આવી સ્થિતિ થઈ છે. તુ તો મારે દીકરી જેવી છે; માટે દિલમાં કોઈ જાતની આશંકા વગર તારો પરિચય મને આપ. તારા દુઃખમાં મારાથી બનતી બધી મદદ હું તને કરીશ. અને તારે આશરો જોઈતો હોય તો તે પણ હું આપીશ.'

દયાળુ રાજમાતાએ દમયંતીને આમ હૂંફમાં લીધી, એટલે દમયંતીને જાણે જીવમાં જીવ આવ્યો. તેની વાચા ખૂલી અને તેણે રાજમાતાને કહ્યું : 'માતા! રાજવંશી તો ઠીક, પરંતુ હું એક

પતિવ્રતાધર્મ પાળનારી સામાન્ય સ્ત્રી છું અને વખાની મારી વન વન ઘૂમી રહી છુ. એક જંગલમાં મારા પતિ મને એકલી-અટૂલી છોડીને કયાંક ચાલ્યા ગયા છે. તેઓ કયાં હશે તેનો મને હજુ સુધી પત્તો લાગતો નથી. પતિ વગર સ્ત્રીને બીજો કયો આશરો છે? એટલે તેમની શોધમાં હું આમથી તેમ, રાન રાન ને પાન પાન ભટકી રહી છું.'

આટલું કહેતામાં દમયંતીની આંખમાં શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો; તેનાથી ધ્રુસકે ધ્રુસકે રોઈ પડાયુ. દમયંતીનો આવો કરુણ વિલાપ જોઈ રાજમાતાનું હૃદય ભરાઈ આવ્યું. તેઓ કહેવા લાગ્યા: 'દીકરી, કોણ જાણે કેમ, પણ તને જોતાં જ મને તારા પર પેટની દીકરી જેટલું વહાલ ઊપજે છે. તું મારી પાસે રહે અને અહીં રહ્યા રહ્યા બને તેટલી તારા પતિની શોધ કરાવ. મારાં માણસો પણ એમાં તને મદદ કરશે.'

દમયંતી બોલી: 'માતાજી, એ માટે તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. પરંતુ અહીં રહેવા માટે મારા જે નિયમો છે તે હું તમને કહું. એક તો હું કોઈનું એંઠુંજૂઠું ખાતી નથી, હું કોઈના પગ નહિ ધોઉં; પરપુરુષ સાથે કોઈ પણ પ્રકારની વાતચીત નહિ કરું; જો કોઈ પુરુષ મારા પર કુદૃષ્ટિ કરે તો તમે તેને ઉચિત દંડ દેજો, મારા પતિને શોધવા માટે હું અહીંના ચારિત્ર્યશીલ દાસદાસીઓ અને નોકરચાકરો સાથે વાટાઘાટો કરતી રહીશ. મારા આટલા નિયમો આપ સ્વીકારો તો મારાથી અહીં રહી શકાય.'

કોઈ ખાનદાન કુળની છોકરીને છાજે એવા નિયમો સાંભળી રાજમાતા દમયંતી પર ઊલટા વધુ ખુશ થયા અને દમયંતી તેમને વધુ વહાલી લાગી. પ્રસન્ન ચિત્તે તેઓ બોલ્યા: 'બેટી, તું તારે મારી પુત્રી સુનંદા સાથે રહેજે. સુનંદા તારા જેવી જ, બહુ પ્રેમાળ અને મળતાવડી છે. લે હમણાં જ હું સુનંદાને અહીં બોલાવું છું અને

તારી સંભાળ હું તેને સોંપું છું.' એમ કહીને તરત-રાજમાતાએ સુનંદાને પોતાની પાસે બોલાવી. સુનંદાને પણ દમયંતી ઘણી ગમી ગઈ. દમયંતીને સુનંદાને સોંપતાં રાજમાતા બોલ્યાં: 'બેટા સુનંદા, જો આ દમયંતીની સંભાળ રાખવાનું હું તને સોંપું છું. તારી જેમ તેનું હૃદય પણ ઘણું કોમળ છે; એટલે તેને કોઈ વાતે ઓછું ન આવે તેમ વર્તજે; અને તારી પ્રિય સખીની જેમ તેને રાખજે!'

'ભલે,' કહીને સુનંદા દમયંતીને પોતાના આવાસમાં લઈ ગઈ અને તેને પોતાની સગી બહેનની જેમ રાખવા લાગી. દમયંતીએ પણ પોતાના પ્રેમાળ અને મહેનતુ સ્વભાવથી સુનંદાનું હૃદય જીતી લીધું અને પોતાના ઉમદા સ્વભાવથી તે સૌની પ્રિય થઈ પડી.

આ બાજુ નળરાજાનું શું થયું? દમયંતીને એકલી મૂકીને જંગલમાં જે બાજુ તેઓ ચાલી નીકળ્યા હતા તે બાજુ એકાએક દાવાનળ પ્રગટ્યો. આ દાવાનળમાં નારદજીના શાપથી કર્કોટક નામનો એક નાગ સપડાયો હતો. નળરાજાએ તેને બચાવ્યો એટલે નાગ તેમનો મિત્ર બની ગયો. ધીરે ધીરે કર્કોટક નાગે નળરાજાની બધી દુઃખદ કહાણી સાંભળી; એથી રાજાનું હિત વિચારી તેણે તેમને દંશ દઈ કુરૂપ બનાવી દીધા. પછી રાજાને બે દિવ્ય વસ્ત્રો આપતાં કહ્યું: 'હે નળરાજા, તમારા રૂપની આજે મેં સિકલ ફેરવી નાખી છે તે મેં તમારા સારા માટે જ કર્યું છે; કેમકે તમારી આવી દુઃખી સ્થિતિમાં તમને કોઈ ન ઓળખી શકે એ જ તમારા માટે સારું છે. એથી તમારું મનદુઃખ ઓછું થશે. આ સિવાય કળિયુગે તમારામાં વાસ કરેલો છે. એટલે મારા વિષ વડે બળવાથી તમારા દેહમાં એ કાયર કાયર થઈ જશે અને તમારામાંથી જલદી નીકળી જશે. વળી બીજા કોઈ ઝેરી પ્રાણીના વિષની પણ તમારા પર હવે કશી અસર નહિ થાય. આ સિવાય તમારી જ્યારે ઇચ્છા

થાય, ત્યારે મારાં આપેલાં આ બે દિવ્ય વસ્ત્રો પહેરીને મારું સ્મરણ કરશો તો પાછું તમને તમારું અસલ રૂપ પ્રાપ્ત થશે.'

આ અને આ સિવાય બીજી કેટલીક વાતો કરીને કર્કોટક નાગ નળરાજાની વિદાય લઈ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો.

રાજા નળને કર્કોટક નાગે 'બાહુક' એવું નામ ધારણ કરવાનું કહ્યું હતું; એટલે પોતાના એ શુભેચ્છક મિત્રની સલાહ પ્રમાણે નળરાજાએ હવે બાહુક જેવું વિચિત્ર નામ ધારણ કર્યું. અહીંથી આગળ ચાલતાં રાજા દશ દિવસે રાજા ઋતુપર્ણની રાજધાની અયોધ્યામાં પહોંચ્યા. ત્યાં માસિક દશ હજાર સોનામહોરના પગારે તેઓ અશ્વશાળાના ઉપરી તરીકે નિમાયા. તેમનો જૂનો સારથિ વાર્ષ્ણેય પણ અહીં તેમના હાથ નીચે જ કામ કરતો હતો. રાજા નળ કોઈને પોતાની સાચી ઓળખાણ આપતા નહોતા અને હંમેશાં દમયંતીની ચિંતા કર્યા કરતા હતા.

એ જમાનામાં અત્યારની જેમ ટ્રેઈન, તાર, ટેલિફોન કે એવાં કોઈ પ્રવાસ–પત્રવ્યવહારનાં ઝડપી સાધનો નહોતાં. સંદેશવાહકો દ્વારા સંદેશા લાવવા–લઈ જવાનું કામ ચાલતું હતું. દમયંતીના પિતા રાજા ભીષ્મકને પોતાનાં દીકરી–જમાઈ દમયંતી–નળ ઉપર આવી પડેલી આપત્તિના સમાચાર ઘણા મોડા મળ્યા. તેમને જ્યારે એવા સમાચાર મળ્યા કે નળરાજા જુગારમાં રાજ્યપાટ હારીને દમયંતી સાથે વનમાં ચાલ્યા ગયા છે, ત્યારે તેમણે બ્રાહ્મણોને ધન આપીને દીકરી–જમાઈની શોધમાં ચારે બાજુ દોડાવ્યા. ભીષ્મક રાજાએ આ શોધમાં જનાર બ્રાહ્મણોને એમ પણ વચન આપ્યું કે જે પોતાનાં દીકરી–જમાઈની ભાળ લઈને આવશે, તેને મોટું ઇનામ આપવામાં આવશે.

આવી રીતે રાજા ભીષ્મકે દોડાવેલા બ્રાહ્મણોમાંથી એક સુદેવ નામનો બ્રાહ્મણ ફરતો ફરતો ચેદી રાજ્યની રાજધાનીમાં આવી ચડ્યો. દમયંતી આ ચેદી રાજ્યમાં જ આશ્રય લઈ રહી હતી.

સુદેવ બ્રાહ્મણે દમયંતીને રાજમહેલમાં જોઈ. એ વખતે મહેલમાં કોઈ શુભ પ્રસંગે બ્રાહ્મણોનું સ્વસ્તિ-વાચન થઈ રહ્યું હતું, અને સુનંદાની સાથે દમયંતી પણ એક સ્થળે બેસીને આ મંગલ ક્રિયા જોઈ રહી હતી. પોતાના રાજાની કુંવરી દમયંતીને ઓળખી જઈને સુદેવ તુરત જ તેની પાસે પહોંચી ગયો અને કહ્યું: 'કુંવરીબા, હું તમારા ભાઈનો મિત્ર સુદેવ બ્રાહ્મણ છું. તમારા પિતા મહારાજા ભીષ્મકની આજ્ઞાથી તમને શોધતો હું અહીં આવ્યો છું. તમારાં માતાપિતા, ભાઈ અને બે ભાણિયો એ બધાં કુંડિનપુરમાં ક્ષેમકુશળ છે. ત્યાંના સર્વ લોકો તમારા વિયોગથી આંસુ સારે છે.'

દમયંતીએ પણ પોતાના પિયરના બ્રાહ્મણને ઓળખ્યો. પિયરનાં સ્વજનોનું સ્મરણ થતાં તે રડી પડી. આ વખતે સુનંદા પાસે જ ઊભી હતી. બધી વાત ઉપરથી તેને ખબર પડી ગઈ કે પોતાની સખી દમયંતી તો વિદર્ભ દેશના રાજા ભીષ્મકની કુંવરી દમયંતી છે! રાજમાતાને આ સમાચાર આપવા સુનંદા ત્યાંથી દોડતી દોડતી અંતઃપુરમાં ગઈ. આવા હર્ષજનક સમાચાર સાંભળીને દમયંતીને અજાણ્યે આશરો આપનાર વૃદ્ધ રાજમાતા જાતે અહીં આવ્યાં. અરે, આ સંબંધે તો રાજમાતા તો દમયંતીની સગી માસી થતાં હતાં! દમયંતીની માતા તેમની માજણી બહેન થતી હતી! પોતાની આ ભાણેજી-દમયંતીને છાતીએ લગાવીને રાજમાતા રોવા લાગ્યાં. આ જોઈ સુનંદા પણ રોવા લાગી. પોતે દમયંતી જેવી પોતાના જેવી જ એક રાજકન્યાને અત્યાર સુધી સામાન્ય કન્યા જેવી લેખી એ બદલ તેમને ઓછું આવ્યું. રાજમાતા અને સુનંદા-બંનેએ દમયંતીની માફી માગતાં કહ્યું: 'દમયંતી, ભૂલેચૂકે પણ અમારાથી તારા તરફ કોઈ દુર્વર્તન થઈ ગયું હોય તો અમને ક્ષમા આપજે.'

દમયંતી બોલી: 'તમે આ શું બોલો છો! તમે મને અજાણ્યે

પણ આવો આશરો આપ્યો એ તમારા ગુણનો બદલો હું કયારે વાળવાની છું ? તમે કોઈ વાતે ઓછું ન આણશો. તમે મને તમારી પૂરી ખાનદાનીથી રાખી છે. હવે મને રજા આપો, એટલે આ સુદેવ બ્રાહ્મણ સાથે હું જાઉં. મારાં માતા, પિતા, ભાઈભાંડુ, ભાભી બધાં મારી ચિંતામાં અડધાં થઈ ગયાં હશે.'

દમયંતીની ઇચ્છાનુસાર વાહનની સારી વ્યવસ્થા કરીને રાજમાતાએ તેને કુંડિનપુર વિદાય કરી. ત્યાં જઈને દમયંતી પોતાનાં માતાપિતા, ભાઈ–ભાભી અને સખીઓને મળી. રાજા ભીષ્મક પોતાની પુત્રીને આટલે દિવસે હેમખેમ જોઈને બહુ પ્રસન્ન થયા અને દમયંતીને લઈ આવનાર સુદેવ બ્રાહ્મણને હજાર ગાયો, ગામ તથા બહુ ધન આપીને પ્રસન્ન કર્યો.

પિયરમાં એક આખો દિવસ અને રાત વિશ્રાંતિમાં ગાળ્યા પછી દમયંતીએ માતાને પોતાના હૃદયની વાત બતાવતાં કહ્યુ: 'બા, જો તારે મને જીવતી રાખવી હોય તો તારા જમાઈને શોધવા માટે પ્રયત્નો શરૂ કરાવ.'

રાણી પણ પોતાની પતિપરાયણ પુત્રીનું દુઃખ સમજતી હતી જ. તેણે રાજા ભીષ્મકને કહ્યું: 'મહારાજ, જમાઈ વગર દીકરી ખૂબ જ વ્યાકુળ રહ્યા કરે છે. આજે તો એણે શરમ છોડીને મને પોતાના હૃદયની વાત કહી દીધી છે. માટે નળરાજાની શોધમાં માણસો દોડાવો.'

બ્રાહ્મણો રાજદરબારમાં અને જનસમાજમાં છૂટથી ફરી શકતા હોવાથી એ વખતે આવી શોધ કરવાનું બ્રાહ્મણોને સોંપવામાં આવતું. એટલે રાજાએ પોતાના આશ્રિત બ્રાહ્મણોને તુરત જ પોતાની પાસે બોલાવ્યા અને નળરાજાનો પત્તો મેળવવાનું કામ તેમને સુપરત કર્યું. પોતાના કાર્ય માટે જતા પહેલાં બ્રાહ્મણો દમયંતીને મળ્યા. દમયંતીએ તેમને કહ્યુ: 'હે ભૂદેવો! તમે ગમે તે રાજ્યમાં જાઓ અને જ્યાં મનુષ્યો એકઠાં થયેલાં જુઓ, કે તરત જ ત્યાં આટલું

મોટેથી બોલશો : 'હે નિર્દય પુરુષ, તું જેની સાડીમાંથી અડધી ફાડીને તથા જેને વનવગડામાં એકલી ને અટૂલી તજીને ક્યાંક ચાલ્યો ગયો છે, તે તારી દાસી હજુ પણ એ જ સ્થિતિમાં, અડધી સાડી પહેરીને, તારા આગમનની રાહ જોતી બેઠી છે અને તારા વિરહાગ્નિમાં બળી રહી છે.'

'જ્યારે તમે આમ બોલો અને તેનો કોઈ બરાબર જવાબ દેનાર મળે તો તેનું નામઠામ બરાબર નોંધી લેજો અને તેનો જવાબ યાદ રાખીને મને કહેજો.'

દમયંતીનો આ સંકેત ધ્યાનમાં લઈને બ્રાહ્મણો નળરાજાની શોધમાં ચોમેર નીકળી પડ્યા.

આ બ્રાહ્મણોમાંથી પર્ણાદ નામનો એક બ્રાહ્મણ એક દિવસ પોતાની મુસાફરીમાંથી પાછો વળીને દમયંતી પાસે આવ્યો અને કહેવા લાગ્યો : 'કુંવરી, નળરાજાની શોધમાં હું ફરતો ફરતો અયોધ્યાનગરીમાં જઈ પહોંચ્યો. ત્યાં રાજા ઋતુપર્ણ સભા ભરીને બેઠા હતા. એ સભામાં મેં આપનું કથન મોટેથી ઉચ્ચાર્યું. પહેલાં તો તેનો મને કશો ઉત્તર મળ્યો નહિ. પરંતુ જ્યારે હું સભા છોડીને ચાલતો ગયો, ત્યારે બાહુક નામના એક સારથિએ મને એક બાજુ બોલાવીને કેટલીક વાતો કહી. બાહુક સારથિ રાજા ઋતુપર્ણના ઘોડાઓને કેળવે છે અને સ્વાદિષ્ટ રસોઈ બનાવે છે. નવાઈની વાત એ છે કે આ માણસના હાથ ટૂંકા અને દેહ કદરૂપો છે. તેણે દીર્ઘ નિશ્વાસ નાખી મને કહ્યું : 'કુલીન સ્ત્રીઓ ઘોર આપત્તિ પડવા છતાં પણ પોતાના શિયળની રક્ષા કરે છે અને સતીત્વના પ્રભાવથી સ્વર્ગલોકને પામે છે. સ્ત્રીને તજનાર પુરુષ આપત્તિમાં પડ્યો હતો. તેનું રાજ્ય તેની પાસેથી છીનવી લેવામાં આવ્યું હતું. જ્યારે પોતાના પેટગુજારા માટે તેણે પક્ષીઓના એક ટોળા પર પોતાના એકના એક વસ્ત્રની જાળ બિછાવી, ત્યારે પક્ષીઓ તેનું એ વસ્ત્ર લઈને ઊડી ગયાં. એ વખતે તે અત્યંત

ચિંતા અને દુઃખથી બેબાકળો બની ગયો હતો, એટલા માટે તેના ઉપર ક્રોધ કરવો ઘટતો નથી.'

'બાહુક સારથિનો આ જવાબ તમને સંભળાવવા માટે હું ત્યાંથી પાછો ફર્યો છું. હવે તમને જે યોગ્ય લાગે તેમ કરો.'

પર્ણાદની વાતચીત ઉપરથી દમયંતીને ખાતરી થઈ ચૂકી કે પોતાના સવાલનો આવો જવાબ આપનાર નળરાજા જ હોઈ શકે. નળરાજાને એક સારથિનું કામ સ્વીકારવું પડ્યું છે એ જાણી દમયંતીની આંખમાં બોર બોર જેવડાં આંસુ આવી ગયાં; એ આંસુ પોતાના પાલવ વડે લૂછી નાખીને દમયંતીએ હૃદય કઠણ કર્યું. તેણે હવે એક નવી યુક્તિ વિચારી. તેણે વિચાર્યું: 'વેળા-વેળાની છાંયડી છે અને એથી જ કદાચ નળરાજાએ આવું 'બાહુક'નું સ્વરૂપ ધારણ કર્યું હોય. મારું હૃદય તો બરાબર સાક્ષી પૂરે છે કે એ જ મારા પ્રાણનાથ હોવા જોઈએ. તો લાવ, આમ કરું. સુદેવ ગોરને રાજા ઋતુપર્ણની અયોધ્યાપુરીમાં મોકલું. ત્યાં જઈને સુદેવ ગોર રાજા ઋતુપર્ણને આ પ્રમાણે વિદિત કરે: 'નળરાજા જીવે છે કે મૃત્યુ પામ્યા છે. તેનો કંઈ પત્તો લાગતો નથી; એટલે દમયંતીએ ફરી સ્વયંવર રચીને પોતાના મનગમતા પતિને વરવાનું નક્કી કર્યું છે. સ્વયંવરમાં ભાગ લેવા દેશદેશથી રાજાઓ અને રાજકુમારો આવી રહ્યા છે. સ્વયંવરનો સમય આવતી કાલ સવારનો જ છે. એટલે આપને એ સ્વયંવરમાં ભાગ લેવા ઇચ્છા હોય તો સત્વર તૈયારી કરો.'

'સુદેવ ગોર આ પ્રમાણે રાજા ઋતુપર્ણને કહેશે, એટલે બાહુક જો ખરેખર નળરાજા હશે તો તેને ખૂબ જ લાગી આવશે અને તે તુરત જ મારી પાસે આવી પહોંચશે અને પોતાનું અસલ સ્વરૂપ પ્રગટ કરશે.'

મનમાં આવો વિચાર ગોઠવીને દમયંતીએ સુદેવ ગોરને અયોધ્યા દોડાવ્યા. ત્યાં જઈને સુદેવ ગોરે દમયંતીએ કહ્યા

પ્રમાણે ઋતુપર્ણને સભામાં બધો સંદેશો કહ્યો. આ વાત બાહુકે પણ સાંભળી. પોતાની પ્રિય દમયંતીના ફરી સ્વયંવરના સમાચાર સાંભળી બાહુકના રૂપમાં નળરાજાનું હૃદય ફાટવા લાગ્યું. તેને થયું: 'મારી દમયંતી આમ કરે ખરી? આ તો બિલકુલ અસંભવિત છે. મને લાગે છે કે આ તો મને તેની પાસે જલદીથી બોલાવવાની એક યુક્તિ માત્ર છે. બિચારી એ પણ મારા વિયોગથી ઘણી મૂંઝાઈ હશે; માટે લાવ, તેને જઈને મળું. ત્યાં જઈશ તો છેવટે સાચી વાત શું છે તે પણ જાણવા મળશે.'

આ પ્રમાણે નળરાજા વિચારતા હતા તે જ વખતે તેમને રાજા ઋતુપર્ણે કહ્યું: 'આપણે એકદમ કુંડિનપુર પહોંચવું છે. માટે અશ્વશાળામાંથી શ્રેષ્ઠ ઘોડા જોડીને રથ તૈયાર કરો.'

નળરાજા તો આની જ રાહ જોતા હતા. નળરાજા અશ્વવિદ્યા-(ઘોડા પારખવાની કળા)માં પાવરધા હતા જ, એટલે ઘોડારમાં જઈને તેમણે ઊંચી જાતના ઘોડા જોડી રથ તૈયાર કરી ઋતુપર્ણને તેની ખબર આપી. અને ઋતુપર્ણ તેમાં આવીને બેઠા. નળરાજાએ ઘોડાની લગામ હાથમાં પકડતાં, ઘોડા પવનવેગે દોડવા લાગ્યા. રસ્તામાં રાજા ઋતુપર્ણનો ખેસ ઊડી ગયો; એટલે તેમણે નળને રથને ઊભો રાખીને ખેસ લઈ આવવા કહ્યું. નળ બોલ્યા: 'મહારાજ, હવે તો આપણે એ જગાએથી સોળ ગાઉ આગળ આવી ગયા છીએ; કહો તો રથ એટલો પાછો હાંકું.'

રાજા તો પોતાના સારથિ બાહુકનું અશ્વવિદ્યાનું આ અદ્ભૂત જ્ઞાન જોઈ ચકિત બની ગયા. ખાતરી કરવા માટે તેમણે રથ સોળ ગાઉ પાછો હંકાવ્યો; તો બરાબર તે જ સ્થળેથી રાજાને ખેસ હાથ આવ્યો. રાજા નળ ઉપર ખૂબ ખુશ થઈ ગયા અને કહેવા લાગ્યા: 'બાહુક, હું તારી અશ્વવિદ્યા પર મુગ્ધ બન્યો છું; તારા પર પ્રસન્ન થઈને હું મારી ગણિતવિદ્યા તને શિખવાડું છું'

જો, પેલું સામે ઝાડ છે, તેના પર જેટલાં પાંદડાં અને ફળ લાગેલાં છે તેનાથી બરાબર સોગણાં નીચે ખરી પડેલાં છે. ખાતરી કરવી હોય તો રથમાંથી ઊતરીને ગણી જો.'

પાંદડાંનું નિરીક્ષણ કરતાં નળરાજાને એ વાત સાચી લાગી. તેમણે ઋતુપર્ણ પાસેથી એ ગણિતવિદ્યા શીખી લીધી.

રાજા ઋતુપર્ણ આજે બહુ ગેલમાં આવી ગયા હતા. પ્રસન્ન મને તેમણે નળને કહ્યું: 'બાહુક, ગણિતની માફક જુગારના પાસાની વશીકરણવિદ્યામાં પણ હું પારંગત છું.'

નળે કહ્યું: 'મહારાજ, જો આપ મને એ વિદ્યા શીખવો, તો હું આપને મારી અશ્વવિદ્યા શીખવી દઉં.'

રાજાએ નળને એ દ્યૂતવિદ્યા બહુ પ્રસન્નમને શિખવાડી દીધી. આ વિદ્યા શીખતાંની સાથે જ નળના દેહમાં ઘર ઘાલી રહેલો કળિયુગ કર્કોટક નાગનું ઝેર ઓકતો ઓકતો તેના દેહની બહાર નીકળી જઈને નાઠો. આટલું થયા પછી નળે રથને ફરીથી વેગથી હાંકવા માંડ્યો અને સાંજ પડતાપડતામાં તો તેણે રથને છેક કુંડિનપુરની ભાગોળે લાવીને મૂકી દીધો. રથનાં પૈડાંનો અવાજ સાંભળીને દમયંતી મનમાં ને મનમાં વિચારવા લાગી: 'રથનો આ ઘરઘરાટ મારા ચિત્તમાં ઉલ્લાસ ઉપજાવે છે. જરૂર તેના હાંકનાર મારા સ્વામીનાથ જ હોવા જોઈએ. જો આજ તેઓ મારી પાસે નહિ આવે, તો બળબળતી ચિતામાં કૂદી પડીને હું મારા પ્રાણોનો ત્યાગ કરી દઈશ. મારા નાથ શક્તિશાળી, ક્ષમાવાન, શૂરવીર અને દાન આપનારા છે; તથા એકપત્નીવ્રતવાળા છે. તેમના વિયોગથી મારું હૃદય ખરેખર બળી રહ્યું છે.'

દમયંતી મહેલની અગાશીમાં ચડીને રથને જોવા લાગી.

દમયંતીની આ યોજનાની કશી ખબર રાજા ભીષ્મકને નહોતી; એટલે રાજા ઋતુપર્ણના આગમનના સમાચાર સાંભળી

તેમને નવાઈ લાગી. રાજા ઋતુપર્ણને રાજાઓના અતિથિગૃહમાં ઉતારો આપવામાં આવ્યો. ત્યાં તેમના ઉત્તમ સત્કારની વ્યવસ્થા કરવામાં આવી. બાહુકના રૂપમાં નળ વાર્ષ્ણેયની સાથે અશ્વશાળામાં ઊતર્યો હતો અને ઘોડાઓની દેખરેખના કામમાં રહેલો હતો. દમયંતીએ નળરાજાને રથમાંથી ઊતરતો ન જોયો, કેમકે બાહુકના સ્વરૂપમાં નળને દમયંતી કયાંથી ઓળખી શકે? એટલે તેને બહુ ચિંતા થવા લાગી. તેણે પોતાની વિશ્વાસુ અને ચતુર દાસી કેશિનીને અશ્વશાળામાં બાહુક પાસે મોકલી. કેશિનીએ બાહુક આગળ પહેલાં તો સામાન્ય વાતો કાઢી. બાહુકે કેશિનીની આ વાતોના જવાબમાં કહ્યું: 'કેશિની! મારા રાજા ઋતુપર્ણ દમયંતીના સ્વયંવરમાં પધાર્યા છે.' પછી બાહુકે પોતે અશ્વવિદ્યા અને પાકશાસ્ત્ર(રસોઈવિદ્યા)માં કેવો નિપુણ છે એ પણ વાતવાતમાં કહી દીધું. કેશિની બહુ ચતુર હતી. છેવટે મુદ્દાની વાત પર આવતાં તેણે પૂછ્યું: 'બાહુકભાઈ, બીજું બધું તો ઠીક, પરંતુ તમે કે તમારા સાથીદાર વાર્ષ્ણેયને નળરાજા વિશે કશી ખબર છે?' જવાબમાં બાહુકે કહ્યું: 'કેશિની, બિચારા વાર્ષ્ણેયને તો આ બાબતમાં કશી ખબર નથી. પરંતુ હા, હું એટલું જાણું છું કે હમણાં હમણાં નળરાજાનું સ્વરૂપ સાવ જ બદલાઈ ગયું છે. એ તો લગભગ ગુપ્તવાસ જ સેવે છે. તેમનું રૂપ એટલું બધું બદલાઈ ગયું છે કે તેમને કાં તો એ પોતે ઓળખી શકે અથવા તેમની રાણી દમયંતી. વળી નળરાજા પોતાની ગુપ્ત નિશાનીઓ બીજા આગળ પ્રગટ કરવા માગતા નથી. કેશિની, તમે જ ન્યાય કરો. તમારાં રાજકુમારી દમયંતી આ બરાબર કરી રહ્યાં છે? તેમના જેવી સતીસાધ્વી અને એકપતિવ્રતા સ્ત્રી માટે આ સ્વયંવર રચવો શું વાજબી છે? હા, એટલું ખરું કે નળરાજાએ દમયંતી સાથે યોગ્ય વર્તન કર્યું નથી; આમ છતાં એટલું ખ્યાલમાં રાખવું જોઈએ કે એ સમયે રાજા મહાવિપત્તિમાં

૧૫

ફસાયેલા હતા. જે વેળા તે ભૂખે મરતા હતા ત્યારે તેમણે સોનેરી-પાંખવાળાં પક્ષીઓને પકડવા માટે પોતાનું એક વસ્ત્ર તેમના પર બિછાવ્યું. પક્ષીઓ એ વસ્ત્ર લઈને જ ઊડી ગયાં! એ વખતની રાજાની અત્યંત દુઃખી સ્થિતિ વિચારીને દમયંતીએ તેમના ઉપર કોઈ જાતની રીસ કે ક્રોધ ન કરવાં જોઈએ!'

આટલું કહેતામાં તો બાહુકની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં; તે અત્યંત ગળગળો બની ગયો. એથી કેશિનીને પણ બહુ લાગણી થઈ આવી. છતાં કઠણ મન કરીને તે ત્યાંથી એકદમ દમયંતી પાસે ગઈ અને દમયંતીને એ બધી વાતથી વાકેફ કરી. હવે તો દમયંતીને લગભગ નવાણું ટકા ખાતરી થઈ ગઈ કે બાહુક જ રાજા નળ છે.

આમ છતાં કદાચ એ નળ ન હોય તો પરપુરુષ પાસે એકદમ પહોંચી જવું બરાબર નથી, એ વિચારે દમયંતીએ કેશિનીને કહ્યું: 'કેશિની, તું એમ કર; ફરીથી તું બાહુક પાસે જા. આ વખતે તું કંઈ પણ બોલ્યાચાલ્યા વગર, ગુપચુપ, તેની એક એક ચેષ્ટા ઉપર ધ્યાન આપજે અને તેની બધી વિગત મને કહેજે.'

કેશિની ફરી બાહુક પાસે ગઈ. આ વખતે બાહુકની એક એક પ્રવૃત્તિ પર તે બારીકીથી ધ્યાન આપવા લાગી. થોડી વારે તે દમયંતી પાસે પાછી ફરી અને કહેવા લાગી: 'કુંવરીબા, આ બાહુક તો કોઈ અદ્ભુત માનવી લાગે છે! જળ, સ્થળ અને અગ્નિ પર તેણે વિજય મેળવ્યો છે. કોઈ નીચી બારીમાંથી તેને પસાર થવાનું આવે છે, ત્યારે તે નમતો નથી, પરંતુ બારી આપોઆપ ઊંચી થઈ જાય છે અને તે તેમાંથી બિલકુલ નીચો નમ્યા વગર પસાર થઈ જાય છે. નાનામાં નાનું કાણું પણ તેના માટે પૂરતા માપનું દ્વાર બની જાય છે. તેના ઉતારામાં આપણા તરફથી પાણીના જે ઘડા મૂકવામાં આવ્યા છે, તેના પર તેની દૃષ્ટિ

પડતાં જ તે પાણીથી છલોછલ ભરાઈ જાય છે. તેણે ઘાસનો પૂળો સૂર્ય સામે ધર્યો અને એ બળવા લાગ્યો. અગ્નિના સ્પર્શથી તેને ઊની આંચ પણ આવતી નથી. પાણી તેની ઇચ્છાને માન આપીને વહે છે. તે પોતાના હાથમાં ફૂલ મસળે છે, ત્યારે ફૂલ ચીમળાવાને બદલે ઊલટું વધુ ખીલી ઊઠે છે. આવો અદ્ભુત પુરુષ તો મેં પહેલાં કદાપિ જોયો કે સાંભળ્યો નથી.'

નળરાજા સંબંધી આ બધી બાબતો દમયંતી જાણતી જ હતી. હવે તો તેને પાકો નિશ્ચય થઈ ગયો કે એ જ તેના પતિદેવ–નળરાજા છે. દમયંતીએ કેશિનીને કહ્યું: 'કેશિની, હવે તું એમ કર, મારાં બે બાળુડાં–ઇંદ્રસેન અને ઇંદ્રસેનાને તેની પાસે લઈ જા. જોઈએ, તેમના પર એ કેવો ભાવ પ્રગટ કરે છે.'

કેશિની ઇંદ્રસેન–ઇંદ્રસેનાને બાહુક પાસે લઈ ગઈ. બાહુકનું હૃદય છેવટે એક પિતાનું હૃદય હતું. આટલા લાંબા ગાળે પોતાનાં બે બાળકોને જોતાં જ બાહુકના હૃદયમાં વહાલ ઊભરાઈ આવ્યું; તેણે પોતાના બે બાળકોને અત્યંત હેતથી પોતાની છાતીએ લગાડ્યાં. આ વખતે તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેણે કેશિનીને કહ્યું: 'કેશિની, મારાં બે બાળકો પણ આ ઇંદ્રસેન–ઇંદ્રસેના જેવાં જ છે; એટલે એમને જોઈને મને સ્વાભાવિક જ હેત ઊભરાઈ આવ્યું. ખરે, આ બે બાળકો મને ખૂબ જ વહાલાં લાગે છે. તું હવે તેમને બાગ પાસેથી લઈ જા; નહિતર મારું હૈયું વધુ ભરાઈ આવશે.'

કેશિની ઇંદ્રસેન–ઇંદ્રસેનાને લઈ ફરી દમયંતી પાસે ગઈ અને ત્યાં બનેલી બધી હકીકત વર્ણવી બતાવી. હવે તો દમયંતીને પૂરેપૂરી ખાતરી થઈ ગઈ કે બાહુક એ જ પોતાના સ્વામી નળરાજા છે; અને વિધિના કોઈ યોગે તેમણે આવું સ્વરૂપ ધારણ કર્યું છે. દમયંતી હવે બાહુકને મળવા ખૂબ અધીરી બની ગઈ;

પરંતુ જગતની દૃષ્ટિએ તો બાહુક આમ પરપુરુષ જ ગણાય ને? જગતનું મો ઓછું બંધ થાય છે? એટલે દમયંતીએ વિચાર્યું: 'હવે મારાં માતાને સાચી હકીકતથી વાકેફ કરું અને તેમને કહીને બાહુકને એકાંતમાં મળું.'

આ વિચારે દમયંતી પોતાની માતા પાસે ગઈ અને કહેવા લાગી: 'બા, રાજા ઋતુપર્ણના સારથિ બાહુક તારા જમાઈ જ છે, એમ મને બરાબર લાગ્યું છે. મેં બાહુકની એ બાબતમાં બરાબર પરીક્ષા પણ કરાવી છે. એથી મને તો પૂરી ખાતરી થઈ છે કે બાહુક એ જ નળરાજા છે. વિધિના કોઈ યોગે તેમણે આવું સ્વરૂપ ધારણ કર્યું છે. હવે તો બાહુકને હું નજરે જોઈને ખાતરી કરું, એટલું જ બાકી રહ્યું છે. જો તારી સંમતિ હોય તો એ માટે એકાંતમાં તેને મળું. પ્રભુ કરશે તો મારું ભાગ્ય ઊઘડી જશે.'

દમયંતીની માતાએ રાજા ભીષ્મકને આ વાત કરી; બધી વાત સાંભળી દમયંતીની માગણી રાજા ભીષ્મકને પણ યોગ્ય લાગી; એમણે પણ દમયંતીને આ બાબતમાં અનુમતિ આપી. એટલે બાહુકને રાણીવાસના એકાંતમાં બોલાવવામા આવ્યો. દમયંતીને જોતાં જ બાહુકનું હૃદય અત્યંત દુઃખ અને શોકથી ભરાઈ આવ્યું. તેની આંખોમાં અશ્રુની ધારા વહેવા લાગી; તે આકુળવ્યાકુળ બની ગયો. બાહુકની આવી વ્યાકુળતા જોઈને દમયંતી પણ શોકાતુર બની ગઈ. એ વખતે દમયંતીએ વસ્ત્રો પહેરેલાં હતાં; સંન્યાસીઓ બાંધે છે તેવી પોતાના લાંબા વાળની જટા બાંધી હતી. એના દેહ પર અણિશુદ્ધ પવિત્રતા અને સાદાઈ હતી. દમયંતીએ કહ્યું: 'બાહુક, એક વાત પૂછું? એક ધર્મજ્ઞ પુરુષ પોતાની સ્ત્રીને વનમાં નિદ્રાધીન સ્થિતિમાં તજીને ચાલ્યો ગયો હતો; શું એ માણસને તેં ક્યાંયે જોયો છે? બાહુક, હું મારી પોતાની જ આ વાત કરું છું. મારા જીવનમાં જાણી-

બૂઝીને મેં તેનો એકે અપરાધ કર્યો નથી; આમ છતાં તે મને તજીને ચાલ્યો ગયો!'

આટલું કહેતામાં તો દમયંતી ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી. હવે બાહુકના રૂપમાં છુપાયેલા નળરાજાથી ન રહેવાયું, ન સહેવાયું. તે બોલી ઊઠ્યો: 'દમયંતી! મેં જાણીબૂઝીને ન તો રાજ્ય ગુમાવ્યું છે કે ન તારો ત્યાગ કર્યો છે. આ તો બધો કળિયુગનો પ્રભાવ હતો! મારી કુબુદ્ધિનો કેર હતો. હવે કુબુદ્ધિરૂપી કળિયુગ મને છોડીને ચાલ્યો ગયો છે. એની સાથે જ આપણા દુઃખનો પણ અંત આવી ગયો છે. માત્ર તારા માટે જ હું અહીં આવ્યો છું. પરંતુ તું મારા જેવા પ્રેમાળ અને અનુકૂળ પતિને તજીને બીજો પતિ કરવા ઊભી થઈ છે એ તારા જેવી સતી સ્ત્રીને છાજે છે ખરું?'

'બીજો પતિ' એ શબ્દ જ સતી દમયંતીના હૃદયમાં શૂળની જેમ ભોંકાયો. તે ભયથી થરથર કંપવા લાગી. બે હાથ જોડીને તે કહેવા લાગી: 'આર્યપુત્ર, મારા પર આવો આરોપ મૂકીને મને બળતીને વધુ ન બાળો. દેવો જેવા દેવોને તજીને મેં સ્વયંવરમાં તમારો હાથ પકડ્યો છે. આ બીજા સ્વયંવરની વાત તો ગમે તેમ કરીને તમને અહીં મારી પાસે બોલાવવાની એક યુક્તિ જ હતી. એક જ દિવસમાં ઘોડાના રથમાં સો યોજન કાપવા એ નાનીસૂની વાત નથી; તમારા સિવાય બીજા કયા માણસની મગદૂર છે કે તે આ કામ કરી શકે? તમારા ચરણોનો સ્પર્શ કરીને સોગનપૂર્વક કહું છું કે મેં મનથી પણ કદી પરપુરુષનું ચિંતન કર્યું નથી. જો સ્વયંવર જ રચાવવો હોત, તો અહીં થોડીઘણી પણ તૈયારીઓ કરવામાં આવી હોત. રાજા ઋતુપર્ણ સિવાય બીજા રાજાઓ તથા રાજકુમારો પણ અહીં આવ્યા હોત. જો મારા મનથી પણ મને કદાપિ પાપવિચાર સ્ફુર્યો હોય, તો સર્વત્ર વિચરનાર વાયુદેવ મારા પ્રાણોનો નાશ કરો!'

આ જ સમયે વાયુદેવ અંતરિક્ષમાં પ્રગટ્યા અને નળરાજાને ઉદ્દેશીને બોલ્યા: 'હે નળરાજ, દમયંતી હંમેશાં નિષ્પાપ અને નિષ્કલંક રહી છે. તેણે પતિવ્રતાધર્મનું અણિશુદ્ધ પાલન કર્યું છે. અમે દેવલોકો પણ તેની પવિત્રતાની સાક્ષી પૂરીએ છીએ.'

વાયુદેવની વાણી સમાપ્ત થઈ કે તરત જ આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ; દેવતાઓનો દુંદુભિનાદ થયો; શીતળ, મંદ અને સુવાસિત પવન વાવા લાગ્યો.

આ અદ્દભુત દૃશ્ય જોઈને નળરાજાના મનનો બધો સંદેહ દૂર થઈ ગયો. તેમણે કર્કોટક નાગનું સ્મરણ કરીને તેણે આપેલાં પેલાં બે દિવ્ય વસ્ત્રો પહેર્યાં કે તરત જ તેમનું રૂપ હતુ તેવું થઈને રહ્યુ. દમયંતીએ તો નળરાજાને દંડવત્ પ્રણામ કર્યા; તેની આંખમાં હર્ષનાં આંસુ ચમકવા લાગ્યાં. રાજાએ પણ આંખમાં હર્ષાશ્રુ સહિત દમયંતીને ઊભી કરી. એટલામાં તેમનાં બે સંતાનો-ઇંદ્રસેન અને ઇંદ્રસેના રમતાં રમતાં ત્યાં આવી ગયાં. નળરાજાએ તેમને છાતી સરસાં ચાંપ્યાં.

એ દિવસ નળ-દમયંતીની સારીયે રાત્રિ એકમેકની આપવીતીઓ કહેવામાં વીતી. બીજે દિવસે પ્રાતઃકાળે નાહીધોઈને સુંદર વસ્ત્રો પહેરી, નળ અને દમયંતી રાજા ભીષ્મકને પ્રણામ કરવા ગયાં. રાજાએ દીકરી-જમાઈનો સત્કાર કરી આશીર્વાદ આપ્યો. આશ્વાસન આપ્યું. સારાયે કુંડિનપુરમાં નળ-દમયંતીના આ સુખદ પુનર્મિલનના સમાચાર વાયુવેગે ફેલાઈ ગયા; તેના કારણે ઘેર ઘેર ઉત્સવ પાળવામાં આવ્યો.

બાહુકના સ્વરૂપમાં નળરાજા જ હતા એ જાણી રાજા ઋતુપર્ણનો પણ બધો રોષ ઊતરી ગયો; ઊલટું તે છોભીલો પડ્યો અને પોતાના સારથિ બનાવવા માટે નળરાજાની માફી માગવા લાગ્યો. નળરાજાએ ઋતુપર્ણને કહ્યું: 'મહારાજ, ઊલટો મારે

જ આપનો ઉપકાર માનવાનો છે; કારણ કે આપે મને આશ્રય આપ્યો. આપનો એ ઉપકાર હું કદી નહિ ભૂલું.' પછી નળરાજાએ રાજા ઋતુપર્ણને અશ્વવિદ્યા શીખવી. તે પછી રાજા ઋતુપર્ણ સૌની રજા લઈ પોતાના રાજ્ય ભણી વિદાય થયા.

ત્યાર પછી નળરાજા એક માસ કુંડિનપુરમાં રહ્યા અને તે પછી તેમણે પોતાના વતન ભણી પ્રસ્થાન કર્યું. રાજા ભીષ્મકે વિદાયવેળાએ પોતાના જમાઈને એક સફેદ રથ, સોળ હાથી, પચાસ ઘોડા અને છસો સૈનિકોનું પાયદળ આપ્યુ.

આ બધા રસાલા સાથે નળરાજા ચાલી નીકળ્યા. પોતાના નિષધ દેશમાં આવીને તેમણે પોતાના ભાઈ પુષ્કરને જૂગટું રમવાનું આમત્રંણ આપ્યું. જૂગટાનો સ્વાદ તો પુષ્કર ચાખી ગયેલો હતો જ. એટલે એ તો આ માટે તુરત જ તૈયાર થઈ ગયો. પરંતુ આ વખતે તો નળરાજાએ રાજા ઋતુપર્ણ પાસેથી સંપૂર્ણ દ્યૂતવિદ્યા શીખી લીધી હતી; એટલે તરત જ તેમણે પુષ્કરને હરાવી દીધો અને પોતાનું રાજપાટ પાછું મેળવ્યુ. પુષ્કર જુગારમાં પોતાનું સર્વસ્વ હારી ગયો છતાં નળરાજાએ તેને ઉદાર દિલે માફી આપી પોતાની સાથે રાખ્યો.

## ૧૬ : લોપામુદ્રા

લોપામુદ્રા વિખ્યાત મહર્ષિ અગસ્ત્યનાં ધર્મપત્ની હતાં. તેમનાં સંયમ, પતિવ્રતાધર્મ, સહનશીલતા, ઊંચા વિચાર, સાદા આચાર અને તપોમય જીવનથી તેમનું નામ અમર બનેલું છે.

જ્ઞાન, સાહસ, અને શક્તિના ત્રિવેણીસંગમ જેવા મુનિ કોઈક સ્થળે પ્રવાસ ખેડી રહ્યા હતા. રસ્તામાં એક ખાડો આવતાં તેમાં એક ખૂબ જ વિચિત્ર દૃશ્ય તેમની નજરે પડ્યું. તેમાં કેટલાક પુરુષો ઊંધે મસ્તકે લટકી રહેલા તેમણે જોયા. મુનિથી આ કરુણ દૃશ્ય જોઈ શકાયું નહીં. પારકાંનું દુઃખ ભાગવું એ તો ઋષિમુનિઓનું સ્વાભાવિક કર્તવ્ય બની રહે છે, એટલે મુનિએ ઊંધે મસ્તકે લટકતા એ મનુષ્યોને પૂછ્યું : 'આપલોકો કોણ છો અને આમ ઊંધે મસ્તકે લટકીને અસહ્ય વેદના કેમ ભોગવી રહ્યા છો ?'

પેલા મનુષ્યોએ જવાબમાં કહ્યું : 'ભાઈ, અમે તારા જ પિતૃઓ છીએ. 'પુ' નામે નરકમાંથી જે તારે તેનું નામ 'પુત્ર.' તેં હજુ લગ્ન કર્યું નથી અને તારે કોઈ પુત્ર થયો નથી, એટલે અમને આ નરકયાતનામાંથી કોણ તારે ? જો તું લગ્ન કરે અને તારે પુત્રથાય, તો જ અમે આ નરકયાતનામાંથી છૂટીને સદ્‌ગતિ પામીએ.'

આથી મુનિ અગસ્ત્ય એકદમ વિચારમાં પડી ગયા. એમને થયું : 'અરે, સંસારનો તંતુ લંબાવવા માટે લગ્ન અનિવાર્ય છે. વળી એથી મારા આ પિતૃઓની સદ્‌ગતિ પણ થશે. માટે મારે હવે લગ્ન કરી લેવું જોઈએ.'

'આ વિચારે તેમણે પોતાના પિતૃઓને કહ્યું: 'હવે આપ ચિંતા ન કરશો. કંઈ નહિ તો આપની સદ્‌ગતિ માટે પણ હું લગ્ન કરીશ.'

આ પ્રમાણે પિતૃઓને આશ્વાસન આપી ત્યાંથી તેઓ આગળ ચાલ્યા. એ સમયથી તેમણે કોઈ યોગ્ય કન્યા સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો. પરંતુ એવી કોઈ કન્યા તેમના ધ્યાનમાં આવી નહિ.

આ જ અરસામાં વિદર્ભ દેશના રાજા સંતાનપ્રાપ્તિ માટે ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યા હતા. અગસ્ત્ય મુનિના આશીર્વાદથી તેમનું તપ ફળ્યું અને તેમની રાણીને ગર્ભ રહ્યો. રાજા તો પુત્રની ઇચ્છા સેવતા હતા, પરંતુ અગસ્ત્ય મુનિએ જે અરસામાં રાજાને સંતાનપ્રાપ્તિનો આશીર્વાદ આપ્યો હતો તે વખતે એ મહામુનિના હૃદયમાં પોતાને લાયક કન્યાનું નિર્માણ કરવાની ઉત્કટ ઇચ્છા આકાર લઈ રહી હતી. એટલે રાણીની કૂખથી પુત્ર અવતરવાની આશા સેવાતી હતી, છતાં પુત્રી અવતરી. આ રીતે પુત્રની મુદ્રા લોપાઈ અને પુત્રી અવતરી, એટલે એ કન્યાનું નામ પણ એ પ્રસંગને અનુલક્ષીને 'લોપામુદ્રા' પાડવામાં આવ્યું.

પુત્રના સ્થાને પોતાને પુત્રી અવતરી તોપણ રાજાના હૃદયને ખાસ શોક થયો નહિ; કેમકે પુત્રી ખૂબ જ તેજસ્વી હતી. એ તેજસ્વી કન્યાને જોઈને બ્રાહ્મણોએ પોતાની પ્રસન્નતા પ્રગટ કરી. જેવી રીતે પાણીમાં કમલિની અને હોમકુંડમાં પ્રગટેલા અગ્નિની શિખા વિકાસ પામે, તેવી જ રીતે આ અત્યંત રૂપવતી રાજકન્યા લોપામુદ્રા મોટી થવા લાગી.

સમય જતાં લોપામુદ્રા યુવાવસ્થામાં પ્રવેશી. તે માત્ર રૂપાળી જ નહોતી, પરંતુ સદ્‌ગુણોની પણ તે ખાણ હતી. વિનય, સુશીલતા, સદાચાર, લજ્જા અને ધર્મ પ્રત્યે રુચિ: આ બધાં તેના ઉમદા સ્વભાવ સાથે જ વણાયેલાં હતાં. લોપામુદ્રાના પિતા

પોતાની આ સુલક્ષણી કન્યાના મધુર સ્વભાવ અને સદ્વર્તન પર વારી જતા હતા. લોપામુદ્રા મોટી થઈ, એટલે લોપામુદ્રાના પિતા વિદર્ભનરેશ તેના લગ્નનો વિચાર કરવા લાગ્યા.

લોપામુદ્રા ઉંમરલાયક થયાની જાણ જ્યારે મુનિ અગસ્ત્યને થઈ, ત્યારે તેઓ પોતે જ વિદર્ભરાજાને જઈને મળ્યા અને આ પ્રમાણે નિવેદન કર્યું: 'મહારાજ, પુત્રની ઇચ્છાથી હું લગ્ન કરવા માગું છું. ચારે બાજુ નજર કરતાં માત્ર તમારી કન્યા લોપામુદ્રા જ મારા માટે યોગ્ય જણાય છે. એટલે તેનું લગ્ન મારી સાથે કરો.'

મુનિ અગસ્ત્યની આ માગણી સાંભળી વિદર્ભરાજ પર મોટું ધર્મસંકટ આવી પડ્યું: તેમને થયું: 'રાજવંશી વૈભવમાં ઊછરેલી લોપામુદ્રાને જંગલમાં રહેનાર એક મુનિનું ઘર માંડવુ કેવી રીતે ફાવશે?'

બીજી બાજુ વિદર્ભરાજ પર મુનિ અગસ્ત્યનો ઉપકાર પણ ખૂબ મોટો હતો. તેમના આશીર્વાદથી જ વિદર્ભરાજને ત્યાં લોપામુદ્રાનો જન્મ થયો હતો. તદુપરાંત અગસ્ત્ય એક મહાસમર્થ મુનિ હતા.

પરંતુ વિદર્ભરાજ પર આવી પડેલા આ ધર્મસંકટનો ઉકેલ લોપામુદ્રાએ પોતે જ આણ્યો. એ સુશીલ કન્યાએ જ્યારે જાણ્યુ કે મુનિ અગસ્ત્યે પોતાના હાથની માગણી કરી છે, ત્યારે એ પરમ સંસ્કારી કન્યા ઊલટી હર્ષિત થઈ. તેને થયું: 'અગસ્ત્ય જેવા મહર્ષિની પત્ની થવાનું સદ્ભાગ્ય મને સાંપડે એથી રૂડું શું? આવા મહર્ષિની સેવાનો લાભ તો કોઈ પૂર્વજન્મના પુણ્યયોગે જ મળે. વળી તેઓ વણખૂંદ્યા પ્રદેશોનો પ્રવાસ ખેડવાના પણ શોખીન છે; એટલે તેમની સાથે મને પણ અજાણ્યા પ્રદેશો ખૂંદવાનો મોકો મળશે.'

આ વિચારે લોપામુદ્રાએ પોતે જ પોતાના પિતાને કહી દીધું કે મુનિ અગસ્ત્ય સાથે લગ્ન કરવા પોતે સહર્ષ તૈયાર છે.

પુત્રી રાજીખુશીથી મુનિને વરવા તૈયાર થઈ છે, એ જાણીને વિદર્ભરાજને પણ આનંદ થયો. તેમણે શાસ્ત્રવિધિ અનુસાર મુનિ સાથે લોપામુદ્રાનાં લગ્ન કર્યાં. કરિયાવરમાં વિદર્ભરાજે લોપામુદ્રાને પુષ્કળ કિંમતી વસ્ત્રો અને આભૂષણો આપ્યાં. લગ્નસમારંભ પૂરો થયો અને સાસરે વિદાય થવાનો વખત આવ્યો ત્યારે અગસ્ત્ય મુનિએ લોપામુદ્રાને સહેજ ટકોર કરતાં કહ્યું : 'દેવી, તપોવનમાં ઘર-વસાવનારને આ કિંમતી વસ્ત્રો અને આભૂષણો શા ખપનાં ?'

તેજીને આટલો ટકોરો જ બસ હોય એમ લોપામુદ્રાએ પોતાના દેહ પરથી કિંમતી વસ્ત્રો ને આભૂષણો તુરત જ ઉતારી નાખ્યાં અને એ જ ઘડીથી જીવનભર સાદાઈ ધારણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. કરિયાવરમાંથી જરૂરજોગું જ પોતે લીધું અને બાકીનું બધું તેણે પ્રેમ અને વિનયપૂર્વક પાછું વાળ્યું.

આમ લોપામુદ્રા મહર્ષિ અગસ્ત્યનાં પત્ની બન્યાં. લોપામુદ્રાનો જન્મ રાજકુળમાં થયો હતો, બાલ્યકાળથી જ લોપામુદ્રા રાજવંશી ઠાઠમાઠમાં ઊછરેલી હતી. આમ છતાં પતિની ઇચ્છાને માન આપીને તરત જ હૃદયથી જ સઘળા રાજવૈભવ-કિંમતી વસ્ત્રો અને આભૂષણોનો મોહ છોડી દીધો. તેણે રત્નજડિત આભૂષણો અને સુંદર કિંમતી વસ્ત્રો કાઢી નાખીને તેને સ્થાને વલ્કલ અને મૃગચર્મ ધારણ કરી લીધાં.

રાજકુમારી લોપામુદ્રા એ જ વખતથી તપસ્વિની લોપામુદ્રા બન્યાં અને પતિને અનુરૂપ વ્રતો અને નિયમોનું પાલન કરવા લાગ્યાં. તેઓ તન, મન અને પ્રાણથી પતિના પગલે પગલે ચાલવા લાગ્યાં. પછી મુનિ અગસ્ત્ય પોતાનાં પત્ની સાથે હરદ્વારક્ષેત્રમાં ગયા અને ત્યાં ગંગાકિનારે આશ્રમ બાંધીને ઉગ્ર તપશ્ચર્યા

કરવા લાગ્યા. લોપામુદ્રા અંતરના ઊંડા પ્રેમ, ઉત્સાહ અને તત્પરતાથી પતિની સેવા કરવા લાગ્યાં.

મુનિ પણ તેમના ઉપર ઘણો સ્નેહ અને આદરભાવ રાખતા હતા. આ પ્રકારે તપસ્યા કરતાં ઘણાં વર્ષો વીતી ગયાં. સંસારની વાત જ જાણે તેઓ ભૂલી ગયા હતા. લોપામુદ્રા પણ પોતાના પતિના તપમાં વિઘ્ન ન પડે એ માટે સંસારની વાત બિલકુલ સંભારતા નહોતા!

એક દિવસ ઋતુસ્નાન કર્યા પછી લોપામુદ્રા માથાના વાળ ખુલ્લા મૂકી એક સ્થળે બેઠા હતાં. મૂળે લોપામુદ્રાનો દેહ ખૂબ જ તંદુરસ્ત અને રૂપાળો હતો જ; એમાં વળી પતિવ્રતાધર્મની તપશ્ચર્યાથી તેમની કાંતિ ખૂબ જ દીપ્તિમાન બની હતી. આ સિવાય પોતાની સેવાભાવના, પવિત્રતા, સંયમ, શાંતિ વગેરે ઉમદા ગુણોથી તેમણે મુનિના અંતરને પણ જીતી લીધું હતુ. આ વખતે મહર્ષિને થયું: 'લોપામુદ્રા જેવી સુશીલ સ્ત્રીની મને તે કંઈ કિંમત છે? એ બિચારીએ મારા આશ્રમમાં આવીને શું સુખ મેળવ્યું? કયો વૈભવ માણ્યો? ઉમદા વિચારો ધરાવતી આ સંસ્કારી રાજકન્યા મારી પત્ની થવાને બધી રીતે યોગ્ય છે, છતાં હજુ સુધી હું તેની સાથે એ રીતે વર્ત્યો નથી.'

એ દિવસથી મહર્ષિ અગસ્ત્ય લોપામુદ્રાની ઇચ્છાઓ પ્રત્યે ધ્યાન આપવા લાગ્યા. આ સમય દરમિયાન એક દિવસ લોપામુદ્રાએ મુનિ આગળ પોતાના હૃદયની ઝંખના વ્યક્ત કરતાં કહ્યું: 'પ્રાણનાથ! દરેક સ્ત્રી માતા થવા માટે ઝંખે છે. ગૃહસ્થાશ્રમ સંતાનપ્રાપ્તિ માટે જ હોય છે. માટે આપ મારી એટલી ઇચ્છા પૂરી કરો.'

મહર્ષિએ પ્રસન્ન થઈને લોપામુદ્રાને પોતાની પાસે બોલાવી, ત્યારે લોપામુદ્રાએ કંઈક સંકોચથી હાથ જોડીને કહ્યું: 'મુનિવર, પતિ

સંતાનને માટે જ પત્નીનો સ્વીકાર કરે છે એ ખરું, પરંતુ મારા તરફ આપનો જે પ્રેમ છે તેને પણ સાર્થક કરવો જોઈએ. મારી ઇચ્છા છે કે હું મારા પિતાના મહેલમાં જેવાં સુંદર વસ્ત્રો અને અલંકારો ધારણ કરતી હતી, તેવાં અહીં પણ ધારણ કરું.'

અગસ્ત્યે કહ્યું: 'લોપામુદ્રા, તમારા પિતાજીના ઘરમાં જે ધન હતું, તે અહીં મારી કે તમારી પાસે નથી. તો એવું શી રીતે થઈ શકે?'

લોપામુદ્રાએ કહ્યું: 'ભગવન્, આ પૃથ્વી પર જેટલું ધન છે, તે બધાને આપ તપના પ્રભાવથી એક ક્ષણમાં જ પ્રાપ્ત કરવા સમર્થ છો.'

અગસ્ત્ય બોલ્યા: 'પ્રિયે, તમે કહો છો તે ઠીક છે, પણ એમ કરવાથી તપનો ક્ષય થશે. તમે એવો રસ્તો બતાવો કે જેથી તપ ક્ષીણ ન થાય.'

લોપામુદ્રાએ કહ્યું: 'સ્વામિન્, હું આપનું તપ નષ્ટ કરવા ઇચ્છતી નથી. તેથી આપ તપની રક્ષા કરીને જ મારી કામના પૂર્ણ કરો.'

અગસ્ત્યે કહ્યું: 'તમે તમારા મનમાં ઐશ્વર્ય ભોગવવાનો જ નિશ્ચય કર્યો છે, તો તમે અહીં રહી તમારા ધર્મનું આચરણ કરો. હું તમારે માટે ધન લાવવા બહાર જાઉં છું.'

આમ કહી અગસ્ત્ય મુનિ શ્રુતર્વા નામના એક રાજા પાસે ગયા. મુનિના આગમનના સમાચાર સાંભળીને રાજા શ્રુતર્વા પોતાના મંત્રીઓ સાથે અગસ્ત્ય મુનિને પોતાના રાજ્યની સરહદે સામો લેવા ગયો અને તેમને પોતાની રાજધાનીમાં આદરપૂર્વક લઈ આવ્યો. પછી તેણે મુનિને આગમનનું કારણ પૂછ્યું. મુનિએ કહ્યું: 'રાજા, હું તારી પાસે ધન લેવા આવ્યો છું; એટલે જો

તારી પ્રજાને કંઈ પણ કષ્ટ પહોંચાડ્યા વિના મેળવેલું ધન તું મને આપી શકે એમ હોય, તો યથાશક્તિ મને આપ.'

મુનિ અગસ્ત્યની આવી વિનતિની રાજા શ્રુતર્વા પર ખૂબ અસર થઈ. પરંતુ તે લાચાર હતો; કેમકે તેના રાજ્યની આવક-જાવકનાં પાસાં સરભર થઈ રહેતાં અને એમાંથી કંઈજ ખાસ બચત રહેતી નહોતી. રાજાએ પોતાના રાજ્યનો બધો હિસાબ મુનિ આગળ મૂકયો. એ જોઈ મુનિએ એમાંથી એક પાઈ પણ લેવી ઉચિત ન ધારી અને ત્યાંથી તેઓ આગળ ચાલવા લાગ્યા. આ પછી તેઓ એક પછી એક એમ બીજાત્રીજા રાજાઓ પાસે ગયા; પરંતુ એ રાજાઓ પાસેથી ધન લેવાથી પણ પ્રજાને દુઃખ થશે એમ લાગવાથી પ્રાણીમાત્રનુ કલ્યાણ ચાહનાર મુનિ અગસ્ત્યે તેમનામાંથી કોઈનુંયે ધન લીધું નહિ. છેવટે તેઓ રાજા ઇલ્વલ પાસે ગયા. ઇલ્વલ રાજા ખૂબ ન્યાયી અને કુબેર સમાન ધનવાન હતો; તેનું રાજ્ય પણ સારી પેઠે સમૃદ્ધ હતું. એ રાજા પાસેથી નિર્દોષ ધન સ્વીકારી મહર્ષિ અગસ્ત્ય પોતાના આશ્રમે પાછા ફર્યા અને પોતાની પત્નીના સર્વ મનોરથ સિદ્ધ કર્યા.

મુનિથી લોપામુદ્રાને દઢસ્યુ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. આગળ જતાં મુનિકુમાર દઢસ્યુ બહુ ઊંચી કોટિનો વિદ્વાન, કવિ તથા તત્ત્વજ્ઞાની નીવડ્યો. લોપામુદ્રા પોતે પણ એક વિદુષી મહિલા હતાં. ઋગ્વેદના પ્રથમ મંડળના ૧૭૯મા સૂક્તની બે ઋચાઓનાં રચયિત્રી તરીકે પણ તેમનું નામ જાણીતું છે.

એક સમયે બૃહસ્પતિ આદિ કેટલાક દેવો મહર્ષિ અગસ્ત્યના આશ્રમમાં ગયા હતા. અગસ્ત્ય મુનિએ તેમનો યોગ્ય સત્કાર કર્યો. એ પછી બૃહસ્પતિએ મુનિ અગસ્ત્યને કહ્યું: 'મુનિવર! આપનાં ધર્મપત્ની લોપામુદ્રા ખરેખર ઊંચી કોટિનાં પતિવ્રતા સ્ત્રી છે. આ કલ્યાણી સ્ત્રી, દેહને જેમ છાયા અનુસરે તેમ, આપને

અનુસરે છે. સતી લોપામુદ્રાનાં ગુણગાન ગાવાં એ એક પુણ્યદાયક વસ્તુ છે.

અરુંધતી, સાવિત્રી, અનસૂયા, શાંડિલી, સતી, લક્ષ્મી, શતરૂપા, મેના, સુનીતિ, સંજ્ઞા અને સ્વાહા—આ બધી મહાસતીઓએ એકમતે લોપામુદ્રાને સતી સ્ત્રીઓમાં ખૂબ ઊંચું સ્થાન આપ્યું છે. મહર્ષિ અગસ્ત્ય, તમારા ભોજન કરી લીધા પછી જ તેઓ મોંમાં કોળિયો મૂકે છે. જ્યાં સુધી તમે ઊભા હો, ત્યાં સુધી તેઓ બેસતાં નથી. તમારા સૂતા પછી તેઓ સૂએ છે અને તમારા જાગ્યા પહેલાં જાગી જાય છે. હંમેશ સ્વચ્છ વસ્ત્રો ધારણ કરીને જ તેઓ તમારી સન્મુખ આવે છે. તેમને તમે કોઈ કટુ વચન કહો તોપણ કદી તેઓ એ મનમાં લાવતાં નથી. તમારા સામે કદી ખોટી દલીલબાજી કરતાં નથી. તમને પૂછયાગાછયા વગર, તમારી સંમતિ વગર ઘરમાંથી કોઈ પણ વસ્તુ બીજાને આપતાં નથી. તમારી નિત્યક્રિયા માટે જળ, કુશ, પત્ર, પુષ્પ વગેરે જરૂરી સામગ્રી તેઓ હમેશાં તૈયાર રાખે છે. દેવો, પિતૃઓ, અતિથિઓ, ગાયો અને ભિક્ષુકોને અન્નનો ભાગ આપ્યા પછી જ પોતે ભોજન કરવા બેસે છે. ઘરની એકએક વસ્તુને ઘણું જતન કરીને સાચવે છે. પોતે પણ ગૃહકાર્યમાં ઘણાં કુશળ છે. જ્યારે જુઓ ત્યારે તેઓ ઉત્સાહયુક્ત અને પ્રસન્ન હોય છે. ઉડાઉ ખર્ચ કદાપિ કરતાં નથી. તમારી સંમતિ વિના બીજું તો શું પણ વ્રત-ઉપવાસ આદિ પણ કરતાં નથી. સતી સ્ત્રી માટે તો તેનો પતિ જ ભગવાન શંકર કે વિષ્ણુ કરતાં મોટો છે, એ નિયમનું તેઓ બરાબર પાલન કરે છે. જેમ ગંગામૈયામાં સ્નાન કરવાથી તે પવિત્ર થાય છે, તેમ આવાં પતિવ્રતા સ્ત્રીની પાવન દૃષ્ટિ જે દેહ પર પડે તે પણ પરમ પવિત્ર બને છે.'

## ૧૭ : પ્રાતઃસ્મરણીય સીતા

ભારતની સતી સ્ત્રીઓમાં ભગવાન શ્રીરામચંદ્રજીનાં ધર્મપત્ની સીતાનું સ્થાન સૌથી ઊંચું છે. સીતા અને રામચંદ્ર ભારતીય જનતાનાં આદર્શ સ્ત્રી-પુરુષ છે. રામચંદ્રને આપણે પ્રભુના અવતાર માન્યા અને સીતાને માન્યાં પ્રભુની આનંદદાયક શક્તિ.

સ્ત્રીનાં શીલ, સહનશીલતા અને ધૈર્યની કસોટી સંકટકાળમાં થાય છે. સીતાને પોતાના જીવનમાં જેટલાં કષ્ટ પડ્યાં હશે, તેટલાં કષ્ટ ભાગ્યે જ કોઈ સ્ત્રીને પડ્યાં હશે. એટલા માટે તો આપણા દેશના કેટલાક ભાગોમાં અજ્ઞાન જનતા પોતાની દીકરીનું નામ 'સીતા' પાડતી નથી! એમનું એમ ધારવું છે કે જો દીકરીનું નામ સીતા પાડીશું, તો દીકરીને જીવનમાં સીતા જેટલાં કષ્ટ પડશે! વળી આપણામાં પણ કહેવત છે કે 'સીતાનાં વીતવાં.' એટલે માથા પર અનહદ દુઃખ પડવાં. સીતાને અગ્નિપરીક્ષામાંથી પસાર થવું પડ્યું, જોકે એમાંથી તે શુદ્ધ કાંચનની જેમ બહાર આવ્યાં હતાં. અગ્નિપરીક્ષામાંથી પસાર થયા પછી પણ રામચંદ્રે અચાનક સીતાનો ત્યાગ કર્યો. પતિ પોતાનો ત્યાગ કરે એથી વધુ દુઃખદ ઘટના પતિવ્રતા સ્ત્રીના જીવનમાં ભાગ્યે જ બીજી કોઈ હશે.

શું શાસ્ત્રોમાં કે શું પુરાણોમાં, અરે, પ્રાંતપ્રાંતના લોકસાહિત્યમા પણ સીતાની પ્રતિષ્ઠા ઘણી જ ઊંચી અંકાઈ છે. તેમનું ચારિત્ર્ય ઘણું જ ઉચ્ચ કોટિનું હતું. આવી એ સતીશિરોમણિ સ્ત્રીનું સંપૂર્ણ જીવનચરિત્ર તો ઘણું મોટું થાય, પરંતુ અહીં એમનું ટૂંકું ચરિત્ર આલેખવામાં આવ્યું છે:

પ્રાચીન કાળમાં મિથિલા દેશમાં જનક વંશના ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરતા હતા. એ દેશની રાજધાની મિથિલાનગરી 'જનકપુરી'ના નામથી પણ ઓળખાતી હતી.

એક સમયે સીરધ્વજ જનક નામના સુપ્રસિદ્ધ રાજા ત્યાં રાજ્ય કરતા હતા. રાજા જનક ધર્મિષ્ઠ, વિદ્વાન અને ગોબ્રાહ્મણ-પ્રતિપાળ હતા. તેમના વિચાર જેટલા ઊંચા હતા, તેટલા જ તેમના આચાર સાદા હતા. એક રાજા છતાં પોતે એક ઋષિ જેવું સાદું જીવન ગાળતા હતા. એટલે લોકોમાં તેઓ રાજર્ષિના નામે ઓળખાતા હતા; ઋષિ સમાન રાજા તે રાજર્ષિ.

એક વાર યજ્ઞ નિમિત્તે રાજર્ષિ જનક પૃથ્વી ખેડતા હતા, ત્યારે એક 'સીતા'×માંથી એમને એક છોકરી મળી આવી. એ છોકરી તે જ આપણી સીતા. 'સીતા'માંથી મળી આવી, એથી તેનું 'સીતા' એવું નામ પડ્યું. બાલિકા સીતા દેખાવમાં ખૂબ જ સુંદર અને વહાલાં લાગે તેવાં હતાં. એટલે રાજા જનકે તેમને પેટની દીકરીની જેમ ઉછેર્યાં; અને એક રાજકુમારીને છાજે એવી તેમને શિક્ષા આપી. રાજા જનકે આ રીતે સીતાને પોતાનાં પુત્રી તરીકે ગણ્યાં હતાં, એટલે તેઓ 'જનકદુલારી,' 'જાનકી,' 'જનકનંદિની' વગેરે નામોથી પણ ઓળખાય છે. રાજા જનકને પોતાના પેટની ઊર્મિલા નામે એક કુંવરી પણ હતી. આમ છતાં મોટા મનની સીતાએ ઊર્મિલા પર કોઈ દિવસ ઝેર રાખ્યું નહોતું; તેઓ ઊર્મિલાને પોતાની સગી નાની બહેન તરીકે લાડ લડાવતાં હતાં અને રમાડતાં હતાં.

દિવસો વીતતાં, સીતા મોટાં થયાં. ઉંમર સાથે તેમનામાં ઉત્તમ ડહાપણ, સમજણ, રૂપ અને ગુણ પણ આવ્યાં. સીતાના રૂપ અને સદ્‌ગુણ જોઈ જનક રાજા અને એમની રાણી સુનયનાનો ઉલ્લાસ માતો નહોતો.

સીતાને યોગ્ય કેળવણી આપવામાં આવી. ઇતિહાસ, પુરાણો, ધર્મશાસ્ત્રો, નીતિશાસ્ત્રો વગેરેનો અભ્યાસ સીતાએ ચીવટથી કર્યો.

× સંસ્કૃતમાં 'સીતા' એટલે ખેતરમાં હળ વડે પાડેલી રેખા.

ઉપરાંત ખાનદાન કુટુંબની સુશીલ કન્યાને શોભે તેવાં કાર્યોમાં પણ તેમણે કુશળતા મેળવી. આમ સીતામાં ઊંચા ગુણો તો હતા જ; તેમાં વિદ્યાના ઊંચા સંસ્કાર રેડાયા. એથી જાણે સોનામાં સુગંધ ભળી.

હવે તો સીતા કુમારિકામાંથી યુવતી બન્યાં હતાં. તેમની પરણવાલાયક ઉંમર થઈ હતી. એથી રાજા જનક સીતા માટે યોગ્ય વરની શોધ કરવા લાગ્યા. તેમણે વિચાર્યું:

'મારી સીતા હવે મોટી થઈ છે. પરંતુ આવી સદ્‌ગુણી કન્યાને હું ગમે તેવા રાજકુમારને નહિ આપું. સીતા માટે હું એક મોટો સ્વયંવર રચીશ. તેમાં જે શૂરવીર રાજકુમાર મારી પાસે પડેલા મહાદેવના ધનુષની પણછ ચડાવશે, તેને સીતા વરમાળા આરોપશે.'

આ વિચારે જનક રાજાએ મોટો સ્વયંવર રચ્યો. આજુ-બાજુનાં સર્વ રાજ્યોને આની જાણ કરવામાં આવી.

સીતા જેવી ઉમદા રાજકુમારીને પરણવાનું કોને મન ન થાય? એટલે આજુબાજુનાં બધાં રાજ્યોના રાજકુમારો અને રાજાઓ સીતાના સ્વયંવરમાં એકઠા થયા.

આ સમયે બીજી બાજુ એક જુદી જ ઘટના બની હતી. મુનિ વિશ્વામિત્રે એક મોટો યજ્ઞ આરંભ્યો હતો. તેમાં સુબાહુ અને મારીચ નામના બે રાક્ષસો વિઘ્ન નાખતા હતા. એ રાક્ષસોથી યજ્ઞનું રક્ષણ કરવા માટે મુનિ વિશ્વામિત્ર અયોધ્યાના રાજા દશરથ પાસે ગયા અને રાજાને વિનતિ કરી:

'હે રાજા, તમારા સૌથી મોટા રાજકુમાર રામચંદ્ર મહાન પરાક્રમી છે, એવું મેં સાંભળ્યું છે. મેં મારા આશ્રમમાં એક મોટો યજ્ઞ આરંભ્યો છે. તેમાં રાક્ષસો વિઘ્નો નાખે છે, એટલે યજ્ઞના રક્ષણ માટે મારે તમારા એ પરાક્રમી કુમારની જરૂર છે; માટે તેમને મારી સાથે મોકલો.'

ગાય, બ્રાહ્મણ અને યજ્ઞનું રક્ષણ કરવાનું હંમેશાં ક્ષત્રિયોનું કર્તવ્ય મનાતું આવ્યું છે. એટલે યજ્ઞના રક્ષણની વાત આવતાં ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા રાજા દશરથ વિશ્વામિત્રને ના કેવી રીતે પાડી શકે? તેમણે મુનિની સાથે પોતાના મોટા કુમાર રામચંદ્રને મોકલ્યા.

રામચંદ્રને બીજા ત્રણ ભાઈઓ હતા: લક્ષ્મણ, શત્રુઘ્ન અને ભરત. તેમાં લક્ષ્મણને તો રામચંદ્ર વગર ઘડી પણ ચાલતું નહોતું. એટલે રાજા દશરથે લક્ષ્મણને રામચંદ્ર સાથે મુનિ વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરવા મોકલ્યો.

મુનિના યજ્ઞમાં ત્રાસ ફેલાવતા રાક્ષસોનો રામચંદ્રે સંહાર કર્યો અને મુનિનો યજ્ઞ નિર્વિઘ્ને પૂરો થયો. એટલામાં સીતાના સ્વયંવરના સમાચાર મુનિ વિશ્વામિત્રના જાણવામાં આવ્યા. યજ્ઞનું કામ પૂરું થઈ ગયું હતું, એટલે વિશ્વામિત્રે રામ–લક્ષ્મણને કહ્યું: 'કુમારો, મિથિલાનગરીમાં કુમારી સીતાનો મોટો સ્વયંવર રચાશે છે. તેમાં શિવજીના ધનુષની પણછ જે વીર કુમાર ચડાવશે, તેને સીતા વરમાળા આરોપશે. તમારે આ સ્વયંવરમાં ખાસ ભાગ લેવા જેવો છે; કેમકે સીતા બધી રીતે લાયક કન્યા છે. ઇચ્છા હોય, તો ચાલો, હું જ તમને એ સ્વયંવરમાં લઈ જાઉં.'

રામ અને લક્ષ્મણ પરાક્રમી કુમારો હતા જ. પરાક્રમ દાખવવાનો આવો પ્રસંગ તેમને ખૂબ જ ગમ્યો. એટલે તેઓ હરખભેર તૈયાર થઈ ગયા. મુનિ બંને રાજકુમારોને લઈને સીતાના સ્વયંવરમાં જઈ પહોંચ્યા. મિથિલામાં રાજા જનકે તેમનું સ્વાગત કર્યું અને યોગ્ય ઉતારો આપ્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે રામ–લક્ષ્મણ ઊઠ્યા અને નિત્યકર્મથી પરવારીને પૂજા સારુ રાજા જનકના બગીચામાં ફૂલ ચૂંટવા માટે ગયા. જોગાનુજોગ એ જ વખતે સીતા પણ આ જ બગીચામાં

આવેલા પાર્વતીજીના મંદિરમાં પૂજા સારુ આવી પહોંચ્યાં. માર્ગમાં રામચંદ્ર અને સીતાનો ભેટો થઈ ગયો! રામચંદ્ર કુમારોમાં શ્રેષ્ઠ હતા; સીતા કુમારિકાઓમાં શ્રેષ્ઠ હતાં. બંને વચ્ચે સ્વાભાવિક રીતે જ પ્રેમ ઊપજ્યો. બંને નિર્દોષતા અને સચ્ચારિત્ર્યનાં મૂર્તિમાન સ્વરૂપ હતાં. પરંતુ બંને પરસ્પર અજાણ્યાં હોવાથી એ વખતે કંઈજ બોલી શકયાં નહિ.

સ્વયંવરનો દિવસ આવી પહોંચ્યો. સ્વયંવરમંડપ દેશદેશના રાજાઓ અને રાજકુમારોથી ખીચોખીચ ભરાઈ ગયો. મુનિ વિશ્વામિત્ર પણ રામ-લક્ષ્મણને લઈ તેમાં આવી પહોંચ્યા.

સીતા પણ પોતાની સખીઓ સહિત હાથમાં વરમાળા સાથે આવી પહોંચ્યાં.

સમય થતાં શિવનું પ્રચંડ ધનુષ મંડપની વચ્ચોવચ ઊભા કરેલા મંચ ઉપર મૂકવામાં આવ્યું. શિવના આ વિશાળ ધનુષને જોતાં જ કેટલાકના હોશકોશ ઊડી ગયા; તેઓ ધનુષને હાથ અડકાડવાની પણ હિંમત કરી શકયા નહિ! કેટલાક હિંમતબાજ ક્ષત્રિયો પણછ ચડાવવાના હેતુથી ધનુષને ઉપાડવા ગયા, પરંતુ તેઓ બિચારાઓથી ધનુષ પણ પૂરું ઉપાડી શકાયું નહિ, પછી તેના પર પણછ ચડાવવાની તો વાત જ શી? આમ ઘણા ક્ષત્રિયોએ પ્રયત્ન કરી જોયા, પરંતુ સર્વ નિષ્ફળ નીવડ્યા. આ જોઈ રાજા જનકને સ્વાભાવિક રીતે જ ચિંતા પેઠી. તેમને થયું:

'શું મારી સીતા કુંવારી રહેશે? કોઈ પણ ક્ષત્રિય આ શિવના ધનુષ પર પણછ ચડાવી નહિ શકે?'

રાજા જનક હૃદયમાં આમ વિચારતા હતા એ જ વખતે રામચંદ્ર પોતાના આસનેથી ઊઠ્યા અને મુનિ વિશ્વામિત્રની આજ્ઞા લઈ ધનુષના મંચ ભણી ડગ ભરવા માંડ્યા. કોઈ એક કુશળ ધનુર્ધારીની અદાથી રામચંદ્રે શિવના ભારે ધનુષને ઊંચકી લીધું

અને સૌના આશ્ચર્ય વચ્ચે જોતજોતામાં તેની પણછ પણ ચડાવી દીધી. અરે, તેમણે એટલા બળપૂર્વક પણછ ચડાવી કે ધનુષના તે જ વખતે મોટા કડાકા સાથે બે ટુકડા થઈ ગયા !

જોનાર બધા દંગ દઈ ગયા. રાજા જનકની પ્રસન્નતાનો કોઈ પાર રહ્યો નહિ. આ વખતે સીતાના આનંદનું તો પૂછવું જ શું ?

પછી તો જનકરાજાએ દશરથ રાજાને બોલાવવા માટે પોતાના દૂત દોડાવ્યા. વિદ્વાન બ્રાહ્મણો, ઋષિમુનિઓ, રાજ-પુરોહિતો, અગ્રગણ્ય નગરજનો અને પોતાની ચતુરંગિણી સેના સાથે મોટી જાન લઈને દશરથ રાજા જનકપુરીમાં આવી પહોંચ્યા. ભરત અને શત્રુઘ્ન પણ જાનમાં આવ્યા હતા. એ સમયે સમગ્ર મિથિલાનગરને ખૂબ જ શણગારવામાં આવ્યું હતું. જનકરાજાની રાજ-ધાનીમાં ઘેર ઘેર જાણે મોટો ઉત્સવ મંડાયો હતો. માગશર સુદ પાંચમે લગ્નનું મુહૂર્ત હતું. લગ્નમંડપ ખૂબ જ સુશોભિત બન્યો હતો. ઉભય પક્ષ તરફથી વેદ–વિધિ જાણનારા ઋષિ–મહર્ષિઓની અહીં પધરા-મણી થઈ હતી. પોતાના કુમારો સહિત દશરથ રાજા લગ્નમંડપમાં દાખલ થયા. મંડપની શોભા બધી રીતે એવી અપૂર્વ બની હતી કે સ્વર્ગમાંથી દેવો પણ આ દૃશ્ય જોવા અહીં ઊતરી આવ્યા હતા. રાજા જનકની નાની કુંવરીનું નામ હતું ઊર્મિલા. આ સિવાય જનકરાજાના નાના ભાઈ કુશધ્વજને પણ બે કુંવરીઓ હતીઃ માંડવી અને શ્રુતકીર્તિ. આ ચારે કુમારિકાઓનાં લગ્ન દશરથ રાજાના ચારે કુમારો સાથે કરવાનું નક્કી થયું હતું. આ પ્રમાણે ચારે કુમારોનાં લગ્ન ઘણી ધામધૂમથી કરવામાં આવ્યાં.

રામચંદ્રે સીતાને અને સીતાએ રામચંદ્રને પામીને પરસ્પર અવર્ણનીય આનંદ અનુભવ્યો. એકબીજાના અદ્દભુત પ્રેમનું સુખ મેળવતાં મેળવતાં બંને જણાં ખૂબ આનંદમાં દિવસો વ્યતીત કરવા લાગ્યાં. સીતા હંમેશાં રામચંદ્રને પોતાની સેવા અને પ્રેમાળ

વચનોથી પ્રસન્ન રાખતી હતી. સાસુ, સસરા, દિયરો, દેરાણીઓ, નણંદો-સૌ પ્રત્યે સીતાનું વર્તન ખૂબ જ પ્રેમાળ હતું અને એ સૌનો પણ તેમણે પ્રેમ સંપાદન કર્યો હતો. સીતાની જેમ તેમની બહેનો-ઊર્મિલા, માંડવી અને શ્રુતકીર્તિ પણ તે પ્રમાણે જ વર્તતી હતી.

જનકપુરથી પાછા ફરીને તુરત જ ભરત પોતાના ભાઈ શત્રુઘ્નને લઈને પોતાને મોસાળ-કેકયનરેશની રાજધાનીમાં ગયા. ત્યાં તે બંને ભાઈઓ ઘણા આનંદમાં રહેવા લાગ્યા.

આ બાજુ રામચંદ્ર પોતાની અત્યંત વિનયી વર્તણૂક તથા પ્રત્યેક પ્રકારની કુશળતાથી દશરથ રાજાને રાજકાજમાં દરેક પ્રકારે મદદ કરવા લાગ્યા. તેમનાથી પ્રજા બહુ પ્રસન્ન હતી. પ્રજા અંતરથી એમ જ ઇચ્છના લાગી કે દશરથ રાજા રામચંદ્રજીને યુવરાજપદે સ્થાપી દે તો કેવું સારું! પ્રજાની આ ઇચ્છા દશરથ રાજા સમજી ગયા હતા અને એમની પોતાની પણ રામચંદ્રને યુવરાજ બનાવવાની ખૂબ ઇચ્છા હતી, એટલે એક દિવસે તેમણે ગુરુ વસિષ્ઠ આગળ પોતાનું આ મંતવ્ય રજૂ કર્યું :

'મુનિવર, આપની કૃપાથી મારી સર્વ અભિલાષાઓ પાર પડી છે; હવે માત્ર એક જ અભિલાષા બાકી છે; તે એ કે રામચંદ્રનો યુવરાજપદે અભિષેક જલદીથી કરવો.'

મુનિ વસિષ્ઠ પણ રામચંદ્રના ઉત્તમ ગુણો જાણતા હતા જ. રામચંદ્રને યુવરાજપદે સ્થાપવાની વાતને તેમણે અત્યંત હર્ષથી વધાવી લીધી. પ્રજાજનોએ આ વાત જાણી ત્યારે તેમના હર્ષનો પાર રહ્યો નહિ; તેમણે આ મંગલ પ્રસંગ નિર્વિઘ્ને પાર પડે એટલા માટે દેવ-દેવીઓની માનતાઓ માની.

પછી તો અભિષેકનો દિવસ પણ ઊગ્યો. આ મંગલ દિને સારીયે અયોધ્યાનગરીને શણગારવામાં આવી. નગરીની શોભા અમરાવતીને પણ ઓવારી નાખે તેવી બની હતી.

પરંતુ જ્યારે આખી અયોધ્યાનગરીમાં આનંદનાં અજવાળાં ફેલાઈ ગયાં હતાં. ત્યારે દશરથ રાજાના મહેલના જ એક ખંડમાં શોકનો ઘેરો અંધકાર છવાયેલો હતો. દશરથ રાજાની રાણી કૈકેયીને મંથરા નામની એક દાસી હતી. પ્રભુની અવકૃપાને કારણે તેની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. રામચંદ્રને રાજતિલક થશે એ વાત સાંભળતાં જ તે ઈર્ષ્યાથી બળવા લાગી હતી. તે સીધી રાણી કૈકેયી પાસે પહોંચી. એ વખતે કૈકેયી પલંગ પર આડી પડી હતી. મંથરાના મુખથી રામચંદ્રના રાજ્યાભિષેકની વાત સાંભળીને કૈકેયી બહુ પ્રસન્ન થઈ; પરંતુ જ્યારે દુષ્ટ મંથરાએ આડુંઅવળું સમજાવીને તેના કાનમાં ઈર્ષ્યાનું ઝેર રેડયું, ત્યારે તેનું મન આ ઉત્સવથી ખાટું થઈ ગયુ. તેને થયું: 'મારા ભરતને અયોધ્યાની બહાર મોકલી દઈને રામચંદ્રનો જે રાજ્યાભિષેક થાય છે, તે મારી વિરુદ્ધ એક ભારે કાવતરું છે.'

એટલે કૈકેયી ગુસ્સે થઈને પોતાના ખંડમાં જઈને પડી. દશરથ રાજાને આ વાતની ખબર પડતાં તે કૈકેયી પાસે ગયા. તેમણે કૈકેયીને અનેક રીતે સમજાવી, પરંતુ કૈકેયી એકની બે ન થઈ. કોઈ પણ જાતના સંકોચ વગર કૈકેયીએ દશરથ રાજાને કહ્યુ:

'મહારાજ, શંબરાસુર સાથે આપ યુદ્ધ કરવા ગયા હતા તે યાદ છે ને? એ યુદ્ધમાં મેં મારાથી બની તેટલી સહાય તમને કરી હતી. મારી એ સેવા બદલ તમે મને બે વરદાન આપ્યાં હતાં. એ વરદાનો અત્યારે મારે માગવાં છે. બોલો, એ માટે તમે તૈયાર છો ને?'

સત્યવચની દશરથ રાજા બોલ્યા: 'વરદાન અનુસાર તમે જે માગો તે આપવા મારે હરઘડીએ તૈયાર રહેવું જોઈએ. બોલો, તમારાં વરદાન શાં છે? વરદાનમાં તમે જે માગશો તે જરૂર મળશે, એટલી ખાતરી રાખજો; કેમકે અમે તો રઘુકુળવંશી

રાજાઓ છીએ. રઘુકુળ રીતિ સદા ચલી આઈ, પ્રાન જાય અરુ બચન ન જાઈ.'

પરંતુ આ ઘડીએ કૈકેયી કેવાં ભયંકર વરદાન માગવાની હતી તેની દશરથ રાજાને ક્યાં ખબર હતી? કૈકેયીએ માગ્યું: 'મહારાજ, મારું પહેલુ વરદાન એ છે કે રામને ચૌદ વર્ષનો વનવાસ આપો અને બીજું વરદાન એ છે કે રામના સ્થાને ભરતનો રાજ્યાભિષેક કરો.'

કૈકેયીનાં આવાં કઠોર વચનો સાંભળીને દશરથ રાજા તો આશ્ચર્યમૂઢ બની ગયા. શરૂઆતમાં તો મોંમાંથી હરફ સરખો તેઓ કાઢી શકયા નહિ. તેમના અંતરમાં ખૂબ જ તીવ્ર વેદના ઊભી થઈ હતી. સ્વપ્ને પણ તેમણે આવું ધાર્યું નહોતું. તેમણે કૈકેયીને સમજાવવા બહુ બહુ પ્રયત્નો કર્યા, પરંતુ સઘળું જ વ્યર્થ. ધાકધમકીની પણ કૈકેયી પર કશી અસર થઈ નહિ. કૈકેયીનું દિલ જાણે પથ્થરનું બની ગયું હતુ. પછી તો એ વૃદ્ધ રાજાએ તેની આગળ ઘણી ઘણી કાકલૂદીઓ, આજીજીઓ અને રુદન કર્યાં, છતાં બધું પથ્થર પર પાણી. એટલે દશરથ રાજા હતાશ થઈ ગયા અને મૂર્ચ્છિત થઈને જમીન પર ઢળી પડ્યા. ધીરે ધીરે આ કારમા સમાચાર ચોમેર ફેલાવા લાગ્યા. અયોધ્યાનો આનંદોત્સવ દારુણ વિષાદમાં ફેરવાઈ ગયો.

રામચંદ્રે આ સમાચાર સાંભળ્યા એટલે એ પિતૃભક્ત સપૂતે વનવાસ જવાની તૈયારીઓ કરવા માંડી. માતા કૌશલ્યાએ જ્યારે આ વાત જાણી, ત્યારે તેઓ કારમા શોકથી એકદમ વ્યાકુળ બનીને ધરણી પર ઢળી પડ્યાં. પ્રાણથી પણ અધિક પ્યારા પુત્રના વનવાસની કલ્પનાથી એમનું હૃદય કંપવા લાગ્યું. તેમણે રામચંદ્રને વનમાં જતા રોકવા પ્રયત્ન કર્યો; પરંતુ પિતાના વચનનું પાલન કોઈ પણ સંજોગોમાં થવું જોઈએ એ પુત્રનો ધર્મ સમજાવીને તેમણે માતાને ધીરજ આપી. એ અરસામાં જ લક્ષ્મણ પણ આવી

પહોંચ્યા. ક્રોધથી તેમનો ચહેરો લાલચૂમ થઈ ગયો હતો. તેઓ કૈકેયીના સામે યુદ્ધ કરીને તેની સાન ઠેકાણે લાવવા માગતા હતા, પરંતુ રામચંદ્રે તેમને તેમ કરતાં મહાપરાણે રોકયા. છેવટે લક્ષ્મણ પણ રામચંદ્ર સાથે વનમાં જવા તૈયાર થયા. આ પછી રામચંદ્ર સીતાની વિદાય લેવા પોતાના મહેલે ગયા.

સીતાના કાને હજુ આ વાત પહોંચી નહોતી. તેને મનમાં હતું: 'આજ તો રામચંદ્રજીનો રાજ્યાભિષેક થવાનો છે.' આ વિચારે તેઓ આનંદિત હતાં. રામચંદ્રે તેમને સર્વ અમંગલ સમાચાર આપ્યા. એ સાંભળી સીતા નાહક દુઃખ ન અનુભવે એ માટે રામચંદ્રે તેમને એકબે ડહાપણની વાતો કહી. પરંતુ સીતા તો એ વાતોને લક્ષ્યમાં ન લેતાં પતિની સાથે વનમાં જવા તૈયાર થયાં. એટલે રામચંદ્રે તેનો વિરોધ કરતાં કહ્યું: 'દેવી, હવે મારી વાત સાંભળો. આમાં તમારું અને મારું બન્નેનું ભલું છે. તમે અહીં રાજધાનીમાં જ રહીને માતાપિતા(સાસુસસરા)ની સેવા કરો. તમારા માટે એથી ઊંચો બીજો કોઈ ધર્મ નથી. માતા જયારે જયારે મને સંભારે અને મારું સ્મરણ કરતાં દુઃખ અનુભવે, ત્યારે ત્યારે તમારી મધુર વાણીથી તમે તેમને આપણાં શાસ્ત્રોની બોધક કથાઓ કહેજો અને એ રીતે તેમનું હૃદય શાંત પાડજો. પ્રિયે, પિતાના વચનનું પાલન કરીને વનવાસથી હું પાછો ફરીશ. દિવસો વીતતાં કંઈ વાર લાગે છે? જો હઠ કરીને તમે મારી સાથે આવશો, તો તમારે ઘણું કષ્ટ વેઠવું પડશે. વનની ત્રણે ઋતુઓ શિયાળો, ઉનાળો અને ચોમાસું ભયંકર હોય છે. વનના માર્ગો કાંટા અને ઝાંખરાથી ભરેલા હોય છે. એ રસ્તા ઉપર ઉઘાડે પગે ચાલવાનું હોય છે. પર્વતની ગુફાઓ, ખીણો, નદીઓ અને નાળાંઓ ખૂબ દુર્ગમ અને ઊંડાં હોય છે; વનમાં વરુ, રીંછ, વાઘ, સિંહ અને હાથીઓ વગેરે ભયંકર જાનવરો હોય છે. એમના ભયાનક અવાજો સાંભળવાથી જ કાચાપોચા માનવીના તો છક્કા

છૂટી જાય છે. વનવાસીને તો જમીન પર સૂવાનું હોય છે, ઝાડની છાલ પહેરવાની હોય છે અને કંદમૂળનો આહાર કરવાનો હોય છે; આટલું પણ વળી હંમેશ મળે તેની ખાતરી હોતી નથી. આ બધું પણ સમય અનુકૂળ હોય તો જ મળી રહે. વનમાં મનુષ્યભક્ષી રાક્ષસો પણ આમતેમ રખડતા હોય છે. પહાડનું પાણી પીવામાં ભારે હોય છે. ભયંકર સાપ, ભયાનક પક્ષી અને રાક્ષસોનાં ઝુંડેઝુંડ—આ બધાં જ વનવગડામાં સદા વસતાં હોય છે. જંગલનું જીવન કેટલું કઠણ હોય છે, એ વિશે વધુ કહેવાની કંઈ જરૂર નથી. તમારા જેવા સુકુમાર દેહવાળી રાજકન્યાઓ માટે વનનું જીવન ખરેખર મુશ્કેલ છે. માનસરોવરના અમૃત સમાન જળથી જેનું પાલનપોષણ થયેલું હોય તેવી હંસિની શું ખારા સમુદ્રમાં કદી જીવી શકે ખરી? નવો મોર ફૂટ્યો હોય તેવા આંબાવાડિયામાં સદા વાસ કરનારી કોયલને કાંટાળા જંગલમાં કદી ફાવતું હશે? આ બધી બાબતોનો વિચાર કરીને હું તમને સલાહ આપું છું કે, તમે ઘેર રહો. વનમાં ખરેખર ઘણાં કષ્ટ હોય છે.'

પરંતુ રામચંદ્રના આ કથનથી સીતાના કોમળ હૃદયને આઘાત જ પહોંચ્યો. તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેમના મનમાં એમ થઈ આવ્યું કે પતિ પોતાને છોડી જવા ઇચ્છે છે. સતી-સાધ્વી સ્ત્રી માટે આથી વધુ કયું દુઃખ હોઈ શકે? સીતાની દૃષ્ટિમાં પણ પતિના વિયોગ જેવું બીજું કોઈ દુઃખ નજરે પડેલું નહોતું. એટલે ધીરે ધીરે રામચંદ્રનાં વચનનો જવાબ દેવા લાગ્યાં:

'હે પ્રાણનાથ, તમે આમ કેમ બોલો છો? હે રઘુકુળરૂપી કમળને ખીલવનાર ચંદ્ર, તમારા વિના સ્વર્ગ પણ મારે નરક સમાન છે. માતા, પિતા, બહેન, ભાઈ, પ્રિય પરિવાર, સખીઓનો સમૂહ, સાસુસસરા, ગુરુ તથા લાડકાં દીકરાદીકરીઓ—એ બધાં વિશે તમે વાત કરી એ ખરું; તમે એ બધાંને મારાં તરીકે ઓળખાવ્યાં એ પણ ખરું; પરંતુ એ બધાં સાથે મારો સંબંધ પતિને લીધે

છે; પહેલાં પતિ પછી એ બધાં. વળી દેહ, ધન, મહેલમહોલાતો, દરદાગીના, નગર અને રાજ્ય એ બધું પતિ વિના સ્ત્રીને શોકનો વિષય છે. પતિ જતાં પત્નીને ભોગરોગ સમાન, દરદાગીના ભારરૂપ અને સંસારનું સુખ નરકની પીડા સમાન બને છે. નાથ, શરદપૂનમના નિર્મળ ચંદ્ર જેવું તમારું મુખ જોઈને વનની મારી સમસ્ત મુશ્કેલીઓ સુખમાં પલટાઈ જશે. તમે એમ કહો છો ને કે વનમાં મારું કોણ સગુંવહાલું? પરંતુ વનમાં તમારી સાથે પક્ષીઓ અને પશુઓ મારાં કુટુંબીઓ થશે; મારા માટે વન, નગર અને ઝાડની છાલ ઉત્તમ વસ્ત્રો બનશે. તમે સાથે હશો તો પર્ણકુટિ મારે મન એક રાજમહેલથી પણ વધુ છે. ઉમદા હૃદય ધરાવતી વનદેવીઓ અને વનદેવતાઓ વનમાં સાસુસસરાની પેઠે મારી સારસંભાળ લેશે; ઘાસ અને પાંદડાંની પથારી મને સો મણ રૂની તળાઈ જેવી લાગશે. મારા સ્વામી સાથે જંગલનાં કંદ, મૂળ તથા ફળોનો આહાર કરવામાં હું અમૃતનો સ્વાદ અનુભવીશ; વનના પહાડોને હું અયોધ્યાના ઉત્તુંગ રાજમહેલો માનીશ. રોજ રોજ મારા પ્રભુનાં ચરણકમળો જોઈને હું જેમ ચકવાને જોઈ ચકવી આનંદે છે, તેમ આનંદીશ. હે સ્વામી, વનનાં અનેક કષ્ટો તમે મને વર્ણવી બતાવ્યાં; પરંતુ એ બધાં કષ્ટો મારા પ્રભુના વિયોગની સાથે સરખાવતાં કશી વિસાતમાં નથી. તમે તો અંતર્યામી છો, એટલે મારું અંતર પારખી મને સાથે લો; મને મૂકીને ન જાઓ; તમે સુજ્ઞ છો, એટલે તમને આથી વધુ શી વિનતિ કરું? શીલ અને પ્રેમના ભંડાર સમા મારા સ્વામી, જો તમે મને મૂકીને વનની વાટ પકડશો અને ચૌદ વર્ષે જ્યારે આ અયોધ્યામાં પાછા ફરશો, ત્યારે નક્કી જાણજો કે ત્યાં સુધી મારા પ્રાણ ટકશે નહિ. તમારાં ચરણકમળનું દર્શન થતાં જ વનનો મારો સઘળો થાક ઊતરી જશે. વનમાં તમારી સર્વ સેવા ઉઠાવવાની મારી ઉમેદ છે. થાક્યાપાક્યા તમારા પગને ધોઈને હું ઝાડની શીતળ

છાયામાં તમને બેસાડીશ અને વાયુ ઢોળીશ રાત્રે તમારા પગ દબાવીને આ દાસી તમારો થાક ઉતારશે, તમારા મનોહર મુખનું દર્શન કરતા કરતા મારા દિવસો તો ખૂબ જ આનંદમા વ્યતીત થઈ જશે. વનમા તમે મને સિંહ, વાઘ, વરુ, રાક્ષસ વગેરેનો ભય બતાવો છો ને? પરંતુ સિંહની સ્ત્રીને જોતા જ સસલા ને શિયાળવા કયાયે દૂર ભાગે છે એની મને કયા ખબર નથી? સિંહ જેવા મારા સ્વામી મારી પાસે હોય તો કોની મગદૂર છે કે મારા પર નજર સરખી કરી શકે? તમે મને સુકુમાર દેહવાળી વર્ણવો છો, પરંતુ હુ પૂછુ છું કે સુકુમાર દેહવાળી આ સીતા રાજમહેલમા વસવા યોગ્ય છે ત્યારે શુ તમે વનમા વસવા લાયક છો? ચક્રવર્તી સમ્રાટ જેવો તમારો ભવ્ય દેહ કયા છાનો રહે તેમ છે? તમે તપ કરો અને હુ વિષયુના ભોગો ભોગવુ? મને તો થાય છે કે તમારા પર આવી ઘોર આપત્તિ આવી પડી એવા સમાચાર સાભળીને જ મારુ આ કઠોર હૃદય કેમ ફાટી ન પડયુ? હવે તો આ કઠોર હૃદય વનના દુ:ખો સહેવા લાયક જ બન્યુ છે!'

પોતાને રામચંદ્રથી અલગ પડવુ પડશે એ વિચાર જ સીતાજીને અસહ્ય લાગતો હતો તેમણે રામચંદ્રને સત્યવાન અને સાવિત્રીનુ દષ્ટાંત આપતા ઉમેર્યું 'નાથ, જો તમે મારી ઇચ્છા વિરુદ્ધ મને અહીં મૂકીને વનગમન કરી જશો, તો એ વિરહ-વેદના એક ક્ષણુ વાર પણુ મારાથી સહન નહિ થઈ શકે તમારા વિના એક ક્ષણુ કેમ કાઢવી એ મારે મન એક મોટો સવાલ છે, તો પછી ચૌદ ચૌદ વર્ષ જેટલો લાબો સમય હુ શી રીતે કાઢી શકીશ? માટે નાથ, આ દાસીની અરજ સ્વીકારી, મને તમારી સાથે જ લઈ જાઓ.'

આમ બોલતા બોલતા સીતા અત્યંત કરુણ રુદન કરવા લાગ્યા. સીતાના હૃદયનું દુ:ખ રામચંદ્ર કળી ગયા અને બોલી

ઊઠ્યા: 'સારુ' ત્યારે, તમારી ઇચ્છા હોય તો મારી સાથે ચાલો.'

પતિ સાથે જવાની રજા મળતાં સીતાના હૃદયે અપૂર્વ હર્ષ અનુભવ્યો. પછી વનગમનને અનુલક્ષીને તેમણે તથા રામચંદ્રે પવિત્ર બ્રાહ્મણો તથા ગરીબોને ધન, ધાન્ય, રત્ન અને ગાયોનુ દાન કર્યું. એ પછી રામ, લક્ષ્મણ અને સીતાએ માતાપિતાને મળી એ પૂજ્ય વડીલોની ચરણરજ માથે ચડાવી; પછી મિત્રો, સગાંસંબંધીઓ, અંતઃપુરનાં દાસદાસીઓ, નગરજનો, સૌને રોતાં મૂકીને તેમણે વનની વાટ પકડી. શૃંગવેરપુર આગળ નાવમાં બેસીને તેમણે ગંગા પાર કરી. આ વખતે ત્યાં નિષાદરાજ (ભીલોના રાજા) ગુહે તેમની ખૂબ જ ભક્તિભાવે સેવા કરી. ત્યાંથી તેઓ પ્રયાગમાં ગયાં અને એક રાત ભરદ્વાજ મુનિના આશ્રમમાં ગાળી. બીજે દિવસે મુનિની વિદાય લઈને સંગમપુર ગયાં અને ત્યાંથી પવિત્ર યમુનાના કિનારે કિનારે પશ્ચિમ બાજુ થોડુંક ચાલ્યાં. એ સમયે ત્યાં યમુનામૈયાનો પ્રવાહ ખૂબ જોરદાર હતો, એટલે સામે પાર જવું સહેલું નહોતું. બન્ને ભાઈઓએ આજુબાજુથી સૂકાં લાકડાં એકઠાં કરી એક તરાપો તૈયાર કર્યો. એ તરાપામાં બેસીને તેમણે યમુનાનદી પાર કરી. પછી ત્યાંથી તેઓ 'શ્યામવટ' નામે એક પવિત્ર પ્રાચીન વડના વૃક્ષ પાસે ગયાં. સીતા એ પવિત્ર વડની પ્રદક્ષિણા ફર્યાં; પછી ત્રણે જણાં ત્યાંથી આગળ ચાલ્યાં. ચિત્રકૂટની પાસે જ મહર્ષિ વાલ્મીકિનો આશ્રમ હતો. આશ્રમે પહોંચીને ત્રણે જણાંએ મહર્ષિને પ્રણામ કર્યાં. મહર્ષિએ પણ એમનું સુંદર સ્વાગત કર્યું. પછી રામચંદ્રની આજ્ઞાથી લક્ષ્મણે ચિત્રકૂટના કામદગિરિ શિખર ઉપર એક પર્ણકુટિ બાંધી. પર્ણકુટિમાં ત્રણે જણાં આનંદથી રહેવા લાગ્યાં. સામે જ પર્વતનો હરિયાળો પ્રદેશ હતો અને નીચે તળેટીમાં પવિત્ર મંદાકિની નદી કલકલ નાદે વહેતી હતી.

આ બાજુ દશરથ રાજાનું શું થયું? રામચંદ્રના વનગમન

પછી તેઓ પિતૃભક્ત યુવરાજનો વિજોગ સહને કરી શક્યા નહિ. 'હા રામચંદ્ર!' 'હે રામચંદ્ર!' એમ કહેતાં કહેતાં તેમણે પોતાના પ્રાણ છોડ્યા. એ પછી કૈકેય દેશમાંથી ભરત અને શત્રુઘ્નને તાબડતોબ બોલાવવામાં આવ્યા. પૂજ્ય મોટા ભાઈ રામચંદ્રના વનવાસ અને પિતાના સ્વર્ગવાસના સમાચાર સાંભળીને તેઓ દુઃખથી બેબાકળા બની ગયા અને માતા કૌશલ્યાનાં ચરણોમાં ઢળી પડીને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યા. સર્વ અનર્થોના મૂળ જેવી પોતાની માતા કૈકેયી સાથે બોલવાનું પણ ભરતે બંધ કરી દીધું અને રામચંદ્રને વનમાંથી પાછા બોલાવી લાવવા માટે તે ચાલી નીકળ્યો. તેની સાથે માતાઓ, પ્રધાનો, ગુરુ વસિષ્ઠ, કેટલાક આગેવાન નાગરિકો તથા ચતુરંગિણી સેના પણ ચાલી. રામ–લક્ષ્મણ–સીતા પગે ચાલતાં જ વનમાં ગયાં હતાં, તેથી ભરત અને શત્રુઘ્ન પોતે પગપાળા જ ચાલવા લાગ્યા. ચિત્રકૂટ પહોંચીને ભરત અને શત્રુઘ્ન બન્ને વડીલ બંધુ રામચંદ્રના ચરણોમાં ઢળી પડ્યા. રામચંદ્રે એ બન્નેને ઉઠાડીને હૃદય સરસા ચાંપ્યા. ચારે ભાઈઓ આમ પરસ્પર મળતાં પ્રત્યેકની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. એ વખતે ત્યાં પ્રેમ અને કરુણાનો જાણે સાગર ઊમટી રહ્યો. ભરત અને શત્રુઘ્ને માતા તુલ્ય પોતાનાં પૂજ્ય ભાભી–સીતાના ચરણની રજ પણ લીધી. એ પછી રામચંદ્ર સામે પગલે જઈને માતાઓ અને ગુરુજનોના પગમાં પડ્યા. રામચંદ્રને મળીને સૌનાં નેત્રોમાંથી આંસુની ધારા વહેવા માંડી. ભરતે રામચંદ્રને અહીંથી અયોધ્યા પાછા વળી જવા ખૂબ ખૂબ આગ્રહ કર્યો, પરંતુ પિતાના વચનની કિંમત સમજીને રામચંદ્રે પાછા ફરવાની પોતાની અશક્તિ દર્શાવી. જ્યારે રામચંદ્રને પિતાના અવસાનના સમાચાર આપવામાં આવ્યા, ત્યારે તેમને ઘણું દુઃખ થયું. તેમણે મંદાકિની નદીના પવિત્ર તટ પર પિંડદાન અને પિતૃતર્પણ કર્યું. એ પછી તેમણે ભરત આદિ સૌને ઘણું સમજાવીને પાછા વાળ્યા. ઘણી રકઝકને અંતે ભરતે

રામચંદ્ર વતી અયોધ્યાનું રાજ્ય ચલાવવાનું સ્વીકાર્યું અને રામચંદ્રની ગેરહાજરીમાં રામચંદ્રની પાદુકાઓ પોતાની સાથે લીધી. નંદીગ્રામમાં આવીને ભરતે સિંહાસન પર રામચંદ્રની પાદુકાઓ પધરાવી અને પોતે મુનિની જેમ તપ કરતાં કરતાં, રામચંદ્રના એક અદના સેવક તરીકે, અયોધ્યાનું રાજ્ય સંભાળવા માંડ્યું.

ભરતના પાછા ફર્યા પછી રામચંદ્રે ઘણા દિવસો સુધી મંદાકિનીના તટ પર નિવાસ કર્યો. એ પછી રામ, લક્ષ્મણ અને સીતા પંચવટીમાં ગયાં અને ત્યાં પવિત્ર ગોદાવરી નદીના કિનારે એક સુંદર આશ્રમ બાંધીને રહેવા લાગ્યાં. અહીંના રમણીય વાતાવરણમાં સીતા ખૂબ આનંદમાં રહેવા લાગ્યાં. પોતાની દિવ્ય કાંતિથી સીતા સારાયે વનને શોભાવવા લાગ્યાં. જાતજાતનાં પંખીઓના મધુર કલરવ સીતાના મનને પ્રસન્નતા આપતા હતા. પંખીઓનાં ચંચળ બચ્ચાંઓને રમાડવામાં, તેમને લાડ લડાવવામાં સીતાનો સમય ક્યાં ચાલ્યો જતો હતો તેની કાંઈ ખબર પડતી નહોતી. સીતા ઋષિકન્યાઓની સાથે ગોદાવરીમાં તથા બીજાં નિર્મળ ઝરણાંઓમાં સ્નાન કરવા જતાં હતાં અને ફૂલ ચૂંટતાં હતાં. રામચંદ્ર સાથે તે પણ ત્યાંનાં રમણીય સ્થાનોમાં વિહરતાં હતાં અને મનવચનકર્મથી સર્વ પ્રકારે રામચંદ્રની સેવા ઉઠાવીને પોતાના જન્મ અને જીવનને સાર્થક કરતાં હતાં.

માનવજીવનમાં સુખદુઃખની ઘટમાળ ચાલ્યા જ કરે છે. દુઃખ પછી સુખ અને સુખ પછી દુઃખ આવતાં જ રહે છે. વનવાસના દુઃખમાં પણ આવા શાંતિમય જીવનના સુખનો યોગ સીતાજીને મળ્યો હતો તે પણ દુર્દૈવથી સહન થઈ શક્યો નહિ. દુર્દૈવ સીતા માટે વિપરીત વાતાવરણ સર્જી રહ્યું હતું. જનસ્થાનમાં રહેતી રાક્ષસરાજ રાવણની બહેન શૂર્પણખા એક દિવસ આ પંચવટીમાં આવી પહોંચી. શૂર્પણખા ખૂબસૂરત સ્ત્રીનું સ્વરૂપ ધારણ કરીને રામચંદ્ર પાસે આવી અને પોતાની સાથે

લગ્ન કરવાની હઠપૂર્વક માગણી કરવા લાગી; એટલું જ નહિ પણ પોતાના માર્ગમાં વિઘ્નરૂપ સીતાને મારી નાખવાની પણ કુચેષ્ટા કરવા લાગી. આ જોઈ રામચંદ્રનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. પરંતુ સ્ત્રીહત્યા કરવી બરાબર નથી, એ વિચારે તેમણે લક્ષ્મણને આદેશ કર્યો: 'આને કુરૂપ બનાવીને હાંકી કાઢો.'

લક્ષ્મણે તલવારથી શૂર્પણખાનાં નાકકાન કાપી નાખ્યાં. પછી શૂર્પણખાએ પોતાનું અસલી રાક્ષસસ્વરૂપ પ્રગટ કર્યું અને જનસ્થાનમાં જઈને ખર, દૂષણ તેમજ ત્રિશિરાને રામચંદ્ર સાથે લડવા માટે બોલાવી લાવી. આ લોકો સાથે ચૌદ હજાર રાક્ષસોનું સૈન્ય હતું. આ બધું રાક્ષસસૈન્ય રામચંદ્રના હાથે માર્યું ગયું. એટલે શૂર્પણખાએ લંકામાં જઈને પોતાના ભાઈ રાવણને ઉશ્કેર્યો. રાવણે મારીચને સુવર્ણમૃગ બનાવીને સીતા પાસે મોકલ્યો. સુવર્ણમૃગથી સીતા લોભાયાં અને તેમની ઇચ્છાથી રામચંદ્ર એ સુવર્ણમૃગને મારવા તેની પાછળ પડ્યા. સુવર્ણમૃગની પાછળ તેઓ ઘણે દૂર નીકળી ગયા. છેવટે સુવર્ણમૃગના દેહમાં તેમનું બાણ ભોંકાયું; એથી ઘાયલ થઈને સુવર્ણમૃગે બનાવટી સ્વરમાં 'લક્ષ્મણ!' 'લક્ષ્મણ!' એવી ભયજનક ચીસો પાડી. આવો પોકાર સાંભળીને સીતા ગભરાઈ ઊઠ્યાં. તેમણે લક્ષ્મણને તુરત જ રામચંદ્રની પાછળ દોડાવ્યા. લક્ષ્મણ ચાલ્યા ગયા એટલે રાવણ સાધુના વેશમાં સીતા પાસે આવ્યો. તેણે દેહ પર ભગવાં વસ્ત્ર ધારણ કરેલાં હતાં. માથે જટા અને પગમાં પાવડીઓ હતી. એને ખરેખરો સાધુ સમજીને સીતાએ આસન આપ્યું અને આવકાર આપ્યો. રાવણે પૂછ્યું, એટલે સીતાએ પોતાનો પરિચય પણ આપ્યો અને કહ્યું: 'સાધુવર્ય! આપ થોડીક વાર આરામ કરો; એટલામાં મારા સ્વામી જંગલમાંથી ફળમૂળ લઈને આવી પહોંચશે.'

રાવણે ગર્વભેર પોતાની સાચી ઓળખાણ આપી અને સીતાને પોતાની સોનાની લંકાની પટરાણી બનાવવાની લાલચ આપી.

દુરાચારી રાવણની આવી અપવિત્ર વાતો સાંભળીને સીતાની આંખો ક્રોધથી લાલઘૂમ થઈ ગઈ. સિંહણની જેમ ગર્જીને તે બોલી ઊઠ્યાં: 'અરે અભાગિયા જીવ, તારી આટલી હિંમત! રામચંદ્રની પ્રિય પત્નીનું તું હરણ કરવા માગે છે? ગળામાં પથરો બાંધીને સમુદ્રને પાર કરવાની તું ખેવના રાખે છે? સળગતી આગને કપડામાં તું બાંધવા માગે છે? તું છે શિયાળ, જ્યારે હું છું એક સિંહની પત્ની. તું મારે માટે ફોગટ ફાંફાં મારે છે. પુલસ્ત્ય મુનિના નિષ્કલંક કુળમાં તું કલંક લગાડવા તૈયાર થયો છે. તને મહાત્મા વિશ્રવાનો પુત્ર કહે કોણ? તારી જાતને દેવોના ભંડારી કુબેરના ભાઈ તરીકે ઓળખાવતાં તને શરમ નથી આવતી? જે રાક્ષસોએ તારા જેવા પાપાત્માને પોતાના રાજા તરીકે સ્વીકાર્યો છે, તેમનો વિનાશ નિશ્ચિત છે. આ સૂના આશ્રમમાં તું એક ચોરની માફક ઘૂસી ગયો, એમાં તારી બહાદુરી શું છે? દુષ્ટ, જો મારા દેહ પર આંગળી પણ અડકાડી, તો તારા રાજ્ય અને જીવનનો અંત આવ્યો સમજજે! એક વાર મારું અપમાન તું કરે, પછી ભલે ને તું અમૃતપાન કરે, તોપણ તારા પ્રાણની રક્ષા દુર્લભ છે. વળી પાછો મારી સામે બહાદુરીની મોટી મોટી વાતો કરે છે! જો તારામાં સાચેસાચ બહાદુરી હોય તો થોડીક વાર અહીં થોભી જા અને મારા સમર્થ સ્વામીને આવવા દે!'

સીતાનાં આવાં વાક્યો સાંભળીને રાવણ ખૂબ જ ક્રોધાયમાન બન્યો. હવે વધુ વાર કરવામાં તેને રામચંદ્રના આગમનનો ભય લાગ્યો; એટલે તરત તેણે ખૂબ સ્ફૂર્તિથી સીતાને ઉઠાવીને પોતાના રથમાં નાખ્યાં અને રથને પવનવેગે ઉડાડ્યો.

રાવણને વશ પડેલાં સીતા દુઃખથી વ્યાકુળ બનીને 'હા રામ!' 'હા રઘુનંદન!' એવા પોકાર કરવા લાગ્યાં. છંછેડાયેલી નાગણની જેમ સે આમતેમ ફૂંફાડા મારતાં મોટેથી વિલાપ કરતાં હતાં. તેમના પોકારના પડઘા પંચવટીનાં વૃક્ષો અને પર્વતની ગુફાઓમાં

પડતા હતા. જાણે એ વૃક્ષો અને ગુફાઓ પણ આ રીતે સીતા પ્રત્યે પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરતાં ન હોય! મોટાં ડૂસકાં ભરતાં સીતા બોલતાં હતાં: 'હે મારા પ્રાણાધાર! અત્યારે તમે કયાં છો? તમારી સીતાને આજે દુષ્ટ રાક્ષસ હરી જાય છે. શું તમે તે જોતા નથી? શું મારો પોકાર તમારા કાન સુધી પહોંચતો નથી? હે મારી સુખદુઃખની સંગિની પંચવટી અને વનદેવીઓ! તમે મારા રામચંદ્રને મારી આપત્તિની વાત કરજો. હે ગોદાવરી-મૈયા, તમને તમારી આ દીકરીના પ્રણામ છે. તમે પણ દયા કરીને મારા સ્વામીને કહેજો કે, 'સીતાને રાવણ હરી ગયો છે!' હે વન-પંખીઓ, વૃક્ષો અને લતાઓ! તમે પણ રામચંદ્ર આગળ મારી દયાજનક દશાનું વર્ણન કરજો. તમે સૌ મારા સ્વામીને કહેજો: જાનકી અસહાય હતી અને એવી સ્થિતિમાં રાવણ તેને હરી ગયો છે.'

આ પ્રમાણે વિલાપ કરતાં સીતાની દૃષ્ટિ એક ઊંચા ઝાડ પર સૂતેલા ગૃધ્રરાજ (ગીધોના રાજા) જટાયુ પર પડી. સીતાનો કરુણ પોકાર સાંભળીને જટાયુએ એ તરફ આંખો ખોલી અને રાવણ તથા સીતા સામું જોયું તો રાવણ બળાત્કારે સીતાનું હરણ કરી જતો હતો. એ વખતે સીતાની દશા કસાઈને હાથ પડેલી ગાય જેવી હતી. સીતાને દિલાસો દેતાં જટાયુ બોલ્યો: 'બેટી જાનકી, ડરીશ નહીં; હું આ આવ્યો! હમણાં જ આ દુષ્ટ રાક્ષસનો હું નાશ કરી નાખું છું!'

પછી જેમ કોઈ પર્વત ઉપર વજ્ર તૂટી પડે તેવી રીતે જટાયુ રાવણ પર તૂટી પડ્યો. એ વખતે રાવણ અને જટાયુ વચ્ચે ઘોર યુદ્ધ જામ્યું. જટાયુએ રાવણના રથના ચૂરેચૂરા કરી નાખ્યા. રાવણ પોતે પણ ઘાયલ થયો. પરંતુ અંતે જટાયુ રાવણના હાથે મરણતોલ ઘાયલ થયો. એટલે હવે રાવણે સીતાને પોતાના ખોળામાં લીધાં અને આકાશમાં નિર્વિઘ્ને ઊડવા માંડ્યું. આકાશમાંથી સીતાએ

જોયું તો પર્વતના એક શિખર પર કેટલાક વાનરો બેઠા હતા, એટલે તેમણે પોતાનાં કેટલાંક ઘરેણાં એ સ્થળે નીચે નાખી દીધાં. દરિયો પાર કરી રાવણ સીતાને લઈ લંકા પહોંચી ગયો. લંકાની અશોકવાટિકામાં રાવણે સીતાને મૂકી દીધાં. ઘણી રાક્ષસીઓનો પહેરો સીતા પર મૂકવામાં આવ્યો. રાવણના આદેશથી રાક્ષસીઓ સીતાને ડરાવતી અને ધમકાવતી હતી અને એ રીતે તેઓ સીતાને રાવણ સાથે લગ્ન કરવા માટે તૈયાર કરવા માગતી હતી. પરંતુ સીતા તો રાતદિવસ રામના નામનું સ્મરણ કરતાં હતાં અને રામચંદ્રના દર્શન માટે વારેવારે વ્યાકુળ બની જતાં હતાં. રાક્ષસીઓએ ભોજનઅર્થે આપેલી કોઈ પણ વસ્તુ સીતા મોંમાં મૂકતાં ન હતાં. તેઓ બિલકુલ ભૂખ્યાં રહીને પોતાના સમર્થ સ્વામીના સ્મરણમાં દિવસો ગુજારતાં હતાં.

આ બાજુ રામચંદ્ર સુવર્ણમૃગને મારીને પર્ણકુટિએ પાછા ફરતા હતા ત્યારે રસ્તામાં તેમને લક્ષ્મણ મળ્યા. આ જોઈ રામચંદ્રને સીતા વિશે કંઈક અનિષ્ટની શંકા ઊપજી. બંને ભાઈઓ ઉતાવળે પગલે પર્ણકુટિએ પહોંચ્યા, અને જોયું તો આશ્રમને સૂનો દીઠો. સીતાનો કયાંય પતો નહોતો. રામચંદ્ર તરત સમજી ગયા કે રાક્ષસો તેમની ચાલબાજીમાં ફાવ્યા હતા અને સીતાનું હરણ કરી ગયા હતા. પ્રેમમૂર્તિ સીતાનું સ્મરણ કરતાં રામચંદ્ર વ્યાકુળ બની ગયા. કોઈ બાવરાની જેમ ત્યાંનાં ઝાડ, પાન, લતા અને પર્વતને તે સીતા વિશે પૂછવા લાગ્યા! સીતાની શોધમાં બંને ભાઈઓ આગળ વધ્યા ત્યાં રસ્તામાં તેમણે ઘાયલ થયેલા જટાયુને જોયો. સીતાના સમાચાર આપવા માટે જ જાણે જટાયુ પ્રાણ ટકાવી રહ્યો હોય તેમ રામચંદ્રને સીતાના સમાચાર કહી તે મૃત્યુ પામ્યો. તેનો અગ્નિસંસ્કાર કરીને રામ-લક્ષ્મણ દક્ષિણ દિશામાં આગળ ચાલ્યા. રસ્તામાં કબંધ રાક્ષસને મારીને તેઓ પંપા સરોવરના કિનારે આવી પહોંચ્યા. રામભક્ત ભીલ-નારી

શબરીનો આશ્રમ અહીં જ હતો. શબરીને પોતાનાં દર્શનથી કૃતકૃત્ય કરીને રામચંદ્ર અને લક્ષ્મણ આગળ વધ્યા ત્યાં હનુમાન તેમને સામા મળ્યા. પૂર્વજન્મના અનન્ય સંસ્કારે હનુમાન રામચંદ્ર અને લક્ષ્મણના દાસ બની ગયા. તે બન્ને ભાઈઓને પોતાની કાંધે ઊંચકીને ઋષ્યમૂક પર્વત પર લઈ ગયો અને સુગ્રીવ સાથે તેમની મૈત્રી કરાવી આપી. રામચંદ્રે ત્યાંના અન્યાયી રાજકર્તા વાલીનો વધ કર્યો અને તેની ગાદી પર તેના ભાઈ સુગ્રીવને બેસાડ્યો. પોતાના પર રામચંદ્રના આવા ઉપકારનો ગુણ સુગ્રીવ કેમ ભૂલે ? રામચંદ્રને પોતાને ત્યાં રાખી સીતાની શોધનું કામ તેણે માથે લીધું. તેણે સીતાની શોધમાં ચોમેર પોતાના વાનર-વીરો દોડાવ્યા. દક્ષિણ દિશા ભણી જામ્બવાન, અંગદ અને હનુમાનને મોકલ્યા. આ વાનર-વીરોમાંથી હનુમાન એક છલંગે ભારત અને લંકા વચ્ચેનો દરિયો કૂદી ગયા અને ઘણાં વિઘ્નો પાર કરીને લંકામાં આવી પહોંચ્યા. બીજા વાનરવીરો પણ ધીમે ધીમે હનુમાનને લંકામાં આવીને મળ્યા. રાતે વસ્તી બધી સૂઈ ગઈ ત્યારે એ લોકો ચૂપચાપ લંકામાં ઘૂસી ગયા અને બધે સીતાની તપાસ કરવા લાગ્યા. છેવટે હનુમાન ફરતા ફરતા રાવણના અંતઃપુરમાં આવી પહોંચ્યા. ત્યાં દેવ-દેવતાઓ, નાગો અને યક્ષોની સુંદર કન્યાઓને રાવણની સેવાચાકરીમાં રહેલી તેમણે જોઈ. ભોગવિલાસમાં ડૂબેલી આ કન્યાઓને જોઈને હનુમાને અનુમાન કર્યું કે આમાં તો કોઈ સતી સીતા ન હોય. છેવટે તે અશોકવાટિકાની અંદર જઈ પહોંચ્યા. ત્યાં એક ઝાડ પર બેસીને તેમણે જોયું તો અશોકવૃક્ષની નીચે કોઈ દેવી સમાન સ્ત્રી બેઠેલી હતી. પોતાના નૈસર્ગિક તેજથી આજુબાજુના વાતાવરણને એ દેવી અજવાળી રહી હતી. દેવીના કેશ છૂટા હતા, વસ્ત્રો મેલાં અને ફાટેલાં હતાં. ઉપવાસના કારણે તેમનો દેહ ઘણો દુર્બળ બની ગયેલો હતો. આંખોમાં આંસુ સુકાતાં જ નહોતાં. રુદન કરવું,

ડૂસકાં ભરવાં, નિસાસા નાખવા–બસ આ જ જાણે તેમનો નિત્યક્રમ હતો. સૂક્ષ્મ રૂપ ધારણ કરીને હનુમાન એ જ અશોકવૃક્ષ પર અત્યંત સાવચેતીથી જઈને બેઠા. એમ કરતાં કરતાં રાત વીતી ગઈ, એટલે ઘણી સ્ત્રીઓ વચ્ચે મહાલતો મહાલતો રાવણ ત્યાં આવી પહોંચ્યો. પાસે આવીને રાવણે સીતાને પાર વગરનાં પ્રલોભનોથી લલચાવવાનું પોતાનું કામ શરૂ કર્યું: 'હે સુંદરી, આ લંકાનું સામ્રાજ્ય તમારા ચરણોમાં આળોટશે. આ બધી રૂપવતી સ્ત્રીઓ અને મહારાણી મંદોદરી પણ તમારી દાસી બનવા તૈયાર છે. ત્રણે લોકનો વિજેતા એવો હું તમારા પ્રેમની ભીખ માગવા આવ્યો છું. હવે વનવાસી રામને ભૂલી જાઓ અને મારી સાથે રહી સ્વર્ગનું સુખ ભોગવો.'

જવાબમાં દુ:ખથી બેબાકળી બનીને સીતાએ રુદન કર્યું. તેમની દશા ઘણી દયાજનક હતી. તેમના મુખે સતત રામનામનું રટણ ચાલ્યા કરતું હતું. રાવણની વાતો સાંભળીને સીતાના હૃદયે ઊંડું દુ:ખ અનુભવ્યું. પોતાની અને રાવણની વચમાં ઘાસનું એક તણખલું મૂકીને, નેણ નીચાં ઢાળીને સીતા બોલ્યાં: 'રાક્ષસરાજ! હું એક પારકી સ્ત્રી છું, એટલો ખ્યાલ રાખો. મારા પતિ એ જ મારા દેવ છે. સંસારની કોઈ શક્તિ મારી ધીરજને ડગાવી શકતી નથી. દુનિયાનું કોઈ પ્રલોભન મને મારા ધર્મમાંથી ચ્યુત કરી શકતું નથી. શું અહીં એવો એક પણ સજ્જન નથી, જે તમને સાચો ધર્મ બતાવીને તમારી આંખો ઉઘાડે? મારા પર કુદૃષ્ટિ કરીને તમે જે પાપનું પોટલું બાંધી રહ્યા છો, તે તમને તમારા રાજ્ય, કુળ, સેના અને સગાંસંબંધીઓ સહિત ભસ્મ કરી નાખશે. તમારી આ સોનાની લંકા ધૂળમાં મળી જશે. મારા સમર્થ સ્વામી રામચંદ્ર સમસ્ત ધર્મોના જાણકાર અને શરણાગતના આશ્રયદાતા છે. જો તમને જીવતર વહાલું હોય તો એમના શરણમાં જાઓ. મને એકલી જોઈને જ તમે મારું હરણ કર્યું છે. જો પુરુષોમાં

સિંહ જેવા રામચંદ્ર અને લક્ષ્મણ એ વખતે હાજર હોત, તો તમે લંકાનો ગઢ ફરી જોવા ન પામત. શું કોઈ કૂતરો બે બે વાઘો સામે ટકી શકે ખરો? તમારો કાળ ભમી રહ્યો છે એમ સમજો; ભલે ને તમે ત્રણે લોકમાં ગમે ત્યાં છુપાઈ જશો, પરંતુ રામચંદ્રના બાણથી તમે છટકી શકવાના નથી. હે પાપાત્મા રાવણ, સીતા તમને વરે એવું તમે સ્વપ્નમાં પણ ન ધારશો. કમલિની હંમેશાં સૂર્યના પ્રકાશમાં ખીલે છે, પતંગિયાના પ્રકાશમાં કદાપિ નહિ! મહાતેજસ્વી એવા રામચંદ્રની સ્ત્રી આગળ તમે જે પાપભરી વાત કરી છે, તેનો કઠોર દંડ તમારે ભોગવવો જ પડશે. જ્યાં સુધી રામચંદ્રનાં તેજસ્વી નેત્રોનો તમારે સામનો કરવો પડ્યો નથી, ત્યાં સુધી ભલે તમે મનમાની વાતો કર્યા કરો; પરંતુ જ્યાં રામચંદ્ર તમારી સામે આવ્યા, કે નક્કી સમજજો કે તમારે ભાગવું પડવાનું. હે અનાર્ય રાજા! પારકી સ્ત્રી પર કુદૃષ્ટિ કરતાં તમારી ઘાતકી આંખો ફૂટી કેમ પડી જતી નથી? મારા સામે પાપભરી વાતો બોલતાં તમારી જીભ કેમ તૂટી પડતી નથી? અરે, મારું પોતાનું તેજ તમને ભસ્મીભૂત કરવા સમર્થ છે, પરંતુ રામચંદ્રની આજ્ઞા વિના અને મારી તપશ્ચર્યાના પ્રભાવને સુરક્ષિત રાખવા માટે એ ડગલું હું ભરતી નથી. વળી પ્રભુએ રામચંદ્રને હાથે જ તમારો વધ કરવાનું નિર્મ્યું હોય એમ મને લાગે છે; એટલે જ હું તમને જવા દઉં છું.'

સીતાના આવાં તેજસ્વી વાક્યો સાંભળી રાવણને બહુ ક્રોધ ચડ્યો. તે સીતાને મારી નાખવા તૈયાર થઈ ગયો, પરંતુ મંદોદરીએ તેને સમજાવીને તેમ કરતાં વાર્યો. પછી રાવણે રાક્ષસીઓને બોલાવીને કહ્યું: 'સીતાને તમે સ્પષ્ટ શબ્દોમાં કહી દેજો કે, તેને હવે એક મહિનાનો હું સમય આપું છું. એટલા સમયમાં તે મારું કહ્યું નહિ માને, તો હું પોતે તલવાર વડે તેના ટુકડેટુકડા કરી નાખીશ.'

રાવણનો આ સંદેશ રાક્ષસીઓએ સીતાને કહી સંભળાવ્યો અને સીતાને બીજા પણ ઘણા ડર બતાવ્યા.

આ પછી સીતાને પોતાનું આ દુઃખમય જીવન અસહ્ય થઈ પડ્યું. હવે તો તેઓ પોતાની જાતને બાળીને ભસ્મ કરી દેવા માગતાં હતાં, એટલા માટે તેમણે અશોક વૃક્ષ પાસેથી અગ્નિની માગણી કરી. એ જ વખતે હનુમાને વૃક્ષ ઉપરથી રામચંદ્રની વીંટી સીતાની આગળ ફેંકી. સીતાએ એ વીંટી જોઈ અને ઓળખી. એથી તેમની નવાઈનો કોઈ પાર રહ્યો નહિ. તેમનું હૃદય એકસાથે હર્ષ અને શોકની મિશ્ર લાગણી અનુભવવા તેમને થયું:

'રાક્ષસરાજ રાવણ પોતાની માયાથી હજારો ખેલો મારી સમક્ષ કરે છે; એમાંનો જ આ કોઈ ખેલ તો નાહ હોય? પરંતુ ના ના, આ વીંટી તો રામચંદ્રની જ છે અને મહાસમર્થ રામચંદ્રના હાથમાંથી વીંટી લાવવી એ કંઈ સહેલું કામ નથી. આમ છતાં એ અહીં ક્યાંથી આવી, એ એક કોયડો છે.'

સીતા જ્યાં આમ વિચારતાં હતાં, ત્યાં અશોક વૃક્ષ પર બેઠાં બેઠાં જ હનુમાને બધી વાત તેમને ટૂંકમાં સંભળાવવા માંડી.

સીતાજી પોતાના પ્રિયતમ રામચંદ્રની આ કથા અત્યંત રસથી સાંભળવા લાગ્યાં. કથા પૂરી થઈ, એટલે અત્યંત પ્રસન્નભાવે તે બોલ્યાં: 'જેણે આવી અમૃતમય કથા મને સંભળાવી તે મારી સમક્ષ હાજર કેમ થતું નથી?'

એટલે હનુમાને તુરંત જ સીતાજી સમક્ષ આવીને તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા. તેમણે રામચંદ્રની બધી સ્થિતિનો ચિતાર સીતાને આપ્યો. હનુમાનની બધી વાતમાં તેમનો રામચંદ્ર પ્રત્યેનો ઊંડો ભક્તિભાવ સીતાએ જોયો. પોતાના પ્રિયતમના ભક્ત પર સીતાને હાર્દિક અનુરાગ ઊપજ્યો; તેમણે હનુમાનમાં વિશ્વાસ મૂક્યો અને પોતાના હૃદયની બધી વેદના તેમની આગળ

વ્યક્ત કરતા કહ્યુ 'હનુમાન, ખરુ પૂછો તો હુ અત્યારે દુઃખના મહાસાગરમા ડૂબી રહી હતી, તમે અણીના સમયે મારુ નાવ બન્યા અને મને બચાવી લીધી બોલો, લક્ષ્મણ સહિત રામચદ્ર કુશળ તો છે ને? મારા પ્રભુ સ્વભાવથી જ કોમળ અને દયાળુ છે કોણ જાણે કેમ હજુ સુધી તેઓ પોતાના હૃદયમા કઠોરતા ધારણ કરી રહ્યા છે? પોતાના સેવકને, ભક્તને સુખ આપવુ એ એમના સ્વભાવમા જ ઓતપ્રોત બની ગયેલુ છે શુ તેઓ મને સભારે છે ખરા? તેમના દર્શન કરીને મારા નેત્રો ક્યારે શાતિ અનુભવશે?'

આટલુ કહેતાની સાથે સીતાની આખમાથી અશ્રુધારા ચાલી, તેમનુ હૃદય ભરાઈ આવ્યુ, વાણી અટકી ગઈ થોડી વારે ઊડો નિ શ્વાસ નાખીને તેઓ બોલી ઊઠ્યા 'હે નાથ! તમે મને બિલકુલ વીસરી ગયા છો કે શુ?'

એટલે રામચદ્રે હનુમાન મારફત સીતાને સદેશો કહેવડાવ્યો હતો તે હનુમાને કહેવા માડ્યો 'રામચદ્રજીએ કહ્યુ છે 'હે સીતા, તમારા વિયોગથી મારા માટે સર્વ પદાર્થો વિરુદ્ધ થયા છે. વૃક્ષોના નવા કોમળ પાદડા જાણે અગ્નિ સમાન, શીતળ રાત્રિ કાળરાત્રિ સમાન, ચદ્ર સૂર્ય સમાન, તેમ જ કમળોના વન ભાલા સમાન બન્યા છે વાદળા જાણે ગરમાગરમ તેલ વરસાવી રહ્યા છે જે પદાર્થો હિતકારી હતા તે જ હવે પીડાકારી બન્યા છે મને હૃદયમા ઘણો પરિતાપ થાય છે, પરતુ કહુ કોને? મારુ દુઃખ કોણ કળી શકે? હા, એકલુ મારુ મન મારુ દુઃખ કળી શકે છે, પરતુ મારુ મન તમારી પાસે ક્યા નથી? તમારા અને મારા વચ્ચે જુદાઈ જ ક્યા છે?''

રામચદ્રનો આવો પ્રેમભર્યો સદેશ સાભળીને સીતા પ્રેમમા મગ્ન બની ગયા હનુમાન સાથે તેમણે ઘણો લાબો સમય વાતો કરી રામચદ્ર વહેલી તકે અહી આવી પહોચશે એવો દિલાસો

હનુમાને આપ્યો અને સીતાને ત્યાં સુધી ધીરજ ધારણ કરવાનું કહ્યું. વધુમાં તેમણે સીતાને કહ્યું : 'માતાજી, હું આપને ખરેખર મળ્યો છું તેની કંઈ નિશાની આપો, જે હું પ્રભુ રામચંદ્રને આપી શકું. એ સાથે આપે તેમને જે સંદેશો આપવાનો હોય તે પણ કહો.'

એટલે સીતાએ પોતાનો ચૂડામણિ ઉતારીને હનુમાનને આપ્યો અને રામચંદ્રને આ પ્રમાણે સંદેશો પાઠવ્યો :

'હે તાત હનુમાન ! ભગવાન રામચંદ્રને મારા પ્રણામ કહેજો. પ્રભુ તો સર્વ કામનાઓ પૂરી કરવા સમર્થ છે. દીન જનો ઉપર દયા આણવી એ તો એ દીનદયાળના સ્વભાવમાં જ છે; નાથ, તમારું દીનદયાળનું બિરદ સંભારી મને આ ભારે સંકટમાંથી જલદી બચાવો !'

હનુમાનથી પણ સીતાનું દુઃખ જોયું જતું ન હતું. સીતાને સાંત્વના આપતાં તે બોલ્યા : 'માતાજી, આપને હમણાં જ રામચંદ્ર પ્રભુનાં દર્શન કરવાં હોય તો બેસી જાવ મારા ખભા પર; હમણાં જ હું તમને એમની પાસે પહોંચાડી દઉં છું.'

પરંતુ હનુમાનનો આ પ્રસ્તાવ સીતાજીના હૃદયને ઠીક લાગ્યો નહિ. તેમને થયું : 'આમ ચોરીછૂપીથી નાસી જવામાં મારી તેમ જ રામચંદ્રની શોભા શી ? હવે તો મારા પ્રભુ અહીં આવીને દુષ્ટ રાવણને યોગ્ય દંડ દે અને એ રીતે હું અહીંથી ઉઘાડે છોગે છૂટું એમાં જ સાચી શોભા છે અને બહાદુરી છે.' આ વિચારે સીતાએ અત્યંત વિનયથી હનુમાનને સમજાવ્યા. હનુમાનને પણ સીતાની વાત ગમી; એટલે તે સીતાની વિદાય લઈને ત્યાંથી ઊપડ્યા. અહીંથી વિદાય થતાં હનુમાને સારીયે અશોકવાટિકાને ઉજ્જડ કરી નાખી અને રાવણના એક પુત્રને તથા બીજા ઘણાખરા રાક્ષસોને હણી નાખ્યા. છેવટે તેમને રાવણના દરબારમાં ખડા કરવામાં આવ્યા. ભર્યા દરબારમાં રાવણને હનુમાને ખૂબ જ ધુતકારી કાઢ્યો અને રામચંદ્રના શરણમાં જવાની

સલાહ આપી. આથી હનુમાન ઉપર રાવણને ખૂબ જ રોષ વ્યાપ્યો અને તેમને મારી નાખવા તે તત્પર બન્યો. પરંતુ દૂતને મારવો એ રાજ્યનીતિ વિરુદ્ધ છે એનો ખ્યાલ આપીને વિભીષણે રાવણને વાર્યો અને હનુમાનનું માત્ર પૂંછડું જ બાળ્યું. પરંતુ પૂંછડાના એ જ આગથી હનુમાને સારી લંકાને બાળી અને સમુદ્ર પાર કરીને ફરી પાછા આ બાજુ આવી પહોંચ્યા.

કિષ્કિંધામાં જઈને તેમણે રામચંદ્રને સીતાની ભાળ આપી અને લંકાના સર્વ સમાચાર કહી સંભળાવ્યા. સીતાની દુઃખી સ્થિતિ સાંભળીને રામચંદ્રની આંખો ભીની બની. સીતાના ચૂડામણિને તેમણે છાતી સરસો ચાંપ્યો. હનુમાન પર રામચંદ્રનો ભાવ ખૂબ જ વધી ગયો. ત્યાર પછી સમુદ્ર પર સેતુ બાંધીને સર્વ વાનરસૈન્યો રામચંદ્રની આગેવાની નીચે લંકામાં પહોંચ્યાં. ત્યાંના સુવેલ પર્વત પર તેમણે પડાવ નાખ્યો. રાવણનો ભાઈ વિભીષણ રાવણથી અપમાનિત થઈને પહેલેથી જ રામચંદ્રના શરણે આવી ગયેલો હતો. વાનરો અને રાક્ષસો વચ્ચે તુમુલ યુદ્ધ થયું. ગણ્યાગાંઠ્યા દિવસોના યુદ્ધમાં જ રાક્ષસોના સમસ્ત સૈન્યનો સંહાર થઈ ગયો. કુંભકર્ણ, મેઘનાદ અને રાવણ પોતે તથા સમસ્ત રાક્ષસવીરો આ યુદ્ધમાં માર્યા ગયા. રામચંદ્રે લંકાના રાજ્ય પર વિભીષણનો અભિષેક કર્યો. હનુમાન સીતાને આ વિજયના સમાચાર આપવા દોડ્યા. એ વખતે હનુમાને સીતાને કહ્યું: 'દેવી, આ રાક્ષસીઓએ આપને બહુ ત્રાસ આપ્યો છે. એ બધીને હવે હું મારી નાખવા માગું છું; બોલો આપની શી આજ્ઞા છે?'

પરંતુ સ્વભાવથી જ દયાળુ અને મોટા મનનાં સીતા બોલી ઊઠ્યાં: 'વાનરશ્રેષ્ઠ, એવું એવું કરતા! એ તો બધી બિચારી ચિઠ્ઠીની ચાકર હતી; પરાધીન દાસીઓ હતી! તેઓ તો એમાં નિમિત્ત માત્ર હતી. આપણે એમના પ્રત્યે દયા દાખવવાની છે.'

સીતાના વિશાળ હૃદયની ઉદારતા આ પ્રસંગે કેવી વ્યક્ત થઈ છે!

એ પછી રામચંદ્રની આજ્ઞાથી સીતાને સૌની સમક્ષ બોલાવવામાં આવ્યાં. શરમથી ઢગલો થતાં સીતા રામચંદ્ર પાસે આવીને તેમના ચરણોમાં પડ્યાં અને પછી અત્યંત વિનયથી તેમની સામે ઊભાં રહ્યાં. એ સમયે રામચંદ્રે જે શબ્દો કહ્યા તે એમના જેવા મર્યાદાપુરુષોત્તમના મુખમાં શોભતા હતા, પરંતુ એ કઠોર શબ્દો તો સીતા જેવી મહાસતી જ ઝીલી શકે.

રામચંદ્ર બોલ્યા: તમે ઘણા દિવસો દુરાચારી રાક્ષસરાજના અંતઃપુરમાં રહ્યાં છો; એટલે તમારા ચારિત્ર્ય પર લોકોને શંકા જાય એ કુદરતી છે. એટલે હું તમને કહું છું કે લોકોને તમારે તમારી પવિત્રતાની ખાતરી કરાવી આપવી જોઈએ.'

પોતાના પ્રિયતમના મુખથી આવાં વચનો સાંભળીને સીતાની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. એથી સીતાના હૃદયને ખૂબ જ દુઃખ થયું. શરમનાં માર્યાં તેમની નજર ધરતી પર ચોંટી ગઈ; જાણે પોતાના અંગમાં જ સમાઈ જવા તે માગતાં હોય એમ લાગતું હતું. છેવટે સીતાએ પાલવ વડે પોતાનાં આંસુ લૂછ્યાં અને હિંમતભેર ગદ્ગદ કંઠે રામચંદ્રને કહેવા લાગ્યાં: 'સ્વામીનાથ, લોકો મારા વચન પર વિશ્વાસ રાખે. મારું ચારિત્ર્ય વિશુદ્ધ જ રહ્યું છે. મારા ચારિત્ર્યના સોગન ખાઈને હું કહું છું કે આપે મને ધારી છે તેવી હું વિશુદ્ધ જ છું. હલકી કોટિની સ્ત્રીઓનાં આચરણ જોઈને સમગ્ર સ્ત્રીજાતિ પર લોકો આવો સંદેહ કરે એ બિલકુલ અનુચિત છે. લોકો તેમના મનમાંથી આવો સંદેહ સમૂળગો કાઢી નાખો. દુષ્ટ રાવણ મારા દેહને સ્પર્શી ગયો હોય તો તે બળાત્કારથી, મારી વિવશતાના કારણે. મેં મારી મરજીથી એ કૃત્ય કદી કર્યું નથી. એમાં મારા દુર્ભાગ્યનો જ દોષ છે. પરંતુ મારું હૃદય તો મારે આધીન છે અને એ તો સદા આપનામાં જ લાગેલું છે. આપનો અને મારો પ્રેમ હંમેશાં સાથે જ વિકસતો રહ્યો છે; અને હંમેશાં આપણે એકબીજાંની નિકટમાં રહ્યાં છીએ.

આટલો નિકટ પરિચય છતાં આપે મને ન ઓળખી તો પછી મારું જીવતર ધૂળ છે. પ્રભુ, લંકામાં મારી સ્થિતિ જોવા માટે જ્યારે મહાવીર હનુમાનને આપે મારી પાસે મોકલ્યા હતા, ત્યારે જ આપે મારો ત્યાગ કેમ ન કર્યો ? એ સમયે મને આવી વાત વાનરવીર હનુમાનજીના મુખથી સાંભળવા મળી હોત, તો તેમની સામે જ હું મારા પ્રાણો ત્યજી દેત. આમ થયું હોત તો જીવનને જોખમમાં નાખીને અહીં સુધી આવવાનો આપને નકામો પરિશ્રમ જ ઉઠાવવો ન પડત, તેમ જ આપના આ વાનરમિત્રોને પણ નકામું આ બધું કષ્ટ ઉઠાવવું ન પડત. ક્ષત્રિયોમાં આપ શ્રેષ્ઠ છો, છતાં માત્ર રૂઢિને વશ થઈને સાધારણ મનુષ્યોની જેમ, મારા શીલનો જરા પણ ખ્યાલ કર્યા વગર, આપે મને કોઈ સામાન્ય સ્ત્રીની જેમ કલંકિત માની લીધી છે. મારા ‘જાનકી’ નામનો સંબંધ મહાન રાજા જનક સાથે છે. યજ્ઞભૂમિમાંથી હું ઉત્પન્ન થયેલી છું અને મારામાં ચારિત્ર્યનું બળ પૂરેપૂરું ભરેલું છે. મારો ત્યાગ કરતા પહેલાં આપે આ બધી બાબતોનો ખ્યાલ કરવો જોઈતો હતો. બાલ્યાવસ્થામાં આપે મારો હાથ ગ્રહણ કર્યો છે, એ હકીકત તરફ પણ આપે કંઈ ધ્યાન આપ્યું નથી. આપના પ્રત્યે મારા હૃદયમાં કેવો ઊંડો ભક્તિભાવ છે તેમ જ મારામાં જે શીલ છે, એમાંના કશાનો આપે ખ્યાલ કર્યો લાગતો નથી.’

આમ કહેતાંની સાથે સીતાનું ગળું ભરાઈ આવ્યું; તેમને કંઈ સૂઝતું નહોતું. છેવટે આંખમાં આંસુ સાથે તે પોતાના દિયર લક્ષ્મણ પાસે ગયાં. લક્ષ્મણ પણ દીનવદને ચિંતામગ્ન સ્થિતિમાં ઊભા હતા. સીતાએ લક્ષ્મણને કહ્યું : ‘લક્ષ્મણભાઈ, હવે તો તમે જ મારા માટે ચિતા ખડકી દો; મારા દુઃખની બસ હવે એ જ દવા બાકી રહી છે. આવા ખોટા કલંક સાથે હું હવે જીવવા માગતી નથી. સૌના દેખતાં તેમણે મારો ત્યાગ કર્યો છે. એટલે હવે સળગતી ચિતામાં પ્રવેશ કરીને આ અભાગી જીવનનો અંત

આણવો એ જ બરાબર છે.'

લક્ષ્મણ તો રામચંદ્રના અનન્ય ભક્ત હતા. સીતાએ જયારે તેમને આમ કહ્યું, ત્યારે તેમણે રામચંદ્ર સામે જોયું. લક્ષ્મણને પોતાને પણ લાગતું હતું કે સીતાનો આ રીતે ત્યાગ કરવો બરાબર નથી; એમનાથી આ વસ્તુ સહન પણ થતી નહોતી, આમ છતાં રામચંદ્રના તે હૃદયથી જ સેવક હતા; એટલે રામચંદ્રની આજ્ઞાથી તેમણે સીતા સારુ ચિતા ખડકી. એ વખતે ભગવાન રામચંદ્રે જાણે પોતાનું રૌદ્ર રૂપ ધારણ કર્યું હતું અને તેઓ લોકોના હૃદયમાં ભય ઉપજાવી રહ્યા હતા. રામચંદ્રનો કોઈ પણ મિત્ર તેમને આ બાબતમાં કંઈ સમજાવવાની, કહેવાની કે તેમની સામે આંખ માંડવાની પણ હિંમત કરી શકતો નહોતો. સૌ રામચંદ્ર સમક્ષ પોતાનાં શિર ઝુકાવીને ખડા હતા. આ જ ભયજનક વાતાવરણમાં સીતા રામચંદ્રની પ્રદક્ષિણા ફરી અને પછી તે ચિતાના ભડભડતા અગ્નિ ભણી આગળ વધ્યાં. અગ્નિ સમીપ જઈ ઊભાં રહીને તેમણે દેવો તથા બ્રાહ્મણોને હાથ જોડીને પ્રણામ કર્યા; પછી તેઓ આ પ્રમાણે બોલ્યાં: 'હે અગ્નિદેવ! જો મારું હૃદય એક ક્ષણ વાર પણ રામચંદ્રથી અલગ ન થયું હોય તો સંપૂર્ણ જગતના સાક્ષી એવા આપ મારી સર્વ બાજુથી રક્ષા કરો!'

આ પ્રમાણે બોલીને સીતાએ ચિતાના અગ્નિદેવની પરિક્રમા કરી અને હૃદયમાં સહેજ પણ ડર વગર તેમણે અગ્નિપ્રવેશ કર્યો! ત્યાં હાજર રહેલાં આબાલવૃદ્ધ સૌએ સીતાનો આ અપૂર્વ અગ્નિપ્રવેશ પોતાની નજરોનજર નિહાળ્યો. કોમળ હૃદયની સ્ત્રીઓ તો આ અત્યંત ભયજનક દૃશ્ય ન જોઈ શકવાથી આંખો મીંચી ગઈ અને ભયથી મોટો ચિત્કાર પાડી ઊઠી. જેમ યજ્ઞની પૂર્ણાહુતિ વખતે મંત્રો સાથે યજ્ઞના અગ્નિમાં ઘીની સતત ધારા કરવામાં આવે છે, તેમ સીતાએ પણ અગ્નિને પોતાના દેહની અંતિમ

આહુતિ આપવા માંડી. તેમના અગ્નિપ્રવેશ વખતે રાક્ષસો અને વાનરોમાં પણ મોટો હાહાકાર મચ્યો. એ જ સમયે કુબેર, યમ, ઇંદ્ર, વરણુ, મહાદેવ, બ્રહ્મા આદિ સર્વ દેવો તેજસ્વી વિમાનોમાં બેસીને ત્યાં આવી પહોંચ્યા. તેમણે ભગવાન રામચંદ્રનું સ્તવન કરીને જાહેર કર્યું: 'રામચંદ્ર, આપ સાક્ષાત્ વિષ્ણુના અવતાર છો અને સીના લક્ષ્મીનો અવતાર છે.'

એ પછી ચિતામાંથી સીતાને જીવતાં-જાગતાં ગોદમાં લઈ સાક્ષાત્ અગ્નિદેવ પ્રગટ થયા અને તેમણે સર્વની આગળ સીતાના ચારિત્ર્યને નિષ્કલંક જાહેર કર્યું. એ પછી રામચંદ્રે સીતાને ઘણા પ્રેમથી અપનાવ્યાં. એ પછી રામ, સીતા અને લક્ષ્મણ પોતાના માનીતા સૈનિકો સાથે પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા ભણી ઊડવા માંડ્યા. આકાશમાર્ગેથી જતાં જતાં રામચંદ્રે રસ્તામાં આવતાં વિધવિધ સ્થાનોનો સીતાને પરિચય કરાવ્યો. સૌ પ્રથમ એ લોકો ભરતને મળ્યાં. અયોધ્યાની સમગ્ર પ્રજાએ રામચંદ્રનું અંતરના ઉમળકાથી સ્વાગત કર્યું. રામચંદ્ર બધાં પુરવાસીઓ, સેવકજનો, ગુરુજનો તથા માતાઓને પ્રેમપૂર્વક મળ્યા. એ દિવસે સૌના હૃદયમાં ઉલ્લાસ માતો નહોતો. સૌની આંખોમાં હર્ષનાં આંસુ ચમકતાં હતાં. એ પછી શુભ મુહૂર્તે રામચંદ્ર અને સીતાનો રાજ્યાભિષેક થયો. એ દિવસે અયોધ્યામાં ઘણો મોટો ઉત્સવ મનાયો. ઘેર ઘેર મંગલ દીવા કરવામાં આવ્યા. રામરાજ્યમાં સર્વ પ્રજા સુખી હતી. કોઈના મનમાં કોઈ પણ જાતનું દુઃખ કે ચિંતા નહોતી. કોઈ વ્યક્તિ અકાળે મૃત્યુ પામતી નહોતી; માગ્યા મેઘ વરસતા હતા; સારાયે દેશમાં ધનધાન્યની છોળો ઊછળતી હતી અને ઘીદૂધની નદીઓ વહેતી હતી. દુકાળનું તો નામનિશાન પણ નહોતું. સર્વત્ર આનંદ અને ઉલ્લાસ છવાયેલો હતો.

રાજ્યાભિષેક પછી રામચંદ્ર ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યા. બંધુઓ પ્રત્યે પણ તેમને ઊંડો સ્નેહ હતો. મહારાણી

સીતા પણ તેમને પ્રાણથી અધિક વહાલાં હતાં. આ જ અરસામાં સીતા સગર્ભા થયાં. શાસ્ત્રોમાં કહ્યું છે કે ગર્ભવતી સ્ત્રીની દરેક ઇચ્છા પાર પાડવી જોઈએ. એથી ગર્ભ ઉપર સારી અસર પહોંચે છે. જ્યારે સીતાને પાંચમો મહિનો ચાલતો હતો ત્યારે એક દિવસ રામચંદ્રે સીતાને પૂછ્યું: 'દેવી, અત્યારે તમે મનમાં કઈ અભિલાષા સેવી રહ્યાં છો ? તમારામાં જે પણ અભિલાષા જાગૃત થઈ હોય તે મને કહો; હું તેને પૂર્ણ કરીશ.'

સીતા બોલ્યાં: 'દેવ, આપની કૃપાથી મને સર્વ વાતનું સુખ છે. જે સ્ત્રીને આપ જેવા સ્વામી મળ્યા હોય, તેને બધું મળ્યું છે એમ જ કહેવાય. આમ છતાં આપ મને પૂછો જ છો ત્યારે કહું છું કે મારા મનમાં હમણાં હમણાં એક અભિલાષા જાગી છે ખરી. લોપામુદ્રા આદિ સતીસાધ્વીઓનાં દર્શન હમણાં મને થયાં નથી. એ પવિત્ર પતિવ્રતાઓનાં દર્શન કરવા માટે મારું મન ઉત્સુક બન્યું છે. એ બધાં તો તપશ્ચર્યાનાં મૂર્તિમંત સ્વરૂપ છે. તેમની પાસે જઈ તેમનાં દર્શન કરું અને પ્રાકૃતિક રમણીયતા-વાળાં વનો અને આશ્રમોના શાંત વાતાવરણમાં ફરું. બસ મારી આટલી જ અભિલાષા છે.'

સીતાના મુખથી આવી સુંદર વાત સાંભળીને રામચંદ્ર ઘણા જ પ્રસન્ન થયા. તેઓ બોલ્યા: 'પ્રિયે, તમને ધન્ય છે. તમારા જેવી કુલીન સ્ત્રીને જ આવી ઇચ્છા થાય. આવતી કાલે પ્રાતઃકાળે તમે એ તપસ્વિનીઓનાં દર્શને જરૂર જજો. હું આજે જ બધી વાતનો પ્રબંધ કરી દઉં છું.'

રામચંદ્ર પોતાની ઇચ્છા પૂર્ણ કરવા સંમત થવાથી સીતાને ઘણો હર્ષ થયો. પોતાને આવતી કાલે જ પ્રાતઃસ્મરણીય તપસ્વિની-ઓનાં દર્શન થશે, એ વિચારે તેમનું મન ખૂબ જ પુલકિત બન્યું.

પોતાનાં કૃત્યો વિશે પ્રજામાં કેવું બોલાય છે તે જાણવા રામચંદ્ર હંમેશાં તત્પર રહેતા. આને માટે તેઓ પોતાના ખાસ

ગુપ્તચરોને વસ્તીમાં છૂપા વેશે મોકલતા હતા. દરરોજ ગુપ્તચરો એવા જ સમાચાર લાવતા કે પ્રજામાં તેમના રાજ્યનું ઘણું સારું બોલાય છે અને પ્રજાનો તેમના પ્રત્યે ઊંડો અનુરાગ છે. પરંતુ એક દિવસ રામચંદ્રના કાને જુદી જ વાત આવી. એક ગુપ્તચરે તેમને એક દુઃખદ ખબર આપી. ગુપ્તચરે કહ્યું: 'મહારાજ, ફરતો ફરતો હું ધોબીઓના લત્તામાં પહોંચ્યો હતો. ત્યાં એક ધોબી પોતાની સ્ત્રીને ઘરની બહાર કાઢી મૂકતાં મોટેથી બોલતો હતો: 'હું કંઈ રામચંદ્ર જેવો નથી કે પારકાના ઘરમાં રહી આવેલી બૈરીને ઘરમાં રાખું! ચાલ નીકળ ઘરમાંથી બહાર!

પોતાના એક પ્રજાજને પોતે સીતાને અપનાવી તે વાત રુચતી નથી, એનું રામચંદ્રના હૃદયને ઊંડું દુઃખ થયું. એમને થયું: 'જોવા જઈએ તો મારા એ કૃત્ય વિષે આ ધોબી પ્રજાના જ એક ભાગનો પડઘો પાડી રહ્યો છે! હું જાણું છું કે સીતા સાવ નિર્દોષ અને પવિત્ર છે. આમ છતાં જે પ્રજા પર મારે રાજ્ય કરવું છે તે પ્રજાના મતની અવહેલના કરવી મારે માટે બરોબર નથી. એટલે સીતાનો મારે ત્યાગ કરવો જોઈએ.'

સીતાના ત્યાગનો વિચાર કરતાં પહેલાં રામચંદ્રનું હૃદય ફાટું ફાટું થઈ રહ્યું હતું; પરંતુ પોતાના આદર્શ પ્રમાણે વર્તન કરવાનો તેમનો સ્વભાવ જ ઘડાઈ ગયો હતો.

આ વિચારે તેમણે લક્ષ્મણને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું: 'ભાઈ લક્ષ્મણ, તમે સીતાને જંગલમાં મૂકી આવો.'

લક્ષ્મણ તો આ સાંભળી ડઘાઈ જ ગયા. પવિત્ર સીતાને જંગલમાં એકલાં મૂકી આવતાં તેમનો જીવ શી રીતે ચાલે? પરંતુ રામચંદ્રની આજ્ઞા લક્ષ્મણ માટે છેવટનો શબ્દ હતો; એટલે મને કે મને, પણ તેમણે કઠણ હૃદય કર્યું અને તે આ કઠોર કામ કરવા માટે તૈયાર થઈ ગયા. લક્ષ્મણે સીતાને રથમાં બેસાડી

અને રથ હાંકવા માંડ્યો. સીતાને તો એમ જ કહેવામાં આવ્યું હતું કે તેમને ઋષિમુનિઓનાં દર્શન કાજે અરણ્યમાં લઈ જવામાં આવે છે. આમ છતાં સીતાને રસ્તામાં ઘણા ઘણા અપશુકન થવા માંડ્યા એટલે તેઓ બેબાકળાં બનીને બોલી ઊઠ્યાં: 'આજે આ હરણાં મારી ડાબી બાજુથી પસાર થઈને મને અપશુકન કેમ કરી રહ્યાં છે? પરંતુ એક રીતે જોવા જઈએ તો આ બરાબર છે; હું રામચંદ્રજીના ચરણો છોડીને બીજે સ્થળે જઈ રહી છું, એટલે આવાં અપશુકન થવા એ યોગ્ય છે. સ્ત્રીઓનો સૌથી મોટો ધર્મ કયો? પોતાના પતિના ચરણોનું પૂજન. પતિનાં એ ચરણો છોડીને હું બીજે સ્થળે જઈ રહી છું તેનો જ મને આ દંડ મળી રહ્યો છે.'

પોતાના પતિ વિષે સીતા આમ ઉમદા વિચારો કરતાં હતાં, એટલામાં રથ ગંગાજીના કિનારે આવી પહોંચ્યો; ગંગાના તીરે નિવાસ કરી રહેલા પવિત્ર ઋષિમુનિઓને સીતાએ મનોમન પ્રણામ કર્યા.

ત્યારપછી લક્ષ્મણ સીતાને ગંગા પાર કરી સામે કિનારે લઈ ગયા. અહીંથી સીતાને લઈ જંગલમાં આગળ વધવા લાગ્યા. જંગલનો આ ગીચ અને ભયાનક ભાગ જોઈ કોમળ હૃદયનાં સીતાને ભય ઊપજે એ સ્વાભાવિક હતું. તેમના પગમાં કાંટા વાગવા લાગ્યા. તેઓ લક્ષ્મણને કહેવા લાગ્યાં: 'લક્ષ્મણભાઈ, અહીં આપણી આંખને ઠારે તેવા કોઈ મોટા મોટા મુનિઓના આશ્રમો નજરે પડતા નથી. પવિત્ર મુનિપત્નીઓનાં પણ અહીં દર્શન દુર્લભ છે. અહીં તો જ્યાંત્યાં બિહામણાં પક્ષી, બળી ગયેલાં ઝાડ...બધું વેરાન નજરે પડે છે. આ સિવાય તમારા મોં પર પણ મને કોઈ ભારે ઉદાસીનતા છવાયેલી નજરે પડે છે. તમારી આંખો પાછળ આંસુનો દરિયો પડ્યો

હોય એવો ભાસ મને થાય છે. તમારી આંખો જ તમારા હૃદયની વ્યાકુળતા દર્શાવી આપે છે. રસ્તામાં મને પણ જ્યાંત્યાં અપશકુનો થયા કર્યા છે. આ બધું શું છે, એની મને કંઈ સમજ પડતી નથી. તમને આમાંનું કંઈ સમજાય છે? જે હોય તે મને સ્પષ્ટ કહો.'

સીતાના આમ કહેવા છતાં પણ લક્ષ્મણની જીભ ઊપડતી નહોતી; સીતા સામે નીચી મૂંડીએ તે મૂંગો મૂંગો ઊભો રહ્યો. પરંતુ પછી તો સીતાએ સાચી વાત જણાવવા માટે લક્ષ્મણને વારંવાર આગ્રહ કર્યો. આથી લક્ષ્મણનું હૃદય આર્દ્ર બની ગયું; તેનું ગળું ભરાઈ આવ્યું. પછી તો રામચંદ્રે તમારો ત્યાગ કર્યો છે એ સર્વ વાત તેમને સીતાને કહેવી પડી. રામચંદ્રનો આ વજ્ર સમાન કઠોર નિર્ણય સાંભળીને સીતા બેહોશ બનીને ધરણી પર ઢળી પડ્યાં. લક્ષ્મણ વૃક્ષનાં પાંદડાંથી સીતાને પવન ઢોળવા લાગ્યા. હોશમાં આવતાં સીતાએ લક્ષ્મણને કહ્યું: 'દિયરજી, તમે મારી મશ્કરી ન કરો. મેં કોઈ પાપ કર્યું નથી; આમ છતાં મહારાજ (રામચંદ્ર) મારો ત્યાગ કેમ કરે છે? તેઓ બહુ બુદ્ધિમાન અને મહાપુરુષ છે. હું નિષ્પાપ છું, નિષ્કલંક છું, એ તેઓ બરાબર જાણે છે. આમ છતાં એક સામાન્ય ધોબીના કહેવા પરથી મને છોડી દે એવું હું માનતી નથી.'

આટલું કહેતામાં સીતા ફરી બેહોશ થઈ ગયાં. આ જોઈ લક્ષ્મણને પણ બહુ રડવું આવ્યું. થોડી વારે ફરી પાછાં શુદ્ધિમાં આવતાં તેઓ લક્ષ્મણને કહેવા લાગ્યાં: 'તમે ધર્મના સ્વરૂપ અને યશના સાગર રામચંદ્રજીને તપોનિધિ વસિષ્ઠ મુનિના દેખતાં જ મારી આટલી વાત પૂછજો: 'હે નાથ! સીતા નિષ્કલંક છે એમ હૃદયથી માનવા છતાં પણ તમે મારો જે ત્યાગ કર્યો છે તે આપના કુળને અનુરૂપ છે કે આપના શાસ્ત્રજ્ઞાનનું ફળ છે?

હું હંમેશ આપના ચરણોમાં અનુરાગ રાખતી આવી છું, આમ છતાં આપ મારો ત્યાગ કરો છો, એમાં આપનો કોઈ દોષ નથી. આ બધો હું મારા ભાગ્યનો દોષ સમજું છું. હે વીર પુરુષ, આ વનમાં પણ હું આપનું જ સ્મરણ કરીશ અને એ રીતે જ મારા પ્રાણ ધારણ કરીશ. મન, વચન, કર્મથી આપ જ મારા સર્વોત્તમ આરાધ્ય દેવ છો. હે રઘુનંદન, આપના સિવાય આ સૃષ્ટિમાં સર્વને મેં તુચ્છ જ માન્યું છે. હે મહેશ્વર, જન્મોજન્મમાં આપ જ મારા પતિ રહો અને હું આપની પત્ની બનું—આ જ મારી એક માત્ર ઇચ્છા છે.'

'લક્ષ્મણ, માતાઓને પણ મારો આટલો સંદેશો કહેજો કે, 'અનેક હિંસક પ્રાણીઓથી ભરેલા આ ઘોર જંગલમાં આપ સૌના ચરણોનું હું સ્મરણ કરું છું. હું ગર્ભવતી હોવા છતાં મહાત્મા રામચંદ્રે આ વનમાં મારો ત્યાગ કર્યો છે.'

'હે સુમિત્રાનંદન, હવે તમે મારી વાત સાંભળો. સ્વામીનાથનું કલ્યાણ હો! હું હમણાં જ મારા પ્રાણ તજી દેત; પરંતુ હું લાચાર છું; મારા ગર્ભમાં હું રામચંદ્રજીના તેજનું રક્ષણ કરી રહી છું. તમે એમના વચનને વેદવાકય સમજી તેનું પાલન કરો છો તે તમને ઉચિત જ છે; એથી તમારું કલ્યાણ જ સધાશે. હવે તમે રામચંદ્રની પાસે પહોંચી જાઓ; કૃપા કરીને કોઈ કોઈ વાર મારું પણ સ્મરણ કરતા રહેજો.'

આટલું કહીને સીતા લક્ષ્મણના દેખતાં જ ફરી અચેત બની ગયાં અને ધરણી પર ઢળી પડ્યાં. તેમને ફરી મૂર્છિત દશામાં જોઈને લક્ષ્મણને ખૂબ દુઃખ થયું; તેઓ પોતાના વસ્ત્રથી તેમને પવન નાખવા લાગ્યા. સીતા ફરી હોશમાં આવતાં લક્ષ્મણે તેમને છેવટના પ્રણામ કરીને કહ્યું: 'દેવી! હું હવે જાઉં છું; આપનો બધો સંદેશો રામચંદ્રને પહોંચાડીશ. અહીં આટલામાં જ મહર્ષિ

વાલ્મીકિનો આશ્રમ છે.'

આટલું કહીને લક્ષ્મણે સીતાની પ્રદક્ષિણા કરી. ભારે હૈયે, આંખમાં આંસુ સાથે પોતાની પ્રેમાળ ભાભીને આ ઘોર જંગલમાં એકલાં મૂકીને લક્ષ્મણ રામચંદ્ર પાસે આવવા ચાલી નીકળ્યા. જંગલમાં એકલાં પડતાં સીતા લક્ષ્મણને અનિમેષ નેત્રે જોઈ રહ્યાં.

હવે પોતાના પ્રાણ બચશે કે નહિ એની દ્વિધામાં તેઓ પડી ગયાં અને બેભાન બની ધરણી પર ઢળી પડ્યાં.

થોડી વારે સીતા હોશમાં આવ્યાં. વારંવાર રામનું સ્મરણ કરતાં વિલાપ કરવા લાગ્યાં: 'હે રામ, દીનબંધુ, કરુણાસાગર! મને કોઈ જાતના અપરાધ વિના કેમ તજી દીધી છે?'

આ પ્રમાણે કંઈ ને કંઈ શોકજનક શબ્દો બોલતાં તેઓ એ નિર્જન સ્થળે આક્રંદ કરવા લાગ્યાં.

આ સમયે વાલ્મીકિ મુનિ પોતાના શિષ્યો સાથે આ વનમાં વિહરી રહ્યા હતા. તેમના કાને સીતાના વિલાપના શબ્દો પડ્યા. તેમણે શિષ્યોને આજ્ઞા કરી: 'અરે, આ વનમાં કોઈ કરુણ રુદન કરી રહ્યું હોય એમ લાગે છે. જરા તપાસ તો કરો!'

એટલે શિષ્યો અવાજની દિશામાં દોડ્યા. થોડી વારે જ્યાં સીતા રામનું નામ લઈ કરુણ વિલાપ કરી રહ્યાં હતાં ત્યાં તેઓ આવી પહોંચ્યા. આ કરુણાજનક દૃશ્ય જોઈને શિષ્યો વાલ્મીકિ મુનિ પાસે આવ્યા અને તેમને આના સમાચાર આપ્યા. એટલે મુનિ જાતે ત્યાં જઈ પહોંચ્યા. સીતાએ ઊંચું મોં કરીને જોયું તો કોઈ તેજસ્વી મુનિ પોતાની પાસે આવી રહ્યા હતા. મુનિને જોઈને સીતાએ બે હાથ જોડીને તેમને નમસ્કાર કર્યા અને કહ્યું: 'વ્રતોના સાગર અને વેદોના સાક્ષાત્ સ્વરૂપ જેવા મહર્ષિને મારા નમસ્કાર!'

જવાબમાં મુનિએ પ્રસન્નચિત્તે સીતાને આશીર્વાદ દેતાં કહ્યું: 'બેટી, તારા પતિ સાથે તું ઘણો લાંબો સમય જીવ! તારી કૂખે બે સુંદર પુત્ર જન્મો! તું કોણ છે? આ ઘોર જંગલમાં કેમ આવી છે અને આ પ્રમાણે શા માટે રુદન કરી રહી છે? તને જે કંઈ દુઃખ હોય તે મને કોઈ પણ જાતના સંકોચ વિના કહે.'

સીતા એક ઊંડો નિઃશ્વાસ નાખી અત્યંત આર્દ્ર સ્વરથી બોલ્યાં: 'મુનિવર, મને રામચંદ્રજીની એક સેવિકા જ સમજો. કોઈ પણ જાતના અપરાધ વિના તેમણે મારો ત્યાગ કર્યો છે. મારા ત્યાગનું કારણ શું છે એની મને ખબર નથી. રામચંદ્રની આજ્ઞાથી લક્ષ્મણ મને અહીં મૂકીને ચાલ્યા ગયા છે.'

મુનિ બોલ્યા: 'વિદેહકુમારી, એક રીતે હું તારા પિતાનો ગુરુ છું; મારું નામ વાલ્મીકિ. હવે તું કોઈ જાતનો શોક ન કર અને મારા આશ્રમે ચાલ. મારા આશ્રમને તારા પિતાનું ઘર જ માનજે. તારી બધી વાત હું સમજી ગયો છું. રામચંદ્ર અને તારા સંબંધમાં તો મેં એક કાવ્ય રચ્યું છે.'

જે કાવ્ય પોતે કુમારિકા હતી ત્યારે મેના–પોપટે મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં કહી સંભળાવ્યું હતું, તે સીતાને અત્યારે યાદ આવી ગયું. રોઈ રોઈને સીતાની આંખો લાલઘૂમ થઈ ગઈ હતી. મુનિનાં આશ્વાસનભર્યાં વચનોથી તેમના હૃદયને કાંઈક સુખ થયું. આમ છતાં વારંવાર સીતાની આંખમાં આંસુ ભરાઈ આવતાં હતાં. મુનિ તેમને આશ્વાસન આપીને પોતાના આશ્રમે લઈ ગયા. આશ્રમમાં તાપસી સ્ત્રીઓના હાથમાં સીતાને સોંપતાં મુનિ બોલ્યા: 'આપણા આશ્રમમાં સીતા આવી છે, તેનું તમે સ્વાગત કરો અને તમારી વચ્ચે, તમારી દીકરીની જેમ, તેને રાખો.'

સીતાનું નામ તો સર્વત્ર લોકપ્રિય હતું. તાપસીઓએ સીતાને ખૂબ જ પ્રેમથી પોતાની સાથે રાખી લીધાં. પછી મુનિએ

શિષ્યોને કહી સીતા માટે એક સુંદર પર્ણકુટિ તૈયાર કરાવી. સીતા એ પર્ણકુટિમાં રહેવા લાગ્યાં. સીતા પણ પોતાનાથી બને તેટલી આશ્રમની સેવા ઉઠાવવા લાગ્યાં અને હૃદયમાં રામનું સ્મરણ કરતાં દિવસો ગાળવા લાગ્યાં. સમય થતાં તેમને બે જોડિયા પુત્રોનો જન્મ થયો. આ બંને પુત્રો આકૃતિમાં રામચંદ્ર જેવા અને રૂપમાં અશ્વિનીકુમારો જેવા મનોહર હતા. સીતાને પુત્ર જન્મ્યાના સમાચાર જાણીને વાલ્મીકિ મુનિને ઘણો હર્ષ થયો. તેઓ મંત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ હતા. તેમણે એ બાળકોના જાતકર્મ આદિ સંસ્કારો કર્યાં. કુમારોનાં નામ પણ અનુક્રમે કુશ અને લવ પાડવામાં આવ્યા.

કુમારોને જોઈને સીતાનું હૃદય અત્યંત પુલકિત બન્યું. એ જ દિવસે શત્રુઘ્ન લવણાસુર નામના રાક્ષસનો વધ કરીને પોતાના થોડા સૈનિકો સાથે વાલ્મીકિ મુનિના આશ્રમે આવી ચડ્યો હતો. મુનિએ શત્રુઘ્નના કાનમાં કહ્યું: 'કુમાર, સીતાને પુત્ર અવતર્યાની વાત રામચંદ્રને કહેશો મા. હું પોતે જ એ વાત તેમની આગળ પ્રકટ કરીશ.'

સીતાના જોડિયા કુમારો વનમાં જ ઊછરવા લાગ્યા. ચક્રવર્તી સમ્રાટ રામચંદ્રના બે કુમારો આ રીતે કંદમૂળ અને ફળફળાદિ ખાઈને વનમાં મોટા થવા લાગ્યા. મુનિ વાલ્મીકિએ યથાસમયે તેમના બધા સંસ્કારો કર્યાં. મુનિએ એ બે કુમારોને વેદાંગ સહિત વેદો અને રહસ્યો સાથે ધનુર્વેદનો અભ્યાસ કરાવ્યો. દિવ્ય અસ્ત્રશસ્ત્ર, અભેદ્ય કવચ અને અક્ષય ભાથો પણ મુનિએ તેમને ભેટમાં આપ્યો. ઉપરાંત બંને ભાઈઓને મુનિએ પોતાના રચેલા મહાકાવ્ય રામાયણનો પણ અભ્યાસ કરાવ્યો. આમ વીરતા અને વિદ્વત્તામાં કુમારોએ અદ્ભુત પ્રગતિ સાધી.

એ અરસામાં રામચંદ્રે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો. અને અશ્વ-

મેધનો ઘોડો ફરતો ફરતો મુનિ વાલ્મીકિના આશ્રમમાં આવી પહોંચ્યો. બંને વીર કુમારોએ રામચંદ્રના સમગ્ર સૈન્યને હરાવ્યું અને અશ્વમેધના ઘોડાને કબજે કર્યો.

સીતાને આ વાતની જાણ થઈ ત્યારે તે વચમાં પડ્યાં અને અશ્વમેધનો ઘોડો છોડી દેવાની તથા પોતે સંહારેલા રામચંદ્રજીના સૈનિકોને જીવતા કરવાની લવ–કુશને આજ્ઞા કરી. માતાની આજ્ઞા માથે ચડાવીને લવ–કુશે અશ્વમેધનો ઘોડો છોડી મૂકયો અને સૈનિકોને જીવતા કરી દીધા. રામચંદ્રનો અશ્વમેધ યજ્ઞ અયોધ્યામાં ચાલી રહ્યો હતો. લવ–કુશ રામાયણનું ગાન કરવા ત્યાં પહોંચી ગયા. તેમના મુખેથી રામાયણની કથા સાંભળીને રામચંદ્રને થયું કે લવ–કુશ સીતાના જ સુપુત્રો છે. પછી તો તેમણે વાલ્મીકિ મુનિ અને સીતાને બહુ આગ્રહ કરીને પોતાની પાસે બોલાવ્યાં. વાલ્મીકિ મુનિએ પ્રજા આગળ સીતા સંબંધી સર્વ વાતો જાહેર કરી. તેમણે લોકોને કહ્યું: 'સીતાનું ચરિત્ર તદ્દન નિષ્કલંક છે. મેં હજારો વર્ષ તપ કર્યું છે. જો સીતા દુષ્ટ આચરણવાળી હોય તો મારી એ તપસ્યાનું ફળ મને ન મળો!'

એ વખતે બ્રહ્મા આદિ સર્વ દેવતાઓ પણ ત્યાં આવ્યા. ત્યાં જનસમુદાય બહુ મોટા પ્રમાણમાં એકઠો થયો હતો. તે વખતે સીતા ભગવાં વસ્ત્રો ધારણ કરીને ત્યાં આવ્યાં અને પૃથ્વી તરફ નજર માંડીને બોલ્યાં: 'રામચંદ્ર સિવાય બીજા કોઈ પુરુષનું મનથી પણ મેં ચિંતન કર્યું નથી; જો આ વસ્તુ સત્ય હોય તો પવિત્ર પૃથ્વી માતા પોતાની ગોદમાં મને સ્થાન આપો. જો મન, વચન અને કર્મથી માત્ર રામચંદ્રની જ હું પૂજા કરતી હોઉં તો ભગવતી પૃથ્વીમૈયા મને પોતાની ગોદમાં સ્થાન આપો! પ્રભુ રામચંદ્ર સિવાય બીજા કોઈ પણ પુરુષને હુ ઓળખતી નથી; જો મારી આ વાત સત્ય હોય તો ભગવતી પૃથ્વીમાતા મને પોતાની ગોદમાં સ્થાન આપો!'

સીતાના મુખમાંથી આ શબ્દો સર્યા ન સર્યા ત્યાં તો તેમની સામેની ધરતી ફાટી અને તેમાંથી એક દિવ્ય સિંહાસન પ્રગટ થયું. સિંહાસનની શોભા અનેરી જ હતી. મહાપરાક્રમી શેષનાગ તેના પર પોતાની ફેણનું છત્ર ધરી રહ્યા હતા. સિંહાસનની સાથે જ પૃથ્વીમાતા પ્રગટ થયાં. તેમણે પોતાની બન્ને ભુજાઓ વડે પોતાનાં પુત્રી સીતાને ઊંચકી સિંહાસન પર બેસાડ્યાં. પછી સિંહાસન ધીમે ધીમે પૃથ્વીના ફાટેલા ભાગમાં ઊતરી જવા લાગ્યું. એ સમયે આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ અને સીતાના જય-જયકારથી સમસ્ત વાતાવરણ ગુંજી ઊઠ્યું. આ પ્રમાણે જનક રાજાનાં પરમ ભગવતી પુત્રી સીતાએ જીવનમાં ઘણાં ઘણાં કષ્ટો સહ્યાં છતાં પોતાના વિશુદ્ધ ચારિત્ર્ય પર કલંક લાગવા દીધું નહિ. તેમણે પોતાનું જીવન ભગવાનના ભરોસે જ સોંપ્યું હતું. તેમણે ભયને પોતાના હૃદયમાં કદાપિ સ્થાન આપ્યું નહોતું. ધીરજ અને સહનશીલતાને તેમણે કદી તજ્યાં નહોતાં. સીતાના પાતિવ્રત્ય, ત્યાગ, શીલ, નિર્ભયતા, શાંતિ, ક્ષમા, ધર્મપરાયણતા, વિનય, સંયમ, સેવાભાવના, સદાચાર, સદ્વ્યવહાર ઇત્યાદિ સદ્ગુણો સંસારની સર્વ સ્ત્રીઓ માટે એક પદાર્થપાઠ સમાન છે.

## ૧૮ : દેવહૂતિ

પ્રાચીન કાળમાં બ્રહ્માવર્ત નામનો દેશ હતો. તેમાં સ્વાયંભુવ મનુ નામના રાજા રાજ્ય કરતા હતા.

દેવહૂતિ આ મનુ રાજાનાં પુત્રી હતા. તેમની માતાનુ નામ શતરૂપા. પોતે એક રાજાની કન્યા હોવા છતાં દેવહૂતિએ તપસ્વી એવા કર્દમ મુનિ સાથે લગ્ન કર્યું હતું. દેવહૂતિ બાળપણથી સાદા આચાર અને ઊંચા વિચારો સેવતી એક અત્યંત સંસ્કારી કન્યા હતાં, એ આ ઉપરથી સાબિત થાય છે. રૂપ અને લાવણ્યમાં એ સમયની કોઈ કન્યા દેવહૂતિની સરસાઈ કરી શકે તેમ નહોતું. ત્યાગ અને તપસ્યાનુ જીવન તેમને ખૂબ જ પ્રિય હતું. તેઓ ઇચ્છત તો દેવતા, ગંધર્વ, નાગ, યક્ષ અને મનુષ્યોમાંથી કોઈ પણ ઐશ્વર્યશાળી વ્યક્તિ સાથે લગ્ન કરી શકત, પરંતુ જીવન ભોગવિલાસ માટે મળ્યુ નથી એ ઉચ્ચ વિચારોમાં તેમને અડગ શ્રદ્ધા હતી.

દેવર્ષિ નારદજીની સંમતિથી મનુ રાજા પોતાની રાણી શતરૂપા તથા પુત્રી દેવહૂતિને લઈને મહર્ષિ કર્દમના આશ્રમે ગયા અને કર્દમ મુનિને પ્રણામ કર્યા. રાણી અને દેવહૂતિએ પણ પોતાનાં શિર કર્દમ મુનિના ચરણોમાં નમાવ્યાં. કર્દમ મુનિએ આશીર્વાદ આપીને સૌનો યથોચિત સત્કાર કર્યો. પછી તેમણે મનુ મહારાજને આગમનનું કારણ પૂછ્યુ.

મનુ મહારાજ બોલ્યા : 'મુનિવર, આપનાં દર્શન થયાં અને આપના ચરણોની મંગલમય રજ મારા શિર પર પડી, એને હું મારું અહોભાગ્ય સમજું છું. બીજું આ મારી કન્યા

દેવહૂતિએ જ્યારથી દેવર્ષિ નારદના મુખથી આપનાં ઉત્તમ શીલ, રૂપ, વિદ્યા, આયુષ્ય તથા સદ્‌ગુણોનું વર્ણન સાંભળ્યું છે ત્યારથી તેણે આપને જ પતિ તરીકે પસંદ કર્યા છે. તેથી ઊંડી શ્રદ્ધા સાથે મારી આ કન્યાને હું આપની સેવામાં સોંપું છું. એ કેવી સદ્‌ગુણી છે, એ હું પોતે કહું એ બરાબર નથી. ધીરે ધીરે આપને જ તેના સદ્‌ગુણો માલૂમ પડશે. કૃપા કરીને આપ તેનો સ્વીકાર કરો.'

કર્દમ મુનિએ પણ દેવહૂતિ વિશે ઘણું ઘણું સાંભળ્યું હતું, અને એ વિશે તેમણે ખાતરી પણ કરી હતી. એટલે તેમણે મનુ મહારાજની માગણીને માન્ય રાખી અને દેવહૂતિ સાથે પોતાનું લગ્ન કરવામાં તેઓ સંમત થયા. પણ તેમાં એક શરત મૂકતાં તેઓ બોલ્યા :

'મહારાજ, માત્ર સંતાનની ઇચ્છાથી જ હું ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરું છું. માટે સંતાન ઉત્પન્ન થાય ત્યાં સુધી જ હું ગૃહસ્થાશ્રમનું જીવન સ્વીકારીશ; એ પછી હું સંન્યાસધર્મનું પાલન કરીશ.'

મનુ મહારાજે કર્દમ મુનિની આ શરત શતરૂપા અને દેવહૂતિને જણાવી અને તેઓ પણ આમાં સંમત થયાં. આથી મનુ મહારાજે કર્દમ મુનિ સાથે દેવહૂતિનું લગ્ન કર્યું. શતરૂપાએ લગ્ન વખતે દીકરી-જમાઈને બહુ પ્રેમથી કિંમતી વસ્ત્રો, આભૂષણો અને ગૃહસ્થોચિત સામગ્રી કરિયાવરમાં આપી.

દેવહૂતિ તનમનથી પતિની સેવા કરવા લાગ્યાં. તેમણે કામ-વાસના, કપટ, દ્વેષ, લોભ, મદ આદિ દુર્ગુણોને પોતાના મનમાં પણ આવવા દીધા નહિ. પવિત્રતા, ઉદારતા, સંયમ, શુશ્રૂષા, પ્રેમ અને મધુર વાણી આદિ સદ્‌ગુણોનો તેમના હૃદયમાં સ્વાભાવિક રીતે જ વિકાસ થતો રહ્યો. તેમણે પોતાના સદ્‌ગુણો અને

પતિભક્તિથી પોતાના પરમ તેજસ્વી પતિને સંપૂર્ણ સંતોષ આપ્યો. નિરંતર કઠોર વ્રતપાલન કરીને તેમણે પોતાની કાયાનું દમન કર્યું હતું. તે પતિને પરમેશ્વર જ માનતાં અને તેમને હંમેશાં પ્રસન્ન રાખવાનો પોતાનો પરમ ધર્મ સમજતાં હતાં. આ પ્રમાણે પતિસેવામાં તેમનાં ઘણાં વર્ષો વીતી ગયાં.

ધીરે ધીરે આ વાત કર્દમ મુનિના પણ ધ્યાનમાં આવી. આથી એ પ્રેમાળ પતિને ઘણો ખેદ થયો. તેઓ ગદ્‌ગદ વાણીમાં દેવહૂતિને કહેવા લાગ્યા: 'દેવી, એક રાજ્યકન્યા હોવા છતાં મારી સેવા પાછળ તમે તમારી જાત ઘસી નાખી છે. દરેક દેહધારીને પોતાનો દેહ સૌથી વધુ વહાલો હોય છે, છતાં તમે તમારા દેહ કરતાં મારી સેવાને વધારે વહાલી ગણી છે. તમારી સેવાથી હું પ્રસન્ન થયો છું. હું તમને દિવ્ય દૃષ્ટિ આપું છું. એથી સર્વ પ્રકારનાં દિવ્ય સુખ તમને પ્રાપ્ત થશે; એ દિવ્ય દૃષ્ટિનો તમે તમારી ઇચ્છા મુજબ ઉપયોગ કરી શકશો.'

પરંતુ દેવહૂતિનું હૃદય માતા બનવા ઝંખતું હતું. તે બોલ્યાં: 'પ્રાણનાથ, આપની અમોઘ શક્તિથી હું અજાણ નથી. આપને હું સંતોષ આપી શકી છું અને આપ મારા પર પ્રસન્ન છો એને જ હું મારું અહોભાગ્ય સમજું છું. આમ છતાં સંતાન ન હોવાથી મારી કૂખ મને સૂની લાગે છે. ગૃહસ્થાશ્રમની સાચી શોભા સંસ્કારી સંતાનો જ છે. મારી આટલી ઇચ્છા પૂરી થાય એટલી મારી નમ્ર વિનતિ છે. શ્રેષ્ઠ પતિ મારફત ઉત્તમ સંતતિની પ્રાપ્તિ એ જ સતી સ્ત્રીનો સૌથી મોટો લાભ છે.'

કર્દમ મુનિને પોતાનાં પવિત્ર પત્ની દેવહૂતિની માગણી યોગ્ય લાગી, અને તેમણે તેમની ઇચ્છા પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો. તેમના સંકલ્પમાત્રથી એક અત્યંત સુંદર વિમાન પ્રગટ થયું. તેમાં રત્નો જડેલાં હતાં. એ વિમાનમાં સર્વ પ્રકારના દુર્લભ અને દિવ્ય

વૈભવ તેમ જ દિવ્ય સામગ્રીઓનો સંગ્રહ હતો.

પતિની સાથે દેવહૂતિ આ દિવ્ય વિમાનમા બેઠા. વિમાનમાં પૂરતા દાસદાસીઓ પણ હતા. કર્દમ મુનિ અને દેવહૂતિની ઇચ્છાનુસાર વિમાન અનેક વર્ષો લગી ઊડયુ. તેમણે દેવોના લોકો અને ત્રિલોકીના રમણીય પ્રદેશોમા વિહાર કર્યો. કેટલોક કાળ વીત્યા પછી બન્ને જણા પાછા ફર્યા. એ પછી દેવહૂતિને અત્યંત રૂપવતી નવ કન્યાઓનો જન્મ થયો. તે કન્યાઓના દેહમાથી કમળની સુવાસ આવતી હતી. દેવહૂતિને આ પ્રમાણે સંતતિ થઈ, એટલે કર્દમ મુનિ વનમા જવા તૈયાર થયા. પતિને સંન્યસ્ત માટે તૈયારી થયેલા જોઈને દેવહૂતિની આખમા સ્વાભાવિક રીતે જ આસુ આવી ગયા દેવહૂતિએ પતિને કહ્યુ. 'પ્રભુ, વચન પ્રમાણે આપે મારી ઈચ્છા સતોષી છે, એટલે આપ હવે સંન્યસ્ત સ્વીકારી અરણ્યમા ચાલ્યા જાઓ એમા કંઈ અજુગતુ નથી, આમ છતા આ દાસી આપના શરણમા જ છે, મારે આપને એક-બે વાતો કહેવાની છે, એ ધ્યાનમા લઈ આપને યોગ્ય લાગે તેમ કરો. આપણી આ કન્યાઓ મોટી થશે એટલે યોગ્ય વરના હાથમા તેમને સોપી દેવી એ પિતાનુ કર્તવ્ય છે. આપનુ એ કર્તવ્ય આપે પાર પાડવુ જોઈએ. તદુપરાત આપના વનમા ચાલ્યા ગયા પછી મારા જન્મમરણરૂપી શોક અને બધનને દૂર કરનાર કોઈ તો મારી પાસે રહેવુ જ જોઈએ ને ? કન્યાઓ તો આજે છે ને કાલે નથી માટે સસારબંધનમાથી હુ છૂટું એવુ મને જ્ઞાન આપે એવો પુત્ર મારે જોઈએ. બસ આટલી જ મારી વાછના છે'

દેવહૂતિના આ વચનો સાભળી કર્દમ મુનિ પ્રસન્ન થઈ બોલ્યા' 'દેવી, તમે કોઈ જાતની ચિંતા ન કરો, મનમા કોઈ પ્રકારનો કલેશ ન આણો થોડા જ દિવસોમા સાક્ષાત્ પ્રભુ તમારી કૂખથી જન્મ લેશે હવે તમે સયમ, નિયમ, તપ, દાન આદિનુ પાલન કરતા શ્રદ્ધાભક્તિપૂર્વક ઈશ્વરની આરાધના કરતા રહો.'

પતિના વચન પ્રમાણે ભગવાનની ઉપાસનામાં દેવહૂતિ લાગી ગયાં. વખત થતાં દેવહૂતિના ગર્ભમાં ભગવાનના અંશનું બીજ રોપાયું.

આ જ અરસામાં નવ પ્રજાપતિઓની સાથે બ્રહ્મા કર્દમ મુનિના આશ્રમમાં આવ્યા. બ્રહ્માએ દેવહૂતિને તેમની નવે સદ્‌ગુણી કન્યાઓને આ નવે પ્રજાપતિઓ સાથે પરણાવી દેવા કહ્યું. બ્રહ્માનું કહેવું સાંભળી કર્દમ મુનિ અને દેવહૂતિ બંને હર્ષિત થયાં; કેમ કે પોતાની કન્યાઓ માટે પ્રજાપતિઓ જેવા સુંદર વર તેમને બીજે કયાં મળવાના હતા? એથી એ નવે કન્યાઓને પ્રજાપતિઓ સાથે પરણાવવામાં આવી. આ રીતે કલા મરીચિને, અનસૂયા અત્રિને, શ્રદ્ધા અંગિરાને, હવિર્ભૂ પુલસ્ત્યને, ગતિ પુલહને, ક્રિયા ક્રતુને, ખ્યાતિ ભૃગુને, અરુંધતી વસિષ્ઠ મુનિને અને શાંતિ અથર્વનને પરણાવવામાં આવી. આમ દેવહૂતિએ એ વખતના સમાજને પોતાની ઉત્તમ એવી નવ કન્યાઓની ભેટ ધરી. અનસૂયા, અરુંધતી વગેરે મહાસતીઓ દેવહૂતિની જ કન્યાઓ હતી.

એ પછી શુભ મુહૂર્તમાં દેવહૂતિની કૂખથી ભગવાન વિષ્ણુના પાંચમા અવતાર કપિલ મુનિનો જન્મ થયો. કપિલ મુનિ મોટા થયા અને સંસારનો ભાર ઉપાડે તેવા થયા, એટલે કર્દમ મુનિ વિરક્ત સંન્યાસી બનીને જંગલમાં ચાલ્યા ગયા અને સર્વત્ર વ્યાપી રહેલા પ્રભુનો અનુભવ કરીને પરમ પદને પામ્યા. દેવહૂતિને પણ સાંસારિક વિષયોની અસારતાનું જ્ઞાન થયું જ હતું. તેમણે પોતાના જ પુત્ર કપિલને ગુરુ કર્યા અને તેમની પાસે જ બોધ લેવા માંડ્યો. આપણા ગુજરાત માટે ગૌરવની વાત છે કે સરસ્વતી-નદીના તીરે આવેલા આપણા પરમ પવિત્ર તીર્થ સિદ્ધપુરમાં જ કપિલ મુનિએ પોતાની માતા દેવહૂતિને યોગ, જ્ઞાન અને ભક્તિનો અમૂલો ઉપદેશ આપ્યો હતો; પોતે નવા પ્રવર્તાવેલા સાંખ્યમતનું સ્પષ્ટ વિવરણ કપિલ મુનિએ પોતાની માતા દેવહૂતિ સમક્ષ પવિત્ર

સરસ્વતી નદીને તટે કરી બતાવ્યું. કપિલ મુનિએ પોતાની માતા દેવહૂતિને કરેલો આ જ્ઞાનોપદેશ હિંદુ ધર્મગ્રંથોમાં અમર રહેવા સર્જાયેલો છે. તેમનો આ ઉપદેશ શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધના પચીસમા અધ્યાયથી શરૂ થાય છે અને બત્રીસમા અધ્યાયમાં પૂરો થાય છે. આત્મકલ્યાણની ઇચ્છા સેવનારે તેનું અધ્યયન કરવુ આવશ્યક છે.

ભગવાન કપિલ મુનિના આ ઉપદેશથી દેવહૂતિનું મોહરૂપી આવરણ દૂર થયુ. તેઓ કૃતકૃત્ય બનીને ભગવાન કપિલની સ્તુતિ કરવા લાગ્યાં. સ્તુતિ પૂરી થઈ, એટલે માતાની રજા લઈને કપિલ મુનિ અરણ્ય વિશે ચાલ્યા ગયા અને દેવહૂતિ ત્યાં આશ્રમમાં જ રહીને પ્રભુનું ધ્યાન ધરવા લાગ્યાં. પ્રભુ સિવાય બીજી કોઈ વસ્તુ હવે તેમને સૂઝતી નહોતી. ધીરે ધીરે પ્રભુ સાથે દેવહૂતિએ એટલી બધી તદ્રૂપતા સાધી કે પોતાના દેહનું પણ તેમને ભાન રહેતું નહોતું. એ વખતે તેમના દેહની બીજી આશ્રમવાસી બહેનો સંભાળ લેતી હતી. પોતાના જ્ઞાની પુત્ર કપિલ મુનિએ ચીંધેલા માર્ગ પર ચાલીને દેવહૂતિએ પોતાનો મોક્ષ સાધ્યો. તેમણે પરમધામ મોક્ષની આ સિદ્ધિ પણ આપણા સિદ્ધપુર ક્ષેત્રમાં જ પ્રાપ્ત કરી હતી. છેવટે તેમનો દેહ એકદમ વિશુદ્ધ બની ગયો અને તેઓ બિંદુ સરોવરમાંથી એક પવિત્ર નદીના રૂપમાં વહેવા લાગ્યાં હતાં. ગંગા જેવી પવિત્ર આ નદી 'દેવહૂતિ'ના નામે ઓળખાવા લાગી.

ધ્યાન ધારણ કર્યું સાધન, પ્રભુમાં લય પામી સહી;
બિંદુ સરોવર વિશે તેમનું, પવિત્ર અંગ છૂટ્યું સહી;
તેના શરીર વિશે થકી, ત્યાં નદી એક ઉત્પન્ન હતી,
દેવહૂતિ નામ સરિતા, પ્રત્યક્ષ જેવી જાહ્નવી.

(પદબંધ શ્રીમદ્ ભાગવત)

## ૧૯: મંદોદરી

પ્રાચીન કાળમાં મયદાનવ નામનો દાનવોનો એક સમર્થ રાજા થઈ ગયો. રાજા ઉપરાંત મયદાનવ તેના જમાનાનો એક મહાન શિલ્પકાર હતો.

એ વખતે 'હેમા' નામની સ્વર્ગની એક અપ્સરા કોઈ શાપના યોગે પૃથ્વીલોકમાં અવતરી હતી. હેમા અને મયદાનવ વચ્ચે પ્રેમ જાગ્યો અને બંને પરણ્યાં. એ લગ્નના પરિણામે હેમાને રૂપરૂપના અંબાર સમી એક કુંવરી જન્મી. આ કુંવરી તે જ મંદોદરી.

હેમા અપ્સરા તો પોતાના શાપની મુદત પૂરી થયે સ્વર્ગમાં ચાલી ગઈ, એટલે પોતાની એ સ્વર્ગીય પ્રિયતમાના વિરહમાં મયદાનવ ઝૂરવા લાગ્યો. પછી તો મયદાનવે પોતાની પ્રિયતમાના એક માત્ર પ્રતીક જેવી મંદોદરી પર પોતાનું બધું ધ્યાન કેંદ્રિત કરવા માંડ્યું. પોતાની લાડકી કુંવરી મંદોદરીને મયદાનવે ઉત્તમ પ્રકારની કેળવણી અને સંસ્કાર આપ્યા. પોતાની લાડકી કુંવરી મંદોદરી જ પછી તો મયદાનવની જીવાદોરી બની રહી, એમ કહો તો ચાલે. આમ છતાં કોઈ કોઈ વાર મયદાનવને પોતાની પ્રિયતમા અપ્સરા હેમા સાંભરી આવતી હતી અને તેની વિરહ-વેદના તેને ખૂબ જ સતાવતી હતી. એક વાર પ્રિયતમાની વિરહ-વેદના સહન ન થવાથી મયદાનવ પોતાની લાડકી કન્યા મંદોદરીને લઈને કોઈ એક ઘોર અરણ્યમાં એકલો નીકળી પડ્યો. આ વખતે મંદોદરી પંદર વર્ષની થયેલી હતી અને તેની પરણાવવા લાયક ઉંમર હતી. એટલે સ્વાભાવિક રીતે જ મયદાનવને પોતાની આ સદ્‌ગુણી કુંવારી પુત્રી માટે લાયક વર શોધવાની ચિંતા પણ હતી જ.

આ ઘોર અરણ્યમાં જ રાક્ષસોનો રાજા રાવણ પોતાની બહેન શૂર્પણખાનું લગ્ન હમણાં જ પતાવી શિકાર ખેલવા માટે આવ્યો હતો. રાવણ આ વખતે પૂરી યુવાવસ્થામાં હતો. તેની નજર મયદાનવની ગુણિયલ કુંવરી મંદોદરી પર પડી. મંદોદરી રૂપવાન પણ હતી જ. એટલે તે તુરત જ રાવણના ઉરમાં વસી ગઈ. રાવણને આશ્ચર્ય થયું: 'આવી રૂપવતી કન્યા આવા ઘોર જંગલમાં ક્યાંથી ?' જોતજોતામાં રાવણ મયદાનવ પાસે આવી પહોંચ્યો અને તેને બધી વિગત પૂછી. મયદાનવે બધી વિગત કહીને રાવણનો પરિચય માગ્યો.

રાવણે પોતાનો પરિચય આપતાં કહ્યું: 'બ્રહ્માજીની ત્રીજી પેઢીએ થયેલા વિશ્રવા મુનિનો હું પુત્ર છું. મારું નામ રાવણ.'

રાવણનાં પરાક્રમો અને તપ વિશે મયદાનવે પણ સાંભળ્યું હતું જ. બધું જોતાં મંદોદરી માટે રાવણ તેને સર્વ રીતે યોગ્ય વર લાગ્યો. એટલે તેણે રાવણ આગળ આ વાત મૂકી. રાવણને તો જોઈતું'તું ને વૈદે કીધા જેવું થયું. રાવણે હા ભણતાં જ મયદાનવે ત્યાં ને ત્યાં જ અગ્નિની સાક્ષીએ મંદોદરીનો હાથ રાવણના હાથમાં મૂકી દીધો. કન્યાદાનમાં મયદાનવે રાવણને અનેક દિવ્ય હથિયારો તથા અમોઘ શક્તિ આપી.

આમ મંદોદરી રાવણની રાણી બની. પાછળથી રાવણ લંકાનો રાજા બન્યો અને ગંધર્વો તેમજ નાગોની અનેક કન્યાઓને પરણ્યો. પરંતુ પોતાના સદ્‌ગુણ, સચ્ચારિત્ર્ય અને વ્યવહારકુશળતાના કારણે મંદોદરીએ જ તેની પટરાણીનું પદ શોભાવ્યું અને તે હમેશાં રાવણની પ્રિય બની રહી.

એક સતીસાધ્વી સ્ત્રીના ધર્મ મુજબ મંદોદરીએ જીવનભર પોતાના પતિ રાવણનું હિત ચાહ્યું અને તેને હમેશાં સત્પંથ પર ચડાવવા માટે કોશિશ કરતી રહી. રાવણનાં દુષ્કૃત્યોનો સતી

મંદોદરીએ હમેશાં વિરોધ કર્યો હતો; જોકે રાવણે તેનું માન્યું નહિ અને હાથે કરીને પોતાનો વિનાશ વહોર્યો એ જુદી વાત છે.

મંદોદરીને જોતાં જ તેના સતીત્વનું તેજ અછતું રહેતું નહોતું. જયારે હનુમાન સીતાની શોધમાં ગયા ત્યારે મંદોદરીને જોતાં ઘડીભર માટે હનુમાનજીને શંકા થઈ ગઈ હતી : 'આ જ સીતાજી હશે કે શું ?'

શીલવાન જ શીલવાન માણસોના મહિમાને પારખી શકે છે. સતી મંદોદરી પોતે શીલવતી હતી, એટલે શીલવાન પુરુષોમાં ઉત્તમ એવા પુરુષોત્તમ શ્રીરામચંદ્રના મહિમાને તે પારખી શકી હતી. રામચંદ્રના પુરુષાર્થ, સચ્ચાઈ, પવિત્રતા વગેરે ઉચ્ચ ગુણોની મંદોદરીને હૃદયથી ખાતરી થઈ ચૂકી હતી અને રામચંદ્રજીને જોયા વિના જ અંતરથી તે તેમની ભક્ત બની ચૂકી હતી. વળી સતી સ્ત્રી બીજી સતી સ્ત્રીના હૃદયને ઓળખ્યા વગર રહે ખરી ? એ રીતે સતીશિરોમણિ સીતાના હૃદયને પણ સતી મંદોદરી ઓળખી ચૂકી હતી. સીતાને રાવણ હરી લાવ્યો, ત્યારે એ સતી સ્ત્રીનું હૃદય કેવું દુભાતું હશે તથા પ્રભુ આગળ તેનો કેવો ભારે દંડ રાવણે દેવો પડશે, એ વસ્તુ મંદોદરી સારી પેઠે સમજતી હતી. એટલે સીતાનું હરણ કરી લાવેલા પોતાના પતિને આ સતી સ્ત્રીએ સાફ શબ્દોમાં કહી દીધું હતું : 'નાથ ! તમે સતી સ્ત્રીઓને કદાપિ દૂભવો નહિ. કૃપા કરીને સીતાને રામચંદ્ર પાસે પાછી મૂકી આવો. જે પુરુષ પારકી સ્ત્રીને બળાત્કારે ઘરમાં ઘાલે છે તે કદાપિ સુખી થતો નથી. છાતી પર મોટો પથ્થર બાંધીને સાગર તરી શકાય ખરો ? એ જ રીતે પારકી સ્ત્રીનું હરણ કર્યાનો મહાપાતકરૂપી પથ્થરો છાતીએ બાંધીને ભવસાગર તરાશે ખરો ? હાથે કરીને ઝેર ખાઈએ, પછી કદાપિ અમર થવાય ખરું ? સાપના મોંમાં હાથ ઘાલીએ તો સાપ આપણને ડસ્યા વગર રહે ખરો ? સીતાના પતિ રામચંદ્રજીને જેવા તેવા પુરુષ માનો નહિ.

એ પુરુષોમાં ઉત્તમ પુરુષોત્તમ છે મારું હૃદય તો એમ સાક્ષી પૂરે છે કે તેઓ મનુષ્ય નથી, પણ તેઓ સર્વેશ્વર, સર્વસમર્થ પરમ પુરુષ છે વળી રામચંદ્ર દયાના સાગર છે. પોતાના જીવનમાં ઘણા પાપી લોકોને તેમણે માફ કર્યા છે, અને તેમનો ઉદ્ધાર કર્યો છે તમે પણ સીતાને પાછી સોંપી દેશો તો તેઓ તમને જરૂર માફ કરશે હવે આપણે ઘણા વર્ષ રાજ્ય કર્યું, હવે રાજ્ય આપણા ઇંદ્રજિત( મેઘનાદ )ને સોંપી દઈએ અને આપણે બંને વનમાં જઈ પ્રભુનું ભજન કરીએ '

મંદોદરીએ આ રીતે લંકેશ્વરને અનેક વાર સમજાવ્યો-પટાવ્યો અને મર્યાદામાં રહીને કહેવાય તેટલું બધું કહ્યું, પરંતુ રાવણ એકનો બે ન થયો.

પોતાનો પતિ સીતાનું હરણ કરી લાવ્યો છે, તેની સીતા પર શી અસર થઈ છે, એ જાણવા પણ મંદોદરીએ ઘણી વાર પ્રયત્ન કર્યો હતો એ સિવાય તેણે સીતાને પોતાનાથી શક્ય તેટલી રીતે આશ્વાસન આપવા પણ પ્રયત્ન કર્યો હતો અને પોતાના પતિના દુષ્કૃત્ય બદલ પોતે માફી માગી હતી

એકાંતનો લાગ શોધીને મંદોદરી ઘણી વાર સીતા પાસે જતી અને તેને સાન્ત્વનાના વચનો કહેતી. એક બે પ્રસંગ પછી તો સીતા પણ મંદોદરીનું હૃદય ઓળખી ગયા હતા, અને સીતાએ અનેક જ્ઞાનની વાતો મંદોદરીને કરી હતી એથી મંદોદરી સીતા પર ખૂબ જ મુગ્ધ બન્યા હતા, અને સીતા તેમ જ રામચંદ્ર વિશેનું તેનું માન અનેકગણું વધી ગયું હતું. એ ઉપરથી મંદોદરીને તો ખાતરી થઈ ચૂકી હતી કે સીતા સાક્ષાત્ કોઈ દેવી જ છે અને તેને દૂભવીને રાવણ કંઈ જ સાર કાઢવાનો નથી.

પરંતુ રાવણ મંદોદરીના અનેક હિતવચનોને હસી કાઢતો અને હસતા હસતાં કહેતો. ' તમે સ્ત્રીઓ તો ખૂબ જ બીકણ હો છો. રાજકાજની વાતોમાં તમને શું ખબર પડે ? '

છેક લગી રાવણે જ્યારે મંદોદરીનું માન્યું નહિ, ત્યારે નિખાલસ હૃદયની એ નારીને રાવણનું ભવિષ્ય સ્પષ્ટ દેખાઈ ગયું હતું. તે બોલી ઊઠી હતી:

'જેવી ભક્તિ વ્યભિચારી તણી, દાંભિકનો વૈરાગ;
પરદ્રોહી જ્ઞાની જ શો, કપટીનો અનુરાગ.
ભ્રષ્ટ તણો આચાર જેમ, સૂમતણું જેમ દાન;
એવું ડહાપણ જાણજો, રાવણનું જે જ્ઞાન.
એને માથે આવિયું, મરણ નજીક નિરવાણ;
માટે એ માને નહિ, જ્યાં લગી ઘટમાં પ્રાણ.'
(ગિરધરકૃત 'રામાયણ')

(આજે મને ખબર પડી કે મારા પતિ રાવણની ભક્તિ વ્યભિચારિણી છે. તેમનો વૈરાગ્ય એક દંભી પુરુષનો વૈરાગ્ય છે. કપટી માણસનો પ્રેમ બીજાનો દ્રોહ કરનાર જ્ઞાની જેવો હોય છે. મારા પતિનો આચાર ભ્રષ્ટ છે અને કંજૂસના દાન જેવો છે. તેનું જ્ઞાન અને ડહાપણ એવું જ છે. વિનાશકાળે તેમને વિપરીત બુદ્ધિ સૂઝી છે; એટલે હવે તેમનામાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી હવે તેઓ માનવાના નથી. જરૂર હવે તેમનું મૃત્યુ પાસે આવ્યું છે.)

સતી મંદોદરી વિશે એક બીજી પણ વાત ધ્યાનમાં લેવા જેવી છે. તે એ કે જે જે માણસો સીતાના હરણ સંબંધમાં રાવણને હિતવચનો કહેવા જતા હતા, સલાહ આપવા જતા હતા તેમને બધાને રાવણ સખત રીતે ધુતકારી કાઢતો હતો. પોતાના વૃદ્ધ મામા માલ્યવંતને પણ રાવણે પોતાને આ બાબતમાં હિતવચનો કહેવા માટે ભરી સભામાં ધમકાવી નાખ્યા હતા અને સાવ ઉતારી પાડ્યા હતા. એ જ રીતે વિભીષણે સીતાને પાછી સોંપી દેવાનું કહેતાંની સાથે જ રાવણે તેને એક લાત મારી હતી. આ જ રાવણને મંદોદરી ઘણી વાર આ રીતનાં હિતવચનો કહેતી હતી; છતાં કોઈ દિવસ રાવણે તેને ધિક્કારી કે તિરસ્કારી નથી. મંદોદરીના

સતીત્વનો તથા પોતાના પતિ રાવણ પ્રત્યેના તેના અનન્ય પ્રેમનો આ એક સચોટ પુરાવો છે. રાવણ બરાબર સમજતો હતો કે મંદોદરી સાચા હૃદયથી તેનું કલ્યાણ ચાહે છે.

પછી તો જે થવાનું હતું તે થઈ ગયું. રાવણનો વધ કરવા માટે જ ભગવાન રામચંદ્ર અવતર્યા હતા, એટલે તેમણે અવતારકૃત્ય તો પૂરું કરવુ જ રહ્યું. રાવણ મરાયો, એટલે તેના મૃત દેહ પર મંદોદરી વિધ વિધ રીતે વિલાપ કરવા લાગી:

અરે સ્વામી, મેં ઘણું સમજાવ્યા, માન્યું ન મારું વચન;
સંતતિ સંપત્તિ નાશ કરીને, ખોયું અંતે તન.
અહો નાથ! રઘુનાથની સાથે, ભલું ભજવ્યું તમે વેર;
ત્રિભુવનમાં કીર્તિ વિસ્તારી, ગવાશે ઘેર ઘેર.
હે પ્રાણપતિ, તમ અર્થે કરીને, રઘુપતિ નીકળ્યા વન;
કર્યાં કામ ઘણાંનાં તમારે નિમિત્તે પૃથ્વી કરી પાવન
હવે સૃષ્ટિમાં નીપજશે નહિ, તમ જેવો પુરુષ પ્રતાપી;
જેને અર્થે કરી રામ અવતર્યા, ત્રિલોકમાં કીર્તિ વ્યાપી
અહો દૈવ, જુઓ વિપરીત, જેને લોકપતિ લાગે પાય;
તે જ પુરુષ આજ રણમાં પડ્યો, મસ્તક ભૂમિ રોળાય

(ગિરધરકૃત 'રામાયણ')

(હે સ્વામી, મેં તમને ઘણું સમજાવ્યા, પણ મારા હિતવચનોની તમે ઉપેક્ષા કરી, અંતે સઘળી સંતતિ અને સંપત્તિનો નાશ કરીને, તમારો પોતાનો દેહ પણ ખોયો. આમ છતાં હે નાથ! રામચંદ્રજી સાથેનું વેર તો કોઈ વીર પુરુષને છાજે એ રીતે તમે પૂરું કર્યું: તમે રણભૂમિમા જે પરાક્રમો કરી બતાવ્યાં તેના માટે તમારી કીર્તિ ત્રણે ખંડમાં વ્યાપી છે અને તમારું નામ ઘેરઘેર જાણીતું બન્યું છે. હે પ્રાણપતિ, ભગવાન રામચંદ્ર તમારા માટે જ અહીં લંકા સુધી આવ્યા, તમારા લીધે જ પ્રભુ શ્રીરામચંદ્રે અહીં સુધીની પૃથ્વીને તેમનાં પુનિત પગલાંથી અને પરાક્રમોથી

પાવન કરી. તમારા નિમિત્તે જ પ્રભુ શ્રીરામચંદ્રથી આટલું કામ થઈ શક્યું; પ્રભુના આટલા કાર્યનો યશ તમને જ ઘટે છે. તમારા જેવો પ્રતાપી પુરુષ સૃષ્ટિમાં ફરી નીપજવો મુશ્કેલ છે; તમારા માટે જ ભગવાન રામે અવતાર લીધો અને તેમની કીર્તિ ત્રણે લોકમાં વ્યાપી. અરે, દૈવ કેટલું વિચિત્ર છે! મારા જે પતિના ચરણોમાં મોટા મોટા લોકપતિઓ પણ પોતાનાં મસ્તક ઝુકાવતા હતા, તેમનું જ મસ્તક આજે રણભૂમિમાં રગદોળાય છે!)

મંદોદરીના વિલાપથી સૌને ખૂબ જ લાગી આવતું હતું. ભગવાન શ્રીરામે પણ જ્યારે મંદોદરીના વિલાપની વાત સાંભળી ત્યારે તેમનું દિલ પણ દ્રવિત થઈ ગયું. મંદોદરીના સતીત્વ માટે રામચંદ્રજીને સારી પેઠે માન હતું જ. મંદોદરી બહુ સમજુ, શાણી, જ્ઞાની અને સતીસાધ્વી સ્ત્રી હતી એ તેમના લક્ષ્યમાં ક્યારનુંયે આવેલું હતું. એટલે ભગવાન રામચંદ્ર પોતે મંદોદરી પાસે ગયા અને આ પ્રમાણે તેને દિલાસો આપવા લાગ્યા:

'અરે પુણ્યપાવની સતીશિરોમણિ, જ્ઞાનવિવેકની ખાણ!
એ નાશવંતનો શોક શું કરવા, કરે છે તું નિરવાણ?
મૂળ દૃષ્ટિ ઘાલીને જો તું, શું છે એમાં સત્ય?
આ જગત સર્વ માયાનું ચિત્ર છે, જેવું સ્વપ્ન અસત્ય;
પંચભૂતની નાશવંત દેહ, વિકારી અશાશ્વત રૂપ;
માટે આત્મા તણો વિચાર કર, અવિનાશી અખંડ અનૂપ.'

(ગિરધરકૃત 'રામાયણ')

(મંદોદરી, તમને તો મેં પહેલેથી જ પતિતપાવની અને સતીશિરોમણિ તરીકે જાણ્યાં છે. તમે તો જ્ઞાન અને વિવેકની ખાણ છો. તમારા જેવાં જ્ઞાની સ્ત્રીને નાશવંત વસ્તુઓનો શોક કરવાનો હોય? ઊંડી દૃષ્ટિથી જોઈએ તો તમામ પ્રાણીઓના દેહ નાશવંત જ છે. તેથી આપણે તો અવિનાશી, અખંડ અને

અનુપમ એવા આત્માનો જ વિચાર કરવાનો હોય. માટે મંદોદરી, મિથ્યા મોહ તજીને, હૃદયમાં ધીરજ ધારણ કરો; અને મનમાં કોઈ જાતના સંદેહ વિના ઘેર પાછાં સિધાવો.)

રામચંદ્રના પ્રેમભર્યા સદુપદેશથી મંદોદરીના હૃદયને સત્યનું જ્ઞાન થયુ; તેનો શોક હળવો બન્યો.

પછી મંદોદરીએ રાવણની પટરાણી તરીકેનું પોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યુ. તેણે પોતાના પતિની ઉત્તરક્રિયા તેના આત્માને શાંતિ થાય એ રીતે પૂર્ણ કરાવી.

રાક્ષસ–સમાજમાં દિયરવટાના રિવાજ પ્રમાણે મોટા ભાઈની રાજ્યગાદી તો નાના ભાઈને મળતી જ પરંતુ મોટા ભાઈની રાણીઓ પણ નાના ભાઈની રાણીઓ બનતી. આ રિવાજ અનુસાર મંદોદરી રાવણની ગાદીએ આવેલા નવા લંકાપતિ વિભીષણની રાજરાણી બની.

કોઈને એમ થશે કે જો મંદોદરી પોતાના પતિ પાછળ ચિતા ખડકીને બળી ન મરી તો તે સાચા અર્થમાં સતી શેની? પરંતુ પતિ પાછળ બળી મરવું એ જ કંઈ સતીત્વનો માનદંડ નથી; અને હોય તો તે એક સાવ ક્ષુલ્લક માનદંડ છે. સમાજે કે પ્રારબ્ધે જેને પોતાના પતિ તરીકે નિર્મ્યો તેનું કર્તવ્યબુદ્ધિ અને હૃદયની સાચી ભાવનાથી તન, મન અને ધનથી કલ્યાણ ઇચ્છવું, તેની સેવા ઉઠાવવી એનું નામ જ સતીત્વ. આમ મંદોદરીએ વિભીષણ સાથે પુનર્લગ્ન કર્યું હોવા છતાં લોકહૃદયમાં તે એક સતી તરીકે સાચી રીતે સ્થાન પામી છે.

## ૨૦ : પતિભક્ત ભામતી

વાચસ્પતિ મિશ્ર નામના એક મોટા પંડિત થઈ ગયા. આદ્ય જગદ્‌ગુરુ શંકરાચાર્યના-'શાંકરભાષ્ય' પર વિદ્વત્તાપૂર્ણ ટીકાગ્રંથ લખનાર તરીકે તેમનું નામ પંડિતવર્ગમાં ખૂબ જાણીતુ છે.

પં. વાચસ્પતિ મિશ્ર સાચા અર્થમાં વિદ્વાન અને અભ્યાસ-પરાયણ હતા. જે વિષય તેઓ હાથ ધરતા તેમાં તેઓ તદ્રૂપ બની જતા હતા; બસ એ સમય દરમિયાન એ જ વિષયની લગની તેમને લાગી જતી હતી. 'શાંકરભાષ્ય' પર તેઓ જ્યારે ટીકાગ્રંથ લખતા હતા તે અરસામાં રાતદિવસ, ભૂખ કે તરસ કશાનું તેમને ભાન રહેતું નહોતું. આ ટીકાગ્રંથ લખવામાં તેમણે પોતાના જીવનનાં કિંમતી વર્ષો ગાળ્યાં, એમ કહો તો ચાલે; કેમ કે તેમણે પોતાની જુવાનીનાં લગભગ ઘણાં વર્ષો આ ટીકાગ્રંથ લખવામાં જ કાઢી નાખ્યાં. યુવાવસ્થા વટાવી તેમણે આધેડ વયમાં પ્રવેશ કર્યો ત્યારે તેઓ પોતાનો આ અભ્યાસપૂર્ણ ટીકા-ગ્રંથ આ સમય દરમિયાન પૂરો કરી રહ્યા. 'ટીકાગ્રંથ'ના લગભગ અંતભાગ લગી તેઓ આવી ગયા હતા.

એવામાં એક રાતના જુદી જ ઘટના બની. એ કાળના ભારતવર્ષમાં દિવેલના કોડિયાના અજવાળે જ વાંચવા કરવાનું અને બીજું બધું કામકાજ પતાવવામાં આવતું હતું. એ વખતે કેરોસિન કે વીજળીના દીવાની શોધ થઈ નહોતી. પંડિતજી પોતાના ટીકાગ્રંથનો છેવટનો જરૂરી ભાગ લખતા હતા. એ વખતે જ દીવામાં દિવેલ ખૂટયું. પરિણામે દીવો ઝાંખો થવા લાગ્યો; એથી પંડિતજીને લેખનકાર્યમાં ખૂબ જ ખલેલ પહોંચી અને તેઓ મનમાં કાંઈક ચિડાયા પણ ખરા. પરંતુ એટલામાં જ એક અવનવો અને મંગલકારી બનાવ બન્યો. એક આધેડ વયની સ્ત્રી ત્યાં આવી પહોંચી; તે એક હાથે પોતાની આંખો ચોળતી હતી અને બીજા હાથે તેણે

દિવેલનું વાસણ પકડેલું હતું. એ સ્ત્રી ઊંઘમાંથી હમણાં જ ઊઠી હોય એવું લાગતું હતું. ઝટ ઝટ તેણે દીવામાં દિવેલ પૂર્યું અને વાટ સંકોરી તેને સતેજ કરી; અને પછી ઝટપટ ત્યાંથી પાછી વળવા લાગી. દીવો જલદીથી સતેજ થઈ ગયો, એટલે પંડિતજીની પ્રસન્નતાનો તો કંઈ પાર રહ્યો નહિ. એ જ પ્રસન્નમુખે તેમણે દીવામાં દિવેલ પૂરીને જતી પેલી સ્ત્રી સામું જોયું અને તેને અટકાવીને કહ્યું :

'બહેન, તમારો હું ખૂબ આભાર માનું છું; તમારો પરિચય જરા આપશો ?'

હવે આ સ્ત્રી બીજું કોઈ નહિ, પણ પંડિતજીનાં પોતાનાં જ પત્ની હતાં. કેટલાયે વર્ષોથી તેમણે પંડિતજીનો ગૃહસંસાર ખૂબ જ કુશળતાથી ચલાવ્યો હતો. પંડિતજીને તો પોતાના ટીકાગ્રંથનું લેખન ભલું અને પોતે ભલા. છેલ્લાં કેટલાંયે વર્ષોથી પંડિતજી ટીકાગ્રંથના લેખનમાં રચ્યાપચ્યા રહેતા, એ વાત આગળ આવી ગઈ છે. પંડિતજીની સ્ત્રીએ જ્યારથી ઘરમાં પગ મૂક્યો ત્યારથી તેઓ જાણી ગયાં હતાં કે પોતાના પતિ તો પોતાના અભ્યાસમાં જ મગ્ન છે. એટલે પત્ની તરીકેનું પોતાનું કર્તવ્ય તેમણે સમજી લીધું. તેમણે વિચાર્યું : 'મારા પતિને તેમના અભ્યાસમાં સર્વ વાતે મદદ કરવી એ મારું કર્તવ્ય બની રહે છે. જનકલ્યાણ માટે તેઓ કોઈ ઉમદા ગ્રંથ લખી રહ્યા છે, ત્યારે સાંસારિક પ્રલોભનોમાં તેમને ખેંચી જઈને મારે તેમના સત્કાર્યમાં ખલેલ ન કરવી જોઈએ. હું તો તેમના લેખનકાર્યમાં સર્વ રીતે મદદરૂપ બની રહીશ.'

આ વિચારે, જે રીતે પંડિતજીએ પોતાનો જુવાનીનો કાળ ટીકા ગ્રંથ લખવામાં ગાળી નાખ્યો, એ જ રીતે તેમનાં આ પતિવ્રતા પત્નીએ પોતાની જુવાનીનો કાળ પોતાના પતિની સર્વ રીતની સેવા

ઉઠાવવામાં ગાળી નાખ્યો, અને તે પણ પતિ આગળ પોતાની હાજરી જેમ બને તેમ ટાળીને. પોતાનાં પત્ની પોતાને ઘેર રહે છે અને ખડેપગે પોતાની સેવાશુશ્રૂષા ઉઠાવે છે તેનું ભાન સરખું પંડિતજીને તેમની સ્ત્રીએ થવા દીધું નહોતું! એટલે સુધી કે પંડિતજી પોતે પોતાનાં પત્નીને ઓળખી પણ શકતા નહોતા. કેવી અનોખી પતિભક્તિ! પતિ પ્રત્યે કેવું ઉમદા સ્વાર્પણ!'

પંડિતજીનાં આ પતિપરાયણા પત્નીનું નામ 'ભામતી'– ભામતીદેવી. પંડિતજીએ ભામતીદેવીને 'બ્હેન'નું સંબોધન કર્યું, એથી એ આર્ય સન્નારીને પોતાના વિશેનો ખુલાસો કરવો યોગ્ય લાગ્યો, તેઓ બોલ્યાં :

'સ્વામીનાથ, મને 'બ્હેન' કહીને આપ પાપમાં ન પડો; હું તો આપની ધર્મપત્ની છું. કાલ રાતનો ઉજાગરો હોવાથી મને જરાક ઊંઘ આવી ગઈ હતી, એટલે દીવામાં દિવેલ ખૂટી ગયું તેની મને ખબર રહી નહિ. મારી આવી બેદરકારીને લીધે દીવાનું તેજ ઝાંખું થઈ ગયું અને આપના લેખનકાર્યમાં ખલેલ પડી એ માટે મને માફ કરો.'

પંડિત વાચસ્પતિ મિશ્ર તો પોતાનાં આ અદ્ભુત પત્નીને ક્યાંય સુધી જોઈ જ રહ્યા. તેઓ મનમાં બોલી ઊઠ્યા : 'ખરે, આ દેવીએ તો મારા દિલમાં પણ દીવો કરી દીધો છે! કેવી ઉચ્ચ પતિભક્તિ!'

પોતાના અભ્યાસ અને લેખનકાર્યમાં ખલેલ ન પડે એટલા ખાતર પત્નીએ પોતાનાં તમામ સાંસારિક સુખોનો ત્યાગ કર્યો હતો તેનો ખ્યાલ પંડિતજીને આવી ગયો. તેમને એમ પણ થયું : 'મારાં આ ગૃહદેવીએ મારા કાર્ય માટે કેવો અદ્ભુત ત્યાગ કર્યો છે? એક રીતે જોવા જઈએ તો મારે તેમની માફી માગવી જોઈએ.'

આ વિચારે પંડિતજી ભામતીદેવીની સાચા હૃદયથી માફી માગવા લાગ્યા; પરંતુ ભામતીદેવીએ તેમને તેમ કરતાં વાર્યા. તેઓ એક શાસ્ત્રજ્ઞ સ્ત્રી હતાં. તેમણે પંડિતજીને કહ્યું: 'સ્વામીનાથ, મેં મારા કર્તવ્ય સિવાય બીજું કંઈ જ વધારે કર્યું નથી. આપ તો મહાપંડિત છો; શાસ્ત્રો–પુરાણોના જાણકાર છો. શાસ્ત્ર કહે છે: 'દેવપૂજા, વ્રત, દાન, ઉપવાસ, જપ, તીર્થસ્થાન, યજ્ઞ, સમગ્ર પૃથ્વીની પ્રદક્ષિણા, બ્રાહ્મણ અને અતિથિનો સત્કાર–આ બધી વસ્તુઓ પતિસેવાના સોળમા ભાગની પણ બરોબર નથી.' બીજાં શાસ્ત્રોમા કહ્યું છે: 'પતિવ્રતા સ્ત્રીએ પતિને દેવ તુલ્ય ગણીને સદા તેના હિતકારી કાર્યો કરવાં જોઈએ; કેમ કે પતિ જ તેનો પરમ મિત્ર છે, પતિની સેવાથી જ પત્નીનો જન્મ સફળ થાય છે.' તદુપરાંત 'સ્કંદપુરાણ'માં લખ્યું છે: 'સ્ત્રીને તીર્થસ્નાનની શી જરૂર છે? પતિનું ચરણામૃત સ્ત્રી માટે તીર્થસ્નાનથી પણ અધિક છે. સ્ત્રી માટે પતિ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવથી પણ અધિક છે.' માટે પ્રાણનાથ, શાસ્ત્રોમાં પત્નીનાં જે કર્તવ્યો બતાવ્યાં છે તે અનુસાર ચાલવા મેં પ્રયત્ન કર્યો છે. એથી વિશેષ મેં કાંઈ કર્યું નથી. આપને મારી સેવાથી સંતોષ થયો, એ જ મારે મન મોટો આનંદ છે.'

ભામતીદેવીના પતિવ્રતાધર્મની આવી ઉમદા ભાવનાથી પંડિત વાચસ્પતિ મિશ્ર ખૂબ જ મુગ્ધ બની ગયા. તેમને થયું: 'આવી સેવાપરાયણા પત્નીનો હું શો બદલો વાળું? વળી મારી પત્નીનો મારા ટીકાગ્રંથ પાછળ જે ભવ્ય ત્યાગ રહેલો છે તેની જગતને જાણ શી રીતે થાય?'

આમ વિચારતાં તેમના હૃદયમાં એક વાત ઊગી આવી. તે એ કે, જીવનભરના પરિશ્રમથી તેમણે જે વિદ્વત્તાપૂર્ણ 'ટીકાગ્રંથ' લખ્યો હતો તેનું નામ જ તેમણે 'ભામતી' રાખ્યું. આજે પણ ભામતી ટીકાગ્રંથ જોઈને ભામતીદેવીની અદ્ભુત પતિ-

સેવાનું પુનિત સ્મરણ થઈ આવે છે.

વિદ્વાન પતિના સહવાસથી ભામતીદેવી પણ સારી પેઠે વિદુષી બન્યાં હતાં. 'કલ્પતરુ' નામના ગ્રંથ પર તેમણે એક ટીકાગ્રંથ લખ્યો છે એમ કહેવાય છે.

## ૨૧ : ગણિત-નિષ્ણાત લીલાવતી

પ્રાચીન ભારતની સ્ત્રીઓ ગણિતશાસ્ત્ર જેવા અઘરા વિષયમાં પણ પોતાની ચાંચ બોળી શકતી હતી અને તેમાં નિષ્ણાત બની શકતી હતી, તેનું ઉજ્જવળ દષ્ટાંત ઈસુની દસમી સદીમાં થઈ ગયેલાં આ મહાન ગણિતશાસ્ત્રજ્ઞ લીલાવતીના જીવનમાં જોવા મળે છે.

આપણી પ્રાચીન મહાન વ્યક્તિઓને સામાન્ય રીતે વ્યક્તિગત પ્રસિદ્ધિનો મોહ સ્પર્શતો નહોતો; એ કારણે કેટલીયે મહાન વ્યક્તિઓના જીવન વિશે આપણે ખાસ કશું જાણી શકતા નથી. આ વસ્તુ આ મહાન વિદુષી નારીના જીવનમાં પણ બની છે; એટલે જે રડીખડી આધારભૂત માહિતી આ વિદુષીના જીવન વિશે મળી આવે છે, તેના ઉપરથી તેમના આ સંક્ષિપ્ત ચરિત્રનું આલેખન થયું છે.

મધ્યકાલીન ભારતના મહાન ખગોળવેત્તા પંડિતવર્ય ભાસ્કરાચાર્યનાં લીલાવતી સુપુત્રી હતાં. વિદ્વાન પિતાના હાથે જ તેઓ ગણિતશાસ્ત્ર અને જ્યોતિષવિદ્યાનું અનુપમ શિક્ષણ પામ્યાં હતાં.

પં. ભાસ્કરાચાર્યે અંકગણિત, બીજગણિત, ત્રિકોણમિતિ અને જ્યોતિષશાસ્ત્ર વિષયક એક 'સિદ્ધાંતશિરોમણિ' નામે અભ્યાસપૂર્ણ અને અપૂર્વ ગ્રંથ સંસ્કૃત ભાષામાં લખ્યો છે. આ ગ્રંથ વિધવિધ વિભાગોમાં વહેંચી દેવામાં આવેલો છે. 'અંકગણિત'નો જે વિભાગ છે તેનો મોટો ભાગ લીલાવતીએ લખેલો છે અને

પોતાની વિદુષી પુત્રીને અમર કરવા માટે આ વિભાગનું નામ પણ પં. ભાસ્કરાચાર્યે 'લીલાવતી' રાખેલું છે. 'સિદ્ધાંતશિરોમણિ'ના અંકગણિત વિષયક વિભાગનું મૂળ સંસ્કૃતમાંથી મોગલસમ્રાટ અકબરના એક દરબારી રત્ન ફૈજીએ ફારસીમાં ભાષાંતર કર્યું છે. પોતાના ફારસી ભાષાંતરની પ્રસ્તાવનામાં ફૈજીએ પં. ભાસ્કરાચાર્ય અને લીલાવતી વિશે જે થોડીઘણી માહિતી આપી છે, તે જ લીલાવતીના ચરિત્રમાં મુખ્યત્વે ઉપયોગી થઈ પડે છે.

પંડિત ભાસ્કરાચાર્ય દક્ષિણ ભારતના બેદર નામે નગરના નિવાસી હતા. લીલાવતી તેમનું એક માત્ર સંતાન હતાં. પં. ભાસ્કરાચાર્યે પોતાની જ્યોતિષવિદ્યાથી જાણી લીધું હતું કે લીલાવતીના નસીબમાં પતિસુખ નથી; એટલે કે લગ્ન પછી લીલાવતીનો પતિ થોડા જ દિવસોમાં મૃત્યુ પામશે. આમ છતાં પં. ભાસ્કરાચાર્ય જ્યોતિષવિદ્યાના પ્રખર જાણકાર હતા. તેમણે પોતાની એકની એક પુત્રી માટે લગ્નનું એવું એક સુંદર મુહૂર્ત શોધી કાઢ્યું, કે એ મુહૂર્તમાં લીલાવતીનો હસ્તમેળાપ કરાવવામાં આવે તો તેના પતિસુખમાં ખામી ન આવે. આવું મુહૂર્ત ખોળી કાઢીને પં. ભાસ્કરાચાર્યે લીલાવતીનું લગ્ન લીધું. નક્કી કરેલી તિથિએ જાન આવી પહોંચી. લગ્નનું જે મુહૂર્ત શોધી કાઢવામાં આવ્યું હતું તેનો સમય ખૂબ જ બારીક હતો. એ સમયને બરાબર પકડી પાડવા માટે પં. ભાસ્કરાચાર્યે એક જળયંત્રની ખાસ રચના કરી હતી. પાણીથી ભરેલા એક મોટા ઘડામાં નાનું છિદ્ર પાડવામાં આવ્યું હતું અને તેનું પાણી નીચે બીજા વાસણમાં ટપકતું હતું. અમુક ટીપે પેલું મુહૂર્ત આવતું હતું.

પરંતુ લખેલા લેખ કંઈ મિથ્યા થાય? લીલાવતીએ એ વખતે માંયરામાં પધરાવવાની કન્યાને અનુરૂપ શણગારો સજ્યા હતા; આવા શણગાર સજેલી લીલાવતી પોતે પણ [illegible] સ્વભાવ પ્રમાણે પેલા ઘડાનું પાણી

કે તેના માથાના મોડમાંથી એક નાનું શું મોતી પેલા પાણીમાં પડી ગયું ! એ મોતી ફરતું ફરતું ઘડાની નીચે પાડેલા બારીક છિદ્રમાં આવીને ભરાયું; એથી મુહૂર્તના સમયની ગણતરી કરવામાં ભારે ભૂલ થઈ ગઈ અને અમંગલ સમયે હસ્તમેળાપ થયો.

આમ લીલાવતીના ભાગ્યમાં લખેલો રંડાપો દૂર થયો નહિ. પં. ભાસ્કરાચાર્યે આ વાત જ્યારે જાણી ત્યારે તેમના હૃદયને ઘણું દુઃખ થયું. પરંતુ થવાનું હતું તે થઈ ચૂક્યું હતું. તેમાં શોક કર્યે શું વળે તેમ હતું? 'હરિ–ઇચ્છા બળવાન' કહીને ભાસ્કરાચાર્યે મન વાળ્યું. લગ્ન પછી થોડા જ દિવસોમાં લીલાવતીનો પતિ મૃત્યુ પામ્યો.

પોતાના એકના એક સંતાનનું વૈધવ્યદુઃખ પં. ભાસ્કરાચાર્યથી જોવાતું નહોતું. આમ છતાં એ જ્ઞાની પંડિતે પોતાનું મન બીજી યોગ્ય દિશામાં વાળ્યું. તેમણે નક્કી કર્યું: 'પુત્રીને વૈધવ્ય મળ્યું, એમાં પણ કોઈ ઈશ્વરી સંકેત નહિ હોય તેની શી ખાતરી? હું મારી બુદ્ધિશાળી પુત્રીને ગણિતશાસ્ત્ર ભણાવીશ. પ્રભુ કરશે તો એમાં તે પારંગત થશે.'

પં. ભાસ્કરાચાર્યની આ ઇચ્છા ફળી અને તેમના શિક્ષણના પ્રતાપે થોડાંક જ વર્ષોમાં તેમની પુત્રી–લીલાવતી ગણિતશાસ્ત્રી બની અને પિતા સાથે ગણિતશાસ્ત્રના વિષયમાં અભ્યાસમય અને રસિક ચર્ચા કરતી થઈ ગઈ. ગણિતશાસ્ત્રમાં વિદ્વાન પિતાપુત્રી વચ્ચે થયેલી આવી અભ્યાસમય અને રસિક ચર્ચાના આકારે પ્રશ્નોત્તરી રૂપે જ 'સિદ્ધાંતશિરોમણિ'નો 'લીલાવતી' વિભાગ લખાયો છે. પિતા ભાસ્કરાચાર્ય પ્રશ્ન પૂછે છે અને લીલાવતી તેનો ઉત્તર આપે છે.

અંકગણિત, બીજગણિત, ત્રિકોણમિતિ વગેરે ગણિતશાસ્ત્રો સંબંધી લીલાવતીએ પોતાના ગ્રંથમાં જે રીતો–સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વર્ગ, વર્ગમૂળ, ઘનમૂળ વગેરે કાઢવાની રીતો

–બતાવી છે તે જોઈને આજે પણ મુગ્ધ થનાય છે ગણિતશાસ્ત્રની આવી અજોડ રીતો શોધી કાઢીને ગણિતશાસ્ત્રના વિકાસમા લીલાવતીના એ ગ્રથે પોતાનો અપૂર્વ ફાળો આપ્યો છે એમ જાણકારોનું કહેવુ છે ગણિતશાસ્ત્રની જે સમસ્યાઓ લીલાવતીએ પોતાના ગ્રથમા આજથી નવસો વર્ષ પહેલા ઉકેલી આપી છે તે યુરોપના ગણિત શાસ્ત્રીઓ તો તે જોઈને હજુ હમણા જ ઉકેલી શકયા છે.

ગણિતશાસ્ત્ર અથવા કોઈ પણ વિદ્યામા આગળ વધવા માગતી ભારતવર્ષની કન્યાઓ સારુ લીલાવતીનુ ચરિત્ર એક ઉજ્જવળ દષ્ટાત સમુ છે

## ૨૨ : સંત સખૂબાઈ

મહારાષ્ટ્રમા કૃષ્ણા નામની એક નદી છે. આ પવિત્ર કૃષ્ણા નદીના તટ પર 'કર્હાડ' નામનુ એક ગામ આવેલું છે આ ગામના એક બ્રાહ્મણ કુટુબની સખૂબાઈ પુત્રવધૂ હતી કુટુબમા કુલ ચાર માણસો હતા એક તો સખૂબાઈ પોતે, તેનો પતિ અને તેના સાસુસસરો

સખૂબાઈ પોતે અત્યત સરળ સ્વભાવની, ઉદાર મનની અને પ્રભુપરાયણ હતી ખાસ કરીને ભગવદ્‌ભક્તિમા તેનુ ચિત્ત ખૂબ જ ચોટેલુ હતુ

બીજી બાજુ સખૂબાઈની સાસુ કર્કશા અને કુટિલ સ્ત્રી હતી તેનો પતિ પણ એવો જ કજિયાખોર અને દુષ્ટ હતો

આમ છતા ભગવાન માથે રાખીને સખૂબાઈ ઘરનું બધુ કામ કરતી હતી પોતાની સાસુનો પ્રેમ જીતી લેવા માટે ઘરના કોઈ કામમા કચાશ રાખતી નહોતી આમ છતા તેની દુષ્ટ સાસુ તેના પ્રત્યે સહાનુભૂતિનો એક શબ્દ પણ સભળાવતી નહોતી, ઊલટુ તે પોતાના પુત્ર–સખૂબાઈના પતિને આડુ અવળુ સમજાવીને

પુત્રવધૂને માર ખવડાવતી હતી.

સખૂબાઈ પોતાના સ્વભાવ મુજબ બધું મૂગે મોંએ સહન કર્યે જતી હતી. તેને પ્રભુમાં અનન્ય શ્રદ્ધા હતી.

પંઢરપુર એટલે દક્ષિણ ભારતનું કાશી. પંઢરપુરમાં પ્રભુ પંઢરીનાથનું મોટું મંદિર છે. બાળપણથી જ સખૂબાઈનું ચિત્ત પ્રભુ પંઢરીનાથમાં ચોટેલું હતું અને હવે તો સાસરીમાં તેને દુઃખ પડવા લાગ્યું એટલે વિશેષ કરીને તે પ્રભુ પંઢરીનાથને સંભારવા લાગી.

અષાડ સુદ એકાદશીનો દિવસ નજીક આવતો હતો. એ દિવસે પંઢરપુરમાં પ્રભુ પંઢરીનાથનો ભવ્ય મેળો ભરાતો હતો. એ પવિત્ર દિવસે પંઢરીનાથનાં દર્શન કરવા આજુબાજુના ગામના લોકો ટોળે મળીને જતા હતા. કોઈ ભગવદ્‌ભક્તોની કેટલીક મંડળીઓ પ્રભુનાં કીર્તન કરતી કરતી પણ જતી હતી. ભક્તજનોની આવી એક મંડળી સખૂબાઈની નજરે પડી અને તેનું હૃદય હાથ રહ્યું નહિ. તેને થયું: 'પ્રભુ પંઢરીનાથના ચરણે જ મને સાચી શાંતિ મળશે. જો એક વાર હું આ લોકો સાથે પંઢરીનાથનું દર્શન કરી આવું, તો જ મારા હૃદયને શાંતિ વળશે.'

પહેલાં તો તેણે પોતાના ઘરનાં માણસોની આ માટે રજા મેળવવાની કોશિશ કરી, પરંતુ કોઈએ તેને એવી રજા આપી નહિ. પરંતુ કોણ જાણે એ દિવસે સખૂબાઈને પ્રભુ પંઢરીનાથ પ્રત્યે એવું જબરજસ્ત આકર્ષણ થયું કે કોઈને કહ્યા-કારવ્યા વગર તેણે પંઢરપુર જવાનું મન સાથે નક્કી કરી નાખ્યું. ભક્તજનોની જે મંડળીએ તેના ગામમાં ઉતારો કર્યો હતો તેની સાથે જ, વહેલા પરોઢિયે સખૂબાઈ પંઢરપુર ભણી ચાલી નીકળી.

દિવસ ઊગતાં ઘરનાંને ખબર પડી, એટલે સખૂબાઈનો પતિ તેની પાછળ દોડ્યો અને રસ્તામાં તેને પકડી પાડી. સખૂબાઈને નિર્દય રીતે મારઝૂડ કરતો તે રસ્તામાંથી તેને ઘેર પાછો લઈ આવ્યો.

હજુ પંઢરપુરના મેળાને પૂરા પંદર દિવસની વાર હતી; એટલે સખૂબાઈ એ મેળામાં છાનીમાની નાસી ન જાય, એટલા માટે ઘરનાએ તેને થાભલા સાથે બાંધી દીધી; તેને ખાવાપીવાનું પણ કંઈ આપ્યું નહિ.

ગામમાં સખૂબાઈની એક બહેનપણી હતી. તેને સખૂબાઈ પર ઘણો જ પ્રેમ હતો, એટલું જ નહિ પણ સખૂબાઈનો ભગવદ્‌ભાવ તે ખૂબ જ વખાણતી હતી. પ્રભુ પંઢરીનાથનાં દર્શન કરવાની સખૂબાઈને કેવી તાલાવેલી લાગી હતી તેની આ બહેનપણીને સારી પેઠે જાણ હતી. એટલે તેણે સખૂબાઈને પંઢરપુર જવા માટે સગવડ કરી આપવાનું માથે લીધું. બહેનપણી સખૂબાઈની જ ઉમરની હતી, એટલું જ નહિ પણ તેનો બાંધો અને સમગ્ર દેખાવ પણ સખૂબાઈના જેવો જ હતો. એટલે એક રાતના છાનામાના તે સખૂબાઈના સ્થાને બંધાઈ ગઈ અને સખૂબાઈ છૂટી થઈને પંઢરપુર તેના વહાલા પ્રભુના દર્શન કરવા ચાલી ગઈ.

કહે છે કે પ્રભુએ પોતે જ સખૂબાઈ ખાતર તેની આ બહેનપણીનું સ્વરૂપ ધારણ કર્યું હતુ.

આમ સખૂબાઈ સુખરૂપે પ્રભુ પંઢરીનાથનાં દર્શન કરી આવી અને દુષ્ટજનો સામે ટકવાનું, નવુ દિવ્ય જોમ લઈ આવી. ઘરના લોકોને જ્યારે ખબર પડી કે સખૂબાઈના બદલે પ્રભુ પોતે થાભલે બંધાયા હતા અને એ દર્શન કરી આવી હતી, ત્યારે તેમના અચરજનો કોઈ પાર રહ્યો નહિ. ધીમે ધીમે સખૂબાઈના સંત-સ્વભાવનો પ્રભાવ તેના ઘરના માણસો પર પડ્યો અને તેઓ બધા તેને ચાહવા લાગ્યા હતા.

એમ પણ કહેવાય છે કે સખૂબાઈથી જ્યારે એકલે હાથે ઘરનું અતિશય કામ થઈ શકતું નહોતું, ત્યારે પોતે પ્રભુને સંભારતી અને દુખિયાના બેલી પ્રભુ તેને સહાય કરવા

આવતા પણ ખરા. પ્રભુ તેની સાથે ઘંટીએ બેસતા અને ખાંડણિયે ખંડાવતા.

ભારતવર્ષની ભક્તિમતી સ્ત્રીઓમાં સખુબાઈનું નામ આદરપૂર્વક લેવાય છે.

## ૨૩ : ભક્ત જનાબાઈ

મહારાષ્ટ્રના મહાન ભક્ત નામદેવજીનું નામ સુવિખ્યાત છે. જનાબાઈ નામદેવજીના ઘેર ઘરકામ કરનારી બાઈ હતાં.

સત્સંગ કેવો ફળે છે તેનું એક સુંદર દૃષ્ટાંત જનાબાઈના જીવનમાં જોવા મળે છે. સંતશિરોમણિ નામદેવજીના સત્સંગનો રંગ જનાબાઈને લાગ્યો અને તેઓ પણ ભગવાનનાં પરમ ભક્ત બની ગયાં.

ઘરનું કોઈ પણ કામ કરતાં હોય તોપણ જનાબાઈ કંઈનું કંઈ ભજન ગાતાં જ હોય; સર્વ કામો તે પ્રભુનાં જ કામો સમજતાં હતાં.

એક દિવસ જનાબાઈ માટે જુદો જ ઊગ્યો. એ દિવસ અગિયારશનો હતો; અને નામદેવજીને ત્યાં અખંડ કીર્તન હતું. જ્યારે જ્યારે કીર્તન હોય ત્યારે ત્યારે ઘરકામ પતાવીને જનાબાઈ પણ આ કીર્તનમાં એક ખૂણે આવીને બેસી જતાં અને ભગવદ્-ભજનના રસમાં તરબોળ બની જતાં. પ્રભુના પ્રેમમાં તે એટલાં બધાં નિમગ્ન બની જતાં હતાં કે તેમની આંખોમાંથી પ્રેમાશ્રુ વહે જતાં હતાં.

અગિયારશનું રાતભરનું કીર્તન પૂરું થયું, એટલે જનાબાઈ પોતાને ઘેર ગયાં. ઘેર આવ્યાં તોયે તેમનું મન તો ગઈ કાલના ભગવદ્‌ભજનમાં જ લીન હતું અને તેનાં પુનિત સંસ્મરણો તે વાગોળતાં હતાં. આમ ને આમ તેઓ ભગવાનના મહિમાનું સ્મરણ

કરતાં ક્યાંય સુધી સૂનમૂન બેસી રહ્યાં. દિવસ કેટલો બધો ચડી ગયો હતો એનું પણ તેમને ભાન રહ્યું નહોતું.

જ્યારે જનાબાઈએ જાણ્યું કે દિવસ બહુ ચડી ગયો છે, ત્યારે તેમને બહુ ચિંતા થવા લાગી. તેઓ મનોમન બોલી ઊઠ્યાં: 'નામદેવજીના ઘરમાં કેટલું બધું કામ પડ્યું છે અને હું ક્યારની અહીં બેસી રહી છું!'

બહુ મોડું થયું હતું, એટલે હૃદયમાં ગભરાટ સાથે તે પોતાના શેઠ—નામદેવજીને ઘેર પહોંચ્યાં. ખરેખર કામ ઢગલાબંધ પડ્યું હતું. જલદી જલદી કપડાં લઈ તેઓ નદીએ ધોવા ગયાં.

ઝટપટ તેઓ નદીએ પહોંચ્યાં અને કપડાં ધોવાની તૈયારી કરતાં હતાં ત્યાં તેમને નામદેવજીના ઘરનું બીજું કોઈ જરૂરી કામ યાદ આવી ગયું. તેમને થયું: 'એ કામ મારે પહેલાં કરવું જોઈતું હતું; નહિતર મને ઠપકો મળશે. લાવ, કપડાં હમણાં રહેવા દઈને પહેલાં એ કામ કરી આવું!'

આ વિચારે જનાબાઈ કપડાં ફરી પાછાં ભેગાં કરવા લાગ્યાં. એટલામાં કોઈ એક ડોશીમા તેમની પાસે જ કપડાં ધોતાં તેમની નજરે પડ્યાં. ડોશીમાને જનાબાઈએ પહેલવહેલાં જ જોયાં હતાં. ઉમ્મર થઈ હતી, છતાં ડોશીમા ખબરદાર હતાં. ધોયા વગરનાં કપડાં ભેગાં કરતાં જનાબાઈને ડોશીમાએ કહ્યું: 'દીકરી, કેમ કપડાં ભેગાં કરવા માંડ્યાં? ઘેર કંઈ ઉતાવળનું કામ છે કે શું?'

જનાબાઈએ પોતાની વાત કહી બતાવી. ડોશીમા દયાળુ નીકળ્યાં. જનાબાઈની દયા ખાઈને તેઓ બોલ્યાં:

'દીકરી, એમ કરને, તું તારે શેઠના ઘેર જઈને જે કામ કરવું હોય તે કરી આવ; ત્યાં સુધી તારાં લુગડાં હું સાચવું છું; વળી મારાં લુગડાં ધોવાઈ રહેશે, તો તારાં લુગડાં પણ હું ધોઈ નાખીશ; એમાં શું? કાયા કંઈ ઘસાઈ જવાની નથી. બેટી, કામ બહુ પહોંચે છે, નહિ?'

ડોશીમાને જોઈને જ જનાબાઈનું મન પ્રસન્નતા અનુભવવા લાગ્યું. પોતાની આવી પરિસ્થિતિમાં ડોશીમા જનાબાઈને ભગવાન જેવાં જ લાગ્યાં.

એટલે ડોશીમાને લૂગડાં સોંપી જનાબાઈ નામદેવજીને ઘેર ઉતાવળે ઉતાવળે પાછાં ફર્યાં. ઘરનું ઉતાવળનું કામ જલદીથી પતાવીને જનાબાઈ ફરી નદીકિનારે આવી પહોંચ્યાં. આવીને જુએ તો પેલાં ડોશીમાએ તેનાં બધાં લૂગડાં ધોઈ નાખ્યાં હતાં–પાછાં ધોયાંયે કેવાં હતાં–ધોવાની રીતે ધોયાં હતાં–બગલાની પાંખ જેવાં લૂગડાં ધોયાં હતાં.

રાતના ઉજાગરાથી જનાબાઈ ખૂબ જ થાકેલાં હતાં; એટલે ડોશીમાએ આણીના વખતે તેમને આવો સરસ ટેકો કર્યો એથી તેઓ ખૂબ જ રાજી થઈ ગયાં; ગેલમાં ને ગેલમાં ડોશીમા તેમને લૂગડાં સોંપીને ચાલવા માંડ્યાં તોયે તે તેમનો આભાર માનવાનો પણ ભૂલી ગયાં.

થોડી જ વારે જનાબાઈને યાદ આવ્યું–તેમને પસ્તાવો થવા લાગ્યો: 'અરે, હું કેવી નગુણી છું! બિચારાં ડોશીમાનો આભારેય ન માન્યો! લાવ, લાવ, તેમનો આભાર માની આવું; તેમનો પત્તો મેળવી રાખું; વખત આવ્યે એ ડોશીમાનું કામ પણ કરી આપીશ. પગ ધોઈને પી જઈએ એવાં પવિત્ર એ ડોશીમા હતાં!'

આ વિચારે જનાબાઈએ ડોશીમા ગયાં હતાં એ રસ્તે નજર નાખી; એ રસ્તે એ થોડુંક ચાલ્યાં પણ ખરાં, પરંતુ ડોશીમાનો કોઈ પત્તો તેમને લાગ્યો નહિ. ડોશીમાએ જનાબાઈ પર સગી જનેતા જેવું વહાલ વરસાવ્યું હતું–એ વહાલ જનાબાઈ કેમ ભૂલી શકે? ડોશીમા જનાબાઈને ખૂબ યાદ આવવા લાગ્યાં.

ડોશીમા ન મળ્યાં એટલે અંતરમાં એક પ્રકારની નિરાશા અનુભવતાં જનાબાઈ ઘેર આવ્યાં. ઘેર આવીને તેમણે પોતાની બધી વાત નામદેવજીને કહી.

ભક્તવર નામદેવજી તો બધી વાત સમજી ગયા. તે બોલી ઊઠ્યા: 'જનાબાઈ, તમે તો બહુ ભાગ્યશાળી છો! એ ડોશીમા બીજુ કોઈ નહિ, પણ ખુદ ભગવાન હતા.'

ખૂબ જ સન્નિષ્ઠાથી જનાબાઈ ઘરનું બધુ કામકાજ કરતાં હતા, એટલે ભગવાન પોતે ઘરકામમાં તેને વિધવિધરૂપે મદદ કરતા હતા. ભગવાને જનાબાઈને ખાંડવામા, દળવામાં, કપડાં ધોવામા, કચરો વાળવામા એમ વિધવિધ રીતે મદદ કરી હતી એમ કહેવાય છે.

મહારાષ્ટ્રના ભક્ત-કવિઓએ 'જની સગે દલિલે' (એટલે કે જનાબાઈ સાથે દળ્યું) એવો પ્રભુમહિમા ઘણા આનંદ સાથે ગાયો છે.

મહારાષ્ટ્રની ભાવિક જનતામા ભક્તનારી જનાબાઈનું સ્થાન ઘણું ઊંચું છે.

## ૨૪: વીરાંગના સંયુક્તા

સંયુક્તા કનોજના રાજા જયચંદ રાઠોડની પુત્રી હતી.

રૂપ અને ગુણમાં સંયુક્તા એવી અદ્ભુત સુંદરી હતી કે કવિ ચંદ બારોટે તેને 'કનોજની લક્ષ્મી' કહીને બિરદાવી છે. તેનો જન્મ ઈ. સ ૧૧૭૦મા થયો હતો.

બારમી સદીના ભારતવર્ષમા કનોજના રાજા જયચંદ રાઠોડ અને પૃથ્વીરાજ ચૌહાણ વચ્ચે દિલ્હીના સાર્વભૌમ સમ્રાટ બનવાની તીવ્ર સરસાઈ ચાલતી હતી. તેઓ એકબીજાને હરાવવા માટે આકાશપાતાળ એક કરતા હતા.

આનું એકમાત્ર કારણ એ હતુ કે પૃથ્વીરાજની વીરતા અને રાજ્યશાસનમા કુશળતાથી મુગ્ધ બનીને તેના માતામહ રાજા અનંગપાળ મૃત્યુસમયે પૃથ્વીરાજને પોતાનું રાજ્ય આપી

ગયા હતા. આ રીતે પૃથ્વીરાજની રાજસત્તા અજમેર અને દિલ્હી એમ બન્ને રાજ્યોમાં સ્થાપિત થઈ ચૂકી અને પૃથ્વીરાજના મસિયાઈ ભાઈ જયચંદ માત્ર કનોજનો જ રાજા રહ્યો; એથી જયચંદ પૃથ્વીરાજની બહુ જ ઈર્ષ્યા કરતો હતો.

આ સમયે શાહબુદ્દીન ઘોરી હિંદુસ્તાન પર ચડી આવ્યો હતો. એટલે પૃથ્વીરાજને નીચું જોવડાવવાનો આ ઉત્તમ પ્રસંગ ગણીને જયચંદ પોતાનું સૈન્ય સુસજ્જિત કરવા લાગ્યો. પૃથ્વીરાજની એ વખતે બોલબાલા હતી; અને ભારતવર્ષના લગભગ ઘણા રાજાઓ તેનું સાર્વભૌમત્વ સ્વીકારવા લાગ્યા હતા. પરંતુ સૌ પ્રથમ જયચંદે જ પૃથ્વીરાજને સાર્વભૌમ સમ્રાટ તરીકે સ્વીકારવાનો ઇન્કાર કર્યો. 'રાજસ્થાનના ઇતિહાસ'ના સુપ્રસિદ્ધ લેખક કર્નલ ટોડે લખ્યું છે: 'જયચંદે પોતે પોતાને સાર્વભૌમ સમ્રાટ તરીકે જાહેર કરી દીધો.'

જયચંદે કેટલાક રાજાઓને પોતાના પક્ષના કરીને એક મોટો રાજસૂય યજ્ઞ આરંભ્યો. તેમાં ભારતવર્ષના લગભગ બધા જ રાજાઓને તેણે આમંત્રણ આપ્યું. પૃથ્વીરાજ અને સમરસિંહ+ આ બંને જણાને જયસિંહનું આ કાર્ય અનધિકારચેષ્ટા જેવું લાગ્યું અને તેઓ તેમાં હાજર રહ્યા નહિ. એટલે જયસિંહે તેમનાં સોનાનાં પૂતળાં બનાવડાવ્યાં. સમરસિંહનું પૂતળું તો રાજાઓની હરોળમાં મૂકવામાં આવ્યું, પરંતુ જયસિંહ પૃથ્વીરાજનું તો અપમાન કરવા માગતો જ હતો ને! એટલે તેણે પૃથ્વીરાજનું પૂતળું દરવાનની જગાએ ઊભું રખાવ્યું. આ રાજસૂય યજ્ઞ વખતે જયચંદે ભેળાભેળી પોતાની લાડકી પુત્રી સંયુક્તાના સ્વયંવરનો પ્રસંગ પણ યોજ્યો હતો.

સમય થતાં સંયુક્તા હાથમાં વરમાળ લઈને સ્વયંવર-

---

+ પૃથ્વીરાજના શરીર સાથીદાર રાજા સમરસિંહ; તે પૃથ્વીરાજના બનેવી થતા હતા.

મંડપમાં આવી પહોંચી. સંયુક્તા તો મનથી વીરતાની મૂર્તિ સમા પૃથ્વીરાજને વરી ચૂકેલી હતી જ; પૃથ્વીરાજને તે કોઈ શાપભ્રષ્ટ દેવતા જ માનતી હતી; એટલે તેણે સર્વ રાજાઓને બાજુએ મૂકીને દરવાનની જગાએ ઊભા કરાયેલા પૃથ્વીરાજના પૂતળાના ગળામા વરમાળા આરોપી દીધી. આથી જયચંદ ખૂબ જ છંછેડાઈ ગયો; પરંતુ એ બહાદુર ક્ષત્રિયબાળાએ તો પોતાના મનની વાતનો આ રીતે ઢંઢેરો પિટાવ્યો: 'જેને હું મારા મનથી વરી ચૂકેલી છું, તેના સિવાય દુનિયાના બધા જ પુરુષો મારા માટે ભાઈ ને બાપ સમાન છે.'

આમ કહીને સંયુક્તા પોતાના મહેલમાં ચાલી ગઈ.

પૃથ્વીરાજે આ વાત જાણી ત્યારે તેણે કનોજ પર ચડાઈ કરી અને જયચંદને હાર આપી અને સંયુક્તાનું હરણ કરીને તેને દિલ્હી લઈ ગયો.

એટલે આ પ્રસંગથી જયચંદ અને પૃથ્વીરાજ વચ્ચે જે વેરબીજ વવાયું હતું તેમાંથી એક મોટું વિષવૃક્ષ ઊગ્યું.

આટલા જ માટે જ્યારે શાહબુદ્દીન ઘોરી ભારતવર્ષ પર ચડી આવ્યો, ત્યારે પૃથ્વીરાજને સહેજ પણ સહાય જયચંદે કરી નહિ અને તીરે બેસીને તેણે તમાશો જોયા કર્યો. કર્નલ ટોડે જયચંદની ઉદાસીનતાનું કારણ પૃથ્વીરાજે કરેલા સંયુક્તાના હરણનું બતાવ્યું છે.

ઈ. સ. ૧૧૯૨ની સાલમાં પૃથ્વીરાજ પોતાનું બે લાખનું ઘોડેસવાર સૈન્ય અને ત્રણ હજારનુ હાથીઓનું સૈન્ય લઈને તરાઈના રણક્ષેત્રમાં શાહબુદ્દીન ઘોરી સામે યુદ્ધે ઊતર્યો. એક શૂરી ક્ષત્રિયાણીને છાજે એ રીતે સંયુક્તાએ પોતાના વીર પતિને પાનો ચડાવ્યો. વિદાય આપતાં તેણે કહ્યું હતું: 'સ્વામીનાથ, આપ રણક્ષેત્રમાં સિધાવો અને શત્રુઓને ઉચિત દંડ આપીને પાછા ફરો. આપ આપના પાર્થિવ દેહની પણ ચિંતા ન કરશો.

આપની કીર્તિ અમર રહી જાય એ રીતે વર્તજો. વળી યુદ્ધમા કદાચ આપનું મૃત્યુ થશે, તો સ્વર્ગલોકમા હું અવશ્ય આપની અર્ધાંગિની થઈશ એમ નક્કી માનજો.'

શાહબુદ્દીન ઘોરી અને પૃથ્વીરાજ વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું. આ યુદ્ધમા પૃથ્વીરાજે પોતાની વીરતાનો પૂરેપૂરો પરિચય આપ્યો; અને શાહબુદ્દીન ઘોરીના સૈન્યને પરાજિત કરી નાખ્યું. પૃથ્વીરાજે આ વખતે શાહબુદ્દીન ઘોરીને આઠ હજાર ઘોડાની ખંડણી લઈને છોડી મૂકયો.

એ વર્ષ પછી શાહબુદ્દીન ઘોરી ફરી ભારતવર્ષ પર ચડી આવ્યો. આ વખતે પણ પૃથ્વીરાજે પહેલાની જેમ સર્વ હિંદુ રાજાઓને એકત્ર કરી, તેમની આગેવાની લઈ શત્રુ સામે યુદ્ધની પૂરી તૈયારીઓ કરવા માંડી.

આ જ અરસામા પૃથ્વીરાજને એક અમંગલ સ્વપ્નું આવ્યુ અને તેથી તેનુ હૃદય શાહબુદ્દીન સામે યુદ્ધ કરતા સહેજ પાછું પડવા લાગ્યુ. પોતાની શૂરવીર સહધર્મિણી સંયુક્તાને આ વિશે વાત કરતા પૃથ્વીરાજે કહ્યુ. 'દેવી, રાતના મને એક ભયંકર સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં અપ્સરા જેવી એક સ્રીને મેં જોઈ. એ સ્રીએ મારો હાથ જોરથી પકડી લીધો. એ પછી તેણે તમારા પર આક્રમણ કર્યું. એ વખતે તમે તમારું રક્ષણ કરવા અનેક પ્રકારના પ્રયત્નો કરવા લાગ્યા, એટલામા એક બીજો જ બનાવ બન્યો. પ્રચંડ રાક્ષસ જેવો એક મદોન્મત હાથી પોતાની સૂંઢ હલાવતો મારી તરફ ધસી આવ્યો હું તેનાથી ખૂબ જ બી ગયો, અને એ બીકમા ને બીકમા જ મારી ઊંઘ ઊડી ગઈ ભયત્રસ્ત દશામા હું ચારે બાજુ જોવા લાગ્યો. ત્યા તો ન અપ્સરા જોવામા આવી કે ન હાથી. આથી મારું હૃદય ભયથી કંપવા લાગ્યું; અને અત્યારે તમારી સાથે વાત કરું છું, ત્યારે પણ

મારું હૃદય કંપી રહ્યું છે. પ્રભુ જાણે આપણા ભાગ્યમાં શું લખાયું છે?'

આવા દુઃસ્વપ્નથી પૃથ્વીરાજ ખૂબ જ હતાશ થઈ ગયો હતો; શાહબુદ્દીન ઘોરી સામે યુદ્ધે ચડવા માટે તેનું મન ના પાડતું હતું; તેનું મન મોળું બની ગયું હતું. પરંતુ સંયુક્તા એક શૂરવીર ક્ષત્રિયાણી હતી. પોતાનો પતિ દુશ્મનની સામે આમ કાયર થઈને બેસી રહે તે તેને મુદલ રુચતું નહોતું. એ દિવસે તેના હૃદયમાં અપૂર્વ ક્ષાત્રતેજ ચમકી ઊઠયું. પૃથ્વીરાજને પાનો ચડાવતાં એ વીરાંગના બોલી ઊઠી: 'સ્વામીનાથ, આપ આ શું બોલો છો? આપના મુખેથી આવી કાયર-વાણી શોભે? આપ તો ચૌહાણ કુળના ગૌરવસૂર્ય છો. એક સામાન્ય સ્વપ્ન ઉપરથી આપના જેવા પુરુષાર્થી વીરે ભાવિ માટે આવી અમંગળ આશંકા સેવવી ન ઘટે. હે પ્રાણનાથ, મૃત્યુ તો સર્વ માટે નિર્માયેલું છે જ. માટે ઊઠો, હૃદયની દુર્બળતા ખંખેરી નાખો. આજે તો મારા વહાલાને હું જ શસ્ત્રો સજાવીશ. આ વખતે તો રણભૂમિમાં એવું અદ્દભુત પરાક્રમ કરી બતાવો કે શત્રુ ધૂળ ચાટતા થઈ જાય અને આપનું નામ ભારતવર્ષના નરવીરોની હરોળમાં યથાર્થ રીતે અંકિત થઈને ઊભું રહે. આ દાસીની સહેજ પણ ચિંતા કરશો નહિ. હું પણ અત્યારથી એવું કાર્ય કરવાની તૈયારી કરું છું, જેથી આપની અર્ધાંગના તરીકેનું મારું પદ પણ સાર્થક થાય.'

આ રીતે મહારાણી સંયુક્તાએ પોતે પૃથ્વીરાજને શસ્ત્રો સજાવીને તૈયાર કર્યાં હતા અને તેજસ્વી વીરાંગનાને શોભે તેવી અદ્દભુત વિદાય આપી હતી.

પછી તો પૃથ્વીરાજ ચૌહાણે શાહબુદ્દીન ઘોરી સામેના આ બીજા યુદ્ધમાં પોતાનું અદ્દભુત શૌર્ય દાખવ્યું હતું; છતાં તેમાં રજપૂત રાજાઓનો અંદરઅંદરનો કુસંપ નડ્યો અને પૃથ્વીરાજની હાર થઈ. પૃથ્વીરાજને કેદ કરવામાં આવ્યો. 'પૃથ્વીરાજ–રાસો'

અનુસાર શાહબુદ્દીન ઘોરીની રાજધાની ગિઝનીમાં પૃથ્વીરાજનું મૃત્યુ થયું.*

સંયુક્તાએ જ્યારે પોતાના પતિના મૃત્યુના સમાચાર સાંભળ્યા, ત્યારે સતી તરીકેનું પોતાનું કર્તવ્ય તેણે ઉત્તમ રીતે બજાવ્યું. વીરાંગના સંયુક્તાએ પૃથ્વીરાજને પોતાના હાથે જ શસ્ત્રો સજાવીને રણક્ષેત્રમાં મોકલ્યો હતો, છતાં તેના મનમાં આશંકા તો થઈ જ હતી, કે રખે પોતાના પતિનું મૃત્યુ થાય! એટલે જ્યારથી પૃથ્વીરાજે રણભૂમિ પ્રત્યે ડગ માંડ્યાં ત્યારથી સંયુક્તા માત્ર જળ પર જ રહેવા લાગી હતી અને એ રીતે જ તેના અંતિમ દિવસો પતિનું સતત રટણ કરતાં જ વ્યતીત થયા હતા. પતિના પરલોકગમનના સમાચાર સાભળી તે ચિતા ખડકાવી પતિ પાછળ સતી થઈ અને આ રીતે આ સતી ક્ષત્રિયાણીના પુનિત જીવનની લીલા સમાપ્ત થઈ.

ચંદ બારોટના 'પૃથ્વીરાજ–રાસા'માં સંયુક્તાના ઉત્તમ પતિવ્રતાધર્મનો મહિમા ગાતો એક આખો અધ્યાય છે. પતિવ્રતાધર્મ માટે સંયુક્તાનું જીવન એક ઉત્તમ ઉદાહરણની ગરજ સારે છે.

સંયુક્તાએ જેવી મસ્તીભરી રીતે મરી જાણ્યુ, તેવી જ મસ્તીભરી રીતે તેણે જીવી પણ જાણ્યું હતું. પોતાના વીર પતિ સાથે આ વીર નારીએ જે આનંદ માણ્યો હતો, તેની સાક્ષી પૂરતાં સ્મારકો સંયુક્તાનો વિલાસભવન, મહેલ ઇત્યાદિનાં ખંડેરો જૂની દિલ્હીમાં હજુ નજરે પડે છે. કાળે કરીને એ ખંડેરો પણ નાશ પામશે, પરંતુ શૂરવીર સતી ક્ષત્રિયાણી તરીકેનું જે તેજ સંયુક્તા પોતાના જીવનમાં ઝળહળાવી ગઈ છે, તેનો ચમકારો ઇતિહાસનાં પૃષ્ઠોને હમેશાં અજવાળતો જ રહેશે.

* પૃથ્વીરાજ ઘોરી-સૈન્યના હાથે કેદ પકડાયો અને ગિઝનીમા તેનુ મૃત્યુ થયુ, વગેરે હકીકત કેટલાક ઇતિહાસકારોના મતે, બિનપાયાદાર છે. પૃથ્વીરાજ રણભૂમિમાં જ વીરમૃત્યુ પામ્યો હતો.

## ૨૫ : સ્વામીનિષ્ઠ પન્ના ધાવ

શૂરવીર રાણા સગ (સંગ્રામસિંહ)ના મૃત્યુ પછી ચિતોડ ની ગાદીએ તેમનો પાટવી પુત્ર વિક્રમાદિત્ય આવ્યો પરંતુ તે અવિચારી અને અયોગ્ય રાજા નીવડવાથી તેને રાજગાદી પરથી ઉઠાડી મૂકવામા આવ્યો અને તેની જગાએ તેના એકના એક નાના ભાઈ ઉદયસિંહને બેસાડવામા આવ્યો.

ઉદયસિંહ તે વખતે માત્ર છ વર્ષનો નાનો બાળક હોવાથી રાણા સગના 'વનવીર' નામના દાસીપુત્રને તેના વાલી તરીકે રાજ્યકારોબાર સોંપવામાં આ યો

પરંતુ રાજ્યની લગામ હાથમા આવતા દાસીપુત્ર વનવીરને સત્તાનો નશો ચડ્યો તેને થયું 'હું હવે વચ્ચેથી વિક્રમાદિત્ય અને ઉદયસિંહનો કાટો કાઢી નાખુ, ને ચિતોડની રાજગાદી પર રીતસરનો રાજા હું જ બની જાઉં !'

બાલરાજા ઉદયસિંહની માતા રાણી કરણાવતી પણ તેને છ વર્ષનો મૂકીને અવસાન પામી હતી એટલે પન્ના નામની એક ધાવને કુમાર ઉદયસિંહના પાલનપોષણનુ કામ સોંપવામા આવ્યું હતુ

ધાવ પણ બાળકની એક પ્રકારે માતા જ છે પોતાને સોંપાયેના બાળકનુ ધાવે પોતાના પેટના બાળકની જેમ જ જતન કરવુ જોઈએ એ એનુ પરમ કર્તવ્ય બની રહે છે

પન્ના ધાવ પોતાનુ ધાવ તરીકેનુ કર્તવ્ય બરાબર સમજતી હતી. એ પોતે નીચી જાતિની એક રજપૂતાણી હતી, છતા તેનામા ખાનદાનીનુ લોહી વહેતુ હતુ એ સિવાય તેની જાતિના માણસો વંશપરંપરાથી બાપા રાવળના આ સિસોદિયા કુળની વફાદારીથી સેવા કરતા આવ્યા હતા પન્ના ધાવે સિસોદિયા કુળ પ્રત્યેની

પોતાની ભક્તિ, રાજ્ય પ્રત્યેની પોતાની સન્નિષ્ઠા એની સુંદર રીતે બતાવી, જેથી તેનું નામ રાજસ્થાનના કે ભારતના ઇતિહાસમાં જ નહિ, પરંતુ વિશ્વના ઇતિહાસમાં અમર રહેવા સર્જાયું છે.

પન્ના ધાવ બાલરાજા ઉદયસિંહનું પોતાના પેટના બાળકની જેમ જ પાલનપોષણ કરતી હતી. બાળ ઉદયસિંહ પણ પન્નાને 'મા' 'મા' કહીને બોલાવતો હતો અને અણસમજમાં તે આ ઉમદા ધાવ–માતાને પોતાની સાચી માતા જ માનતો હતો. પન્ના ધાવ પોતાના આ 'બાલરાજા'ના ઉછેર પાછળ કશી કમીના રાખતી નહોતી. એને પોતાનો 'ચંદન' નામે એક દીકરો હતો. તેની અને ઉદયસિંહ વચ્ચે તે કોઈ ભેદભાવ રાખતી નહોતી; ઊલટું ઉદયસિંહનું પાલનપોષણ તે વિશેષ જવાબદારીના ભાન સાથે કરતી હતી.

એવામાં તેના જીવનમાં એક ખૂબ જ ભારે કટોકટીની પળ આવી. બાલરાજા ઉદયસિંહના વાલી તરીકે કાર્ય કરતા વનવીરની દાનત બગડી હતી. તે પોતાના માર્ગમાં કંટકરૂપ વિક્રમાદિત્ય અને ઉદયસિંહ બન્નેની એકસાથે હત્યા કરી નાખવાનો પોતાનો નિશ્ચય અમલમાં મૂકવાની તૈયારીમાં હતો.

સદ્ભાગ્યે, વનવીરના આ ક્રૂર ઇરાદાની જાણ તેના દરબારમાં વસતા એક વાળંદને થઈ. આ વાળંદ જ દરરોજ બાલરાજા ઉદયસિંહનો એંઠો થાળ ઉઠાવવાનું કાર્ય કરતો હતો. એક દિવસ એંઠો થાળ ઉઠાવવા તે આવ્યો અને બાલરાજા ઉદયસિંહને જોઈને તેનું દિલ દ્રવી ઊઠ્યું. તેનાથી ન રહેવાયું, એટલે ધીમે રહીને તેણે પન્ના ધાવને બધી પરિસ્થિતિથી વાકેફ કરી દીધી.

પન્ના ધાવના હૃદયમાં ખૂબ જ મંથન ચાલ્યું. તેને થતું હતું: 'ગોઝારો વનવીર જ્યારે ઉઘાડી તલવારે મારી પાસે ઉદયસિંહની માગણી કરશે, ત્યારે હું શું કરીશ? પરંતુ, ના! પ્રભુએ મારો

પર મોટી જવાબદારી મૂકી છે. ઉદયસિંહ એટલે બાપા રાવળના મહાન કુળનો એકનો એક અવશેષ. તેનું હું મારા જીવની જેમ જતન કરીશ. વનવીર ઉદયસિંહની માગણી કરશે ત્યારે તેના બદલે મારા ચંદનને બતાવીશ. ઉદયસિંહના બદલે મારો ચંદન ભલે ખપી જાય. સિસોદિયા કુળના લૂણથી અમારો દેહ પોષાયો છે. મારા ચંદનનો દેહ એ જ સિસોદિયા કુળના સંરક્ષણ પાછળ ખપી જાય એથી રૂડું શું?'

બસ, આવી રીતે સ્વામીનિષ્ઠ પન્ના ધાવે પોતાના મનથી પાકો નિશ્ચય કરી લીધો. થોડા જ સમયમાં પેલો વાળંદ ફરી સમાચાર લઈને આવ્યો કે વનવીરે વિક્રમાદિત્યની હત્યા કરી નાખી છે અને હવે તે બાલરાજા ઉદયસિંહની હત્યા કરવા આવી પહોંચવાની તૈયારીમાં છે. એ જ વખતે પન્નાએ બાલરાજા ઉદયસિંહને એક ટોપલામાં મૂકયો અને તેના ઉપર ફળફૂલ ઢાંકી દીધાં. તેણે એ ટોપલો વાળંદના માથે ચડાવીને, કોઈ ન જાણે તેમ તેને 'બીરા' નામની નદીના તીરે નક્કી કરેલ એક એકાંત સ્થળમાં રવાના કરી દીધો.

થોડી જ વારમાં વનવીર હાથમાં ઉઘાડી તલવાર સાથે આવી પહોંચ્યો અને આવતાંની સાથે તેણે ઉદયસિંહની માગણી કરી. પન્ના ધાવે આ પ્રસંગ માટે બધી તૈયારીઓ કરી રાખી હતી જ. પોતાના બાળક ચંદનને તેણે ઉદયસિંહનાં વસ્ત્રો પહેરાવીને પલંગમાં સુવાડી રાખ્યો હતો. તેણે પલંગમાં પોઢેલા ચંદન તરફ આંગળી ચીંધી. પોતાના પેટના પુત્ર તરફ આંગળી ચીંધતાં આ મહાન ધાવે પોતાનું હૃદય કેવું કઠણ કર્યું હશે? ખરે, જોતજોતામાં ક્રૂર વનવીરના હાથે ઉદયસિંહના બદલે ચંદનની હત્યા થઈ ચૂકી! પન્ના ધાવે પોતાની આ યુક્તિ એટલી બધી ગુપ્ત રાખી હતી કે પોતાના જીવ અને પેલા વાળંદ સિવાય બીજું કોઈ આ વાત જાણવા પામ્યું નહિ. પોતાના ચંદનના મૃતદેહને લઈને પન્ના

ધાવ એ જ રાતે બીરા નદીના પેલા એકાંત સ્થળે ઊપડી. ત્યાં પેલે વાળંદ ઉદયસિંહને લઈને તેની રાહ જોતો હતો. વાળંદની મદદથી પન્ના ધાવે પોતાના ચંદનનો અગ્નિદાહ પવિત્ર બીરા નદીના કાંઠે કર્યો.

એ પછી તે પોતાના બાલરાજાને લઈને સાવચેતીથી મેવાડ-ભૂમિની બહાર નીકળી ગઈ. એક પછી બે-ત્રણ રાજ્યોનો આશ્રય તેણે શોધ્યો, પરંતુ વનવીરના ભયથી એમાંથી કોઈએ તેને આશ્રય આપ્યો નહિ. છેવટે અરવલ્લીના કરડા ડુંગરો ઓળંગીને તે ઈડરના પેલે પાર આવેલા 'કમલનેર' નામના રાજ્યમાં પહોંચી. 'કમલનેર'-માં આશા શાહ નામનો એક જૈન રાજપૂત રાજા રાજ્ય કરતો હતો. તેને ત્યાં છેવટે પન્નાને આશ્રય મળી ગયો.

કમલનેરમાં ઉદયસિંહ પન્નાની છત્રછાયામાં ઊછરવા લાગ્યો. પછી તો કુમાર ઉંમરલાયક થયો; આ વાતની વનવીરને જાણ પણ થઈ. આગળ જતાં ઉદયસિંહે પોતાના વંશના શુભેચ્છક રાજ્યોની સહાય મેળવીને વનવીરને હરાવ્યો અને પોતાનું રાજ્ય પાછું મેળવ્યું.

રાણા ઉદયસિંહનો જ્યારે ચિતોડની ગાદી પર રાજ્યાભિષેક થયો ત્યારે તેની વીર ધાત્રી પન્નાની છાતી કેવી ગજગજ ફૂલી હશે, તેનું માપ કોણ કાઢી શકે? રાણા ઉદયસિંહે પોતાને સગી માતાથી પણ વધુ વહાલથી ઉછેરનાર અને પોતાના પંડના પુત્રના ભોગે પોતાનો જીવ બચાવનાર ધાવ-માતા પન્નાના પવિત્ર ચરણોની ધૂળ માથે ચડાવીને પોતાનો આભાર પ્રદર્શિત કર્યો હતો.

ખરેખર, પન્ના ધાવનું નામ ભારતીય ઇતિહાસનાં પૃષ્ઠોમાં સુવર્ણના અક્ષરે અંકાયેલું છે અને રહેશે.

..

દુર્ગાવતીનું લગ્નજીવન લાંબું ચાલ્યું. લગ્નજીવનનાં ચાર વર્ષ પૂરાં થયાં ન થયાં અને તેમના પતિ રાજા દલપતસિંહનું અકાળ અવસાન થયું. એ વખતે દુર્ગાવતીને સંતતિમાં વીરનારાયણ નામનો એકનો એક પુત્ર હતો; એટલે બાલરાજા વીરનારાયણના વાલી તરીકે દુર્ગાવતીએ ગઢમંડળનો રાજ્યકારોબાર પોતાના હાથમાં લીધો.

તેમણે આવી રીતે પંદર વર્ષ સુધી રાજ્યશાસન કર્યું. તેમના કુશળ રાજ્યશાસનમાં ગઢમંડળનું રાજ્ય વિશેષ સમૃદ્ધ બન્યું. રાજ્યભરમાં કેટલાંક જળાશયો તેમ જ બીજાં લોકોપયોગી કાર્યો કરી તેમણે રૈયતની ખૂબ જ સારી ચાહના મેળવી. પ્રજા પણ રાણી દુર્ગાવતીને સાક્ષાત્ દુર્ગામાતાનો અવતાર માનીને પૂજવા લાગી.

દુર્ગાવતીએ સૈન્ય પાછળ પણ પૂરતું લક્ષ્ય આપ્યું હતું. તેમનું સૈન્ય અત્યંત સુસંગઠિત હતું.

એ સમયે સમગ્ર ભારતવર્ષમાં મુગલ શહેનશાહ અકબરની બોલબાલા હતી; જોકે તે હજી સુધી ભારતવર્ષનો સાર્વભૌમ બાદશાહ બન્યો નહોતો. હુમાયૂના મૃત્યુ પછી થોડાં જ વર્ષોમાં અકબરે પોતાનું ગુમાવેલું સામ્રાજ્ય ફરી સ્થાપવાનો નિશ્ચય કર્યો. રજપૂત રાજ્યોને પોતાના પક્ષમાં લેવા માટે તે જાતજાતની યોજનાઓ ઘડતો હતો. પોતાની મુત્સદ્દીગીરીથી કેટલાંયે રજપૂત રાજ્યોને પોતાના પક્ષનાં કરી ચૂક્યો હતો અને કેટલાંક જીતી પણ લીધાં હતાં.

અકબરની મુરાદ તો દિલ્હી બેઠાં બેઠાં દૂર દૂરનાં રાજ્યોને સર કરવાની હતી. એ માટે તે વિશાળ સૈન્ય એકઠું કરી રહ્યો હતો. પરંતુ આવા સૈન્ય માટે તો લખલૂટ નાણાં જોઈએ. એથી રાણી દુર્ગાવતીના ગઢમંડળ રાજ્યના સમૃદ્ધ ખજાના પર તેની નજર ગઈ. તેના આદેશથી મુગલ સેનાપતિ આસફખાંએ વિશાળ સેના સાથે ગઢમંડળના રાજ્ય પર ચડાઈ કરી.

# ૨૬ : વીર રાણી દુર્ગાવતી

સોળમી શતાબ્દીના ભારતવર્ષમાં મુગલસમ્રાટ અકબરને મચક ન આપનાર રજપૂત ગજ્યો બે. એક મેવાડનું અને બીજું ગઢમંડલ. મેવાડની સ્વતંત્રતા જીવનભર ટકાવી શૂરવીર મહારાણા પ્રતાપે, જ્યારે ગઢમંડળની સ્વતંત્રતા જીવનભર ટકાવી તેની વીર રાણી દુર્ગાવતીએ.

રાણી દુર્ગાવતી મધ્યપ્રદેશમા આવેલા મહોબા રાજ્યના રાજાની કન્યા હતા.

એ વખતે મધ્યપ્રદેશમા ગઢમંડળ નામનું એક રાજ્ય હતુ. તેના પર યુવાન રાજા દલપતસિંહનું શાસન હતુ. રાજા દલપતસિંહ શૂરવીર, પરાક્રમી અને સજ્જન રાજવી હતા. તેમની વીરતા અને તેજસ્વિતાની કીર્તિ ચોમેર પ્રસરેલી હતી. દુર્ગાવતીએ વીર રાજા દલપતસિંહની કીર્તિ સાંભળી હતી અને એ બહાદુર રજપૂતબાળા મનથી એ વીર રાજવીને વરી ચૂકયાં હતાં. દુર્ગાવતીની પણ એક સુશીલ, સંસ્કારી અને ગુણવાન રાજકન્યા તરીકે સારી ખ્યાતિ પ્રસરેલી હતી, એટલે દલપતસિંહ પણ તેમની સાથે લગ્ન કરવા ઇચ્છતા હતા. આ માટે તેમણે ગઢમંડળના રાજા ( દુર્ગાવતીના પિતા ) પાસે દુર્ગાવતીનું માગું પણ મોકલ્યુ, પરંતુ રે રૂઢિ ! દલપતસિંહનું કુળ કાંઈક નીચું હતુ, એટલે દુર્ગાવતીના પિતાએ એ માગું પાછું ઠેલ્યુ! આમ છતા, પિતાની ઉપરવટ જઈને સંયુક્તા જેમ પૃથ્વીરાજને વરી હતી તેમ, દુર્ગાવતી દલપતસિંહને વર્યાં હતા !

આમ દુર્ગાવતી ગઢમંડળની રાણી બન્યાં. ગઢમંડળનું રાજ્ય નાનું હતુ; પરંતુ નાનું છતાં તે ખૂબ સમૃદ્ધ રાજ્ય હતું અને પોતાની સમૃદ્ધિ માટે એ સમયે તેની કીર્તિ સારાયે ભારતવર્ષમાં હતી.

દુર્ગાવતીનું લગ્નજીવન લાંબું ચાલ્યું. લગ્નજીવનનાં ચાર વર્ષ પૂરાં થયાં ન થયાં અને તેમના પતિ રાજા દલપતસિંહનું અકાળ અવસાન થયું. એ વખતે દુર્ગાવતીને સંતતિમાં વીરનારાયણ નામનો એકનો એક પુત્ર હતો; એટલે બાલરાજા વીરનારાયણના વાલી તરીકે દુર્ગાવતીએ ગઢમંડળનો રાજ્યકારોબાર પોતાના હાથમાં લીધો.

તેમણે આવી રીતે પંદર વર્ષ સુધી રાજ્યશાસન કર્યું. તેમના કુશળ રાજ્યશાસનમાં ગઢમંડળનું રાજ્ય વિશેષ સમૃદ્ધ બન્યું. રાજ્યભરમાં કેટલાંક જળાશયો તેમ જ બીજાં લોકોપયોગી કાર્યો કરી તેમણે રૈયતની ખૂબ જ સારી ચાહના મેળવી. પ્રજા પણ રાણી દુર્ગાવતીને સાક્ષાત્ દુર્ગામાતાનો અવતાર માનીને પૂજવા લાગી.

દુર્ગાવતીએ સૈન્ય પાછળ પણ પૂરતું લક્ષ્ય આપ્યું હતું. તેમનું સૈન્ય અત્યંત સુસંગઠિત હતું.

એ સમયે સમગ્ર ભારતવર્ષમાં મુગલ શહેનશાહ અકબરની બોલબાલા હતી; જોકે તે હજુ સુધી ભારતવર્ષનો સાર્વભૌમ બાદશાહ બન્યો નહોતો. હુમાયૂના મૃત્યુ પછી થોડાં જ વર્ષોમાં અકબરે પોતાનું ગુમાવેલું સામ્રાજ્ય ફરી સ્થાપવાનો નિશ્ચય કર્યો. રજપૂત રાજ્યોને પોતાના પક્ષમાં લેવા માટે તે જાતજાતની યોજનાઓ ઘડતો હતો. પોતાની મુત્સદ્દીગીરીથી કેટલાંયે રજપૂત રાજ્યોને પોતાના પક્ષનાં કરી ચૂક્યો હતો અને કેટલાંક જીતી પણ લીધાં હતાં.

અકબરની મુરાદ તો દિલ્હી બેઠાં બેઠાં દૂર દૂરનાં રાજ્યોને સર કરવાની હતી. એ માટે તે વિશાળ સૈન્ય એકઠું કરી રહ્યો હતો. પરંતુ આવા સૈન્ય માટે તો લખલૂટ નાણું જોઈએ. એથી રાણી દુર્ગાવતીના ગઢમંડળ રાજ્યના સમૃદ્ધ ખજાના પર તેની નજર ગઈ. તેના આદેશથી મુગલ સેનાપતિ આસફખાંએ વિશાળ સેના સાથે ગઢમંડળના રાજ્ય પર ચડાઈ કરી.

એ સમયે ગઢમંડળનું રાજ્ય અનાથ હતું. રાણી દુર્ગાવતી વિધવા હતાં, છતાં હિંમતબાજ વીર રાણીએ પોતાની તાકાતથી સેનાપતિ આસફખાનો મુકાબલો કરવાનો નિશ્ચય કર્યો. આ માટે તેમણે પોતાનું સૈન્ય તૈયાર કરવા માંડ્યું, એટલું જ નહિ પણ સૈન્યનું નેતૃત્વ પોતાના હાથમાં ધારણ કર્યું. માથા પર ચકચકતો મુગટ, એક હાથમાં તલવાર અને બીજા હાથમા ધનુષબાણ ધારણ કરીને દુર્ગાવતી જાણે સાક્ષાત દાનવ-મર્દિની, સિંહવાહિની રણચંડિકા દુર્ગામાતા બન્યા. હાથી પર બેસીને તેમણે પોતાના સૈન્યને આસફખા સામે દોરવા માંડ્યું. તેમની પડખે જ હજુ મૂછનો દોરો પણ પૂરો ફૂટ્યો નહોતો એવો તેમનો ગભરુ પણ બહાદુર કુમાર વીરનારાયણ હાથમાં શસ્ત્રો ધારણ કરીને ઘોડેસવાર થયો હતો. હાથી પર બેઠાં બેઠાં, ફ્રાંસની રણચંડી જોન ઑફ આર્કની જેમ, રાણી દુર્ગાવતી પોતાના બહાદુર સૈનિકોને આ રીતે વીરરસની પ્રેરણા પાવા માડ્યાં: 'ગઢમંડળના મારા બહાદુર સૈનિકો! આ ગઢમંડળના પાણી અને અન્નથી આપણા સૌનો દેહ પોષાયેલો છે; સગી જનેતા જેવી આપણી આ ગરવી જન્મભૂમિ પર મુગલ સૈન્ય ચડી આવ્યું છે. આપણી આ પવિત્ર ભૂમિનું રક્ષણ કરવું એ આપણા સૌની ફરજ છે. હું આશા રાખું છું કે, ગઢમંડળનો કોઈ પણ પ્રજાજન પોતાની આ ફરજનું પાલન કરવામા પાછી પાની નહિ જ કરે! જો આપણે જીતીશું તો પૃથ્વી ઉપરના સ્વર્ગ જેવા આપણા આ ગઢમંડળનો વૈભવ આપણે માણીશું; અને રણભૂમિમા કદાચ મૃત્યુ પામીશું તો શહીદોના આરામસ્થાન-સ્વર્ગમાં આપણો વાસ થશે. માટે વીરો, દુશ્મનો સામે જંગમાં બરાબર ઝુકાવજો; તમારી જનેતાનું દૂધ લજાવશો નહિ! જય ગઢમંડળ! જય મહારાજ!'

દુર્ગાવતીના જયનાદથી ગગન ગાજી ઊઠ્યું. ગઢમંડળનું સૈન્ય મુગલ સેના પર કાળની જેમ ત્રાટક્યું; પરિણામે મુગલ

સૈન્યને પીછેહઠ કરવી પડી.

પછી તો મુગલ-સૈન્યમાં ભંગાણ પડયું અને તે ભાગવા માંડયું. એટલે દુર્ગાવતીના નેતૃત્વમાં ગઢમંડળના સૈન્યે મુગલ સૈન્યની પૂંઠ પકડી. એટલામાં રાત પડી; એટલે રાણી દુર્ગાવતીએ પોતાના થાકેલા સૈન્યને થોડીક વાર આરામ કરવાનો આદેશ આપ્યો. રાણીનો વિચાર હતો: 'હમણાં થોડી વાર જંપી જઈને પાછલી રાતના દુશ્મન સૈન્ય પર હુમલો કરીશું.'

એટલે પાછલી રાતે રાણીએ સૈન્યને તૈયાર કરવા માંડ્યું. પરંતુ સૈનિકો કહેવા લાગ્યા: 'રાજમાતા, હમણાં અમે ખૂબ જ થાકી ગયા છીએ; આજની રાત આરામ કરીને કાલ સવારે અમે દુશ્મન સૈન્ય પર હુમલો કરીશું.'

રાણીનો વિચાર તો એ પાછલી રાતના જ દુશ્મનો પર હુમલો કરવાનો હતો. પરંતુ સૈન્યની નામરજી જાણીને, સૈન્ય પર એક માતા જેટલો સ્નેહ રાખનારાં રાણીએ પોતાનો વિચાર મોકૂફ રાખ્યો.

પરંતુ રાણીએ સૈનિકોની આ જે દયા ખાધી તે તેમને ખૂબ ભારે પડી. એટલા સમયમાં આસફખાંને પોતાના વેરવિખેર થયેલા સૈન્યને એકઠો કરવાનો સારો લાગ મળ્યો અને સવાર પડતાં સુધીમાં તો તે રાણીના સૈન્યનો સામનો કરવા ફરી પાછો તૈયાર થઈ ગયો; અને તે પણ રાણીનું સૈન્ય ઊંઘમાંથી ઊઠીને હુમલો કરે તે પહેલાં તૈયાર થઈ ગયો. તેણે જ રાતોરાત રાણીના ઊંઘતા સૈન્ય પર હુમલો કર્યો. આમ છતાં રાણીના નેતૃત્વમાં સૈન્યે અદ્ભુત પરાક્રમ કરી બતાવી એ રાતે આસફખાંને પરાજય આપ્યો.

પછી આસફખાંએ કૂટનીતિથી કામ લીધું; તેણે ગઢમંડળના એક વિશ્વાસઘાતી સૈનિકને પુષ્કળ ધન આપીને ફોડ્યો.

સવાર પડયું અને આસફખાં નવું સૈન્ય અને નવો દારૂ-

ગોળો લઈને આવી પહોંચ્યો. ફરી મોગલ સૈન્ય રાણીના સૈન્ય પર તૂટી પડ્યું. આ વખતે કુદરત પણ રાણીની વિરુદ્ધ ગઈ. ગઢમંડળનું સૈન્ય એક સાંકડી ખીણ આગળ ખડું હતું. એકાએક તેમની પાછળની એક પહાડી નદીમાં પૂર આવ્યું. પૂરના લીધે રાણીના સૈનિકો પર્વતનો આશ્રય લઈ શકયા નહિ.

બીજી બાજુ મુગલ સૈન્યે તોપમારો ચલાવવા માંડ્યો હતો. દુર્ગાવતીએ જોયું કે હવે પાછળ જવાય એમ તો છે નહિ; એટલે પોતાની પાસે જે સૈન્ય બચ્યું હતું તેને લઈને તેઓ મુગલ તોપોના સામે મોંએ ખૂબ જ બહાદુરીપૂર્વક ધસી ગયાં. ખરેખર આ પ્રસંગે રાણી દુર્ગાવતીએ ગજબનાક મરણિયાપણું, શૂરવીરતા અને સાહસિકતા દાખવ્યાં હતાં!

રણક્ષેત્રમાં ઘૂમતાં સાક્ષાત્ રણચંડિકા–માતા દુર્ગાદેવીની માફક દુર્ગાવતીએ પોતાના કુમારને પોતાની સાથે રાખી દુશ્મનો સામે સાક્ષાત્ મોતના મોંમાં ઝુકાવ્યું. એ વખતે એ રણચંડિકાએ કેટલાયે મુગલ સૈનિકોની કતલ કરી નાખી. પરંતુ મુગલોનું વિશાળ સૈન્ય કયાં અને રાણી દુર્ગાવતીના મુઠ્ઠીભર સૈનિકો કયાં? પરિણામે રાણીનું સૈન્ય હારવા માંડ્યું. રાણી પોતે ઘાયલ થયાં; તેમની ડાબી આંખમાં જોરથી દુશ્મનનું એક તીર ભોંકાયું. કેટલોય પ્રયત્ન કરવા છતાં પણ એ તીર બહાર નીકળી શક્યું નહિ. આમ છતાં તેની ક્રૂર વેદના સહન કરતાં કરતાં એ વીર રાણીએ પોતાની લડત ચાલુ રાખી. થોડી જ વારમાં-રાણીના ઘામાં જાણે મીઠું પડ્યું–તેમનો એકનો એક પુત્ર વીરનારાયણ જે મુગલ સૈન્ય સામે જબરદસ્ત ટક્કર લઈ રહ્યો હતો તે દુશ્મનના એક બાણથી મૃત્યુ પામ્યો! રાણીએ પોતાના એકના એક પુત્રને આ રીતે પોતાની સામે જ આ ફાની દુનિયા છોડી જતો જોયો, છતાં વીરતાની સાક્ષાત્ મૂર્તિ જેવાં

એ રજપૂત રાણી જરા પણ કર્તવ્યભ્રષ્ટ થયાં નહિ અને પોતાની લડત ચાલુ રાખી.

છેવટે કુમારનો મૃતદેહ રાણીના દેખતાં જ રણભૂમિમાંથી દૂર કરવામાં આવ્યો. એક બાજુ રાણીને પોતાની આંખમાં તીર વાગેલું હતું એની તીવ્ર વેદના થતી હતી જ; બીજી બાજુ એકના એક પુત્રના મૃત્યુનો કારમો શોક હતો. અધૂરામાં પૂરું એક બીજું તીર આવ્યું અને તે રાણીની ગરદનમાં ભોંકાયું. હવે રાણીને વિજયની કોઈ આશા રહી નહોતી. આ સંજોગોમાં રાણીએ વિચાર્યું: 'દુશ્મનોના હાથમાં પકડાવું એ કરતાં આપણા પોતાના હાથે જ મરવું શું ખોટું?'

એ વિચારે કમરમાંથી કટાર કાઢીને એ વીર રાણીએ પોતાની છાતીમાં ભોંકી દીધી અને એ રીતે એ પવિત્ર આત્માનો અંત આવ્યો. રણક્ષેત્રમાં જ આવી અમર શહીદી જોઈ શત્રુઓ દાંતમાં આંગળાં ઘાલી ગયા.

પછી તો ગઢમંડળ રાજ્ય પર અકબરનું આધિપત્ય સ્થપાઈ ગયું. દિલ્હીનો ખજાનો ગઢમંડળનાં કિંમતી રત્નો, હીરા અને મોતીથી ભરાઈ ગયો; આમ છતાં દુર્ગાવતીરૂપી રમણીરત્ન ઉપર મુગલો પોતાનું આધિપત્ય જમાવી શક્યા નહિ.

ગઢમંડળના જે પહાડી માર્ગ પર વીર રાણી દુર્ગાવતીએ મુગલ સૈન્ય સામે વીરતાભર્યો રણજંગ ખેલ્યો હતો તે સ્થળને ત્યાંના લોકો હજુ પણ મોટી પુણ્યભૂમિ ગણે છે અને તેની રજ માથે ચડાવે છે.

ભારતવર્ષની વીર રમણીઓમાં રાણી દુર્ગાવતીનું અજર-અમર સ્થાન છે.

## ૨૭ : સતી રાણી કલાવતી

રાણી કલાવતી દિલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખિલજીના સમયમા થઈ ગઈ

મધ્યભારતના, પ્રમાણમા સાવ નાના ગણાય તેવા, એક રાજ્યના રાજા કરણસિંહની તે રાણી હતી.

અલાઉદ્દીન બાદશાહને સામ્રાજ્યની જબરી ભૂખ લાગી હતી તે વખતનો એ કાળ હતો.

જુદા જુદા રાજ્યો પર અલાઉદ્દીનનું સૈન્ય ત્રાટકતુ. આજે આ રાજ્ય, તો કાલે પેલુ. એમ કરતા કરતા એક દિવસ રાજા કરણસિંહના રાજ્યનો વારો આવ્યો. અલાઉદ્દીનનું સૈન્ય તેમના રાજ્ય પર માર માર કરતુ ચડી આવ્યું.

રાજા કરણસિંહ ભલે આમ નાના રાજ્યના રાજવી હતા; છતા તેઓ સિંહનું બચ્ચું હતા; સાચા રજપૂત બચ્ચા હતા. એટલે પોતાના નાનકડા સૈન્ય સાથે તેમણે પ્રમાણમા ઠીક ઠીક વિશાળ ગણાય તેવા યવન સૈન્ય સામે બાથ ભીડવાનું નક્કી કર્યું : જોતજોતામા તેમણે પોતાના સૈન્યને યુદ્ધ કરવા માટે તૈયાર કર્યું અને પોતે તેની આગેવાની લીધી.

આ વખતે અસ્ત્રશસ્ત્ર ચલાવવામા નિપુણ રાણી કલાદેવી પોતાનું કર્તવ્ય વિચારવા લાગી તેને થયું. 'આવી કટોકટીની પળે મારું કર્તવ્ય શું? સ્ત્રી એ પતિની છાયા છે, માટે મારા પતિની સાથે યુદ્ધમાં હું પણ શસ્ત્રો સજીને જાઉં તો શુ ખોટું? યુદ્ધની તાલીમ મેં પણ લીધેલી છે યુદ્ધમા હું મારા પતિના અંગરક્ષકનું કામ કરીશ મારા પતિનો જીવ મને જેટલો પ્રિય છે તેટલો બીજા કોઈને ન હોય તે સ્વાભાવિક છે.'

પોતાનો આ વિચાર કલાવતીએ રાજા કરણસિંહ સમક્ષ

મૂકયો. પહેલાં તો રાજાએ ના પાડી, પરંતુ કલાવતીના અત્યાગ્રહ આગળ તેમને નમતું જોખવું પડ્યું. કલાવતી અસ્ત્રશસ્ત્રો સરસ રીતે ચલાવી જાણે છે, એ વાત રાજા પણ સારી પેઠે જાણતા હતા. એટલે કલાવતીને સાથે લેવામાં તેમને ખાસ કાંઈ વાંધો લાગ્યો નહિ.

પરિણામે પુરુષવેશમાં કલાવતી તૈયાર થઈ ગઈ. હથિયારો સજીને તેણે પોતાનો ઘોડો રાજાની પાછળ પાછળ દોડાવ્યો.

પછી તો યવન સૈન્ય અને રજપૂત સૈન્ય વચ્ચે બરાબર યુદ્ધ જામ્યું. થોડી સંખ્યામાં હોવા છતાં વીર રજપૂત યોદ્ધાઓએ પોતાનું ઉત્તમ ખમીર બતાવ્યું. રાજા કરણસિંહ પણ ખૂબ જ બહાદુરીથી લડતા હતા; કલાવતી પણ પતિને પડખે રહી યવન સૈન્ય સામે ટક્કર લઈ રહી હતી.

આમ છતાં કલાવતીની નજર મુખ્યત્વે પોતાના પતિ–રાજાના દેહ પર; મંડાયેલી રહેતી એટલે કે રાજાના અંગરક્ષક તરીકેનું કર્તવ્ય તે પૂરેપૂરું બજાવતી હતી.

એ જ અરસામાં એક અજબ બનાવ બન્યો. રાજા કરણસિંહ યુદ્ધમાં તલ્લીન હતા, ત્યાં ડાબી બાજુથી એકાએક એક યવન સૈનિક રાજા પર ઘા કરવા ઓચિંતો આવી ચડ્યો. રાજાનું આ બાજુ બિલકુલ ધ્યાન નહોતું. એ વખતે કલાવતીએ ગજબનાક સમયસૂચકતા વાપરીને પોતાનો ઘોડો એ બાજુ ઝડપથી લઈને પેલા યવન સૈનિકનું ડોકું ઉડાવી દીધું. જો એ વખતે વીર રાણી રાજાની મદદે ન આવી હોત તો રાજા પર જીવલેણ ઘા થાત એ નક્કી હતું.

યુદ્ધ તો ચાલુ જ હતું. એ પછી થોડી વારે લડતાં લડતાં રાજાના દેહ પર એક બીજો કારી ઘા વાગ્યો. પોતાના પતિની આવી ઘાયલ દશા જોઈ રાણી વાઘણની જેમ વીફરી અને રણ-

ચંડીની જેમ યવન સૈન્ય પર તૂટી પડી. તેનું પરાક્રમ જોઈ રજપૂત સૈનિકોમાં અજબ શૂરાતન વ્યાપ્યું અને તેઓ પણ શત્રુ ઉપર પૂરા જોરશોરથી તૂટી પડ્યા. છેવટે પોતાની વીર રાણીના નેતૃત્વ નીચે મરણિયા બનેલા રજપૂત યોદ્ધાઓએ યવન સૈન્યને ભગાડ્યું.

ઘાયલ સ્થિતિમાં રાજાને લઈ રાણી કલાવતી સૈન્ય સાથે રાજધાનીમાં પાછી ફરી. રાજાને જબરો ઘા વાગ્યો હતો. ઘા પર વૈદોની સારવાર શરૂ થઈ. પરંતુ વૈદોના મલમપટાથી કોઈ ફાયદો ન જણાયો. વૈદો છૂટી પડતાં રાણી કલાવતીને કહેવા લાગ્યા: 'મહારાણી, આ ઘા ઝેર પાયેલા હથિયારનો છે. આ ઝેરને મોંથી કોઈ ચૂસી લે તો જ મહારાજને આરામ થાય. પરંતુ આવી રીતે ઝેર ચૂસનારના માથે એક મોટું જોખમ છે. તે એ કે ચૂસનાર પોતે મરી જશે!'

રાણી કલાવતીએ વૈદોની આ વાત સાંભળી લીધી. પોતપોતાની રીતે પાટાપિંડી કરીને વૈદો વિદાય થયા. તે પછી કલાવતી વિચારવા લાગી:

'સૌને પોતાનો જીવ વહાલો હોય છે. રાજ્યમાંથી કોઈને કહું એ કરતાં હું પોતે જ મહારાજનું ઝેર ચૂસી લઉં, તો શું ખોટું? પતિથી મારે શું વધારે છે? વળી ઝેરથી મહારાજ કેટલું બધું રિબાય છે? મારાથી એમની પીડા જોઈ જતી નથી. એમની પીડા હું જ લઈ લઉં તો? સારું આજે રાતે જ વાત!'

આ વિચારે એ જ રાતે રાજા ઊંઘી ગયા હતા ત્યારે આસ્તે રહીને કલાવતીએ ઘામાંનું બધું ઝેર ચૂસી લીધું. ઝેરની અસરથી થોડી જ વારમાં કલાવતીનું મૃત્યુ થયું. પરંતુ મરતાં મરતાં કલાવતી પોતાના પતિ રાજાને ઉગારતી ગઈ. ઘામાં ઝેર ન રહ્યાથી રાજાનો ઘા ધીરે ધીરે રુઝાવા લાગ્યો અને તેઓ સાજાસમા થઈ ગયા.

રાજા કરણસિંહ પોતાની આ સતીસાધ્વી રાણીની, પુનિત સ્મૃતિ વાગોળતા વાગોળતા પોતાનું શેષ જીવન વ્યતીત કરવા લાગ્યા. કહે છે કે પોતાની પ્રિય રાણીના મૃત્યુ પછી રાજાએ બીજું લગ્ન કર્યું નહોતું.

પતિના પ્રાણ ખાતર પોતાના પ્રાણ પાથરી દેનાર રાણી કલાવતી જેવી બહાદુર અને પતિવ્રતા પત્નીઓ ઇતિહાસમાં વિરલ હશે.

## ૨૮ : વીરાંગના કર્મદેવી

જે સમયે મહારાજ પૃથ્વીરાજ ચૌહાણ દિલ્હીમાં રાજ્ય કરતા હતા તે સમયે મેવાડમાં રાણા સમરસિંહનું રાજ્ય હતું. પૃથ્વીરાજ ચૌહાણનાં બહેન પૃથાદેવી રાણા સમરસિંહનાં રાણી થાય. પૃથાદેવી સિવાય રાણા સમરસિંહના બીજાં એક રાણી હતાં, તેમનું નામ કર્મદેવી. રાણા સમરસિંહનાં આ બીજાં રાણી કર્મદેવીનું જ આ ટૂંકું ચરિત્ર છે.

રાણા સમરસિંહ એમના સમયના એક સમર્થ રાજા હતા. શાહબુદ્દીન ઘોરી સામે પણ પૃથ્વીરાજના પડખે ઊભીને તેમણે યુદ્ધમાં અસાધારણ વીરતા દાખવી હતી અને એ યુદ્ધમાં જ પાંચ હજારથી પણ વધુ મુસલમાન સૈનિકોનો સંહાર કરીને તેઓ વીર ગતિને પામ્યા હતા.

રાણા સમરસિંહ જેવા શૂરવીર હતા તેવા જ ધીર અને ચારિત્ર્યશાળી પુરુષ હતા. કવિ ચંદ બારોટે રાણા સમરસિંહ માટે લખ્યું છે: 'રાણા સમરસિંહ શૂરવીર, શાંત સ્વભાવના અને ધાર્મિક પુરુષ હતા. તેઓ યુદ્ધમાં જેટલા કુશળ હતા તેટલા જ રાજકાજમાં ચતુર હતા; તદુપરાંત તેઓ એક ઉત્તમ સલાહકાર અને વક્તા હતા. સર્વ સામંતો તેમનામાં પૂરો વિશ્વાસ

રાખતા હતા. પૃથ્વીરાજ ચૌહાણ પણ તેમના પ્રત્યે ઘણા પૂજ્યભાવથી જોતા હતા. શકુન જોવામાં, ઘોડા દોડાવવામાં, ભાલા મારવામાં અને સૈન્યની વ્યૂહરચનામાં સમરસિંહ ખૂબ જ પ્રવીણ હતા. શાંતિ કે યુદ્ધના સમયમાં સૌને સલાહ લેવાનું એક માત્ર સ્થાન તેઓ હતા. રાજ્યનીતિવિષયક મેં જે કંઈ મારા ગ્રંથમાં લખ્યું છે, તે મેં તેઓશ્રીના ચરણોમાં બેસીને મેળવ્યું છે.'

આ રીતે રાણા સમરસિંહ ચિતોડની એક મહાન વિભૂતિ હતા. તેમના અદ્ભુત ગુણો અને વિરલ શક્તિઓ જોઈ ને લોકો તેમને 'યોગીંદ્ર' કહેતા. કર્મદેવી આવા મહાન રાજાનાં રાણી હતાં. મહાન રાજાની રાણી થવું સહેલ છે, પરંતુ મહાન રાજાની મહાન રાણી બનવું મુશ્કેલ છે. એ મુશ્કેલ કાર્ય કર્મદેવીએ પોતાના જીવનમાં કરી બતાવ્યું.

શાહબુદ્દીન ઘોરી સામેના યુદ્ધમાં રાણા સમરસિંહ વીર ગતિને પામ્યા, એટલે તેમનાં પ્રથમ રાણી પૃથાદેવી તેમની પાછળ સતી થયાં. રાણા સમરસિંહ તેમની પાછળ 'કર્ણ' નામનો એક સગીર વયનો કુમાર મૂકી ગયા હતા. આ બાળરાજાના વાલી તરીકે મેવાડ રાજ્યનો સર્વ કારોબાર કર્મદેવીએ ઉપાડવો રહ્યો. એટલે પતિ પાછળ સતી ન થતાં કર્મદેવીએ બાળરાજા કર્ણના વાલી તરીકે રાજ્યની લગામ હાથમાં લીધી. તેઓ ચિતોડનાં 'રાજમાતા' બન્યાં.

કર્મદેવી આ રીતે મેવાડનું રાજ્ય કરતાં હતાં એ જ અરસામાં શાહબુદ્દીન ઘોરીએ દિલ્લીનું રાજ્ય જીતી લીધું. બીજે વર્ષે તેણે દેશદ્રોહી જયચંદને હરાવીને કનોજનું રાજ્ય કબજે કર્યું. એ પછી તેણે એક પછી એક હિંદુ રાજ્યો સર કરવા માંડ્યાં. એમ કરતાં કરતાં મેવાડનો વારો આવ્યો. મેવાડને જીતવા માટે શાહબુદ્દીન ઘોરીએ પોતાના પુત્ર કુતુબુદ્દીનને મોટા સૈન્ય સાથે મોકલ્યો.

જ્યારે કુતુબુદ્દીનની ચડાઈના સમાચાર મેવાડમાં પહોંચ્યા ત્યારે ત્યાંના રજપૂત સરદારો ચિંતામાં પડી ગયા. તેમને થતું

હતું: 'આ વખતે મહારાજ સમરસિંહ જીવતા હોત તો જુદી વાત હતી. હવે અમે કોની સરદારી નીચે લડીશું? કર્ણ રાજા તો હજુ બાલ્યવયમાં છે; અને રાજ્યની લગામ જેમના હાથમાં છે. તે રાજમાતા કર્મદેવી એક સ્ત્રી છે!'

આ આપત્તિકાળમાં સર્વ સરદારો ભેગા થઈને રાજમાતા કર્મદેવી પાસે પહોંચ્યા. તેઓ કર્મદેવીને કહેવા લાગ્યા: 'રાજમાતા, કુતુબુદ્દીનનું લશ્કર આપણા મેવાડ પર માર માર કરતું ચડી આવે છે, એવા સમાચાર મળ્યા છે. યવનોના એ લશ્કરનો અમે તો જીવ સાટે સામનો કરીશું; પરંતુ એથી કંઈ વળવાનું નથી; અમારો આગેવાન કોણ છે? મહારાજા સમરસિંહજી જીવતા હોત તો જુદી વાત હતી!'

સરદારોની આ વાત સાંભળી વીરતાની સાક્ષાત્ મૂર્તિ જેવાં કર્મદેવી ગર્જી ઊઠ્યાં: 'મહારાજ નથી એટલે શું થઈ ગયું! એ વીર મહારાજની જ હું અર્ધાંગના છું ને! યુદ્ધમાં તમારા બધાની આગેવાની હું લઈશ, પછી? તમે શું કામ ગભરાઓ છો? હું બેઠી છું ને ગુલામ કુતુબુદ્દીનના શા ભાર છે કે તે મેવાડભૂમિને પરતંત્ર બનાવી શકે?'

સ્વ. કવિ ખબરદારે 'વીરાંગના કર્મદેવી' નામના કાવ્યમાં કર્મદેવીની એ વખતની મનોદશાનો સુંદર ચિતાર આપ્યો છે. એમાંની આ એક ટુક છે:

અંગના!
વીરાંગના!
દૃઢ દુર્ગ જેવી વીરાંગના!
શૌર્યસંજીવની ઉગ્ર પ્રભાવિશાળ વીરાંગના!
ઉન્મત્ત સરિત ધસી,
જળ પૂર્ણ તેજ ઘુમાવતી,
નિજબળ પ્રચંડ કસી,

સાગર ગગન ઉછળાવતી,
એવી કરાળ વીરાંગના !
મેવાડ શું પરતંત્ર થાય, વીરાંગના ?
શું યવન-કિંકર કુતુબુદ્દીન જયધ્વજ ઉડાવશે ?
શું વીરભૂમિ-કળી છુંદાય, વીરાંગના ?
જ્યાં સમરસિંહતણી શૂરી સિંહણ સમર ઝુલાવશે ?
('રાષ્ટ્રિકા'માંથી)

રાજમાતા કર્મદેવીની આવી વીર ગર્જનાથી સરદારો ગેલમાં આવી ગયા. તેમને થયુ: 'જો રાજમાતા યુદ્ધમાં અમારી આગેવાની લે તો તો સૈન્યમાં પૂરેપૂરો શક્તિસંચાર થાય અને જોઈતા પ્રમાણમાં સૌને પ્રેરણા મળી રહે.'

કર્મદેવી પોતે સારી રીતે અસ્ત્રશસ્ત્ર ચલાવી જાણતાં હતાં; વળી તેઓ યુદ્ધકલામાં પણ નિપુણ હતાં. એટલે રાજમાતાની વાતને સૌએ ઉલટભેર વધાવી લીધી અને મોટેથી 'રાજમાતાનો જય !' બોલાવતા સૌ ઊઠ્યા.

પછી તો કર્મદેવી વીરવેશમાં સજ્જ થયાં. તેમણે પૂરેપૂરાં અસ્ત્રશસ્ત્ર સજ્યાં અને મેવાડી વીરોનાં સૈન્યને કુતુબુદ્દીનના સામે યુદ્ધમાં દોરવા માંડ્યું.

કર્મદેવી પોતે યુદ્ધમાં સરદારી લેવાનાં છે એ વાત જાણી અડખેપડખેના નવ ક્ષત્રિય રાજાઓ, રાવતો તથા અગિયાર ઉપાધિધારી સામંતો પોતપોતાના સૈન્ય સાથે તેમની મદદે આવી પહોંચ્યા.

પછી આ બધા સાથે કર્મદેવી કુતુબુદ્દીનના સૈન્ય ઉપર અંબરની નજીકમાં ત્રાટક્યાં. એ દિવસે તેમણે અદ્ભુત શૂરાતન દાખવ્યું અને પોતાના દાખલાથી પોતાના સર્વ માણસોને અદ્ભુત પાનો ચડાવ્યો. એથી રજપૂત વીરોએ યવન સૈનિકો સામે ગજબનાક પરાક્રમ કરી બતાવ્યું અને તેને વેરણછેરણ કરી નાખીને

ભગાડી દીધું. યવન સૈન્યનો સરદાર કુતુબુદ્દીન ઘવાયેલી સ્થિતિમાં માંડ માંડ જીવતો ભાગી છૂટ્યો.

આ રીતે કર્મદેવીની સરદારી નીચે રજપૂત સૈન્યે ગૌરવભર્યો વિજય મેળવ્યો. કર્મદેવીનો આ વિજય મેવાડના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયેલો છે.

કર્મદેવી માટે આપણે ગુજરાતીઓએ ખાસ ગર્વ લેવા જેવું છે; કેમ કે તેઓ આપણા ગુજરાતના અણહિલપુર પાટણના એક ચૌલુક્યવંશી રાજાનાં સુપુત્રી હતાં.

## ૨૯: દેશભક્ત વીરમતી

ભારતવર્ષના મધ્યકાળનો જમાનો જ જુદો હતો; તેનો રંગ જ કંઈ ઓર હતો. કવિ શ્રી ચંદ્રવદન મહેતાના શબ્દોમાં કહીએ તો–

એ શૌર્ય ને ટેક તણો જમાનો,
સાંખી શકે ના વીર એક ટાણો,
ના યોગ કે કાળ કંઈ વિચારે,
ને પાર ધાર્યું મનનું ઉતારે!

વીરમતીની કથા એટલે 'મનનું ધાર્યું પાર ઉતારનાર' એક વીર યુવતીની કથા.

ચૌદમી સદીમાં દેવગિરિ–દેવગઢનું રાજ્ય હતું. એમાં યાદવ રાજાઓ રાજ્ય કરતા હતા. જે વખતે બાદશાહ અલાઉદ્દીન ખિલજી એક પછી એક હિંદુ રાજ્યો ઓહિયાં કરતો હતો ત્યારની આ વાત છે. દેવગિરિનું રાજ્ય મેવાડની જેમ એક નાનું રાજ્ય હતું; આમ છતાં વીરત્વમાં તે 'દક્ષિણનું મેવાડ' કહેવાતું.

એ વખતે દેવગિરિમાં રાજા રામદેવજી રાજ્ય કરતા હતા. તેમના નામ પ્રમાણે દેવગિરિમાં રામરાજ્ય ચાલતું હતું.

રામરાજા માણસપારખુ રાજવી હતા. તેમણે એક વીર મરાઠા રજપૂતની શૂરવીરતા પારખી હતી અને તેને જ પોતાના રાજ્યનો સેનાપતિ બનાવ્યો હતો. આ મરાઠા સેનાપતિની રામરાજાને ઘણી જ સારી હૂંફ હતી. આ શક્તિશાળી મરાઠા સેનાપતિને લીધે શત્રુઓ દેવગિરિના રાજ્ય સામી નજર કરતાં પહેલાં ઘણો વિચાર કરતા; અને ભૂલેચૂકે પણ કોઈ શત્રુ દેવગિરિ રાજ્ય પર ચડી આવતો તો તેને આ મરાઠા સેનાપતિની શમશેર અને શૂરવીરતાનો સારી પેઠે સ્વાદ ચાખવા મળતો હતો. મરાઠા સેનાપતિ રામરાજા વતી ઘણાં યુદ્ધોમાં ઊતર્યો હતો અને તેણે નિષ્ઠાપૂર્વક લડીને રામરાજાને ઠેર ઠેર વિજયો અપાવ્યા હતા. રામરાજા પણ તેની સ્વામીનિષ્ઠા પર મુગ્ધ હતા; અને તેને પોતાના સગા ભાઈ લેખતા હતા.

ભાગ્યયોગે કોઈ એક યુદ્ધમાં આ મરાઠા સેનાપતિ વીરગતિને પામ્યો. સેનાપતિને સંતાનમાં એક માત્ર કન્યા હતી; તેનું નામ વીરમતી.

સેનાપતિના મૃત્યુ પછી રાજાએ વીરમતીને પોતાના મહેલમાં બોલાવી લીધી અને પોતાની કુંવરી સાથે વીરમતીને ઉછેરવા માંડી.

પુત્ર એ જ કે જે બાપથી સવાયું કરી દેખાડે; એવું જ પુત્રીની બાબતમાં પણ કહી શકાય. વીરમતીએ પોતાના જીવનમાં પોતાના પિતા કરતાં પણ સવાઈ કરી દેખાડ્યું. પિતાની સ્વામીનિષ્ઠા કરતાં પણ વીરમતીએ સવાઈ સ્વામીનિષ્ઠા પોતાના જીવનમાં બતાવી છે. એ કેવી રીતે તે હવે જોઈએ.

વીરમતીનો સ્વભાવ આમ બહુ પ્રેમાળ હતો; એટલે તે રાજ-કુટુંબમાં સારી પેઠે હળી ગઈ હતી. રાજાની કુંવરી–ગૌરીકુમારીને અને વીરમતીને તો ગાઢ બહેનપણાં થઈ ગયાં હતાં; તે એટલે સુધી કે ગૌરીકુમારીને વીરમતી વગર ઘડી પણ ગમતું નહોતું.

ગૌરીકુમારી ઉંમરમાં મોટી હતી, એટલે રાજાએ તેનાં લગ્ન વહેલાં કરી દીધાં. બીજી બાજુ રાજાએ વીરમતીની સગાઈ કૃષ્ણરાવ નામના એક મહારાષ્ટ્રીય યુવક સાથે કરી.

કૃષ્ણરાવ આમ તો બહુ વીર યુવક હતો; અને તેની વીરતાનાં બહુ વખાણ વીરમતીએ સાંભળ્યાં હતાં. પરંતુ વીરમતીના પિતાના કુળમાં રાજ્ય પ્રત્યે જે વફાદારી અને સ્વામીનિષ્ઠાનો સદ્ગુણ ઊતરી આવ્યો હતો તે કૃષ્ણરાવમાં બિલકુલ નહોતો. પરંતુ આ વાતની વીરમતીને બહુ મોડી ખબર પડી.

ઈ. સ. ૧૨૯૪માં અલાઉદ્દીન ખિલજીએ પોતાના વિશાળ સૈન્ય સાથે દક્ષિણ ભણી પ્રયાણ શરૂ કર્યું. દક્ષિણના એક પછી એક પ્રદેશ સર કરતો કરતો તે રાજ્યલોભી બાદશાહ આગળ વધવા લાગ્યો હતો. તેના દક્ષિણ બાજુ ચડી આવવાના સમાચાર દેવગિરિના રામરાજાને પણ મળ્યા. આ વખતે વીરમતીના વીર પિતા–સેનાપતિનું રાજાને સ્મરણ થયું; પરંતુ એ તો વીરગતિને પામ્યા હતા. એટલે લાચાર પરિસ્થિતિમાં રાજાએ પોતે અલાઉદ્દીન ખિલજીનો સામનો કરવાનો નિર્ધાર કર્યો. આ વખતે સ્વાભાવિક રીતે તેમની નજર પોતાની લાડકી વીરમતીના બહાદુર વર–કૃષ્ણરાવ પર પડી. તેમણે કૃષ્ણરાવને સૈન્યમાં અગત્યનો હોદ્દો આપ્યો.

યુદ્ધમાં પ્રયાણ કરતાં પહેલાં કૃષ્ણરાવ પોતાની ભાવિ વધૂ વીરમતીની વિદાય લેવા ગયો. એ વખતે તેને વિદાય દેતાં વીરમતીએ કહ્યું: 'પ્રિયતમ, વીર ક્ષત્રિયો માટે તો આરામ કરવાનું સાચું સ્થાન યુદ્ધભૂમિ જ છે. જો મારા પર તમારો પ્રેમ હોય તો પહેલાં રણભૂમિ ઉપર પ્રેમ કરો. આપણા રાજ્યની સ્વાધીનતા અત્યારે જોખમમાં મુકાઈ છે ત્યારે આપણો ક્ષત્રિયોનો ધર્મ છે કે તેના માટે મરી ફીટવું.'

એ પછી રામરાજાની સેના અને યવન સેના વચ્ચે ઘોર યુદ્ધ મચ્યું. તેમાં રામરાજાની સેનાએ સારું પરાક્રમ કરી બતાવ્યું. ઘડીભર તો એમ પણ લાગ્યું કે અલાઉદ્દીનનું સૈન્ય ભાગવા માંડ્યું છે. અને એ વાત એક રીતે સાચી પણ હતી. અલાઉદ્દીન પોતાના સૈન્યને લઈને પીછેહઠ તો કરી રહ્યો હતો જ, પરંતુ એ કપટી બાદશાહની શત્રુને ભુલાવામાં નાખવાની તે એક ચાલબાજી માત્ર હતી. અને દુર્ભાગ્યે એ ચાલબાજીમાં કૃષ્ણરાવનો—વીરમતીના પતિનો હાથ હતો!

એટલે જ્યારે થોડીક પીછેહઠ કરીને યવન સૈન્ય ફરી ચડી આવ્યું, ત્યારે રામરાજાના આશ્ચર્યનો કંઈ પાર રહ્યો નહિ; તેઓ સહજ મૂંઝવણમાં પડી ગયા. આમ છતાં તેમણે અને તેમના સૈન્યે યવન સૈન્યનો તત્કાળ સામનો કરવાની હામ બીડી અને એ માટે સૌ તૈયાર પણ થઈ ગયા. પરંતુ એ વખતે મનમાં કપટ રાખીને કૃષ્ણરાવ રામરાજા પાસે આવ્યો અને કહેવા લાગ્યો: “મહારાજ, આવી પરિસ્થિતિમાં આપણે એકદમ ઉતાવળા થઈને હુમલો કરવાનું જોખમ ન વહોરવું જોઈએ, પરંતુ કૂટનીતિથી કામ લેવું જોઈએ.'

'એટલે?' રામરાજા બોલી ઊઠ્યા.

કૃષ્ણરાવે ધીમે રહીને કહ્યું: 'જુઓ, પહેલાં આપણે શત્રુની સેના કેટલી છે, તેની પાસે લશ્કરી સામગ્રી કેટલી છે, રસદ કેટલી છે, વગેરેની ગુપ્તપણે તપાસ કરવી જોઈએ. આપણામાંથી કોઈ ગુપ્તવેશે શત્રુસૈન્યમાં ફરી આવે અને આ બધી તપાસ કરી આવે તો એ પરથી આપણને શત્રુના બળનો ખ્યાલ આવશે. શત્રુના બળનો ખ્યાલ કર્યા વગર આંધળિયાં કરીને એમના પર ધસી જવું એ ડહાપણનું કામ નથી. આપની આજ્ઞા હોય તો સેવક એ કામ કરવા તૈયાર છે.'

કપટી કૃષ્ણરાવનો આમા મલીન ઇરાદો હતો. આ રીતે તે બાદશાહ અલાઉદ્દીનની ખાનગી મુલાકાત લેવા માગતો હતો. પછી ઘરનો ભેદ બતાવી દઈને બદલામા પોતાને રામરાજાને બદલે અલાઉદ્દીનના ખડિયા રાજા તરીકે દેવગિરિની ગાદી પર બેસી જવુ હતુ!

રામરાજાને તો કૃષ્ણરાવમા વિશ્વાસ હતો વળી એ પોતાની લાડકી વીરમતીનો પતિ હતો, એટલે તેમણે કૃષ્ણરાવને તેણે માગી તેવી સમતિ આપી દીધી.

પરતુ વીરમતી જેવી બહાદુર હતી તેવી જ વિચક્ષણ પણ હતી તેને કોઈ ને કોઈ રસ્તે કૃષ્ણદેવના કપટની ગધ આવી ગઈ હતી પોતાનો પતિ આવો દગાખાજ અને દેશદ્રોહી નીકળશે એવો સ્વપ્ને પણ તેને ખ્યાલ નહોતો. પોતાના ભાવિ પતિના આવા કપટી કારસ્તાનથી તેને મનમા ખૂબ જ માઠુ લાગ્યુ પરતુ અત્યારે તો તેને પળેપળ વિચારીને કામ કરવાનુ યોગ્ય લાગ્યુ તેણે વિચાર્યું 'કૃષ્ણરાવ મારા પતિ છે એ સાચુ, પરતુ મારા પતિના દેશદ્રોહના કાર્યને હુ કદાપિ સફળ નહિ બનવા દઉ! આર્ય સ્ત્રીનુ કર્તવ્ય છે કે પોતાનો પતિ કર્તવ્યભ્રષ્ટ બનતો હોય તો તેને વારવો, અને એમ કરવા જતા કદાચ પોતાના પ્રાણની પણ આહુતિ આપવી પડે તો તે પણ આપવી'

મનમા આવા દૃઢ નિશ્ચય સાથે વીરમતીએ એક વાત વિચારી રાખી અલાઉદ્દીનની છાવણીમા પોતાની કપટ રમત રમવા જતા પહેલા જયારે કૃષ્ણદેવ વીરમતીની વિદાય લેવા આવ્યો ત્યારે વીરમતીએ કૃષ્ણદેવને કહ્યુ 'ભલે હજુ આપણી સગાઈ થયેલી છે, છતા હુ મનથી તમને વરી ચૂકેલી જ છુ તમે જ મારા સ્વામીનાથ છો શત્રુની સેના બહુ મોટી છે, અને એ સેનામા તમે છૂપે વેશે જવાના છો, ન કરે નારાયણ ને એમા કઈ થાય તો? હું

તમારી અર્ધાંગના છું; જ્યાં કાયા ત્યાં છાયા. તમારા નસીબ સાથે મારું નસીબ જોડાયેલું છે જ; એટલે પુરુષનો વેશ ધારણ કરીને હું તો તમારી સાથે જ આવીશ.'

પરંતુ કૃષ્ણુરાવ તો પોતાની કપટ–રમત રમવા જતો હતો, ત્યાં એ નેકદિલીની વીરમતીને સાથે કયાં લઈ જાય? વળી એ જાણતો હતો કે વીરમતીની રામરાજા પ્રત્યે કેવી ભક્તિ હતી. એટલે કોઈ પણ ઉપાયે તે વીરમતીને પોતાની સાથે લઈ જવા તૈયાર થયો નહિ; પરંતુ વીરમતી એવી કાચી માટીની નહોતી. પોતાને મૂકીને કૃષ્ણુરાવ એકલો અલાઉદ્દીનની છાવણી ભણી રવાના થયો, એટલે તે પણ મરદાની પોષાકમાં શસ્ત્રો સજીને તેની પાછળ પાછળ ઘોડેસવાર થઈને ચાલવા લાગી. વીરમતીની નજર કૃષ્ણુરાવ પર બરાબર મંડાયેલી હતી; તેણે કૃષ્ણુરાવનો બરાબર પીછો પકડ્યો હતો.

એટલામાં એક ઝાડી આવી, ત્યાં કૃષ્ણુરાવ અટકયો: વીરમતી પણ ખૂબ સાવચેતીથી કૃષ્ણુરાવના પગલે પગલે તેની નજીક આવી પહોંચી. એક ઝાડના થડના ઓથે તે લપાઈ ગઈ અને શું બને છે તે જોવા લાગી.

થોડી જ વારમાં અલાઉદ્દીનનો સેનાપતિ આવી પહોંચ્યો. કૃષ્ણુરાવ રામરાજાના લશ્કરનો બધો ભેદ તેને આપવાનું શરૂ કરતો હતો, ત્યાં જ વીરમતીની આંખ ફાટી ગઈ; પોતાના દેશદ્રોહી પતિ પ્રત્યે તેને રૂંવેરૂંવે ઝાળ વ્યાપી. ઘડીનાયે વિલંબ વિના હાથમાં ઉઘાડી તલવાર સાથે વીરમતી કૃષ્ણુદેવ સમક્ષ પહોંચી ગઈ અને એ કંઈ બોલે એ પહેલાં જ એણે એની છાતીમાં તલવારનો બરાબર ઘા કર્યો! આ જોઈ પેલો યવન સેનાપતિ તો જાય ભાગ્યો! કૃષ્ણુરાવે વીરમતીને ઓળખી. મરતાં મરતાં તેણે વીરમતીને કહ્યું: 'પ્રિયે!'

તરત જ વીરમતી સિંહણની જેમ ગર્જી ઊઠી: 'દેશદ્રોહી! હું તારી પ્રિયા નથી! તારી પ્રિયા તો તારું પાપ, તારા હૃદયની મલીનતા, દેશદ્રોહની તારી દુષ્ટ ભાવના બનશે. દુષ્ટ, મેં આવું પહેલેથી જાણ્યું હોત કે મારો પતિ આવો દેશદ્રોહી અને લુણહરામ છે તો પહેલેથી જ હું તારી સાથે મારી સગાઈ થવા દેત નહીં; પરંતુ એનું કંઈ નહિ. મેં એક વાર તને વચન આપી દીધું છે કે તું મારો પતિ છે, એટલે થઈ રહ્યું. તને મારીને હવે હું પણ જીવતી નહિ રહું. જ્યાં પતિ ત્યાં સતી!'

એમ કહીને વીરમતીએ એ જ લોહી નીતરતી તલવાર પોતાની છાતીમાં ઘુસાડી દીધી અને પોતાના પુનિત જીવનનો ત્યાં ને ત્યાં અંત આણ્યો.

આવી રીતે લગ્નગ્રંથિથી જોડાયા પહેલાં જ પ્રેમી યુગલની જીવનલીલાનો અંત આવ્યો. વીરમતીએ પોતાના મનની આ વાત અગાઉ કોઈને કહી નહોતી, એટલે કોઈને આ વિશેની કેટલાક સમય સુધી ખબર પણ પડી નહોતી.

રામરાજાએ બંને જણાંની–કૃષ્ણરાવ અને વીરમતીની ઘણી શોધ કરાવી હતી, પરંતુ કંઈ પત્તો લાગ્યો નહોતો. આ પછી ઘણા દિવસે અલાઉદ્દીનની સેનાએ દેવગિરિ પર વિજય મેળવ્યો અને દેવગિરિનો કિલ્લો તેના હાથમાં આવ્યો ત્યારે એક મુસલમાન સૈનિકે આ વાતનો ઘટસ્ફોટ કર્યો હતો. આમ એક મુસલમાન સૈનિકના મુખેથી વીરમતીના વીરતાભર્યા કૃત્યની સૌને જાણ થઈ હતી.

ભારતમાતાની કૂખ વીરમતી જેવી વીર અને દેશભક્ત પુત્રીથી ઊજળી છે.

# ૩૦ : સૌંદર્યરાણી પદ્મિની

ઈ. સ. ૧૨૭૫ની સાલની વાત છે.

એ વર્ષે ચિતોડની ગાદી પર રાજા લક્ષ્મણસિંહનું શાસન હતું. પરંતુ લક્ષ્મણસિંહ સગીર ઉંમરનો હોવાથી તેના વાલી તરીકે તેના કાકા ભીમસિંહજી× રાજકારભાર ચલાવતા હતા.

ભીમસિંહજી વીર, પરાક્રમી અને રાજ્યવહીવટમાં કુશળ હતા. તેઓ સિંહલદ્વીપ* (લંકા)ના રાજા ગંધર્વસેનની પદ્મિની નામની અત્યંત રૂપવતી કન્યા સાથે પરણ્યા હતા.

પદ્મિની, તેના નામ પ્રમાણે, ખરેખર એક સૌંદર્યવતી સ્ત્રી હતી. તેના રૂપની ખ્યાતિ સારાયે મુલકમાં પ્રસરેલી હતી. પદ્મિની માત્ર રૂપની પૂતળી જ નહોતી; પરંતુ તેનામાં અપૂર્વ સૌંદર્ય અને અણીશુદ્ધ ચારિત્ર્યનો સુમેળ સધાયો હતો. એથી કરીને લોકોના હૃદયમાં તેનું નામ સ્થાન પામ્યું હતું. કહેવાય છે કે સતીસાધ્વી રૂપસુંદરી પદ્મિનીના નામ ઉપરથી એ વખતની કન્યાઓનાં નામ પદ્મિની પાડવાની ફેશન–પ્રથા બની હતી.

એ વખતે દિલ્હીની ગાદી પર બાદશાહ અલાઉદ્દીન ખિલજી (ખૂની) રાજ્ય કરતો હતો. પદ્મિનીના અદ્ભુત સૌંદર્યની વાત સાંભળી તેને પદ્મિનીને પોતાની બેગમ બનાવવાનું મન થયું. અને એટલા માટે તેણે ઈ. સ. ૧૩૦૩માં ચિતોડ પર ચડાઈ કરી.

અલાઉદ્દીનના રાજ્યમાં હિંદુઓ ઉપર કેવા ઘોર અત્યાચાર ગુજરતા હતા એની વાતો ચિતોડના લોકોએ સાંભળેલી હતી.

---

× લક્ષ્મણસિંહના કાકાનું 'ભીમસિંહ' નામ ઇતિહાસના ઊંડા સંશોધનથી ખોટું ઠર્યું છે; તેમનું સાચું નામ હતું રત્નસિંહ.

* પાછળથી રાજસ્થાનના ઇતિહાસનું જે સંશોધન થયું છે તે ઉપરથી પદ્મિની સિંહલદ્વીપના રાજાની નહિ પણ ચિતોડથી પૂર્વમાં ૪૦ માઈલ દૂર આવેલા સિંગોલીના એક સરદારની કન્યા હતી એમ ઠરે છે.

હવે એ જ અલાઉદ્દીન તેમના રાજ્ય પર ચડી આવ્યો હતો અને તે પણ તેમની જ એક સતીસાધ્વી રાણીનું શિયળ લૂંટવા. આથી અલાઉદ્દીન વિરુદ્ધ ચિતોડના રજપૂતોનું લોહી પૂરેપૂરું ઊકળી ઊઠ્યું. પોતાની તલવારના સોગન ખાઈને તેઓ ગર્જી ઊઠ્યા: 'અમારામાં જ્યાં સુધી પ્રાણ હશે ત્યાં સુધી તો અમારી માબહેનો-ની લાજ એ યવન બાદશાહના હાથે નહિ લૂંટાવા દઈએ!'

આમ રજપૂતોએ જોરશોરથી અલાઉદ્દીન ખિલજીનો સામનો કર્યો. યવનો અને રજપૂતો વચ્ચેનું આ યુદ્ધ ઘણું લાંબું ચાલ્યું. છેવટે અલાઉદ્દીન થાક્યો. થાકીને તેણે એક યુક્તિ કરી. તેણે ફેરવી તોળતાં ભીમસિંહજીને કહેવડાવ્યું: 'તમારાં રાણી પદ્મિનીને લઈ જવા માટે હું આવ્યો નથી; એમનાં અદ્ભુત સૌંદર્યની વાત સાંભળી માત્ર એક વાર હું તેમનાં દર્શન કરવા આવ્યો છું. બસ એક વાર મને રાણીનાં દર્શન કરાવો, પછી હું દિલ્હી પાછો ચાલ્યો જઈશ.'

ભીમસિંહને આ વાત બિલકુલ ન રુચી. તેમણે તો નક્કી કરી નાખ્યું: 'યુદ્ધ ભલે લંબાય, પરંતુ પદ્મિની બાદશાહને બતાવવાનું કામ અશક્ય છે.'

પરંતુ આ વાત જ્યારે પદ્મિનીના જાણવામાં આવી, ત્યારે એ શાણી સ્ત્રીએ વિચાર્યું: 'મને એક વાર નીરખવા માટે બાદશાહ માગણી કરે છે એમાં ખાસ શો વાંધો છે? આપણું મન ચોખ્ખું છે, પછી બાદશાહ આપણને શું કરવાનો હતો? જોકે આમ એક યવન બાદશાહને મારું મોં બતાવવું અજુગતું તો છે જ, પરંતુ માત્ર એટલાથી જ મારા રજપૂત ભાઈઓ મોટા અને ખોટા રક્તપાતમાંથી બચી જતા હોય, તો એટલો કડવો ઘૂંટડો હું ગળી જઈશ.'

એટલે તેણે પોતાના પતિ-ભીમસિંહને કહ્યું: 'સ્વામીનાથ, આપણા બહાદુર રજપૂતોનો નાહક રક્તપાત કરાવવાની કંઈ

જરૂર નથી. મેં એક યુક્તિ વિચારી છે. એથી બાદશાહ મ અત્યક્ષ રીતે તો નહિ જોઈ શકે, પરંતુ પરોક્ષ રીતે જરૂર જો શકશે. એક મોટા અરીસા એવી રીતે ગોઠવવામાં આવે કે પડદા ની આડમાં ઊભેલી વ્યક્તિનું પ્રતિબિંબ એમાં બરાબર પડે. એવી રીતે પડદાની આડમાં ઊભી રહીશ. પછી બાદશાહ અરીસા માં પડેલું મારું પ્રતિબિંબ ભલે જુએ.'

ભીમસિંહને પણ આ વાત ઠીક લાગી; એટલે આ રીતે અલાઉદ્દીનને પદ્મિની બતાવવાનું નક્કી થયું. આ સમાચાર અલાઉદ્દીનને પાડવવામાં આવ્યા ત્યારે તે આ રીતે પણ પદ્મિનીને જોવા માટે તૈયાર થયો.

એટલે ભીમસિંહે બાદશાહ અલાઉદ્દીનને મહેમાન તરીકે પોતાના મહેલે નોતર્યો. અલાઉદ્દીન પોતાના થોડાક સેવકો સાથે ભીમસિંહના મહેલે નિર્ભયપણે આવી પહોંચ્યો; કેમકે તેને ખાતરી હતી કે રજપૂત રાજાઓ પોતાના વચન મુજબ જ વર્તે છે. વચન મુજબ, કોઈ જાતના દગાફટકા વગર અલાઉદ્દીનને અરીસામાં પદ્મિની જોવા મળી. અલાઉદ્દીન પદ્મિનીની બાજુ પીઠ કરીને બેઠો હતો અને એ રીતે જ તેણે અરીસામાં પદ્મિનીના પ્રતિબિંબને જોયું હતું.

પરંતુ પદ્મિનીનું અપૂર્વ સૌંદર્ય તેના પ્રતિબિંબમાં પણ ઢાંકયું રહ્યું નહિ. પદ્મિનીના સૌંદર્યની જે કલ્પના અલાઉદ્દીનના હૃદયમાં રમતી હતી, તેનાથી અનેકગણું સૌંદર્ય તેને એ રૂપ-રમણીના પ્રતિબિંબમાં જોવા મળ્યું. એથી એ જ ઘડીએ તેણે પદ્મિનીને ગમે તે ભોગે મેળવવાનો દૃઢ નિશ્ચય મન સાથે કરી નાખ્યો.

પરંતુ તે સમજતો હતો કે યુદ્ધ કરીને હવે ચિતોડને હરાવવું શકય નથી; એટલે તેણે કપટબુદ્ધિથી કામ લેવા માંડયું. પદ્મિનીનું પ્રતિબિંબ જોઈને ઊઠ્યા પછી અલાઉદ્દીને ભીમસિંહજીને મિત્રભાવે પોતાના તંબૂમાં આવવાનું આમંત્રણ પાઠવ્યું. આ

આમંત્રણ પાઠવતી વખતે એ વિશ્વાસઘાતી બાદશાહે મુખ એવું ગંભીર રાખ્યું કે તેના મનના કપટની જરા પણ ગંધ ભીમસિંહને આવી નહિ. ભીમસિંહ તો સરળ સ્વભાવના હતા; પોતાનું હૃદય જેવું સ્વચ્છ હતું તેવું જ તેઓ અલાઉદ્દીનનું ધારતા હતા. એટલે અલાઉદ્દીનના આમંત્રણને માન આપીને તેઓ તેના તંબૂમાં ગયા. એ જ વખતે દગાફટકાથી અલાઉદ્દીનના સૈનિકોએ તેમને કેદ પકડ્યા. પછી અલાઉદ્દીને ચિતોડવાસીઓને કહેવડાવ્યું: 'જ્યાં સુધી મને પદ્મિની નહિ મળે, ત્યાં સુધી હું ભીમસિંહને છોડનાર નથી!'

અલાઉદ્દીનના આવા છળકપટ અને વિશ્વાસઘાતથી ચિતોડમાં હાહાકાર મચી ગયો. રજપૂતોએ વિચાર્યું કે આ સ્થિતિમાં તેઓ ભીમસિંહજીને છાનુંછપનું ઝેર મોકલી આપે, જેથી તેઓ આત્મયજ્ઞ કરીને સ્વર્ગમાં ચાલ્યા જાય. પરંતુ સતી રાણી પદ્મિનીને આ વાત ન રુચી. પોતાના કારણે પોતાના પતિનું મૃત્યુ થાય એ તેને ન રુચ્યું. એ મનોમન બોલી: 'ભલે મારું મૃત્યુ થાય, પરંતુ આ રીતે લાચાર દશામાં મારા રાણાજીનું મૃત્યુ તો ન જ થવા દઉં!' એટલે તેણે કૂટનીતિથી કામ લેવાનું યોગ્ય ધાર્યું. પોતાના પિયરના બે બહાદુરો ભીમસિંહના રાજ્યની સેવામાં હતા જ; તેમની બહાદુરી અને વફાદારી પર પદ્મિનીને પૂરેપૂરો વિશ્વાસ હતો. પદ્મિનીના આ બે સ્વજનો તે 'ગોરા' અને 'બાદલ.' ગોરા ભીમસિંહની સેનામાં સેનાનાયક હતો. બાદલ માત્ર બાર વર્ષની નાની ઉંમરનો હતો; પરંતુ એ નાનો છતાં સિંહનું બચ્ચું હતો. સેનાપતિ 'ગોરા' તેનો કાકો થતો હતો. આ કાકા-ભત્રીજાને પદ્મિનીએ પોતાની પાસે બોલાવડાવ્યા અને તેમને બધી પરિસ્થિતિથી વાકેફ કર્યા. પછી એ ત્રણે જણાંએ મળીને એક વિચક્ષણ અને અદ્ભુત યોજના વિચારી કાઢી. એ યોજના અનુસાર પદ્મિનીએ અલાઉદ્દીન બાદશાહને કહેવડાવ્યું: 'જ્યારે આપ

નામદાર મારા કારણે નિર્દોષ એવા મેવાડના રાણાના પ્રાણ લેવા તૈયાર થયા છો, તો હું પોતે આપની બેગમ બનવા ખુશી છું. પરંતુ હું આપની પાસે આવીશ તે એક રાજરાણીની અદાથી. હું એકલી આપની પાસે કદાપિ નહિ આવું. અહીં ચિતોડમાં મારી સાતસો જેટલી સાહેલીઓ છે. તેના વગર મને ઘડીક પણ ચેન પડતું નથી. મારી એ સાતસોયે સાહેલીઓ ઊંચા અને ખાનદાન રજપૂત કુટુંબની કન્યાઓ અને સ્ત્રીઓ છે. એમાંની કેટલીક મને આપની પાસે વળાવીને ચિતોડ પાછી ફરશે, અને બાકીની મારી સાથે રહેશે. વળી આપની હું બેગમ બનું તે પહેલાં એક વાર મારા પતિ–મેવાડના રાણાનું એકાંતમાં દર્શન કરવાની આપે મને રજા આપવી પડશે. હું જ્યારે રાણાની આવી મુલાકાત લઉં ત્યારે તેમના બંદીખાનાની આસપાસ કોઈ જાતનો પહેરો ન હોવો જોઈએ. મારી સાહેલીઓ અને હું જ્યારે પાલખીઓમાં બેસીને આવીએ, ત્યારે રસ્તામાં આપના મુસલમાન સૈનિકોની કોઈ જાતની રોકટોક થવી ન જોઈએ. જો આપ નામદારને આ શરતો માન્ય હોય, તો આ રીતે હું આપની બેગમ થવા ખુશી છું.'

માણસને જ્યારે કામ વ્યાપે છે ત્યાર તે અંધ બને છે. એ જ રીતે અલાઉદ્દીન પદ્મિની પાછળ કામાંધ બન્યો હતો એટલે તેણે પદ્મિનીની બધી શરતો માન્ય રાખી. તેને તો એક જ વાતની લગની લાગી હતી કે, કોઈ પણ ભોગે પદ્મિની પોતાની થાય.

અલાઉદ્દીને પોતાની શરતો માન્ય રાખી એટલે આ બાજુ પદ્મિનીએ અને ગોરા–બાદલ આદિ સેનાનીઓએ બધી તૈયારીઓ કરવા માંડી. સાતસો સાહેલીઓ માટે કુલ સાતસો પાલખીઓ તૈયાર કરવામાં આવી. તેમાં પદ્મિનીની સાહેલીઓ બેસવાની નહોતી, પરંતુ તેમના સ્થાને પ્રત્યેકમાં બબ્બે રજપૂત યોદ્ધાઓ બેસી જવાના હતા. વળી પ્રત્યેક પાલખીને ઉપાડનાર ચાર ભોઈઓ તો જોઈએ ને? આ ભોઈઓનો વેશ વીર રજપૂત

યોદ્ધાઓએ લીધો હતો. એટલે પ્રત્યેક પાલખીની સાથે છ છ રજપૂત યોદ્ધાઓ અલાઉદ્દીનની છાવણીમાં દાખલ થવાના હતા. એટલે પદ્મિની સાથે સાતસો પાલખીઓમાં બધા મળીને બેતાળીસસો રજપૂત યોદ્ધાઓ અલાઉદ્દીનની છાવણીમાં કૂચ કરી જવા રવાના થયા. સૌથી મોખરાની પાલખી સર્વથી સુંદર હતી અને બધી પાલખીઓથી તે જુદી તરી આવતી હતી. તેમાં પદ્મિની પોતે બેઠી હતી.* તેની પાલખીની આગળ ગોરા અને બાદલ-કાકોભત્રીજો ઘોડેસવાર થઈને ચાલતા હતા.

આ રીતે નક્કી થયેલા દિવસે અને સમયે અલાઉદ્દીનની છાવણીમાં સાતસો પાલખીઓ દાખલ થઈ. શરત મુજબ પાલખીઓની હારથી મુસલમાન સૈનિકો દૂર ઊભા રહ્યા હતા. છાવણીમાં જઈને પદ્મિની ભીમસિંહને મળવા ગઈ; તેની સાથે તેણે થોડીક બીજી પાલખીઓ પણ રાખી હતી. ગોરા અને બાદલ તો સાથે હોય જ. પદ્મિની-રાણાને મળી અને ચાલાકીથી થોડી જ વારમાં એવો ગોટાળો વાળ્યો કે ભીમસિંહજી અને પદ્મિની એક સામાન્ય પાલખીમાં ભરાઈ બેઠાં, પદ્મિનીની ખાસ પાલખીમાં બીજાત્રીજા ભરાઈ બેઠા. પછી પદ્મિની અને ભીમસિંહવાળી પાલખીને વચમાં રાખીને થોડીક પાલખીઓ પાછી વળી, કે આવજો ચિતોડ વહેલું. અલાઉદ્દીનના માણસોએ એમ ધાર્યું કે આ તો રાણી પદ્મિનીને વળાવીને તેની કેટલીક સાહેલીઓ પાછી વળતી હતી!

આ બાજુ અલાઉદ્દીન તો પદ્મિનીની રાહ જોતો બેઠો હતો. તેના મનમાં હતું કે, ભીમસિંહને મળીને હમણાં પદ્મિની પોતાની પાસે આવી પહોંચશે. પરંતુ ઠીક ઠીક રાહ જોવા છતાં પદ્મિની પોતાની પાસે ન આવી, એટલે બાદશાહને કંઈક વહેમ પડ્યો.

* એમ પણ કહેવામાં આવે છે કે, પદ્મિનીની પાલખીમાં પદ્મિની પોતે બેઠી ન હતી, પરંતુ તેને બદલે ભીમસિંહના બેડીઓ તોડવા માટે જરૂરી સાધનો લઈને એક લુહાર તેમાં બેઠો હતો.

તુરત જ તે ઊઠ્યો અને થોડાક માણસો સાથે ભીમસિંહના કારાગાર ભણી ગયો. તપાસ કરતો કરતો ને પદ્મિનીની પાલખી આગળ આવી પહોંચ્યો. તુરત જ તેણે પાલખીનો પડદો હટાવી દીધો ! ત્યાં આ શું ? અંદર બેઠેલા રજપૂત વીરો ધડ કરતા મોટા સિંહનાદ સાથે કૂદી પડ્યા. એ સાથે જ બાકીની બધી પાલખીઓમાં છુપાઈ બેઠેલા રજપૂત વીરો તથા ભોઈ વેશે આવેલા રજપૂત યોદ્ધાઓ પોતાની સમશેરો સાથે જંગમાં કૂદી પડ્યા. બાદશાહના સૈનિકો તથા રજપૂત યોદ્ધાઓ વચ્ચે જબરો જંગ મચ્યો. આ જંગમાં વીર કાકા-ભત્રીજા ગોરા અને બાદલે, ખાસ કરીને બાલવીર બાદલે કેવી અદ્ભુત વીરતા દાખવી હતી તેનું વીરતાભર્યું વર્ણન સ્વ. કવિ ખબરદારે પોતાના અમર કાવ્ય 'બાદલવીર'માં કરેલું છે. તેમાંથી થોડીક કાવ્યપંક્તિઓ ટાંકીએ તો–

હથિયારો વીજળીએ ચમકે,
રણગગડાટે ધરણી ધમકે,
વીર બાળક અશ્વે ત્યાં ઠમકે,
ન ગણે ઘા નિજ સૌમ્ય શરીર !
ગોરો ભૂમિ પડયે ના ખાંચ્યો,
ભીમસિંહ મુક્ત કરીને રાચ્યો,
બળવંતા અગ્નિે શિર નાચ્યો,
વિજયી આવ્યો બાદલવીર !

('રાષ્ટ્રિકા'માંથી)

વીર સેનાપતિ ગોરાને બહાદુરીપૂર્વક લડતાં લડતાં જ આ યુદ્ધમાં વીરગતિ પ્રાપ્ત થઈ. બાદલ સાથે બાકીનું સૈન્ય ચિતોડ પાછું ફર્યું. પદ્મિની સાથે ભીમસિંહજી ચિતોડના કિલ્લામાં ક્ષેમકુશળ પહોંચી ગયા. અલાઉદ્દીન હાથ ઘસતો રહી ગયો.

આ રીતે જે પરિણામ આવ્યું તે અલાઉદ્દીનને ખૂબ ખૂંચવા

લાગ્યું. કેટલાંક વર્ષો પછી ઈ. સ. ૧૨૯૭માં પ્રચંડ સૈન્ય લઈને અલાઉદ્દીને ફરી ચિતોડ પર ચડાઈ કરી. અલાઉદ્દીનના આ વિશાળ સૈન્ય સામે ટક્કર લેવી અશક્ય હતી. આમ છતાં રજપૂત વીરો હિંમત હાર્યા નહિ. તેઓ કેસરિયાં કરીને અલાઉદ્દીન સામે ધસી ગયા. ભીમસિંહે તેમની આગેવાની લીધી હતી. બધા રજપૂત યોદ્ધાઓ રણક્ષેત્રમાં બહાદુરી બતાવીને વીરગતિને પામ્યા. શહેનશાહ અકબરના સુપ્રસિદ્ધ પ્રધાન અબુલ ફઝલના ઇતિહાસગ્રંથ 'આઈને અકબરી' અનુસાર મેવાડના રાણા ભીમસિંહ અલાઉદ્દીન સાથેના યુદ્ધમાં જ મૃત્યુ પામ્યા હતા. બીજી બાજુ સતીસાધ્વી રાણી પદ્મિનીએ જૌહર કરવાનું નક્કી કર્યું. આ માટે પદ્મિનીની આગેવાની નીચે રજપૂત વીરાંગનાઓ એકત્ર થઈ. ચિતોડમાં એ વખતે એક મોટો ઊંડો કૂવો હતો. તેમાં પાણી કેટલાય વખતથી સુકાઈ ગયેલું હતું. આ કૂવામાં મોટી ચિતા ખડકવામાં આવી. ચિતાની ઝાળ છેક આકાશે અડવા લાગી. પદ્મિનીની આગેવાની નીચે બધી જ રજપૂત વીરાંગનાઓ આ ચિતામાં પડવા તલપાપડ બની. પદ્મિની સૌની મોખરે હતી. તે વીરત્વભરી જબાનમાં બોલી: 'બહેનો, ચાલો, આજે આપણે સૌ, આર્ય સ્ત્રીની મર્યાદાની રક્ષા માટે, પવિત્ર સતીધર્મની રક્ષા માટે આ પવિત્ર અગ્નિમાં કૂદી પડીએ. જીવતાં સુધી આપણે આપણું ચારિત્ર્ય નિષ્કલંક રાખ્યું છે; હવે આ કારમી પળે અગ્નિદેવતા આપણું ચારિત્ર્ય નિષ્કલંક રાખશે. યવનો પણ ભલે જુએ કે આર્ય સ્ત્રીઓને કોઈ પણ સંજોગોમાં તેમનું સતીત્વ જાળવતાં આવડે છે!'

આમ કહીને એ ભડભડતા અગ્નિમાં સૌ પ્રથમ પદ્મિનીએ ઝંપલાવ્યું. એ પછી બાકીની રજપૂત વીરાંગનાઓ એક પછી એક તેમાં કૂદી પડી.

જે ચિતાકુંડમાં પદ્મિનીએ હજારો રજપૂત વીરાંગનાઓ

સાથે જૌહર–યજ્ઞ કર્યો હતો, તેનું પવિત્ર દર્શન હજુ પણ ચિતોડની ભૂમિમાં થઈ શકે છે.

સૌંદર્ય અને સતીત્વની સાક્ષાત્ મૂર્તિ જેવી રાણી પદ્મિનીથી ભારતભૂમિ જરૂર ગર્વ લઈ શકે છે; કોઈ પણ ભૂમિ ગર્વ લઈ શકે.

## ૩૧: રાજમાતા મીનલદેવી

મીનલદેવી કર્ણાટકના રાજા જયકેશીની કુંવરી હતી. તે ખૂબ જ ચતુર, શાણી અને બત્રીસલક્ષણી હતી. રાજા જયકેશીએ પોતાની આ સુલક્ષણા કુંવરીને બીજી–ત્રીજી કેળવણી તો અપાવી જ હતી, પરંતુ એ સાથે ચિત્રકલા, નૃત્યકલા વગેરે લલિતકલાઓની પણ તેને સુંદર તાલીમ અપાવી હતી. મીનલદેવી પણ એ સર્વે વિદ્યાઓમાં ઝળકી ઊઠી અને પરિણામે તે ખૂબ જ સંસ્કારી અને વિચક્ષણ કુંવરી બની.

એ વખતે આપણા ગુજરાતમાં પ્રખ્યાત સોલંકી વંશના રાજાઓનુ શાસન ચાલતું હતું. જે વખતની આ વાત છે તે અરસામાં (ઈ. સ. ૧૦૭૨ના અરસામાં) યુવાન રાજા કર્ણદેવ ગાદીએ આવ્યો હતો. યુવાન રાજવી કર્ણ પોતે પણ બાહોશ અને બહાદુર રાજા હતો. હજુ તે અપરિણીત હતો. રાજમાતા ઉદયમતીએ કર્ણને પરણાવવા માટે ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ કોઈ કન્યા તેના લક્ષમાં આવતી નહોતી.

આમ છતાં કર્ણ રાજા માતૃભક્ત હતો; પોતાનાં માતા–રાજમાતા ઉદયમતીની આજ્ઞાની તે અવગણના કરતો નહોતો. પોતાની આવી ઊંચી માતૃભક્તિ માટે એ કાળના ભારતવર્ષમાં કર્ણને મહાભારતના કર્ણની સાથે સરખાવવામાં આવતો અને તે 'અભિનવ કર્ણ'ના નામે ઓળખાતો.

આ જ અરસામાં એક અવનવો બનાવ બન્યો. એક ચિત્રકાર ફરતો ફરતો કર્ણ રાજાના દરબારમાં આવી ચઢ્યો. એ ચિત્રકાર પાસે એક અદ્ભુત ચિત્ર હતું, જે કર્ણને ખૂબ જ ગમ્યું. ચિત્રમાં એક રાજા ચીતરેલો હતો; તેની આગળ લક્ષ્મીને નૃત્ય કરતી ચીતરી હતી. પરંતુ ચિત્રમાં જે એક વસ્તુએ કર્ણને સૌથી વધુ આકર્ષ્યો, તે વસ્તુ હતી રાજાની પડખે ચીતરેલી એક કુમારિકા. કર્ણથી ચિત્રકારને સ્વાભાવિક જ પુછાઈ ગયું: 'ભાઈ ચિત્રકાર, રાજાની પડખે ઊભેલી આ કન્યા કોણ છે?'

પોતાનું ચિત્ર રાજાને ગમ્યું એ જોઈ ચિત્રકાર પ્રસન્ન થયો. પ્રસન્ન મુખે તે બોલી ઊઠ્યો: 'મહારાજ, આ ચિત્ર હું કર્ણાટકની રાજધાની ચંદ્રપુરીમાં ગયો હતો ત્યારે ચીતર્યું હતું. ચિત્રમાં જે રાજા છે તે કર્ણાટકના જયકેશી છે અને તેની પડખે ઊભેલી કુમારિકા તે તેમની કુંવરી મીનલદેવી છે. મહારાજ, મીનલદેવી ખૂબ તેજસ્વી કન્યા છે!'

'એ તો ચિત્ર ઉપરથી પણ લાગે છે જ!' કર્ણ બોલી ઊઠ્યો. રાજાને મીનલદેવીમાં રસ પડ્યો જાણીને ચિત્રકારને વાત આગળ ચલાવવાનું મન થયું. ખરું પૂછો તો ચિત્રકાર રાજા જયકેશીનો મોકલ્યો જ અહીં આવ્યો હતો. મીનલદેવીએ યુવાન રાજા કર્ણની કીર્તિ સાંભળી હતી ત્યારથી જ તેણે મન સાથે નક્કી કર્યું હતું કે પરણું તો એ કર્ણ રાજાને જ! એટલે કર્ણ રાજાના કાને આ વાત પહોંચાડવા માટે જ રાજા જયકેશીએ ચિત્રકારને તેના દરબારમાં મોકલ્યો હતો.

ચિત્રકાર બોલ્યો: 'મહારાજ, મીનલદેવી એક બત્રીસલક્ષણાં કુંવરી છે. વળી એ કુંવરીબાએ આપની કીર્તિ સાંભળી છે અને મનથી આપને જ વરી ચૂક્યાં છે. આપની ઇચ્છા હોય તો આ વાત આગળ લંબાવું.'

કર્ણે પણ મીનલદેવીનાં ઉત્તમ લક્ષણો વિશે ઊડતી વાતો

સાંભળી હતી જ; આજે એ જ મીનલદેવીને ચિત્રમાં જોઈને એ ખૂબ ખુશ થયો. તેણે મીનલદેવી સાથે લગ્ન કરવાની સંમતિ દર્શાવી. આ વાતની રાજમાતા ઉદયમતીને જાણ થઈ, એટલે તેઓ રાજી થયાં. પોતાના પુત્ર કર્ણ માટે મીનલદેવીનો સંબંધ તેમણે વિધિસર સ્વીકાર્યો. પછી ખાંડું મોકલી મીનલદેવીને પાટનગર અણહિલપુરમા લાવવામાં આવી અને ત્યાં કર્ણ અને મીનલદેવીનું વિધિપૂર્વક લગ્ન થયુ.

પરંતુ મીલનદેવીનું લગ્નજીવન સફળ નીવડ્યુ નહિ. મીનલદેવી સર્વ વાતે ખૂબ હોશિયાર હતી, પરંતુ તેનું સૌંદર્ય એટલી ઊંચી કક્ષાનું નહોતુ. વાને તે સહેજ શ્યામ હતી. એટલે જ્યારે કર્ણ રાજાએ તેને રૂબરૂ જોઈ ત્યારે ચિત્રમાં ચીતર્યા જેવી તે લાગી નહિ; અથવા એમ કહો કે કર્ણ રાજાએ મીનલદેવીના સૌંદર્યની જે કલ્પના કરી હતી, તેને અનુરૂપ સૌંદર્ય મીનલદેવીનું નીકળ્યુ નહિ. એટલે કર્ણ રાજાએ લગ્ન કરતાં તો કરી નાખ્યુ, પરંતુ પછી તેણે મીનલદેવી પ્રત્યે સહેજ પણ સ્નેહ દાખવ્યો નહિ. મીનલદેવીના મહેલે કર્ણ રાજા ખિલકુલ જતો નહોતો.

સ્ત્રીને બધી વાતનું સુખ હોય, પરંતુ પોતાના પતિનું જ સુખ ન હોય, તો બીજાં બધાં સુખો તેને વ્યર્થ છે. વળી મીનલદેવી તો એક ખૂબ સમજુ, શાણી અને સતીસાધ્વી સ્ત્રી હતી. એટલે પોતે પતિને નથી ગમતી, એ વિચાર જ તેના માટે અસહ્ય થઈ પડ્યો. છેવટે એક દિવસ મીનલદેવીએ પોતાના આવા હતભાગી જીવનનો અંત આણવાનો નિશ્ચય કર્યો; પોતાના પિયેરની દાસીઓ સાથે તેણે બળી મરવાનો દૃઢ નિશ્ચય કરી નાખ્યો.

પરંતુ જ્યારે રાજમાતા ઉદયમતી અને શાણા પ્રધાનોને આ વાતની જાણ થઈ ત્યારે એ લોકોને બહુ લાગી આવ્યુ. પોતાના પતિ કર્ણ રાજા સિવાય પોતાનાં સાસુ—રાજમાતા ઉદયમતી અને

રાજ્યના શાણુા પ્રધાનોનો સ્નેહ મીનલદેવીએ પોતાના ઉમદા સ્વભાવ, ઉત્તમ બુદ્ધિચાતુર્ય અને ઊંચા સંસ્કારથી જીતી લીધો હતો. આથી રાજમાતા ઉદયમતી અને શાણા પ્રધાનો વચમાં પડ્યાં અને મીનલદેવીને બળી મરતાં અટકાવી, એટલું જ નહિ પણ તેને અનેક પ્રકારે ધીરજ આપી. એ લોકોએ કર્ણ રાજાને પણ ઘણી રીતે સમજાવ્યો, પરંતુ તેના મગજમાં કેમેય કરી વાત ઊતરતી જ નહોતી. આમ છતાં રાજમાતા અને શાણા પ્રધાનોએ મીનલદેવીને ધીરજ દેતાં કહ્યું: 'કેટલાય વખતથી તમે સહન કરતાં આવ્યાં છો, તો હવે તમે થોડી વાર વધુ સહન કરી લો. રાજા તમારા સામું જુએ એ માટે અમે અમારી બનતી બધી કોશિશો કરી છૂટીએ છીએ.'

આમ રાજમાતા અને શાણા પ્રધાનો મીનલદેવીને પડખે ઊભાં રહ્યાં, એટલે તેને જરાક હૂંફ રહી અને પોતે કર્ણ રાજાનો પ્રેમ જીતી લેવાના કોઈ પ્રસંગની રાહ જોવા લાગી.

એવામાં એક પ્રસંગ બન્યો.

નમુંજલા નામની એક સુંદર નર્તિકાના નૃત્ય પર કર્ણ રાજા મોહિત થયો હતો. અને તે એટલે સુધી કે રાજાએ એ નર્તિકાને એકાંતમાં પોતાની સમક્ષ નૃત્ય કરવા આમંત્રણ પણ પાઠવ્યું.

રાજ્યના એક શાણા પ્રધાન મુંજાલ મહેતાએ આ વાત જાણી ત્યારે તેણે મીનલદેવીને આ તક સાધવા માટે કહ્યું. પ્રધાને મીનલદેવીને કહ્યું:

'મહારાણી, અમે સાંભળ્યું છે કે આપ પણ નૃત્યકલામાં ખૂબ જ પ્રવીણ છો. તો પેલી નર્તકીના બદલે, તેના જ વેશમાં મહારાજ સમક્ષ આપ જ નૃત્ય કરી બતાવો તો? મને લાગે છે કે મહારાજનું મન રીઝવવાનો આ સારો લાગ છે. આજકાલ મહારાજ નૃત્યકલા પાછળ પાગલ બન્યા છે.'

મીનલદેવી નૃત્યકલામાં ખરેખર પ્રવીણ હતી જ; વળી આ તે પોતાના પતિ સમક્ષ, એકાંતમાં જ નૃત્ય કરવાનું હતું એટલે એ માટે તે તૈયાર થઈ ગઈ.

પ્રધાને આ માટે બધી વ્યવસ્થા કરી દીધી. મીનલદેવીના ભાગ્યબળે આખી બાજી સફળ થઈ; તેના સુંદર નૃત્ય ઉપર રાજા ફિદા ફિદા થઈ ગયો; એટલું જ નહિ, પણ સામાન્ય રીતે સંયમી ગણાતો રાજા 'નમુંજલા' નર્તિકાના રૂપમાં આવેલી મીનલદેવી પ્રત્યે આકર્ષાયો; રાજાએ મીનલદેવીને નમુંજલા નર્તકી ધારીને જ તેની સાથે પ્રેમપૂર્વક ભોગવિલાસ કરીને કામતૃપ્તિ કરી.

મીનલદેવી આમ સર્વ વાતે ચતુર તો હતી જ; રખે આજની રાતના સહવાસથી પોતાને ગર્ભ રહે અને રાજા તેના પર વ્યભિચારનો ખોટો આરોપ મૂકે એવી આશંકાથી તેણે પાણી પહેલાં પાળ બાંધી લીધી; રાજાની વિદાય લેતાં પહેલાં રાજા પાસેથી તેણે પોતાના પ્રેમની નિશાની તરીકે એક વીંટી માગી લીધી.

કહે છે કે કર્ણને પોતાને પણ પાછળથી પસ્તાવો થવા લાગ્યો. તેને થયું: 'મારી સગી રાણી સાથે હું સમાગમ કરતો નથી, અને એક સામાન્ય નર્તકી સાથે મેં સમાગમ કર્યો! મેં આ પાપ જ કર્યું છે અને તેનું પ્રાયશ્ચિત્ત મારે કરવું જ જોઈએ.'

આ વિચારે રાજાએ પવિત્ર બ્રાહ્મણોને પોતાની પાસે બોલાવ્યા અને પોતાના પાપ માટે શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત બતાવવાનું કહ્યું. બ્રાહ્મણોએ કહ્યું: 'અગ્નિમાં ખૂબ જ તપાવેલી લોઢાની ગણિકારૂપ પૂતળીને આપ બાથ ભીડો તો જ આ પાપનું શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત થઈ શકે.'

રાજાને પોતાના પાપનો ખરેખર પસ્તાવો થયો હતો; એટલે એવી તપાવેલી પૂતળીને તે આલિંગન દેવા તૈયાર થઈ ગયો. જ્યારે વિચક્ષણ પ્રધાન મુંજાલ મહેતાએ આ વાત જાણી ત્યારે તે

ઝટ ઝટ રાજા પાસે પહોંચી ગયો અને સાચી વાતનો ઘટસ્ફોટ કર્યો. રાજાને જ્યારે નિશાની તરીકે પેલી વીંટી બતાવવામાં આવી, ત્યારે તેને બધી વાતમાં વિશ્વાસ બેઠો. એ પછી રાજાને સુલક્ષણા મીનલદેવી પ્રત્યે ખૂબ જ અનુરાગ ઊપજ્યો અને મીનલદેવીના મહેલે તે પ્રેમપૂર્વક જવા લાગ્યો; એટલું જ નહિ પણ રાજકાજમાં તેની સલાહ પણ લેવા લાગ્યો.

આ પછી થોડા જ સમયમાં મીનલદેવી સગર્ભા થઈ અને ચીંચુવાડામાં તેની કૂખેથી એક ઉત્તમ કુંવર અવતર્યો. આ કુંવર તે જ મહારાજાધિરાજ-સિદ્ધરાજ જયસિંહ. 'જયસિંહ' નામ મીનલદેવીનાં શુભેચ્છક સાસુ રાજમાતા ઉદયમતીએ પાડચું હતું.

મીનલદેવી પોતે સંસ્કૃત સાહિત્યનાં ઉત્તમ સુભાષિતો, આખ્યાનો તથા વાર્તાઓથી એવી પરિચિત હતી કે પ્રસંગ પડયે રાજાને તે એમાંથી સમયોચિત વસ્તુ કહેતી હતી. આ સિવાય સંગીતમાં પણ તે પ્રવીણ હતી જ. સંગીતથી પણ મીનલદેવીએ કર્ણ રાજાને બહુ રીઝવી દીધો. ટૂંકમાં મીનલદેવીએ કુમારી અવસ્થામાં લલિત કલાઓની જે ઉત્તમ કેળવણી લીધી હતી, તેનો ઉપયોગ કરવાનો તેને ઉત્તમ યોગ મળી ગયો. મીનલદેવીની સલાહથી કર્ણ રાજાના હાથે ઘણાં લોકોપકારક કામો પણ થયાં.

મીનલદેવીનું આ પતિસુખ લાંબો સમય ટકયું નહિ. સિદ્ધરાજને દશમું વર્ષ ચાલતું હતું અને કર્ણ રાજાનું અવસાન થયું.

સિદ્ધરાજ જયસિંહ સગીર વયમાં રાજગાદીએ આવ્યો અને તેના વાલી તરીકે મીનલદેવીએ પોતાની ફરજ બજાવી. આમ મીનલદેવી 'રાજમાતા મીનલદેવી' બની.

રાજમાતા તરીકે મીનલદેવીએ પોતાનું ઉત્તમ કર્તવ્ય બજાવ્યું. ગુર્જર સામ્રાજ્યને આવાં મહાન રાજમાતા ભાગ્યે જ સાંપડ્યાં હશે. તેમણે પોતાના કુંવર સિદ્ધરાજ જયસિંહને ઉત્તમ રીતે કેળવ્યો.

મીનલદેવી માણુસપારખુ હતાં. તેમણે રાજકારભાર ચલાવવ માટે ત્રણ ઉત્તમ વણિક પ્રધાનો સાન્તુ મહેતા, મુંજાલ મહેત અને ઉદા મહેતાને ચૂંટી કાઢયા અને તેમના હાથમાં રાજ્યની સઘળી વ્યવસ્થા સોંપી. રાજ્યકાજમાં પોતે જાતદેખરેખ રાખવા માંડી. પરિણામે તેમના શાસનકાળમા ગુજરાત સમૃદ્ધ બન્યું.

તેમણે પોતાના શાસનકાળમાં અનેક લોકોપકારક કામો કરાવ્યા હતા. વિરમગામમા મુનસર અને ધોળકાનું મલાવ એ બે ઇતિહાસ-ખ્યાત તળાવો તેમણે બંધાવ્યાં હતાં. આ બંને તળાવોનાં નામાભિધાન મીનલદેવીના શુભ નામ ઉપરથી જ થયેલાં છે. તેમનું સાચું નામ હતુ મયણલ્લદેવી. એટલે 'મયણલ્લસર' 'મુનસર' એવું નામ પડ્યુ એ રીતે મલાવ તળાવનું નામ પણ એમના નામ પરથી છે.

ધોળકાના મલાવ તળાવ વિશે જે એક નાનકડી વાત બોલાય છે તે તો આ મહાન રાજમાતાના ન્યાયી રાજકારોબાર પર સુંદર પ્રકાશ પાડે છે. થયેલુ એવુ કે મલાવ તળાવ બંધાવતાં વચમા 'મસ્તી' નામની એક ગણિકાનું ઘર આવતું હતુ. રાજ્યના અધિકારીઓએ ગણિકાનું ઘર વેચાતુ લઈ લેવા માટે ઘણી કોશિશો કરી જોઈ; પરંતુ એ હઠીલી સ્ત્રી એકની બે ન થઈ. તે કહેતી: 'રાજમાતાને તેમનો મહેલ જેટલો વહાલો છે, તેટલુ જ મને મારું આ ઘર વહાલું છે. માટે ગમે તેટલી ભારે કિંમત મને મળે તોપણ હું મારું આ ઘર વેચવાની નથી. ભલે પછી રાજમાતા મને શૂળીએ ચડાવે! મારા જીવતાં તો મારું આ ઘર હું તજનાર નથી.'

તળાવનો આકાર બગાડતુ ગણિકાનું ઘર છેવટે બળજબરીએ પણ લઈ લેવાનો રાજ્યના અધિકારીઓએ વિચાર કરી લીધો, અને એ નિર્ણય રાજમાતાની મંજૂરી માટે ગયો. એ વખતે રાજમાતાના જાણવામાં ગણિકાની બધી વાત આવી ત્યારે તેમનું ઉદાર હૃદય બોલી ઊઠયુ:

'તળાવ જેવા પરોપકારી કામમાં આપણે કોઈનું હૃદય દૂભવવું નથી. ગણિકાના ઘર વગર ભલે તળાવ વાંકું રહે, પરંતુ બળાત્કારે આપણે તેનું ઘર પડાવી લેવું નથી.'

એટલે, રાજમાતાની મંજૂરી ન મળતાં અધિકારીઓએ ગણિકાનું ઘર બળાત્કારે લઈ લેવાનો વિચાર માંડી વાળ્યો અને પરિણામે તળાવમાં એટલો વાંક રહ્યો. આજે પણ મીનલદેવીના ન્યાયની સાક્ષી પૂરતું એ મલાવ તળાવ ઊભું છે; અને એ ઉપરથી આપણામાં કહેવત પણ પ્રચલિત છે કે, 'ન્યાય જોવો હોય તો જુઓ મલાવ તળાવ.'

રાજમાતા તરીકે મીનલદેવી બહુ કુનેહથી કામ લેતાં હતાં. તેઓ જાણતાં હતાં કે સિદ્ધરાજ હવે મોટો થયો છે એટલે તેઓ પોતાને કંઈ કામ કરવું હોય તોપણ સિદ્ધરાજનું માન સાચવીને કરાવતાં હતાં. સિદ્ધરાજ જ્યારે બાળવયમાં હતો ત્યારે પણ મીનલદેવીએ તેને લઈને, જે પ્રદેશનો તેને આગળ ઉપર રાજકારભાર ચલાવવાનો હતો તે, ગુજરાતનો પ્રવાસ ખેડ્યો હતો, અને એ બાળરાજાને બધું નજરે બતાવ્યું હતું.

મીનલદેવીના એક ગુરુ હતા. આ ગુરુ જીવનભરથી એક મહેચ્છા સેવી રહ્યા હતા. તે એ કે શુકલતીર્થ નજીક સોમેશ્વર મહાદેવનો જે ધાર્મિક મેળો ભરાતો હતો તેમાં યાત્રાળુઓ પાસેથી રાજ્ય તરફથી લેવાતો કર માફ કરાવવો. પોતાની શિષ્યા—મીનલદેવી રાજમાતા બની છે એવું જ્યારે આ ગુરુએ જાણ્યું, ત્યારે તેઓ મીનલદેવી પાસે પહોંચી ગયા અને તેમને પોતાની એક માત્ર મહેચ્છા પૂરી કરવાનું કહ્યું. એ વખતે મીનલદેવી રાજમાતા હતાં અને બધો રાજકારભાર લગભગ તેમના હાથમાં હતો; એટલું જ નહિ પણ ગુરુની ઈચ્છા પણ તેમને વાજબી લાગી હતી. છતાં પોતાના પુત્ર સિદ્ધરાજના કાને વાત નાખ્યા વગર તેમણે

ગુરુની ઇચ્છા મંજૂર રાખી નહિ. તેમણે યુક્તિથી કામ લીધું. તેમણે એ વખતે ગુરુને કહ્યું: 'ગુરુજી, આપ અત્યારે પધારો. મારા સિદ્ધરાજને લઈને હું આ વખતે સોમેશ્વર મહાદેવના મેળામાં આવીશ, અને ભોળાનાથ કરશે તો સિદ્ધરાજના હાથે જ એ સુકૃત્ય કરાવીશ.'

આમ કહીને મીનલદેવીએ ગુરુને વિદાય કર્યા. પછી યથાસમયે સિદ્ધરાજને લઈ તેઓ ગુપ્તવેશે સોમેશ્વરના મેળામાં ગયાં. ત્યાં યાત્રાળુઓ ઉપર રાજ્ય તરફથી લેવાતા કરનો કેવો ત્રાસ હતો એ સિદ્ધરાજને નજરે જોવા દીધું. એથી સિદ્ધરાજે પોતે જ મીનલદેવીને કહ્યું: 'માતાજી, આપણે આ કર માફ કરીએ તો? ખરેખર રાજ્યે આ ખોટો કર યાત્રાળુઓ પર ઠોકી બેસાડ્યો છે. વળી સાંભળ્યું છે કે આપ પણ આવી ઇચ્છા લાંબા સમયથી સેવતાં આવ્યાં છો; માટે આ કર હું માફ જાહેર કરું છું; ભલે એથી રાજ્યને થોડું નુકસાન થાય.'

આ રીતે સિદ્ધરાજના હાથે જ મીનલદેવીએ આ કર માફ કરાવ્યો હતો. આ યાત્રામાં મીનલદેવીએ ભગવાન સોમેશ્વરનાં દર્શન કરીને સોનાનો તુલાપુરુષ ચડાવ્યો હતો; હાથમાં ન્યાય તોળવાના ત્રાજવાવાળી સિદ્ધરાજની સોનાની પ્રતિમા ભગવાન સોમેશ્વરને તેમણે સમર્પણ કરી હતી. તીર્થવાસી બ્રાહ્મણોના પુત્રોને ભણાવનાર ગુરુઓને વર્ષાસન બાંધી આપ્યાં તેમ જ બ્રાહ્મણ, સાધુ, સંન્યાસી, દીનદુખિયારાં વગેરેને જમાડીને યાચકોને દાન દીધાં.

મીનલદેવીનું સાચું નામ 'મયણલ્લદેવી' હતું; પરંતુ ગુજરાતી જનતાના હૃદયમાં તો તે 'મીનલદેવી'ના વહાલસોયા નામથી જ સ્થાન પામ્યાં છે.

# ૩૨ : સતી જસમા ઓડણ

ઓડ જેવી સાવ સામાન્ય શ્રમજીવી કોમમા જન્મીને જે સતીસાધ્વી સ્ત્રીએ સિદ્ધરાજ જયસિંહ જેવા સમરબધી રાજાને પોતાના ચારિત્ર્યનો ચમકારો બતાવ્યો, તે જસમા ઓડણનું નામ ભારતવર્ષની સતીમાંની સ્ત્રીઓમા સુવર્ણાક્ષરે અંકિત થયેલું છે.

પાટણના પ્રખ્યાત પ્રાચીન તળાવ સહસ્ત્રલિંગનું નામ કોણે નથી સાભળ્યુ ? તેના અત્યારના અવશેષો પરથી જ એ તળાવ કેવુ ભવ્ય હશે તેનો સહેજે ખ્યાલ આવે છે. સહસ્રોની સંખ્યામાં તેની આજુબાજુ શિવાલયો (શિવલિંગો) હશે, તેના પરથી તેનુ નામ સહસ્ત્રલિંગ પડ્યુ છે એવી માન્યતા છે.

સિદ્ધરાજ જયસિંહે પોતાના શાસનકાળમા જ આ ભવ્ય તળાવ ખોદાવવુ શરૂ કર્યું હતુ. એ માટે રાજ્ય તરફથી તળાવના ખોદકામમા કુશળ અને મહેનતુ એવા ઓડ મજૂરો છેક માળવા દેશથી બોલાવ્યા હતા. આ ઓડ લોકોના પટેલની છોકરીનું નામ હતુ જસમા. તેના પિતાએ તેને પોતાની કોમના ત્રિકમ નામના એક જુવાન સાથે પરણાવી હતી. જસમા પોતે ન્યાતના પટેલની દીકરી હોવા છતા પોતાના જાતિભાઈબહેનો જે કામ કરતા હતા તે કરવામા જરાય શરમ અનુભવતી નહોતી, એટલે પોતાના પતિ સાથે જસમા પણ આ ઓડ મજૂરોના ભેગી સહસ્ત્રલિંગ તળાવનું ખોદકામ કરવા માટે આવેલી હતી. કુદરતના ખોળામા ઊછરેલી જસમાનું સૌંદર્ય કુદરતી રીતે જ અપ્રતિમ હતુ વળી મહેનતુ હોવાથી તેનો દેહ ઘાટીલો બન્યો હતો.

સહસ્ત્રલિંગ તળાવના બાધકામમા સિદ્ધરાજ જયસિંહ બહુ રસ ધરાવતો હતો; એટલે તળાવનું કામ કયા સુધી પહોચ્યુ છે તેની તપાસ માટે તે જાતે પણ કોઈ કોઈ વાર જતો હતો. એક વાર સિદ્ધરાજ જયસિંહનું આ રીતે તળાવના સ્થળ આગળ

આવવુ અને બીજી બાજુ માથે માટીનો ટોપલો ઉપાડીને જસમાનું એ જ સ્થળેથી જવુ એ વખતે અનાયાસે જ સિદ્ધરાજ જયસિંહની આંખે રૂપની પૂતળી જેવી જસમા ચડી તેને જોઈને સિદ્ધરાજને તો ઘડીભર એમ જ થઈ ગયુ કે ઇંદ્રની કોઈ અપ્સરા પોતાના તળાવની માટી ઉપાડવા આવી છે કે શુ ? સિદ્ધરાજને એમ જ થયુ કે આ અદ્ભુત રૂપનાળી સ્ત્રી તો મારી રાજરાણી થવાને લાયક છે શુ તેની ચાલ, શુ તેની છટા, શુ તેનુ રૂપ, કેવો ઘાટીલો તેનો દેહ, કેવી મગરૂરી ત દુરસ્તી!

તપાસ કરતા સિદ્ધરાજને માલૂમ પડ્યુ કે એ સ્ત્રીનુ નામ જસમા હતુ અને તળાવના ખોદકામ માટે માળવાથી આવેલા ઓડ મજૂરોમાના એક સામાન્ય મજૂરની તે સ્ત્રી હતી

જસમા જેવી સામાન્ય ઓડ સ્ત્રીને જાતેજાત મળવુ સિદ્ધરાજને યોગ્ય લાગ્યુ નહિ, એટલે તેણે પોતાના ખાસ માણસ મારફત જસમાને કહેવડાવ્યું 'જસમા, તારો રૂપાળો દેહ મજૂરણની જેમ માટી ઉપાડવા સર્જાયો નથી, તુ તો મારી રાજરાણી થવાને લાયક છે માટે વહેલી વહેલી મારા મહેલમા ચાલી આવ અને મારી રાણી બન '

પરતુ જસમા તો હતી રાકને ઘેર રતન એ કાઈ સામાન્ય સ્ત્રી નહોતી, એ હતી સતી સ્ત્રી ગરીબીમા પણ પોતાનું શિયળ-સતીત્વ બરાબર સાચવી શકાય છે તેનુ ઉજ્જ્વળ દૃષ્ટાત જસમાના ચરિત્રમાથી આપણને સાંપડે છે જસમાએ જવાબમા સિદ્ધરાજના માણસને કહ્યુ 'ભૂડા, તારા રાજા ભાન ભૂલ્યા લાગે છે! મારા માથે તો બાર વર્ષનો મારો ધણી એ બેઠો. પછી બીજા ધણીનુ મારે શુ કામ છે? વળી તારા રાજા કહે છે કે મારો દેહ મજૂરી કરવા માટે સરજાયો નથી અરે, મારો શુ, માનવી માત્રનો દેહ મજૂરી કરવા સરજાયો છે મજૂરી કરવામા કાઈ લાછન છે? ના ના, અમને તો ગળથૂથીમા જ શીખવવામા આવ્યુ

છે કે શરમ માત્ર એ વાતોમાં, ચોરી અને છીનાળીમાં; એટલે ખરું જોતાં તારા રાજાએ શરમાવું જોઈએ કે એક પરણેતર સ્ત્રીને પોતાની રાણી બનવા માટે તે બોલાવે છે! ભાઈ, આવ્યો છે તેવો પાછો જા. મારે રાજપાટનું સુખ નથી જોઈતું. પ્રભુ અમને અમારી મહેનતનો રોટલો ખાવા દે તોયે ઘણુ છે!'

આમ જસમા તરફથી નકાર સુણાવવામાં આવ્યો, છતાં સિદ્ધરાજ જયસિંહે જસમાને મેળવવાના પોતાના પ્રયત્નો છોડી દીધા નહિ. એક રીતે જોવા જઈએ તો સિદ્ધરાજને કામવાસના પ્રગટી હતી, એ કામી બન્યો હતો; અને कामातुराणां न भयं न लज्जा–કામાતુર બનેલ માણસ લાજશરમ મૂકીને કામ કરે છે. સિદ્ધરાજે પોતાના માણસો મારફતે વિધવિધ લાલચો આપી જસમાને લલચાવવા માંડી; પરંતુ જસમા તો જુદી જ માટીની ઘડાયેલી હતી; એવી કોઈ લાલચમાં ફસાય તેવી સ્ત્રી નહોતી. ભગવાનથી બીને ચાલનારી એ સ્ત્રી એમ સમજતી હતી કે, પોતાને ભગવાને જે ધણી આપ્યો તે જ સાચો; બાકીના બધા ભાઈ–બાપ.

એટલે તેણે સિદ્ધરાજને કોઈ વાતે મચક ન આપી. આથી સિદ્ધરાજ જસમા પર ખૂબ ચિડાયો. તેને થયું: 'એક ચક્રવર્તી સમ્રાટની માગણીને એક સામાન્ય ઓડણ ઠોકરે મારે?'

આ વિચારે તેણે જસમાને છેવટનું કહેવડાવી દીધું: 'જો જસમા, તું સીધી રીતે નહિ માને, તો બળાત્કારે પણ તને મારી રાણી બનાવવી પડશે!'

જ્યારે આ વાતની ઓડ લોકોને ખબર પડી, ત્યારે તેઓમાં ગભરાટની એક લાગણી ફેલાઈ ગઈ. પોતાનો વહેવાર અને પોતાનું ચારિત્ર્ય સાચવવા માટે તો એ લોકો પોતાના મુલક માળવાથી છેક ગુજરાત સુધી લાંબા થયા હતા. જ્યાં પોતાની જ જાતિની એક સ્ત્રીના શિયળ પર આ રીતે તરાપ પડતી તેમણે જોઈ, ત્યારે તેમાંના કેટલાક જસમાને લઈ રાતોરાત પોતાના દેશ ભણી

ઊપડી ગયા; તેમાં જસમાનો પતિ–ત્રિકમ પણ હોય એ સ્વાભાવિક જ હતું.

સિદ્ધરાજને આ વાતની ખબર પડી. તેણે પોતાના ઘોડેસવાર સૈનિકો જસમાની પાછળ દોડાવ્યા. સિદ્ધરાજના સૈનિકોએ રસ્તામાં જ–મોઢેરાની નજીકમાં–તેમને પકડી પાડ્યાં. એ વખતે ઓડ લોકો અને સિદ્ધરાજના સૈનિકો વચ્ચે સારી પેઠે ઝપાઝપી થઈ. તેમાં થોડાક ઓડ જુવાનો મૃત્યુ પામ્યા, તેમાં જસમાનો પતિ ત્રિકમ પણ હતો. પોતાના પતિનું મૃત્યુ જસમાથી જોયું ગયું નહિ. તે બોલી: 'જ્યાં પતિ ત્યાં સતી !'

એટલે એ બહાદુર ઓડ સ્ત્રીએ પોતાના હાથે જ પોતાના પેટમાં ખંજર હુલાવી દીધું ! આમ જસમા ઓડણ પતિ પાછળ સ્વર્ગે સંચરી. કહેવાય છે કે જસમાએ મૃત્યુ વખતે સિદ્ધરાજને આવો શાપ આપ્યો હતો: 'હે રાજા, તારા સહસ્રલિંગના પાયામાં અમારા જેવા નિર્દોષોનું લોહી રેડાયું છે; એથી હું તને બીજો તો શું શાપ આપું, પરંતુ તારા એ ગોઝારા તળાવમાં પાણી રહેશે નહિ !'

આમ પોતાના પ્રાણના ભોગે પણ જસમા ઓડણે પોતાનું શિયળ સાચવ્યું અને પોતાનું નામ અમર કરી ગઈ.

છેલ્લે જસમા ઓડણ વિશે જે રાસ પ્રચલિત છે તે અહીં 'રાસમાળા'માંથી આપ્યો છે:

રાજા બેઠો ભરી રે સભાય, જાચક આવ્યા જાચવા;
સર્વે નારી ભણે રાજા—(ટેક)
રાજા રે ! જસમાનું રૂપ, એ રે નારી તમ ઘર શોભતી—સર્વે૦
રાજાએ મેલ્યા બારીગર બે ચાર, કે જાઓને જસમાને તેડવા—સર્વે૦
ગાયો ચારતલ ભાઈ રે ગોવાળ, કે કયાં રે વાસો ઓડો તણો ?—સર્વે૦
ખિરખિરીઆરડી વાડ, કે ઘૂઘરિયાળો ઝાંપલો—સર્વે૦
કાગળ દીધો જસમાને હાથ કે જસમાએ વાંચીને માથું ધૂણિયું—સર્વે૦
જસમાએ દીધો સસરાને હાથ, સસરે વાંચીને માથું ધૂણિયું—સર્વે૦

વહુ! તારું રૂપ સુરૂપ, એણે રે રૂપે લાંછન લાગશે—સર્વે૦
સસરા! તું હઈડે મ હાર, નહિ રે દળું જસમા ઓડણી—સર્વે૦
જસમાને વારે છે બાપ, મ જોજો ધીઅડી રે ગઢ માંડવે—સર્વે૦
ઘેલા બાપા ઘેલડું શું બોલ, એક વાર જાઉં ગઢ માંડવે—સર્વે૦
હારો રે દળાવ્યા જસમાએ ઘઉં,
કળશી દળાવ્યો જસમાએ બાજરો—સર્વે૦
વિજયાદશમ કેરી રાત, ઓડોએ ઉચાળા ખડકિયા—સર્વે૦
શરદપૂનમ કેરી રાત, ઓડોએ ઉચાળા. પલાણિયા—સર્વે૦
ઓડોને ઉતારા દેવરાવો, કે જસમાના ઉતારા મેડિયે—સર્વે૦
મેડિયે તારી રાણીને બેસાડ, અમને ઓડોને ભલાં ઝૂંપડાં—સર્વે૦
ઓડણોને દાતણિયાં દેવરાવ, જસમાને દાતણ દાડમી—સર્વે૦
દાતણ તારી રાણીને દેવરાવ, અમને ઓડોને ભલી ઝીલડી—સર્વે૦
ઓડણોને ભોજનિયાં દેવરાવો, જસમાને ભોજન લાડવા—સર્વે૦
લાડવા તારી રાણીને જમાડ, અમને ઓડોને ભલી રાબડી—સર્વે૦
ઓડણોને મુખવાસિયા દેવરાવ, જસમાને મુખવાસ એલચી—સર્વે૦
એલચી તારી રાણીને ચવરાવ, અમને ઓડોને ભલી સોથડી—સર્વે૦
ઓડણોને પોઢણિયા પથરાવ, જસમાને પોઢણ ઢોલિયો—સર્વે૦
ઢોલિયે તારી રાણીને સુવરાવ, અમને ઓડોને ભલી ગોદડી—સર્વે૦
જસમા ઓડણ હાલો મારે દ્વાર,
કહો તો બતાવું મારી રાણીઓ—સર્વે૦
જેવું તારી રાણીઓનું રૂપ, તેવી મારે ઘેર ભોજાઈઓ—સર્વે૦
જસમા ઓડણ અમારે ઘરહાલ, કહો તો બતાવું મારા કુંવરો-સર્વે૦
જેવું તારા કુંવરોનું રૂપ, તેવા રે મારે ઘેર ભત્રીજા—સર્વે૦
જસમા ઓડણ હાલો મારે દ્વાર, કહો તો બતાવું મારા હાથીઓ—સર્વે૦
જેવું તારા હાથીઓનું રૂપ, તેવી રે મારે ઘેર ભેંસડી—સર્વે૦
કેવડું ખણાવશો તળાવ ! કેવડી ખણાવશો તલાવડી ?—સર્વે૦
જસમા, તારો પરણ્યો દેખાડ, કિયો રે જસમા તારો ઘરધણી ?—સર્વે૦
સોનઈયો હીંસ છે હાથ, રૂપલા વેઢ ઓડો તણા—સર્વે૦
જસમા માટી ઘોડેરી ઉપાડ, તારી રે કેડે લચક લાગશે—સર્વે૦
ઘેલા રાજા ઘેલું શું બોલ ! એહ રે અમારો કસબ થયો—સર્વે૦

# ૩૩ : સતી રાણકદેવી

સિંધ દેશમાં 'શેરખાવર' નામનો એક રાજા થઈ ગયો. તેની એક કન્યાનો જન્મ મૂળ નક્ષત્રમાં થયો હતો. રાજજોષીઓએ રાજાની આ કુંવરીનું ભાવિ જોતાં કહ્યું : 'મહારાજ, આપની આ કન્યા ઘણા જ ખરાબ નક્ષત્રમાં જન્મી છે; જો આપ તેનું મોં જોશો તો અંધ બની જશો.'

પોતે કુંવરીનું મુખ જોશે તો અંધ બની જશે એ બીકે રાજા શેરખાવરે પોતાની આ નવજાત કુંવરીને જંગલમાં મોકલી દેવા માટે આજ્ઞા કરી. રાજાની આજ્ઞાથી વિશ્વાસુ ચાકરો આ અભાગી કુંવરીને જંગલમાં મૂકી આવ્યા.

પરંતુ જેનું આયુષ્ય બળવાન છે તેનો વાળ પણ વાંકો થઈ શકતો નથી. કુંવરીએ આખી રાત એ જંગલમાં કાઢી. સવારના પહોરમાં હડમત નામનો એક કુંભાર એ જંગલમાં માટી ખોદવા આવ્યો હતો તેની નજરે એ પડી. કુંવરીનું કપાળ જ કહી આપતું હતું કે એ કોઈ રાજવંશી બાલિકા છે. આવી સુંદર બાળકીને જંગલમાં જોઈ ને કુંભાર તો ખુશ ખુશ થઈ ગયો. જોગાનુજોગ બિચારા કુંભારને દીકરીએ પણ દીવો નહોતો, એટલે એકલીઅટૂલી આ બાલિકાને જોઈ ને તે પ્રભુનો પાડ માનવા લાગ્યો : 'હે પ્રભુ, છેવટે તેં મારા સામું જોયું ખરું ! આ છોકરીને હું પંડ્યના દીકરાની જેમ ઉછેરીશ.' આમ કહીને કુંભાર એ સુંદર બાળકીને પોતાને ઘેર લઈ ગયો. કુંભારણ પણ તેને જોઈ ખુશ ખુશ થઈ ગઈ. પતિપત્ની કુંવરીને પોતાની પેટની દીકરીની જેમ ઉછેરવા લાગ્યાં.

બાળકી જંગલમાંથી–રાનમાંથી મળી આવી હતી, એટલે લાડમાં તેનું નામ પડી ગયું રાનકદેવી–રાણકદેવી. આ રાણકદેવી એ જ આપણી ચરિત્રનાયિકા.

ચંદ્રની કળાની જેમ રૂપમાં અને ઉંમરમાં રાણકદેવી વિકસવા લાગી. ઉંમરલાયક થતાં તેનું રૂપ ખૂબ જ ખીલી નીકળ્યું. હડમત કુંભાર કચ્છ દેશની હદમાં વસતો હતો. કચ્છના રાવ–લાખા ફુલાણીના કાને રાણકદેવીના અદ્‌ભુત સૌંદર્યની વાત આવી. લાખા ફુલાણીએ રાણકદેવીને નજરે પણ જોઈ. એથી તેની સાથે લગ્ન કરવા તેની ઇચ્છા બળવત્તર બની. તેણે હડમત કુંભાર પાસે રાણકદેવીનું માગું કર્યું.

પરંતુ રાણકદેવીની પોતાની ઇચ્છા સિવાય તેનો કુંભાર-પિતા (પાલકપિતા) કોઈનું માગું સ્વીકારતો નહિ. રાણકદેવીની લાખા ફુલાણી સાથે વરવાની અનિચ્છા જાણી જઈને હડમત કુંભારે લાખા ફુલાણીનું માગું યેનકેન પ્રકારેણ પાછું ઠેલ્યું. આથી લાખા ફુલાણી તરફથી હડમત કુંભારને કનડગત થવા લાગી. પરિણામે કુંભારે કચ્છના રાજ્યનો ત્યાગ કર્યો અને સોરઠ પ્રદેશના જૂનાગઢ રાજના તાબાના મજેવડી નામના ગામમાં આવીને વસ્યો.

રાણકદેવીનું અપ્રતિમ સૌંદર્ય અહીં પણ છાનું રહ્યું નહિ. ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના ચાર દસોંદી ભાટો ફરતા ફરતા મજેવડી ગામે આવ્યા. તેમની નજર રાણકદેવી ઉપર પડી. રાણકનું જોગમાયા જેવું રૂપ જોઈને ભાટોને થયું: 'માનો ન માનો, પણ આ પદ્મણી તો આપણા મહારાજ સિદ્ધરાજની પટરાણી થવાને યોગ્ય છે.' અહીંથી ભાટ લોકો સીધા સિદ્ધરાજના પાટનગર પાટણમાં પાછા ફર્યા અને તેને આ વિશે વાત કરી. સિદ્ધરાજે તેમને કહ્યું:

'તમે મારા ભાટ છો. તમે કહો તેવી તે કન્યા હોય તો મારું સગપણ તેની સાથે કરી નાખો.'

સિદ્ધરાજની આજ્ઞાથી ભાટ લોકો ફરી મજેવડી આવ્યા અને રાણકદેવીના પાલકપિતા હડમત કુંભારને શરમમાં નાખીને પણ

સિદ્ધરાજની સગાઈ રાણકદેવી સાથે કરાવી.

આ કાળે જૂનાગઢમાં રા' ખેંગાર નામનો એક તેજસ્વી અને પુરુષાર્થી જુવાન રાજા રાજ્ય કરતો હતો. ગૂર્જરનરેશ સિદ્ધરાજની સગાઈ પોતાના જ રાજ્યમાં વસતી એક અલૌકિક કન્યા સાથે થયાની વાત તેના જાણવામાં આવી. એટલે સ્વાભાવિક રીતે જ એ કન્યાને એક વાર નજરે જોઈ આવવાનું તેને મન થયું. આમ રા' ખેંગાર રાણકદેવીને પોતાની નજરે જોવા ગયો, ત્યાં કોણ જાણે કેમ પણ રાણકદેવી રા' ખેંગાર તરફ કુદરતી રીતે જ ખેંચાઈ અને રા' ખેંગાર પણ રાણકદેવી તરફ ખેંચાયો. બંનેનાં મન મળ્યાં અને રા' ખેંગારે સિદ્ધરાજની સગાઈને ન ગણકારતાં રાણકદેવી સાથે લગ્ન કરી નાખ્યું અને પોતાની પ્રિયતમાને સોરઠની પટરાણી સ્થાપી.

રાણકદેવી જેવી રૂપાળી હતી તેવી સદ્‌ગુણી પણ નીવડી. પોતાની એકનિષ્ઠ પતિભક્તિથી તેણે રા' ખેંગારનું હૃદય જીતી લીધું; એટલું જ નહિ પણ તેણે પોતાની પ્રજાનું હૃદય પણ પોતાના પ્રેમાળ સ્વભાવથી જીતી લીધું. પ્રભુકૃપાએ રાણકદેવી બે પુત્રો–માણેરો અને ડગાયચો–ની માતા પણ બની.

સિદ્ધરાજ જયસિંહ જેવો તેજસ્વી રાજા પોતાની સગાઈ તૂટે એ કેમ સાંખે? પોતાની સાથે સગાઈ થયેલી કન્યા સાથે રા' ખેંગાર લગ્ન કરી ચૂકયો હતો, એ વાત સિદ્ધરાજની આંખમાં કણાની જેમ ખૂંચવા લાગી. આથી તેણે રા' ખેંગારના રાજ્ય જૂનાગઢ ઉપર ચડાઈ કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો અને એ અંગેની તૈયારીઓ કરવા લાગ્યો. પૂરતી તૈયારીઓ કરીને મોટા સૈન્ય સાથે સિદ્ધરાજ રા' ખેંગાર પર ત્રાટકયો. રા' ખેંગારે પણ રણભૂમિમાં પોતાનું અદ્‌ભુત શૌર્ય દાખવ્યું. પરંતુ પોતાના જ ભાણેજ દેશળના દગાથી રા' ખેંગાર હાર્યો અને યુદ્ધમાં હણાયો.

રા' ખેંગાર રણભૂમિમાં હણાયો હતો તેની લેશમાત્ર ખબર

રાણકદેવીને આપવામાં આવી નહોતી. જ્યારે ભાણેજ દેશળ સિદ્ધરાજને લઈ રાણકદેવીના મહેલે આવી પહોંચ્યો, ત્યારે જૂનાગઢની એ પટરાણી તો પોતાના પાંચ અને અગિયાર વર્ષના પુત્રો—માણેરા અને ડગાયચાને લાડ કરીને રમાડતી હતી. એ જ સમયે મનમાં દગો રાખીને રાણકદેવીના મહેલનો દરવાજો ખટખટાવતાં દેશળે કહ્યું: 'મામી, અમે બે ભાઈઓ અને મારા મામા આવ્યા છીએ; બારણાં ઉઘાડો!'

નિષ્કપટ રાણકદેવીએ દેશળનું કહ્યુ માનીને મહેલનો દરવાજો ખોલાવી નાખ્યો, ત્યાં આ શું? સિદ્ધરાજ પોતે અને દેશળ તેની સામે આવીને ઊભા! સિદ્ધરાજે જ રાણકદેવીને રા' ખેંગારના મૃત્યુના સમાચાર જણાવ્યા. આથી રાણકદેવીને માથા પર આભ તૂટી પડ્યા જેવું થયું; એ અત્યંત શોકવિહ્વળ બની ગઈ. આમ છતાં એ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના શત્રુ સમક્ષ દઢતાથી ઊભી રહી. સિદ્ધરાજે પછી રાણકદેવીને પોતાની પટરાણી બનાવવાની માગણી તેની આગળ રજૂ કરી.

સિદ્ધરાજની આવી હલકટ માગણી સાંભળતાવેંત રાણકદેવી સિંહણની જેમ ગર્જી ઊઠી અને તેણે સિદ્ધરાજનો હિંમતપૂર્વક તિરસ્કાર કર્યો. એથી સિદ્ધરાજ રાણકદેવી પર ખૂબ ખિજાયો અને ખીજમાં ને ખીજમાં ત્યાં આગળ હાજર રહેલા રાણકદેવીના પાંચ વર્ષના ગભરુ કુમારની તેણે હત્યા કરી નાખી—તેની માતાના દેખતાં જ! આવું ક્રૂર કૃત્ય કર્યા પછી સિદ્ધરાજે દઢતાપૂર્વક જણાવ્યું: 'રાણકદેવી, આટલાથી પણ તું જો મારી માગણી મંજૂર નહિ રાખે, તો તારા બીજા કુમારની પણ આ જ રીતે હત્યા કરતાં હું અચકાઈશ નહિ!' સિદ્ધરાજની આવી ધમકીથી શૌર્યની નખશિખ મૂર્તિ સમી રાણકદેવી તો ન ડરી, પરંતુ તેનો અગિયાર વર્ષનો ગભરુ બાળક માણેરો ડરી ગયો અને પોતાની હત્યાના ભયથી ધ્રૂજતો તે પોતાની માતાની સોડમાં આવીને

ભરાયો. એ વખતે એક શૂરવીર ક્ષત્રિયાણીને છાજે તેવો શૂરવીરતા-ભર્યો જે સદ્બોધ રાણકદેવીએ પોતાના પુત્ર માણેરાને આપ્યો, તેને કોઈ લોકકવિએ પોતાની રસમય બાનીમાં ગૂંથીને અમર કર્યો છે અને તે રાણકદેવીના ચારિત્ર્યમાં અમર રહેવા સર્જાયો છે. રાણકદેવી બોલી :

'માણેરા, મ રોય, મ કર આંખ્યો રાતિયું!
કુળમાં લાગે ખોડ, મરતાં મા ન સંભારિયે!'

[ હે બેટા માણેરા, રોઈ રોઈ ન આંખો રાતી કર મા' મરણે બચ્ચો થઈને હું રુએ તો આપણા ક્ષત્રિય કુળમાં ખોટ લાગે. હે બેટા! મરતા મરતા માન સંભારીએ નહિ' ]

રાણકદેવીના આવા શૌર્યભર્યા બોલથી સિદ્ધરાજ પોતે પણ ઘડીભર ઘા ખાઈ ગયો અને તેના માણસોને તેણે જણાવ્યું : 'હમણાં આ માણેરાને મારશો નહિ. આપણે રાણકદેવીને પાટણમાં લઈ જઈએ પછી વાત. જો પાટણમાં પ્રવેશવાની એ આનાકાની કરશે, તો એ વખતે પાટણના દરવાજામાં જ માણેરાને આપણે વધેરીશું.'

રાણકદેવીને બળાત્કારે પાટણ તરફ લઈ જવામાં આવી. એ વખતે પણ એ સતી સ્ત્રીના હૃદયમાં તેના પતિ રા' ખેંગારના નામનું સતત રટણ ચાલ્યા કરતું હતું. એટલામાં રા' ખેંગારનો ઘોડો તેની નજરે પડ્યો. પોતાના પ્રિયતમના ઘોડાને ઉદ્દેશીને તે બોલી ઊઠી:

'તરવરિયા તોખાર! હૈયું ન ફાટ્યું હંસલા!
મરતાં રા' ખેંગાર, ગામતરાં ગુજરાતનાં!'

[ હે તરવરાટ કરનાર ઘોડા! મારો શિરતાજ જતાં મારું હૃદય કેમ ફાટતું નથી! મારું કમભાગ્ય પણ કેવું છે! રા' ખેંગારનું મૃત્યુ થતાં મારે ગુજરાતનું ગામતરું કરવાનો વખત આવ્યો!]

રસ્તામાં રાણકદેવીને રા' ખેંગારનો મૃતદેહ બતાવવામાં આવ્યો. એ જોઈને તેના અંતરમાં ખૂબ જ શોક વ્યાપ્યો; આંખે અંધારાં આવી ગયાં. આર્તનાદે તે શૂરવીર ક્ષત્રિયાણી બોલી ઊઠી:

'સ્વામી ઊઠો સૈન્ય લઈ, ખડ્ગ ધરો એ'ગાર:
છત્રપતિએ છાઈઓ, ગઢ જૂનો ગિરનાર.'

[ હે સ્વામી ! ઊઠો, સેના તૈયાર કરો અને હાથમાં તલવાર લો; આપણો ગઢ અને ગિરનાર સિદ્ધરાજના સૈન્યથી ઘેરાઈ ગયા છે. ]

બળાત્કારે રાણકદેવીને પાટણ લઈ જવામાં આવી. ત્યાં જઈ સિદ્ધરાજે તેને અનેક લાલચો આપી. પરંતુ પોતાના પતિ સિવાય બીજે કશે તેનું ચિત્ત ચલાયમાન કરી શકાયું નહિ. એથી સિદ્ધરાજ પણ થાકયો; સૌને તેના સતીત્વની ખાતરી થઈ ચૂકી હતી. છેવટે સિદ્ધરાજે તેને પૂછયું: 'તમારી છેવટની ઇચ્છા શી છે, રાણી ?'

રાણકદેવી બોલી: 'વઢવાણ શહેરમાં ભોગાવા નદીના પવિત્ર કિનારે મારા પતિ પાછળ સતી થવાની.'

રાણકદેવીની આ અંતિમ ઇચ્છા માન્ય રાખવામાં આવી; એટલે વઢવાણ નગરના પાદરમાં ભોગાવાના તીરે તેની ચિતા ખડકવામાં આવી. સતી સ્ત્રીઓ માટે બોલાય છે તેમ રાણકદેવીના જમણા અંગૂઠામાંથી અગ્નિ પ્રગટ્યો હતો અને આમ રા' ખેંગારની એ પવિત્ર રાણી પતિ પાછળ સતી થઈ. તેની દેરી હજુ પણ વઢવાણમાં ઊભી છે.

આપણા સાક્ષર-કવિ સ્વ. રામનારાયણ વિ. પાઠક ('શેષ') 'રાણકદેવી' સતીની એ દેરીને ખૂબ જ સુંદર અંજલિ આપી છે. તેમાંની છેલ્લી પંક્તિ ટાંકીને આ લઘુ ચરિત્ર પૂરું કરીશું:

પાનાં અનેક ઇતિહાસ તણાં ફર્યાં છે.
સ્વાતંત્ર્ય, શૌર્ય નથી એ સાહસ સુહાતાં:
ચેતાવવા વિજય-અંધ નૃપો તથાપિ,
પૃથ્વીની તર્જનીશું દેરી હજી ઊભી છે.

[ ઇતિહાસગ્રંથના એક પછી એક પાનાં ફરતા જ રહ્યા છે; પરંતુ એ પાનાં સ્વાતંત્ર્ય, શૌર્ય કે સાહસથી શોભતા નથી. આમ છતાં (સિદ્ધરાજ જેવા) વિજયમાં અંધ બનેલા રાજાઓને ચેતવણી આપતી પૃથ્વીની ટચલી આંગળી સમી સતી (રાણકદેવી)ની આ દેરી હજી (વઢવાણની ભાગોળમાં) ઊભી છે. ]

## ૩૪ : વીર રજપૂતાણી કમલાદેવી

કમલાદેવી રજપૂતાનાના વીરપુર ગામના એક શૂરવીર રજપૂતની વીર કન્યા હતી. તેના પિતાનો ઘણોખરો સમય યુદ્ધમાં જ વીતતો હતો, એટલે તેને મુખ્યત્વે માતાનું શિક્ષણ જ મળ્યું હતું. માતાના મુખેથી વીરોની વાતો સાંભળીને કમલાદેવીના રૂંવેરૂંવાં ખડાં થઈ જતાં હતાં.

મોટી થઈને કમલાદેવી પિતા પાસેથી અસ્ત્રશસ્ત્ર ચલાવતાં શીખી. એવામાં કાળે કરીને તેની માતાનું મૃત્યુ થયું. ખાસ કરીને છોકરીઓને માતાની ઓથની બહુ આવશ્યકતા હોય છે. આમ છતાં માતાની ઓથ ચાલી જતાં કમલાદેવી બિલકુલ ગભરાઈ નહિ. તે હવે હિંમતથી પોતાના પિતાની સાથે, હથિયાર બાંધીને નદીતટે, નિર્જન વનમાં અને ભયંકર ડુંગરમાળાઓમાં ઘૂમવા લાગી. આવા કઠોર ક્ષત્રિયજીવનમાં પણ તેને ખૂબ જ આનંદ આવતો હતો. સવારથી માંડીને સાંજ સુધી તલવાર તેની કમરે લટકતી રહેતી.

કમલાદેવીના પિતાને શત્રુઓ ઘણા હતા. એક દિવસ કોઈ એક શત્રુ સામે તેના પિતાને લાગલાગટ પાંચ દિવસ યુદ્ધ ચાલ્યું. તેમાં તેના પિતા વીરગતિ પામ્યા. આ સમાચાર જ્યારે કમલાદેવીને મળ્યા ત્યારે તેણે મન સાથે દૃઢ નિશ્ચય કરી લીધો: ' જ્યાં સુધી મારા પિતાને મારનાર શત્રુઓનું નિકંદન નહિ કાઢું, ત્યા સુધી હું લગ્ન કરીશ નહિ. '

શત્રુ સામે વેર લેવા માટે કમલાદેવીએ પોતાના પિતાને વફાદાર એવા સૈનિકોનું લોખંડી સૈન્ય જમાવ્યું અને પોતે તેની નેતાગીરી લીધી. બે વર્ષમાં તો તેણે પોતાના પ્રદેશમાં વીરહાક વગાડી દીધી. પોતાની માતૃભૂમિમાંથી તેણે શત્રુઓને હાંકી કાઢ્યા. એ પોતે વીરતા, ધીરતા અને સાહસિકતાની સાક્ષાત

મૂર્તિ હતી. તેની વીરહાકથી શત્રુઓ ધ્રૂજતા હતા, અને તેના સૈનિકોમાં નવા પ્રાણનો સંચાર થતો. તેનું સૈન્ય તેને અત્યંત વફાદાર હતું અને તેને માટે હંમેશાં પ્રાણ પાથરવા તૈયાર રહેતું હતું.

કમલાદેવી જેવી શૂરવીર હતી તેવી જ સુંદર પણ હતી. તેના સૈન્યમાંથી કેટલાક જુવાન રજપૂત-સૈનિકો તેની પ્રત્યે આકર્ષાયા હતા અને અંતરમાં તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા સેવતા હતા. આ સૈનિકો કમલાદેવી સમક્ષ પોતાની વીરતા સિદ્ધ કરી બતાવવાના વધુ ને વધુ પ્રસંગો શોધતા હતા. આવા સૈનિકોમાંથી એકનું નામ હતું ગુલાબસિંહ. ગુલાબસિંહ એક પરાક્રમી અને વીર યુવક હતો; એ સાથે જ તે સ્વભાવનો અત્યંત સરળ, પ્રેમાળ અને ખાનદાન હતો. કમલાદેવી સમક્ષ ખોટી ડિંગો મારવાનું તેને બિલકુલ ગમતું નહોતું. કમલાદેવી પણ પોતાને ચાહનાર સૌ સૈનિકોમાં આ ગુલાબસિંહ પ્રત્યે વિશેષ આકર્ષાઈ હતી અને મનથી તો તેને જ વરી ચૂકી હતી.

એક દિવસ કમલાદેવીને સમાચાર મળ્યા કે પાસેના જંગલમાં ચાર વાઘ—વાઘ, વાઘણ અને તેમનાં બે બચ્ચાં–આવ્યા છે, અને ગામનાં નિર્દોષ ઢોરઢાંખરની હત્યા કરે છે. કમલાદેવી એકલપંડે એ જંગલમાં આ વાઘ-પરિવારના શિકારે ઊપડી. ઘોડાના ડાબલા સાંભળતાં જ વાઘ અને વાઘણ ભયંકર ગર્જના કરતાં કમલાદેવીની સામે આવતાં જણાયાં. એ હિંસક પશુઓનો આવો એકાએક સામનો કરવો પડશે એવી સ્વપ્ને પણ આશા કમલાદેવીએ રાખી નહોતી, એટલે કમલાદેવીના હૃદયે કંઈક કંપ અનુભવ્યો; જીવનમાં પહેલી જ વાર તેને કંઈક બીકનો અનુભવ થયો; પગ નીચેની ધરતી જાણે સરકવા લાગી. પરંતુ એટલામાં એક જુદો જ બનાવ બની ગયો. હજુ કમલાદેવી પૂરી સ્વસ્થ થઈ નહોતી ત્યાં એક વીર પુરુષ ક્યાંકથી આવી ચડ્યો અને

વાઘણુ-વાઘણ પર સાક્ષાત્ કાળની જેમ તૂટી પડ્યો. કમલાદેવી પર હુમલો કરવા તત્પર બનેલાં વાઘ-વાઘણ બંનેને તેણે જોતજોતામાં પૂરાં કરી નાખ્યાં. પરંતુ એમ કરતાં એ વીર પુરુષ પોતે પણ ઘવાયો અને પૃથ્વી પર ઢળી પડ્યો. એટલામાં વાઘનાં બે બચ્ચાં પોતાનાં માતાપિતાનું વેર લેવા એ વીર પુરુષની છાતી પર ચડી બેઠાં અને તેને પૂરો કરવાની તૈયારીમાં હતાં ત્યાં કમલાદેવીએ એકદમ ધસીને બંને બચ્ચાંને પૂરાં કરી નાખ્યાં.

પછી કમલાદેવીએ પોતાના બચાવનારનું મુખ જોયું તો તેના આશ્ચર્યની કોઈ અવધિ ન રહી. એ વીર પુરુષ બીજો કોઈ નહિ, પણ તેનો પ્રિયતમ ગુલાબસિંહ પોતે હતો!

કમલાદેવી વાઘ-પરિવારના શિકારે એકલી ગઈ છે એ સમાચાર જાણીને ગુલાબસિંહ તેની મદદે તેની પાછળ પાછળ આવ્યો હતો.

ઘાયલ થયેલા ગુલાબસિંહને કમળાદેવીએ પોતાના ઘોડા પર ઉઠાવી લીધો. ખૂબ કાળજીથી તેની ચિકિત્સા કરાવી. ત્રીજે દિવસે ગુલાબસિંહે આંખ ખોલી અને પહેલો પ્રશ્ન પૂછ્યો:

'કોણ ?'

કમલાદેવી જવાબમાં બોલી: 'હું છું, આપની કમલા!'

કમલાદેવીના શબ્દો હજુ મોંમાં જ હતા અને ગુલાબસિંહનું પ્રાણપંખેરું ઊડી ગયું. પોતે જેની સાથે હજુ વિધિસર લગ્ન કર્યું ન હતું તે સ્વામીના શબ પર કાયા ઢાળીને કમલાદેવી આક્રંદ કરવા લાગી. ગુલાબસિંહ પાછળ સતી થવાનો પોતાનો નિરધાર તેણે જાહેર કર્યો. ચંદનની ચિતા ખડકવામાં આવી. સમગ્ર ગ્રામજનોના દેખતાં ચંદનની એ ચિતામાં પોતાના પ્રિયતમ પાછળ કમલાદેવી સતી થઈ.

રજપૂતાનાના વીરપુર ગામની એક નાની ગુફામાં કમલા-

દેવીનું લગ્ન-સ્મારક આજે પણ ઊભું છે. એ ગામમાં જ્યારે કોઈ છોકરા-છોકરીનું લગ્ન થાય છે, ત્યારે વરઘોડિયાં ત્યાં જઈને તેનું પૂજન કરે છે અને મંગલગીત ગાય છે.

## ૭૫: મહારાણી અહલ્યાબાઈ હોલ્કર

મહારાણી અહલ્યાબાઈ હોલ્કર વિશે પંડિત સુંદરલાલજીએ પોતાના સુપ્રસિદ્ધ ગ્રંથ 'ભારતમાં અંગ્રેજી રાજ્ય'માં લખ્યું છે:

'જે સમયનો આપણે ઇતિહાસ આલેખીએ છીએ તે સમયે દક્ષિણ માળવાના પ્રદેશનું શાસન પ્રાત:સ્મરણીય મહારાણી અહલ્યાબાઈ હોલ્કરના હાથમાં હતું. તેમની બુદ્ધિમત્તા, યોગ્યતા, ન્યાયશાસન, ચારિત્ર્ય અને આદર્શ રાજ્યવ્યવસ્થાનાં વખાણ અનેક ભારતીય અને વિદેશી ઇતિહાસકારોએ મુક્તકંઠે કર્યાં છે. તેમની ઊંડી ધર્મભાવનાને લીધે ઉત્તરથી દક્ષિણ સુધીના હિંદુ-મુસલમાન બંને કોમના રાજાઓ તેમનામાં શ્રદ્ધા રાખતા અને તેમને આદરણીય લેખતા હતા. આજે પણ તેમનું નામ ભારતના ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે ગવાઈ રહ્યું છે. વિદેશીઓની દોસ્તી અથવા તો પોતાના રાજ્યની અંદર તેમની દખલ એમાંની એકેય વાતને અહલ્યાબાઈ પસંદ કરતાં નહોતાં. આથી વૉરન હેસ્ટિંગ્સને એકલા સિંધિયા સાથે કાવતરું કરવાની ફરજ પડી હતી. અહલ્યાબાઈના ત્રીસ વર્ષના રાજ્યકાળમાં તેમની પ્રજા એ જમાનાના ભારતમાં સૌથી વધુ સુખી ગણાતી હતી. વિદેશીઓ સાથે વધુપડતો સંબંધ રાખવાના મતનાં અહલ્યાબાઈ નહોતાં.'

મહારાણી અહલ્યાબાઈ હોલ્કર ઇન્દોરના મહારાજા ખંડેરાવનાં મહારાણી અને ઇતિહાસખ્યાત મલ્હારરાવ હોલ્કરનાં પુત્રવધૂ હતાં.

સત્તરમી સદીની સમાપ્તિની શરૂઆતમાં મરાઠાઓ બળવાન

બન્યા હતા. શિવાજી મહારાજે હિંદુપદ પાદશાહીની સ્થાપનાનો આરંભ કર્યો હતો. બાજીરાવ પેશવાએ એમાં પૂર્તિ કરી હતી. બાજીરાવ પેશવાના સ્વામીભક્ત સહાયકોમાં દામાજી ગાયકવાડ, રાણોજી સિંધિયા અને મલ્હારરાવ હોલ્કરનાં નામ જાણીતાં છે. એ સમયે મરાઠી સેનાઓ એક પછી એક વિજય મેળવવા લાગી હતી. એક વાર ગુજરાતના કોઈ બળવાને શમાવવા માટે મલ્હારરાવ હોલ્કર પૂના જતા હતા. તેમણે રસ્તામાં પાથરડી મહાદેવજીના મંદિરમાં પડાવ નાખ્યો હતો. આનંદરાવ ઉર્ફે મનકોજી સિંધિયાની સુવિખ્યાત કન્યા અહલ્યાને તેમણે અહીં આ પાથરડી ગામમાં જોઈ. જોતાંવેંત એ કન્યા તેમને ગમી ગઈ. કન્યાને તેઓ પોતાની સાથે ઈંદોર લઈ ગયા અને તેનું લગ્ન પોતાના પુત્ર સાથે કરી દીધું.

મનકોજી સિંધિયાની આ કન્યા–અહલ્યા ખૂબ જ તેજસ્વી હતી. મનકોજીનાં લગ્નજીવનનાં ઘણાં વર્ષો વીત્યાં, છતાં કોઈ સંતાન તેમને નહોતું. છેવટે તેમણે જગદંબાની આરાધના શરૂ કરી. જગદંબાએ સ્વપ્નમાં તેમને દર્શન દઈને કહ્યું: 'હું પોતે તારે ઘેર કન્યારૂપે અવતરીશ.'

આ અતિ તેજસ્વી બાળા અહલ્યા સારાયે ગામમાં દેવી ભગવતીનો અંશ જ મનાતી હતી. તેનો જન્મ ઈ. સ. ૧૭૨૩માં થયો હતો.

આ અહલ્યા તે જ મહારાણી અહલ્યાબાઈ હોલ્કર.

આમ અહલ્યાબાઈ પોતે સામાન્ય ઘરનાં–ગરીબ ઘરનાં કન્યા હતાં. ગરીબ ઘરની કન્યામાંથી પોતે મહારાણી બન્યાં હતાં, છતાં તેઓ કદી અભિમાની બન્યાં નહોતાં. પોતાનાં સાસુ–સસરાની સેવાપૂજા તેઓ એક આદર્શ આર્યકુલવધૂની જેમ કરતાં હતાં. જન્મથી જ તેઓ ભગવદ્પરાયણ હતાં. પૂજાપાઠની સાથે સાથે તેઓ રાજકાજમાં પણ પોતાના પતિ અને સસરાને પૂરેપૂરી

સહાય કરતાં હતાં. થોડા જ કાળમાં તેમણે એક પુત્ર અને એક પુત્રીને જન્મ આપ્યો. તેમણે નવ વર્ષ લગ્નજીવન ભોગવ્યુ હતું. ક્રૂર વિધાતાથી તેમનું લગ્નસુખ અને ઐશ્વર્ય જોઈ શકાયું નહિ; અથવા એમ જ કહો કે પ્રભુએ આ સતીસાધ્વી સ્ત્રીની સહનશક્તિ, ધીરજ અને બહાદુરીની કસોટી કરવાનું યોગ્ય ધાર્યું હતું. પતિ ખંડેરાવ અકાળે સ્વર્ગે સિધાવ્યા એ વખતે યુવાન અહલ્યાબાઈએ પતિ પાછળ સતી થવાનો પોતાનો વિચાર પ્રગટ કર્યો. આ વખતે અહલ્યાબાઈની ઉંમર માત્ર અઢાર વર્ષની હતી.

સસરા મલ્હારરાવ હોલ્કર પુત્રવધૂ અહલ્યાબાઈને ખૂબ જ ચાહતા હતા. તેમને પોતાની પેટની દીકરી જેવી જ ગણતા હતા.

જ્યારે તેમણે વાત જાણી કે પોતાના પુત્ર પાછળ પુત્રવધૂ સતી થવાનો વિચાર કરે છે, ત્યારે તેમણે અહલ્યાબાઈને પોતાની પાસે બોલાવીને કહ્યું: 'બેટા, તું મારી દીકરી છે. મને મૂકીને કયાં જાય છે? મારો ખંડુ (ખંડેરાવનું હુલામણું નામ) ગયો; હવે તું એની જગાએ છે. તું બેટી છે, એટલે મારા મનથી મારો ખંડુ બેઠો છે, એમ માનું છું. આજે તારા સામું જોઈને ખંડુનું દુઃખ હું ભૂલી જઈશ. ખંડુ તો ચાલ્યો ગયો, પરંતુ મારા સૂના ઘરની લક્ષ્મી જેવી તને મૂકતો ગયો છે. જ્યારથી ઘરમાં તેં પગ મૂકયો છે, ત્યારથી ઘરની કર્તાહર્તા પણ તું જ છે. હવે તું જ મને રાજકાજમાં મદદ કર. પુત્રશોકના દુઃખસાગરમાં મને એકલો મૂકીને તું કૃપા કરીને ચાલી જઈશ નહીં.'

અહલ્યાબાઈ પર મલ્હારરાવે પહેલેથી જ પિતૃ તુલ્ય પ્રેમ વરસાવ્યો હતો, તેની અહલ્યાબાઈને કદર હતી. પોતે મન સાથે સતી થવાનો જે દૃઢ નિશ્ચય કર્યો હતો તેને સસરાનું મન રાજી રાખવા તેમણે ફેરવી નાખ્યો; પતિની વિરહવેદનાનું ઝેર અંતરમાં ઉતારી દીધું. તેમણે સસરાને વિનયથી કહ્યું: 'બાપુજી, આપ જ મારા સાચા પિતા છો. આપની આજ્ઞાનું હું કદાપિ

ઉલ્લંઘન કરીશ નહિ. આપની ઇચ્છાને માન આપીને સતી થવાનો મારો વિચાર હું માંડી વાળું છું; મારી અલ્પ શક્તિ અને બુદ્ધિ અનુસાર હું આપને રાજકાજમાં સહાય કરીશ અને આપની સેવા ઉઠાવીશ.'

પછી તો મલ્હારરાવ મહારાજે પોતાનાં આ સુપાત્ર, સુશીલ અને રાજનીતિકુશળ પુત્રવધૂને રાજકાજમાં રીતસરનાં પલોટવા માંડ્યાં. ઈ. સ. ૧૭૬૧માં પાણીપતના યુદ્ધમાં ભાગ લેવા માટે મલ્હારરાવ હોલ્કર ગયા ત્યારે રાજ્યની બધી લગામ અહલ્યાબાઈના હાથમાં સોંપતા ગયા હતા. જ્યારે એ યુદ્ધમ.થી મલ્હારરાવ પાછા ફર્યા ત્યારે જે કુનેહ અને વ્યવસ્થિત રીતે અહલ્યાબાઈએ રાજકારોબાર ચલાવ્યો હતો, તેની તેમણે બહુ પ્રશંસા કરી, અને ત્યારથી તેમને રાજકાજમાં અહલ્યાબાઈની દઢતાની ખાતરી થઈ ચૂકી.

ઈ. સ. ૧૭૬૫માં મલ્હારરાવનું મૃત્યુ થયું એટલે અહલ્યાબાઈનો કુમાર માલેરાવ ગાદી પર બેઠો. પરંતુ તે અત્યંત ક્રોધી, અધીર અને દુષ્ટ હૃદયનો હતો. સજ્જન પુરુષોનું સન્માન કરતાં તેનાં પવિત્ર માતા કયાં અને સજ્જન પુરુષોને કોરડાનો માર મારનાર એ દુષ્ટ કયાં ? છેવટે તેના પાપનો ઘડો ભરાયો અને થોડા જ દિવસમાં તે મરણ પામ્યો.

આ બાજુ પૂનાની ઘટના જોઈએ. બાજીરાવ પેશ્વા અવસાન પામ્યા હતા અને માધવરાવ પેશવા તેમની ગાદીએ આવ્યા હતા. તેમનો કાકો રાઘોબા (રઘુનાથરાવ) વ્યસની, કપટી અને મૂર્ખ હતો. ઇંદોરના મંત્રી ગંગાધર યશવંતના ચડાવ્યાથી રાઘોબાએ અહલ્યાબાઈને ઇંદોરની રાજગાદી પરથી ઉઠાડી મૂકીને ત્યાં પેશ્વાનો અધિકાર સ્થાપવાનો વિચાર કર્યો. આ સામે અહલ્યાબાઈએ ગાયકવાડ અને ભોંસલેની મદદ માગી. એટલે બન્ને જણ તેમની કુમકે દોડી આવ્યા. બીજી બાજુ અહલ્યાબાઈએ

પોતાના સરદારો અને સૈનિકોને કહ્યું : 'સમજી લો, કે આપણે પેશવાના તાબેદાર છીએ; આમ છતાં આપણું રાજ્ય વિના કારણે છીનવી લેવાનો તેમને કોઈ અધિકાર નથી. મને સ્ત્રી સમજીને રાઘોબાએ ઇંદોર પર આક્રમણ કર્યું છે, પરંતુ એને બતાવી દઈશ કે, હું કોઈ સામાન્ય સ્ત્રી નથી; હું તો વીર મલ્હારરાવ હોલ્કરની પુત્રવધૂ છું. જે સમયે હાથમાં તલવાર લઈને રણક્ષેત્રમાં કૂદી પડીશ, તે વખતે પેશ્વાનું સિંહાસન હાલી ઊઠશે. અત્યારે હું ઇંદોરની મહારાણી છું; ઇંદોરની સ્વતંત્રતાનું રક્ષણ કરવાની જવાબદારી મારા શિરે છે. જો મારી એ જવાબદારી હું બરાબર અદા ન કરી શકું, તો મારા શૂરવીર સસરાજીના હાથે મેં રાજ-શાસનનું જે શિક્ષણ મેળવ્યું છે તે લાજે; ઇંદોરની આ મહાન રાજગાદી પર મારું બેસવું વ્યર્થ જાય. અરે, ખુદ બાજીરાવ મહારાજ આપણા ઇંદોરનું અપમાન નહોતા કરી શકતા; તો પછી રાઘોબાનું તે શું ગજું ?'

અહલ્યાબાઈની આવી વીર વાણીએ ઇંદોરના સૈન્યને સારી પ્રેરણા પાઈ; સારુંયે સૈન્ય રાઘોબા સામે કેસરિયાં કરવા તૈયાર થઈ ગયું; પરંતુ આમ છતાં અહલ્યાબાઈ શાંતિચાહક મહારાણી હતાં; નકામો રક્તપાત તેમનો ગમતો નહોતો. એટલે એક બાજુ પોતાના સૈન્યને યુદ્ધ માટે તૈયાર કરવા માંડયું અને બીજી બાજુ માધવરાવ પેશ્વાને આ પ્રમાણે પત્ર પાઠવ્યો :

'મને એ જાણીને નવાઈ લાગી છે કે, આપનું સૈન્ય મારું રાજ્ય લૂંટવી લેવા આવવાનું છે. એક રીતે જોઈએ તો આ રાજ્ય આપનું જ છે; પરંતુ એનો અર્થ એ હરગિજ નથી કે આપ આ રાજ્યને અન્યાયપૂર્વક છીનવી લઈ શકો છો. અને હું એટલું જણાવી દઉં છું કે, હથિયારનો સામનો હથિયારથી જ થશે. પરંતુ એટલું યાદ રાખજો કે, આખરે હું એક સ્ત્રી છું. હાર્યેથી તો મારી નામોશી થવાની નથી, પરંતુ આપ જો એક સ્ત્રીના

હાથે પરાજય પામશો તો આપના મહાન કુળ માટે જગતમાં એક નીચાજોણું રહી જશે. માટે જોઈ વિચારીને પગલું ભરશો.'

માધવરાવ પેશ્વા બહુ બુદ્ધિશાળી પેશવા હતા; વળી તેમના કાકા–રાઘોબાએ અહલ્યાબાઈ વિરુદ્ધ આ જે બધી ખટપટો ઊભી કરી હતી, તેની તેમને બિલકુલ જાણ નહોતી. અહલ્યાબાઈના પત્ર ઉપરથી જ્યારે તેમને બધી વાતની જાણ થઈ, ત્યારે તેમણે રાઘોબાને આવું અનુચિત પગલું ભરવા માટે ઠપકો આપ્યો અને રાઘોબાની સમગ્ર યોજનાને નામંજૂર કરી. તેમને પોતાને પણ અહલ્યાબાઈ પ્રત્યે સારી આદરભાવના હતી અને તેમના રાજ્ય-શાસન પ્રત્યે સંતોષ હતો; એટલે તેમણે અહલ્યાબાઈને લખી જણાવ્યું: 'તમારી વાત સાચી છે. તમારું રાજ્ય કોઈ છીનવી લેવા આવે તો તેનો સામનો કરવાનો તમને અધિકાર છે. મારી સરકાર તમારા રાજ્ય પર આવું કોઈ પણ આક્રમણ કરવા ઇરાદો સેવતી નથી; મારી સરકાર તમારા રાજ્યપ્રબંધ અને કાર્ય-કુશળતાથી સંતુષ્ટ છે.'

એક બાજુ માધવરાવ પેશ્વા અને અહલ્યાબાઈ વચ્ચે આ પ્રમાણે લખાપટ્ટી ચાલતી અને બીજી બાજુ રાઘોબા સૈન્ય લઈને ક્ષિપ્રા નદી સુધી આવી પહોંચ્યો હતો! પરંતુ જ્યારે તેને પ્રબળ સામનો કરવાની અહલ્યાબાઈની તૈયારીઓની જાણ થઈ, ત્યારે તે બી ગયો; એટલે ફેરવી તોળતાં તેણે અહલ્યાબાઈને સંદેશો પાઠવ્યો: 'હું માત્ર એટલું જાણવા જ માગતો હતો કે તમે શત્રુઓનો કેવી રીતે સામનો કરી શકો છો!'

આમ રાઘોબા ઇંદોરના રાજઅતિથિ તરીકે થોડા દિવસ રહીને, લાચાર વદને, પૂના પાછો ફર્યો.

અહલ્યાબાઈ ક્ષમાની મૂર્તિ હતાં. તેઓ જાણતાં હતાં કે, આ બધા ઝઘડાનું મૂળ ગંગાધર યશવંત છે, આમ છતાં મામલો થાળે પડ્યે તેમણે તેને ક્ષમા આપી અને રાજ્યમાં તેને કંઈક

સ્થાન કરી આપ્યું. આ પછી અહલ્યાબાઈની રાજ્યનીતિની કુશળતાનાં વખાણ ચારે બાજુ થવા લાગ્યાં. તેમના રાજ્યમાં હંમેશાં શાંતિ રહેતી હતી. શાસનમાં એ જેટલાં કઠોર હતાં તેટલાં જ તે દયા બતાવવામાં ઉદાર હતાં. આ સાથે જ ઘોડેસવાર થઈને રણમેદાનમાં કૂદી પડવું એ પણ તેમના માટે સામાન્ય વાત હતી.

અહલ્યાબાઈ બહુ ધાર્મિક હતાં; ભારતવર્ષનાં એ વખતનાં લગભગ ઘણાંખરાં તીર્થસ્થાનોમાં કંઈ ને કંઈ મદદ તેમના હાથે પહોંચી હશે અને અન્નક્ષેત્ર ઊભાં કરાયાં હશે.

એક વાર રાજ્યના કેટલાક ભીલ લોકોએ બળવો પોકાર્યો હતો. આ બળવાને અહલ્યાબાઈએ કડક હાથે દાબી દીધો હતો. આમ તેઓ બહુ કડક મહારાણી હતાં.

તેઓ બહુ સત્યપરાયણ હતાં. તેમના ખજાનામાં કરોડો રૂપિયા જમા થયા હતા. આમાંથી તેઓ દાનધર્મ કરવા માગતાં હતાં. તેમના આ તર ખજાનાને જોઈ રાઘોબાની નજર બગડી હતી; એટલે તેણે કોઈ યુદ્ધમાં મદદ કરવા માટે આમાંથી મોટી રકમની માગણી કરી. અહલ્યાબાઈએ ચોખ્ખું પરખાવ્યું: 'આ રૂપિયા તો દાનધર્મ માટે છે. આપ બ્રાહ્મણ છો; જો યજ્ઞયાગના મંત્ર ભણીને દક્ષિણાના રૂપમાં લેવા માગતા હો, તો એવો સંકલ્પ કરવા હું તૈયાર છું!'

એટલે રાઘોબા ચિડાયો અને મોટું સૈન્ય લઈને આવી પહોંચ્યો. અહલ્યાબાઈ પોતાના પાંચસો સ્ત્રી-સૈનિકોને લઈને રાઘોબા સામે રણક્ષેત્રમાં ઊતરી પડ્યાં. રાઘોબાને પડકાર ફેંક્યો: 'આપ રાજા છો; આપની સામે બળવો પોકારવો એને હું અધર્મ સમજું છું. અમને મારીને આપ રૂપિયા લઈ જઈ શકો છો.'

આથી રાઘોબા લજવાઈ ગયો; અહલ્યાબાઈની બહાદુરી જોઈ તે આશ્ચર્યચકિત બની ગયો. એ પાછો ફરી ગયો. અહલ્યા-

બાઈ શાંતિપૂર્વક રાજ ચલાવવા લાગ્યાં.

ઇંદોરનાં આ મહાન રાણીમાં લોભવૃત્તિ પણ બિલકુલ નહોતી. લોભી રાજાઓની જેમ ખૂન, વિશ્વાસઘાત અને અત્યાચારોના કાળા ડાઘ તેમના ઉજ્જવળ ચરિત્રમાં તેમણે પડવા દીધા નથી. રાજાનું મુખ્ય કર્તવ્ય તે પ્રજાપાલન; બસ, આ કર્તવ્યને લક્ષમાં રાખીને તેમણે પ્રજાનું પાલન કર્યું. પરિણામે તેમનું રાજ્ય ખૂબ સમૃદ્ધ બન્યું અને પ્રજા સુખી થઈ. આ સિવાય એક ભાવિક હિંદુ સ્ત્રીની જેમ પૂજા–અર્ચના, સંતસાધુઓની સેવા, અતિથિસેવા, ગોબ્રાહ્મણની સેવા, દીનદુખિયારાંના દુઃખનું નિવારણ ઇત્યાદિ પરોપકારી કામોમાં તેમનું ચિત્ત હંમેશાં લાગ્યું રહેતું હતું. પ્રજાનું હિત, રાજ્યનું હિત અને પોતાના પવિત્ર કુળની પ્રતિષ્ઠા–આ ત્રણ વસ્તુઓ હંમેશાં તેમની નજર સામે રહેલી હતી; એ માટે જેટલું પોતાનાથી બને તેટલું તે કરી છૂટતાં હતાં. આ સિવાયનો તેમનો ફાજલ સમય પ્રભુભજનમાં અને ધર્મધ્યાનમાં વીતતો હતો.

તેમનું કૌટુંબિક જીવન સુખી નહોતું. કાળના મુખમાંથી મુક્તાબાઈ નામની માત્ર એક જ પુત્રી પોતાના પરિવારમાંથી બચી શકી હતી. ક્રૂર કાળે અહલ્યાબાઈની એ એકની એક પુત્રીને વિધવા બનાવી અને તે પોતાના પતિ પાછળ સતી થઈ હતી, જોકે પોતાની પુત્રીને સતી થવા માટે અહલ્યાબાઈએ અનુમોદન આપ્યું નહોતું. આમ પોતાના એક પુત્ર અને એકની એક પુત્રીનું–પોતાના બન્ને સંતાનોનું તેમની હયાતીમાં જ અવસાન થયું. એટલે એક માતા તરીકે તેમના હૃદયમાં કેવો શોક છવાયો હશે તેની કલ્પના જ કરી લેવી રહી. આમ છતાં તેઓ છાતીબળિયાં હતાં; હૃદયમાં હિંમત અને હરિઇચ્છામાં અચળ શ્રદ્ધા રાખી તેમણે પોતાની જીવન–નાવ હંકારી હતી.

પોતે રાજરાણી હોવા છતાં ખુશામત તેમને બિલકુલ પ્રિય

નહોતી, તેનું એક સુંદર દૃષ્ટાંત તેમના જીવનમાં જોવા મળે છે: કોઈ એક બ્રાહ્મણ પંડિતે તેમના પ્રશસ્તિકાવ્યનો એક ગ્રંથ રચ્યો હતો. બ્રાહ્મણ પંડિત એ ગ્રંથ લઈને રાણી અહલ્યાબાઈ પાસે ગયો અને એમની હજૂરમાં સ્વરચિત પ્રશસ્તિકાવ્ય ગાઈ બતાવ્યું.

આથી પ્રસન્ન થવાને બદલે અહલ્યાબાઈ ખિન્ન થયાં, અને ખિન્ન મને બ્રાહ્મણ પંડિતને કહેવા લાગ્યાં: 'પંડિતવર્ય, આમાં તો તમે મારી ખોટી ખુશામત કરી છે. હુ તો એક સમાન્ય સ્ત્રી છું; જાણ્યે-અજાણ્યે મારાથી કેટલાંયે પાપ થઈ ગયાં હશે. તમે લખ્યા છે તેમાંથી સોમા ભાગના ગુણ પણ મારામાં નથી. કૃપા કરીને તમારી વિદ્વત્તા મારા જેવી સામાન્ય સ્ત્રીની ગુણગાથા ગાવામાં ન વાપરતાં પ્રભુનો મહિમા ગાવામાં વાપરો.'

પછી અહલ્યાબાઈએ પોતાનો એ પ્રશસ્તિગ્રંથ બ્રાહ્મણ પંડિત પાસેથી માગી લીધો અને નર્મદા નદીના નીરમાં વહેવડાવી દીધો.

અહલ્યાબાઈ સ્વભાવે નમ્ર હતાં, એ વસ્તુ તેઓ પ્રભુને નિશદિન જે પ્રાર્થના કરતાં હતાં તે ઉપરથી જાણવા મળે છે. તેઓ પ્રભુને પ્રાર્થતાં: 'હે પ્રભુ, જે રીતે તને શાપ્યાની અહલ્યા કરી તેનો ઉદ્ધાર કર્યો, તેવી જ રીતે તમારી આ અહલ્યાનો પણ આ ભવસાગરમાંથી ઉદ્ધાર કરજો.'

અહલ્યાબાઈ જબરાં માણસપારખુ હતાં. જ્યારે રાઘોબા સામે યુદ્ધમાં ઊતરવાની તેમને ફરજ પડી હતી, ત્યારે પોતાના સૈન્યની સરદારી કોને આપવી એ એક મોટો સવાલ હતો. એ વખતે તુકોજી હોલ્કર નામના એક સુપાત્ર સરદાર પર તેમની નજર ઠરી. તુકોજી હોલ્કર આ પદ માટે બધી રીતે લાયક હતા અને વધુમાં તેઓ મલ્હારરાવ મહારાજના સગા થતા હતા. અહલ્યાબાઈએ આદરપૂર્વક તેમને પોતાની પાસે બોલાવ્યા અને વિધિપૂર્વક તેમને સેનાપતિપદે નિયુક્ત કર્યા. તુકોજી હોલ્કરે પોતાનું સેનાપતિપદ સારી રીતે શોભાવ્યું હતું. અહલ્યાબાઈ પ્રત્યે

આ વિચારે આ બન્ને વિધવાઓ અહલ્યાબાઈ પાસે ગઈ અને તેમની સમક્ષ પોતાના મનની વાત મૂકી.

અહલ્યાબાઈએ પહેલાં તો તેમને સલાહ આપી કે તેઓ કોઈ છોકરાને દત્તક લે; પરંતુ એ વિધવાઓએ જવાબમાં કહ્યું: 'રાણી સરકાર, કોઈને દત્તક લેવાનો અમારો વિચાર નથી. કોઈ છોકરાને દત્તક લઈએ, અને એ છોકરો આગળ ઉપર ખરાબ નીકળે તો અમારા પતિઓની સુકમાઈની દોલતને ઉડાવી મારે અને અમારા મનને ક્લેશ થાય. એ કરતાં આપ જ અમારી મિલકતને કોઈ સત્કાર્યમાં વાપરો એવી અમારી ઇચ્છા છે.'

અહલ્યાબાઈ પોતે કીર્તિનાં ભૂખ્યાં પણ નહોતાં. તેમને થયું: 'આ બહેનો જાતે જ પોતાની મિલકતનો સદુપયોગ કેમ ન કરે ? પુણ્યદાન કરવાનું મને આવડે છે અને એમને કંઈ નહિ આવડે ?'

આ હિસાબે તેમણે વિધવાઓને કહ્યું: 'બહેનો, હું રાણી છું, એટલે આખા રાજ્યમાં સત્કાર્ય અને પુણ્યદાન કરવાનો મેં કંઈ ઇજારો રાખ્યો નથી. તમે મારા રાજ્યની પ્રજા છો; તમે પણ એવાં કાર્ય કરી શકો છો. તમારા સ્વામીની સંપત્તિને વાપરવાનો તમને જ અધિકાર છે. તમે તમારી દોલત કોઈ પરોપકારનાં કાર્યોમાં વાપરવાની ભાવના સેવો છો એ બહુ સારી વાત છે, અને તેની હું પ્રશંસા પણ કરું છું. પરંતુ તમારા હાથે જ તમે એવું સત્કાર્ય કેમ ન કરો ? તમે જાતે જ એ રીતે પુણ્ય મેળવો એમાં હું રાજી છું. બાકી મારે પુણ્યદાન કરવું હોય તો ઈશ્વરની કૃપાથી મલ્હારરાવ મહારાજ મારા માટે ઘણું મૂકતા ગયા છે. માટે તમે તમારી મેળે જ પુણ્યદાન કરો એ જ વાજબી છે.'

આ રીતે અહલ્યાબાઈની પ્રેરણાથી એ વિધવાઓએ પોતાનો પૈસો પરોપકારનાં કાર્યોમાં વાપર્યો હતો.

એક વખત રાજ્યના એક શ્રીમંત ગૃહસ્થ નિઃસંતાન મૃત્યુ પામ્યા, તેમની વિધવાએ દત્તક પુત્ર લેવા માટે રાજ્યની

તેમને ખૂબ જ ભક્તિભાવ હતો અને મહારાણીને તેઓ 'મા' કહીને બોલાવતા હતા.

પછી તો તુકોજી હોલ્કરને સેનાપતિપદ ઉપરાંત પ્રધાનપદ પણ અહલ્યાબાઈએ સોંપ્યું હતું. પોતાનું કાર્ય તુકોજી હોલ્કર સારી રીતે બજાવતા હતા, છતાં અહલ્યાબાઈ જાતે રાજ્યમાં બનતી બધી ઘટનાઓનું ધ્યાન રાખતાં હતાં અને યોગ્ય લાગે ત્યાં તુકોજી હોલ્કરની પણ વિરુદ્ધ જઈ ન્યાય આપતાં હતાં.

એક વખત ઇંદોરના એક શ્રીમંત શાહુકાર બિનવારસ અવસાન પામ્યા. એટલે પરંપરાથી ચાલ્યા આવતા રિવાજ મુજબ પ્રધાન તરીકે તુકોજી હોલ્કરે શાહુકારની બધી મિલકત રાજ્યમાં જમા કરી દેવાનો હુકમ કર્યો. આ સામે શાહુકારની વિધવાએ મહારાણી અહલ્યાબાઈને પોતાના પતિની મિલકત પોતાને મળવા માટે અરજી કરી. અહલ્યાબાઈએ એ વિધવાની અરજી મંજૂર રાખી અને તુકોજી હોલ્કરને લખ્યું: 'વિધવાઓના નિસાસા લઈને રાજ્યમાં આવી નિર્દયતા અને કઠોરતા ચલાવશો નહિ; ભલે પછી આ બધી વસ્તુઓ વંશપરંપરાથી ચાલી આવતી હોય.'

આમ લખીને અહલ્યાબાઈએ વિધવાને તેના પતિની મિલકત પાછી સોંપાવી. અહલ્યાબાઈની આ ઉદારવૃત્તિથી ઇંદોર રાજ્યની પ્રજા તેમની એ ભલી રાણીને અંતરની દુઆ આપવા લાગી અને પ્રજાના હૃદયમાં તેઓ સ્થાન પામ્યાં.

વળી એક વખત જુદી જ ઘટના બની.

રાજ્યના બે શ્રીમંત શેઠો મૃત્યુ પામ્યા. તેમને કોઈ સંતાન નહોતું. એટલે આ બંને શેઠોની વિધવાઓએ વિચાર્યું:

'આપણે હવે આટલી બધી મિલકતને શું કરવી છે? ચાલો, આપણે આપણી વધારાની મિલકત આપણાં ભલાં મહારાણીને સોંપી દઈએ; તેઓ કોઈ સારા કામમાં એનો ઉપયોગ ભલે કરે.'

આ વિચારે આ બન્ને વિધવાઓ અહલ્યાબાઈ પાસે ગઈ અને તેમની સમક્ષ પોતાના મનની વાત મૂકી.

અહલ્યાબાઈએ પહેલાં તો તેમને સલાહ આપી કે તેઓ કોઈ છોકરાને દત્તક લે, પરંતુ એ વિધવાઓએ જવાબમાં કહ્યું: 'રાણી સરકાર, કોઈને દત્તક લેવાનો અમારો વિચાર નથી. કોઈ છોકરાને દત્તક લઈએ, અને એ છોકરો આગળ ઉપર ખરાબ નીકળે તો અમારા પતિઓની સુકમાઈની દોલતને ઉડાવી મારે અને અમારા મનને ક્લેશ થાય. એ કરતાં આપ જ અમારી મિલકતને કોઈ સત્કાર્યમાં વાપરો એવી અમારી ઇચ્છા છે.'

અહલ્યાબાઈ પોતે કીર્તિનાં ભૂખ્યાં પણ નહોતાં. તેમને થયું: 'આ બહેનો જાતે જ પોતાની મિલકતનો સદુપયોગ કેમ ન કરે? પુણ્યદાન કરવાનું મને આવડે છે અને એમને કંઈ નહિ આવડે?'

આ હિસાબે તેમણે વિધવાઓને કહ્યું: 'બહેનો, હું રાણી છું, એટલે આખા રાજ્યમાં સત્કાર્ય અને પુણ્યદાન કરવાનો મેં કંઈ ઇજારો રાખ્યો નથી. તમે મારા રાજ્યની પ્રજા છો; તમે પણ એવાં કાર્ય કરી શકો છો. તમારા સ્વામીની સંપત્તિને વાપરવાનો તમને જ અધિકાર છે. તમે તમારી દોલત કોઈ પરોપકારનાં કાર્યોમાં વાપરવાની ભાવના સેવો છો એ બહુ સારી વાત છે, અને તેની હું પ્રશંસા પણ કરું છું. પરંતુ તમારા હાથે જ તમે એવું સત્કાર્ય કેમ ન કરો? તમે જાતે જ એ રીતે પુણ્ય મેળવો એમાં હું રાજી છું. બાકી મારે પુણ્યદાન કરવું હોય તો રૈયતની કૃપાથી મલ્હારરાવ મહારાજ મારા માટે ઘણું મૂકતા ગયા છે. માટે તમે તમારી મેળે જ પુણ્યદાન કરો એ જ વાજબી છે.'

આ રીતે અહલ્યાબાઈની પ્રેરણાથી એ વિધવાઓએ પોતાનો પૈસો પરોપકારનાં કાર્યોમાં વાપર્યો હતો.

એક વખત રાજ્યના એક શ્રીમંત ગૃહસ્થ નિઃસંતાન મૃત્યુ પામ્યા, તેમની વિધવાએ દત્તક પુત્ર લેવા માટે રાજ્યની

રજા માગી. રજાના બદલામાં રાજ્યે તેની પાસેથી ઠીક ઠીક પ્રમાણમાં નજરાણું માગ્યું. જ્યારે અહલ્યાબાઈ સમક્ષ આ બાબત મંજૂરી માટે આવી, ત્યારે તેમણે નજરાણાની આ પ્રથાનો વિરોધ કરતાં પ્રધાનને કહ્યું: 'પ્રધાનજી, શાસ્ત્ર પ્રમાણે વિધવાને દત્તક પુત્ર લેવાનો સંપૂર્ણ હક્ક છે. વિધવા પોતાનો આ હક્ક ભોગવે તેમાં મારી મંજૂરીની શી જરૂર ? આમ છતાં સમજો કે રાજ્યની મંજૂરીની જરૂર હોય, છતાં રાજ્યને નજરાણું લેવાનો કોઈ હક્ક નથી. વિધવા તેની મરજીમાં આવે તેને દત્તક લઈ શકે છે. રાજ્યે આજ પછી આવું અન્યાયી નજરાણું લેવું બંધ કરવું.'

આ ઘટનામાં અહલ્યાબાઈની ન્યાયપરાયણતાનું આબેહૂબ દર્શન થાય છે.

અહલ્યાબાઈ સુપાત્ર વિદ્વાન પંડિતોને પણ ઉત્તેજન આપતાં હતાં. વિદ્વાન પંડિતોને એકત્ર કરીને તેમણે આજ્ઞા કરી હતી : 'તમે લોકો તમારું એક મંડળ રચો. એ મંડળ સંશોધન કરીને ધર્મશાસ્ત્રનો એક મોટો ગ્રંથ રચે. તમારે આ માટે જે જે ગ્રંથોની જરૂર પડે, તે બધા રાજ્યના ખર્ચે મગાવી આપવામાં આવશે.'

આ ગ્રંથની રચના સારુ અહલ્યાબાઈએ દેશદેશાવરથી, ખાસ તપાસ કરીને કિંમતી ગ્રંથો મગાવી દીધા હતા. એ બધાના આધારે પંડિતોએ એક ગ્રંથ તૈયાર કર્યો. એ ગ્રંથ 'અહલ્યા કામધેનુ'ના નામે પ્રસિદ્ધ છે. આમ આ મહાન રાણી પોતાની પાછળ સાહિત્યજગતમાં પણ એક સ્મારક મૂકતાં ગયાં છે.

અહલ્યાબાઈની પુનિત કીર્તિની સુવાસ ચારે બાજુ એટલી બધી પ્રસરી હતી કે, તેમના સમકાલીન હિંદુ રાજાઓ તો તેમના પ્રત્યે આદરભાવ સેવતા હતા જ, પરંતુ એ સમયના હૈદરઅલી, ટીપુ સુલતાન, નિઝામ, અયોધ્યાના નવાબ વગેરે મુસલમાન બાદશાહો પણ તેમના માટે સારું માન ધરાવતા હતા અને તેમના પ્રશંસકો હતા.

મહેશ્વર દરબારના દફતરમાંથી અહલ્યાબાઈના અંગત જીવન સંબંધી ઘણું સાહિત્ય મળી આવ્યું છે. તેમાંના એક પત્રમાં લખ્યું છે: 'આજે પ્રાતઃકાળથી બાઈને (અહલ્યાબાઈને) ઝાડાનો ઉપદ્રવ થયો છે. દિવસમાં ત્રીસચાળીસ વાર શૌચ જવું પડ્યું પરંતુ અમાવાસ્યા હોવાથી દવા ન જ પીધી.'

આ ઉપરથી અહલ્યાબાઈ કેવાં ધાર્મિક મનોવૃત્તિનાં અને ઈશ્વરમાં અડગ શ્રદ્ધા રાખનાર હતાં તેનો સહેજે ખ્યાલ આવે છે.

ઇંદોરની પ્રજામાં તેમનું નામ કેટલું લોકપ્રિય છે તેનો ખ્યાલ દર વર્ષે ઇંદોર રાજ્યમાં જે 'અહલ્યા-ઉત્સવ' ઊજવવામાં આવે છે તે પરથી જણાઈ આવે છે. એ દિવસે ગરીબો અને સંત-સાધુઓને ભોજન કરાવવામા આવે છે. મહારાણી અહલ્યાબાઈની સવારી ઘણી ધામધૂમ અને આનંદથી કાઢવામાં આવે છે. ફૂલોથી શણગારેલી પાલખીમાં અહલ્યાબાઈની છબીનાં દર્શન કરીને ઇંદોરની પ્રજા પોતાની જાતને ધન્ય માને છે. પાલખી આગળ ત્રીસ ઘોડેસવાર સ્ત્રીઓ નાગી તલવાર હાથમાં ધારણ કરીને ચાલે છે. પાછળ પણ હથિયારબંધ સ્ત્રીઓનું સૈન્ય હોય છે. ગંગાધરરાવ દીવાનની ખોટી શિખવણીથી રાઘોબાએ અહલ્યાબાઈ પર ચડાઈ કરી હતી, તે વખતે એ મહાન રાણીએ પાંચસો હથિયારબંધ સ્ત્રી-સૈનિકોની સેના લઈને યુદ્ધે ચડવાની તૈયારી કરી હતી. એ ઐતિહાસિક પ્રસંગની સ્મૃતિમા આ પ્રમાણે કરવામાં આવે છે. ત્યાના પ્રતિષ્ઠિત કુટુંબની સ્ત્રીઓ વીરાંગનાનો વેશ ધારણ કરીને આ સવારીમાં ઉમંગથી ભાગ લે છે.

મુંબઈના એ વખતના ગવર્નર સર જૉન માલ્કમ મહારાણી અહલ્યાબાઈની અત્યંત કીર્તિ સાંભળીને આશ્ચર્યચકિત બન્યા હતા. તેમને થતું હતુ: 'આ દેશના લોકોમાં મહારાણી અહલ્યાબાઈ દેવીની જેમ પૂજાય છે એ શું અહીંના લોકોની અંધભક્તિ હશે? લાવો, તેની તપાસ તો કરીએ.'

આ વિચારે સર જોન માલ્કમે હોલ્કર રાજ્યમાં ઊંડું સંશોધન કર્યું હતું અને એના પરિણામે તેમને ખાતરી થઈ ચૂકી હતી કે મહારાણી અહલ્યાબાઈ ખરેખર મહાન હતાં. સર જોન માલ્કમે પછી તો પોતે મેળવેલી સત્ય હકીકતોના આધારે આ મહાન રાણીનું જીવનચરિત્ર પણ લખ્યું હતુ. એ ચરિત્રના આધારે જ અહલ્યાબાઈ હોલ્કરનાં ઘણાં ચરિત્રો લખાયાં છે. સર જોન માલ્કમે એક સ્થળે લખ્યુ છે: 'મહારાણી અહલ્યાબાઈ મધ્યમ કદનાં અને નાજુક બાંધાનાં હતાં. તેમનો ચહેરો જોકે પાકા બદામી રંગનો હતો, છતાં તે સ્વચ્છ હતો. તેઓ ઘણાં આનંદી હતાં અને ભાગ્યે જ ગુસ્સામાં દેખાતાં. તેમનું મગજ તાલીમ પામેલું અને સરકારી કામકાજોમાં ઊંડી સમજબુદ્ધિવાળું હતું. તેમને ખુશામત બિલકુલ ગમતી નહોતી અને કોઈ એવી ખુશામત કરે તો એની તેમના પર મુદ્દલ અસર થતી નહોતી. તેમના વિષયમાં જેમ જેમ ઊંડું સંશોધન કરતા જઈએ છીએ, તેમ તેમ તેમના માટે આપણો પૂજ્યભાવ વધતો જાય છે. તેમની મહાન શક્તિની ખાસ ખૂબી એ છે કે રાજ્યવહીવટનું જે કામ તેમણે માથે લીધું હતું, તે કામ માટે ત્રીસથી સાઠ વર્ષની ઉંમર સુધી તેમણે ખૂબ જ માનસિક અને શારીરિક શ્રમ ઉઠાવ્યો અને એમાં તેઓ સફળ થયાં. રાજકાર્યમાંથી જે સમય તેઓ ફાજલ પાડી શકતાં હતાં તેનો ઉપયોગ તેઓ પ્રભુભક્તિ અને દાનધર્મનાં કાર્યોમાં કરતાં હતાં. ધર્મે તેમના મન પર પ્રબળ અસર કરેલી હતી અને એથી સાંસારિક કર્તવ્યોમાં તેમનું મન સુદૃઢ થયેલું હતું.

'એમનું ચરિત્ર અત્યંત અલૌકિક છે. પોતે સ્ત્રી હોવા છતાં સ્ત્રીસુલભ આછકલાપણું તેમનામાં લેશમાત્ર નહોતું. તેમને પોતાના ધર્મની વિલક્ષણ ધૂન હતી એ ખરું, પરંતુ આમ છતાં પરધર્મ પ્રત્યે પણ તેઓ ખૂબ સહિષ્ણુ હતાં. તેમનો દેહ વૃદ્ધાવસ્થાથી જર્જરિત

થઈ ગયો હતો, તોપણ પોતાની પ્રજા અને આશ્રિતોને કેવી રીતે સુખ મળે, તેમના સુખવૈભવમાં કેવી રીતે વૃદ્ધિ થાય એ સિવાય બીજા કોઈ વિચાર તેમને આવતા નહોતા. આ મહાન રાણીએ પોતાને મળેલી સ્વતંત્ર રાજસત્તાનો ઉપયોગ દક્ષતા અને વિચારપૂર્વક કર્યો હતો. એમની મનોવૃત્તિ સ્થિર હતી અને એમના કર્મચારીઓએ તથા પ્રજાએ તનમનથી તેમની આજ્ઞાઓનું પાલન કર્યું હતું.'

ઈ. સ. ૧૭૯૬ (વિ. સં. ૧૮૫૩)માં સિત્તેર વર્ષની વયે તેમનો સ્વર્ગવાસ થયો હતો.

જે જીવનધ્યેય અનુસાર તેઓ રાજ્યકારભાર ચલાવતાં હતાં તેની સ્પષ્ટતા કરતું આ વાક્ય ભારતવર્ષનાં આ મહારાણીરત્નના મુખેથી વારંવાર સાંભળવા મળતું હતું:

'મારી સત્તાનો હું જે ઉપયોગ કરું છું, તેને માટે ઈશ્વરને ત્યાં હું જવાબદાર છું.'

બસ, આ એક જ વાક્યમાં અહલ્યાબાઈના જીવનનો સાર નથી મળી રહેતો શું?



## ભગવદ્‌ગીતાઓ

| | |
|---|---|
| ભગવદ્‌ગીતા–પુરુષાર્થ–બોધિની ટીકા ... ૧૨–૮ | શ્રીમદ્ ભગવદ્‌ગીતા (ગુટકો) ૦–૬ |
| શ્રીમદ્ ભગવદ્‌ગીતા–શાંકરભાષ્ય ... ૪–૦ | પંચરત્નગીતા (મૂળ મૂળ) ૦–૮ |
| શ્રીમદ્ ભગવદ્‌ગીતા–નીલકંઠી ટીકા સાથે ૩–૦ | * |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા ૪–૮ | ગીતાસાર ... ... ૦–૪ |
| શ્રીમદ્ ભગવદ્‌ગીતા (મોટા અક્ષરોમાં) ૦–૧૨ | ગીતાપોથી ... ૦–૬ |
| જ્ઞાનસત્રગીતા ... (ગુજરાતી લિપિ)... ૧–૪ | ગીતાસંકલન ... ૦–૩ |
| પંચરત્નભગવદ્‌ગીતા(સટીક)૨–૦ | ઉત્તરગીતા ... ૦–૬ |
| | શ્રીમદ્ ભગવદ્‌ગીતા (૧૨ અને ૧૫ અધ્યાય) ૦–૩ |
| | અવધૂતગીતા ૧–૪ |
| | અષ્ટાવક્રગીતા ૦–૮ |
| | પાંડવગીતા ... ૦–૪ |

## ધર્મકથા–પ્રાર્થના

| | |
|---|---|
| શ્રીચંડીપાઠ ... ૧–૪ | મનોબોધ ૦–૮ |
| શ્રી સત્યનારાયણની કથા ૦–૧૦ | * |
| નિત્યપાઠ (સાદું પૂંઠું) ૦–૧૨ | શિવમહિમ્નઃસ્તોત્ર ... ૦–૮ |
| શ્રી એકાદશીમાહાત્મ્ય ૧–૮ | શ્રીવિષ્ણુસહસ્રનામ ... ૦–૪ |
| જપ અને નામસ્મરણ ૧–૦ | હનુમાનચાલીસા ... ૦–૧ |
| તુલસીસતસઈ ૧–૮ | ગજેન્દ્રમોક્ષ ... ૦–૬ |
| તુકારામગાથા ૧–૨ ૬–૦ | ભગવત્પ્રસાદ ... ૦–૪ |
| આખ્યાનમાળા (ભાગ ૧લો) ૩–૦ | કંઠાભરણમ્ ... ૦–૩ |
| સંતની વાતો ... ૧–૮ | નારદનાં ભક્તિસૂત્રો ... ૦–૩ |
| પ્રભુમય જીવનનું રહસ્ય ૧–૦ | યક્ષ ને યુધિષ્ઠિર ... ૦–૨ |
| પ્રભુમય જીવન ૦–૧૨ | ગંગામાતા ... ૦–૬ |
| | દત્તાત્રેય અવધૂત ... ૦–૪ |
| | મણિરત્નમાળા ... ૦–૧॥ |

# વેદાંત–તત્ત્વજ્ઞાન

| | |
|---|---|
| યોગવાસિષ્ઠ મહારામાયણ ૧–૨ | ૧૪–૦ |
| પક્ષપાતરહિત અનુભવપ્રકાશ | ૫–૦ |
| પંચદશી ... ... | ૪–૮ |
| તત્ત્વાનુસંધાન ... | ૩–૦ |
| વિચારસાગર ... | ૩–૦ |
| પાતંજલ યોગસૂત્ર ... | ૧–૦ |
| ધર્મજ્યોતિ (સ્વામી પ્રકાશાનંદજી) ... | ૧–૮ |
| વેદાંત–રસબિંદુ ... | ૮–૧૨ |
| મનુષ્યધર્મ ... ... | ૨–૦ |
| શ્રીવેદાંતમાર્ગદર્શિની | ૧–૮ |
| સનાતન ધર્મ ... | ૧–૦ |
| મહાવાક્ય રત્નાવલી ... | ૦–૧૨ |
| સૂર્યકાંત ... ... | ૨–૦ |
| આત્મસાક્ષાત્કારની કસોટી | ૧–૪ |
| પંચીકરણ ... ... | ૨–૦ |
| જીવન્મુક્તિવિવેક ... | ૧–૪ |
| ધમ્મપદ ... ... | ૧–૦ |
| સ્વરૂપવિચાર ... | ૦–૧૦ |
| મોક્ષમાળા ... ... | ૧–૪ |
| યુક્તિપ્રકાશ ... | ૧–૮ |
| ભક્તિયોગ (વિવેકાનંદ) | ૨–૦ |

*

| | |
|---|---|
| સ્વમાં ... ... | ૦–૮ |
| લઘુ યોગવાસિષ્ઠસાર ... | ૦–૬ |
| જ્ઞાનલહરી ... ... | ૦–૮ |
| વિચારસાગર (પદ્ય)... | ૦–૬ |
| દૃગ્દૃશ્યવિવેક ... | ૦–૨ |
| ધ્યાન અને જ્ઞાન ... | ૦–૩ |
| યોગવાસિષ્ઠનાં સૂત્રો | ૦–૪ |
| તંત્રની સાધના ... | ૦–૪ |
| ઉચ્ચ જીવન ... | ૦–૪ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ ૧લો | ૦–૮ |
| વિચારમાળા ... | ૦–૮ |
| બળવાન બનો ... | ૦–૧૨ |
| સત્સંગમાળા ... | ૦–૬ |
| સમાધિશતક ... | ૦–૮ |
| જ્ઞાનેશ્વર ને ચાંગદેવ ... | ૦–૬ |
| પ્રવાસી ... ... | ૦–૬ |
| પુરોગામી ... ... | ૦–૪ |
| ગીતાંજલિ ... | ૦–૬ |

## નીતિગ્રંથો

| | | | |
|---|---|---|---|
| વિદુરનીતિ ... | ૧–૦ | દૃષ્ટાંતશતક ... | ૧–૪ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર ... | ૦–૧૨ | સુબોધક કથાવાર્તાઓ | ૧–૮ |
| મનુસ્મૃતિ ... ... | ૪–૮ | પરવાળાં ... ... | ૦–૩ |
| હિતોપદેશ (સર્વો૦ શ્રેણી) | ૧–૪ | વ્યવહારમાળા ... | ૦–૮ |
| તંત્રકથા (સચિત્ર) | ૧–૮ | વૈરાગ્યશતક ... | ૦–૪ |
| તંત્રકથા (અચિત્ર) | ૧–૪ | નીતિશતક ... | ૦–૪ |
| સુબોધક નીતિકથાઓ | ૧–૦ | વિજ્ઞાનશતક ... | ૦–૬ |
| સદ્બોધસરિતા ... | ૧–૮ | વિવેકવિચાર ... | ૦–૬ |

## ઉત્સાહચેતના–પ્રેરક અને પ્રકીર્ણ ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર | ૩–૦ | ભારતીય શિલ્પકળા ... | ૦–૬ |
| શુભસંગ્રહ (ભા. ૨, ૯) | ૬–૦ | ગોરખનાથ ... | ૦–૬ |
| સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો ... ... | ૧–૪ | વ્યાયામ અને સૂર્યનમસ્કાર | ૦–૮ |
| સાહિત્ય પ્રવેશિકા ... | ૨–૮ | હિંદુસ્થાની સંગીત ... | ૦–૮ |
| | | લોકસાહિત્યનાં રહસ્યો | ૦–૪ |

## પ્રવાસમાહિતી

| | | | |
|---|---|---|---|
| કૈલાસ–દર્શન ... ... | ૨–૮ | અમેરિકા ... ... | ૧–૮ |
| બ્રહ્મદેશ–દર્શન ... | ૧–૦ | પૃથ્વીની કથા ... | ૦–૧૨ |
| ગુજરાતનાં તીર્થસ્થાનો | ૧–૮ | જગન્નાથપુરી અને ઓરિસાના પુરાતન અવશેષો ... | ૦–૧૦ |
| રશિયા ... ... | ૧–૮ | મારો ભારત દેશ ... | ૦–૧૨ |

## નવલકથા-વાર્તાસંગ્રહો

| | |
|---|---|
| લાખેણી વાતો .. | ૨—૦ |
| દિવ્ય વાર્તાઓ .. | ૧—૦ |
| ગુલાબસિંહ .. . | ૪—૦ |
| વનરાજ ચાવડો . | ૨—૮ |
| કમળકુમાર . ... | ૦—૧૨ |
| કથાસરિત્સાગર ... | ૧—૦ |
| ભગવાન બુદ્ધની વાતો | ૧—૦ |
| પરાક્રમી દશ કુમાર | ૨—૮ |
| માણસાઈની વાતો ... | ૨—૦ |
| રંગમેળો ... ... | ૧—૮ |
| ઉત્તરરામચરિત ... | ૧—૮ |
| શાકુંતલા ... ... | ૦—૧૦ |
| આદર્શ દષ્ટાંતમાળા (૧—૨) | ૫—૦ |
| ટૂંકી વાર્તાઓ—ભા. ૧ | ૨—૮ |
| ટૂંકી વાર્તાઓ—ભા ૬ | ૨—૮ |
| મોહિની અને બીજી વાતો | ૧—૦ |
| દેરાણીનો કલહ અને બીજી વાતો . | ૧—૦ |
| ગરીબાઈનો સંસાર અને બીજી વાતો ... | ૧—૦ |
| નવ્વાણુંનો ફેર અને બીજી વાતો ... | ૧—૦ |
| સત બળરામ અને પતિતા | ૦—૧૦ |

*

| | |
|---|---|
| ભરતીઓટ ... .. | ૨—૦ |
| સંગમ ... .. | ૨—૦ |
| જીવનરંગ .. ... | ૧—૮ |
| બનાવટી કૂવો . | ૧—૦ |
| અત્તરના દીવા .. | ૧—૮ |
| ,, ઉત્તમ આવૃત્તિ | ૨—૮ |
| રંગ અને દીવા ... | ૧—૮ |
| માટીની મૂર્તિઓ ... | ૦—૧૨ |
| અક્ષયપાત્ર | ૧—૮ |
| ,, ઉત્તમ આવૃત્તિ | ૨—૮ |
| અંધારી રાતે (ઉત્તમ આ ) | ૧—૮ |
| ઇન્સાન મિટા દૂંગા અને બીજી વાતો ... | ૧—૪ |
| પ્રતિહારને અજવાળે | ૦—૧૨ |
| અદાલતને આંગણે | ૧—૮ |

## નાટકો

| | |
|---|---|
| કૃષ્ણચરિત્ર ... .. | ૧—૮ |
| ગોપીચંદ ... .. | ૦—૧૨ |
| અજબકુમારી... ... | ૧—૪ |
| આગ્રમાની ચતુરી .. | ૧—૮ |

*

| | |
|---|---|
| કોઈને કહેશો નહિ ... | ૧—૪ |
| સૌભાગ્યસુંદરી અને બીજાં નાટકોનું નવનીત .. | ૧—૮ |
| ગુજરાતની રંગભૂમિ... | ૦—૬ |
| એકલવ્ય ને બીજી નાટિકાઓ | ૦—૫ |

## સંતવાણી-ભજનો

| | |
|---|---|
| ભજનસાગર-ભા ૧-૨ | ૩-૮ |
| ભજનસાગર-ભા. ૨ જો | ૨-૦ |
| મીરાંબાઈનાં ભજનો | ૦-૧૨ |
| નરસિંહ મહેતાનાં ભજનો | ૦-૧૨ |
| ભજનસંગ્રહ ... | ૧-૦ |
| પરિચિત પદસંગ્રહ | ૧-૧૨ |
| અખાની વાણી | ૩-૦ |
| પ્રીતમદાસની વાણી | ૩-૦ |
| કર્મગાથા ... | ૧-૦ |
| દલપતરામની કવિતા | ૦-૧૦ |
| શામળના છપ્પા ... | ૦-૧૨ |
| અખાના છપ્પા ... | ૧-૦ |

*

| | |
|---|---|
| સુમુખ તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) | ૦-૬ |
| સાંખ્યસાર અને યોગસાર | ૦-૬ |
| વૈતાલ કહે ... ... | ૦-૩ |
| ગોરખવાણી ... | ૦-૬ |
| સંત દાદૂ ... | ૦-૪ |
| ગિરિધર કવિરાય | ૦-૩ |
| સો ભજનો ... | ૦-૬ |
| ધ્રુવાખ્યાન ... | ૦-૬ |
| ઋષિરાજનાં પદો | ૦-૪ |
| કબીર સાહેબની સાખીઓ | ૦-૪ |
| કબીર સાહેબનાં ભજનો | ૦-૮ |
| પ્રબોધબાવની | ૦-૪ |
| રવિ, ભાણ અને મોરારસાહેબની વાણી | ૦-૪ |
| ભક્તકવિ રહીમ અને જમાલ ... | ૦-૪ |
| કેશવકૃતિ ... | ૦-૪ |
| સાંઈ દીનદરવેશ ... | ૦-૪ |
| દોહારત્નાવલિ ... | ૦-૩ |
| ભક્ત સૂરદાસનાં પદો | ૦-૬ |
| ભોજા ભગતના ચાબખા | ૦-૬ |
| કવિ દીનદયાળગિરિ | ૦-૪ |
| ધીરા ભગતનાં પદો | ૦-૪ |
| સંતકવિ નઝીર ... | ૦-૮ |
| હરિપાક ... ... | ૦-૨ |
| કવિ ગંગ કહે ... | ૦-૩ |

## ખેતીવિષયક

| | |
|---|---|
| ખેતીનાં મૂળ તત્ત્વો ભા. ૧લો | ૨-૪ |
| " ભા. ૨ જો | ૧-૦ |
| " ભા. ૩ જો | ૧-૮ |
| ખેતીનાં મૂળ તત્ત્વો ભા. ૪થો | ૧-૧૨ |
| શાકભાજી અને બીજા લેખો (સર્વો. શ્રેણી) | ૦-૧૨ |

# જીવનચરિત્રો

| | |
|---|---|
| શ્રી રમણ મહર્ષિ ... | ૨–૦ |
| મહર્ષિ દયાનંદ ... | ૧–૮ |
| સ્વામી સહજાનંદ ... | ૧–૮ |
| હંસ મહારાજ ... | ૨–૮ |
| સ્વામી વિવેકાનંદ ... | ૧–૮ |
| સ્વામી ભાસ્કરાનંદ ... | ૧–૪ |
| ભિક્ષુ અખંડાનંદ ... | ૩–૦ |
| સંત તુકારામ ... | ૩–૦ |
| સાક્ષાત્કારને પંથે તુકારામ | ૨–૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | ૩–૦ |
| સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ | ૧–૬ |
| વીર દુર્ગાદાસ ... | ૧–૪ |
| શિવાજી છત્રપતિ ... | ૧–૪ |
| અકબર ... ... | ૧–૦ |
| જોન ઑફ આર્ક ... | ૦–૧૨ |
| લક્ષ્મીબાઈ (ઝાંસીની વીર રાણી) ... ... | ૦–૧૨ |
| બૂકર ટી. વૉશિંગ્ટન .. | ૧–૮ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... | ૦–૮ |
| સ્વામીશ્રી નિસાનંદ ... | ૦–૮ |
| શ્રી રામચંદ્ર દત્ત અને નાગમહાશય ... | ૧–૦ |
| મહાત્મા સરયુદાસ ... | ૦–૮ |
| મહાત્મા દાદૂ દયાળ ... | ૦–૮ |
| * | |
| શ્રીમત્ શંકરાચાર્ય ... | ૦–૧૨ |
| ગૌતમ બુદ્ધ ... | ૧–૮ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય ... | ૧–૪ |
| મીરાંદાસી જનમ જનમકી | ૦–૧૨ |
| * | |
| દેવર્ષિ નારદ ... | ૦–૫ |
| બાળકોના વિવેકાનંદ | ૦–૪ |
| વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર | ૦–૪ |
| ભક્ત પીપાજી ... | ૦–૬ |
| સંત મૂળદાસ ... | ૦–૬ |
| ગોસ્વામી તુલસીદાસ... | ૦–૬ |
| નાનભટ્ટ બાપા ... | ૦–૪ |
| શ્રી શુકદેવજી ... | ૦–૪ |
| જડભરત ... ... | ૦–૩ |
| નાનક ... ... | ૦–૬ |
| સ્વામી રામતીર્થ ... | ૦–૪ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ | ૦–૬ |
| શ્રી તૈલંગસ્વામી | ૦–૪ |
| ભક્ત અંબરીષ ... | ૦–૪ |
| ભક્ત પ્રહ્લાદ ... | ૦–૬ |
| સુદામાચરિત્ર (કાવ્ય) | ૦–૩ |
| વીર હનુમાન ... | ૦–૩ |
| મહાત્મા મસ્તરામજી .. | ૦–૬ |
| ફકીરસાહેબ ... | ૦–૬ |
| રોહીદાસ ... | ૦–૩ |
| ભક્ત જલારામ ... | ૦–૪ |
| હરિજન સંતો ... | ૦–૪ |

## આરોગ્ય અને વૈદક

| | |
|---|---|
| સુશ્રુત આયુર્વેદ (બે ગ્રંથ) ૧૫–૦ | ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ... ... ૦–૧૦ |
| અષ્ટાંગહૃદય–વાગ્ભટ ૧૨–૦ | ખોરાકના ગુણદોષ ... ૦–૧૨ |
| રસતંત્રસાર અને સિદ્ધ-પ્રયોગસંગ્રહ ... ૧૦–૦ | * |
| ,, ,, ભાગ ૨ જો ૮–૦ | આરોગ્યની બારમાસી ૧–૮ |
| ભાવપ્રકાશ ભા. ૧ લો ૧૦–૦ | * |
| ભાવપ્રકાશ–નિઘંટુ ૫–૦ | માંદગીમાં ઉપવાસ ... ૦–૬ |
| આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ (છપાય છે.) | પાક–ઔષધિ ... ૦–૬ |
| શાર્ઙ્ગધરસંહિતા ... ૬–૦ | ક્વાથ–ઔષધિ ... ૦–૬ |
| આરોગ્યની કૂંચી ... ૨–૮ | પ્રકીર્ણ ઔષધિ ... ૦–૫ |
| આયુર્વેદ યોગશતક ... ૦–૧૨ | બાલબોધોદય ... ૦–૬ |
| વનસ્પતિવર્ણન ... ૨૦–૦ | જીવનચર્યા ... ... ૦–૬ |
| વનસ્પતિવર્ણન–પ્રવેશ ૨–૦ | માંદાનો આહારવિહાર ૦–૪ |
| વૈદક સંબંધી વિચારો–૨ ૧–૧૨ | માંદગીનાં કારણો ... ૦–૬ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ૦–૧૨ | ખોરાકમાં ઝેર ... ૦–૪ |
| આયુર્વેદ–પરિચય ... ૦–૧૨ | હરડે (અને તેનો ઉપયોગ) ૦–૬ |

## ગઝલો–લોકગીતો

| | |
|---|---|
| વિશ્વજ્યોત ... ... ૦–૪ | મનને ... ... ... ૦–૩ |
| ગુજરાતનાં લોકગીતો ૧–૪ | શ્રીમંતોનો સડો ... ૦–૪ |

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. સ્વામી અખંડાનંદ માર્ગ, ભદ્ર, પો. બૉ. નં. ૫૦, અમદાવાદ અને
૧૫૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, ગુરૂદાસ સ્ટુડિયોની નીચે, દવાખાના સામે, મુંબઈ–૨.